# મોતી મોંઘા લાગે છે મુનિવરનો હૈયાના

ધર્મનું સ્વરૂપ અને ધર્મનો પ્રભાવ સમજાવતાં રસભરપુર અને સચોટ ચોવીસ પ્રવચનોનો આ સંગ્રહ સહુ જિજ્ઞાસુ આત્માઓ માટે અત્યંત ઉપયોગી બનશે. પ્રાસંગિક અનેક દૃષ્ટાન્તો અને કથાનકો સહુ વાચકોને આનંદથી ભરી દેશે.

પ્રવચનકાર
મુનિરાજ શ્રી ભદ્રગુપ્તવિજયજી

મુનિરાજ શ્રી ભદ્રગુપ્તવિજયજી ગણિવર

* પ્રવચનકાર (હિન્દી ભાષામાં)

ગુણવંત એ. શાહ [મુંબઈ]

* ગુજરાતી-અનુવાદ

* વિ. સં ૨૦૩૫, શ્રાવણ.

* મૂલ્ય : રૂપિય ૨૦૩૬ માં સુધારેલી
કિંમત રૂા ૧૫-૦૦
વિ. ક. પ્ર. ટ્રસ્ટ

* પ્રકાશક :
શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટ
સંઘવી પોળ મહેસાણા, [ગુજરાત]

* મુદ્રક :
હસમુખ જે. શેઠ
અજય પ્રિન્ટર્સ
જુના પાવર હાઉસ રોડ,
સુરેન્દ્રનગર. [સૌરાષ્ટ્ર]

# પ્રકાશકીય

જ્યારે વિ.સં. ૨૦૨૯માં પૂજ્ય ગુરૂદેવશ્રીનું ચાતુર્માસ ઈન્દોર (મ.પ્ર.)માં હતું ત્યારે પૂજ્ય ગુરૂદેવશ્રીએ 'ધર્મબિંદુ' ગ્રંથના આધારે પ્રવચનો આપેલાં. એ પ્રવચનો હિન્દી ભાષામા અપાતાં હતાં અને હિન્દી ભાષામાં લખાતા હતા.

વિ.સં. ૨૦૩૧ માં પૂજ્ય ગુરૂદેવશ્રીનું ચાતુર્માસ ભીવંડી (મુંબઈ) મા થયું ત્યારે એક મહત્વપૂર્ણ કાર્ય થયું. પૂજ્ય ગુરૂદેવશ્રીના સાહિત્યને હિન્દી ભાષાંમાં પ્રકાશિત કરવા માટે 'अरिहंत' માસિક-પત્રનો પ્રારંભ થયો. એ માસિકનું નિયમિત પ્રકાશન થતું રહ્યું છે. તેમાં બીજા વર્ષથી धम्मं सरणं पवज्जामि' હેડીંગ નીચે 'ધર્મબિંદુ' ગ્રંથ ઉપરનાં પ્રવચનો છપાવાં શરૂ થયાં છે. તેમાંથી ૨૪ પ્રવચનોનો અમારી સંસ્થાએ ગુજરાતી ભાષામાં અનુવાદ કરાવ્યો. પૂજ્યગુરૂદેવશ્રી એ અનુવાદને કાળજીપૂર્વક વાંચી ગયા, આવશ્યક સુધારાવધારા કર્યા અને હસ્તપ્રત ગઈ પ્રેસમાં.

આટલા મોટા ગ્રંથનું પ્રકાશન કરવામાં અમને ઈન્દોરમાં વસતા ગુજરાતી ભાઈઓનો સારો સહયોગ પ્રાપ્ત થયો. અમદાવાદ નોવેલ્ટી સ્ટોરવાળા રતિભાઇ અને જસવંતભાઈના સ્નેહપૂર્વકના સહયોગથી આ પ્રકાશનકાર્ય સરળ બન્યું....તે છતાં કાગળના ભાવો ખૂબ જ વધી જવાથી અને પ્રીન્ટીંગ વગેરેના ભાવો પણ વધવાથી અમે કિંમત ઘટાડી શકયા નથી....તેનું અમને દુઃખ છે.

પૂજ્ય ગુરુદેવશ્રીની સત્સાહિત્યનિર્માણની પ્રવૃત્તિ અવિરત ચાલી રહી છે. ટૂંક સમયમાં જ પૂજ્યશ્રી દ્વારા વિવેચિત **'પ્રશમરતિ'** ગ્રન્થનો બીજો ભાગ પ્રકાશિત કરવા ધારીએ છીએ. નિયમિત રીતે પ્રીન્ટીંગ કરી આપનારા અજય પ્રીન્ટર્સના માલિક હસમુખભાઈ જે. શેઠના અમે આભારી છીએ. વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટના તેઓ આત્મીયજન બની ગયા છે.

સહુ જિજ્ઞાસુઓ આ પ્રવચનો આસ્વાદી આંતરતૃપ્તિ અનુભવે, એજ અમારી મનોકામના છે.

**મહેસાણા.** મેનેજીંગ ટ્રસ્ટીઓ

૪-૮-૭૯ શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટ

# નિવેદન

જ્યારે જ્યારે મહાન્ શ્રુતધર આચાર્યદેવશ્રી હરિભદ્રસૂરીશ્વરજી સ્મૃતિપટ પર આવે છે ત્યારે તેઓના પ્રત્યે અત્યંત પ્રીતિ ઉછળે છે. તેઓની એક-એક ગ્રન્થરચના હૃદયને સ્પર્શી જાય છે તેઓનું એક એક વચન જ્ઞાન-વિજ્ઞાનની ક્ષિતિજોને વિસ્તારે છે....અન્તર્યાત્રાને આનન્દમય બનાવે છે. સર્વજ્ઞશાસનનો સાચો મોક્ષમાર્ગ સમજાવે છે.

'ધર્મબિંદુ' એવો જ મોક્ષમાર્ગપ્રદર્શક સુંદર ગ્રંથ છે. જેવી રીતે ભગવાનશ્રી ઉમાસ્વાતીજીએ 'તત્ત્વાર્થસૂત્ર'ની રચના સૂત્રાત્મક શૈલીમાં કરી છે, તેવી રીતે આચાર્યદેવશ્રી હરિભદ્રસૂરિજીએ 'ધર્મબિંદુ' ની રચના સૂત્રાત્મક શૈલીમાં કરી છે.

ચાતુર્માસ ઇન્દોરમાં હતું, શાન્તિનગર કોલોનીના નૂતન ઉપાશ્રયમાં પહેલું જ ચાતુર્માસ હતું. જનતાની શ્રવણરુચિ સારી હતી. તેઓને ધર્મના પ્રાથમિક જ્ઞાનની જરૂર હતી. ધર્મનું પાયાનું જ્ઞાન એ ઝંખતા હતા....અને એટલા માટે મેં 'ધર્મબિંદુ' ગ્રન્થ પસંદ કરી, એ ગ્રન્થના આધારે પ્રવચનો આપ્યાં.

મારી સમક્ષ એવી સભા હતી કે જેમાં વિદ્વાનો ન હતા, જેમાં શાસ્ત્રજ્ઞો ન હતા. તેમાં હતા ધર્મની જિજ્ઞાસાવાળા ભાઈ-બહેનો. તેમાં હતા આત્મવિકાસને ઝંખતા કેટલાક મુમુક્ષુઓ....તેમાં હતા કેટલાક શિક્ષીત બુદ્ધિજીવી યુવાનો. એ સહુની આત્મશુદ્ધિ થાય, અને સદ્દભાવોની વૃદ્ધિ થાય....એ અભિગમ કેન્દ્રમાં રાખીને પ્રવચનો આપ્યાં. એ પ્રવચનો ત્યાંના એક સજ્જન શ્રોતા જયંતિભાઈ (બી. એ.- એલ એલ બી.) એ લખી લેવા પ્રયત્ન કર્યો. આ પ્રવચનો હિન્દીભાષામાં અને હવે ગુજરાતીમાં પ્રકાશિત થવામાં મુખ્ય આધાર છે જયંતિભાઈ અને તેમણે લખી લીધેલાં પ્રવચનો! અલબત્ એ પ્રવચનોનાં આવશ્યક સુધારો-વધારો કરીને, ખૂબ જ વ્યવસ્થિત કરવામાં આવ્યાં છે.



આજે જયારે મનુષ્ય વધુ ને વધુ ધર્મવિમુખ બનતો જાય છે, વધુ ને વધુ પાપાચરણો કરતો જાય છે, ત્યારે એને ધર્મસન્મુખ કરવા અને પાપાચરણોથી અળગો પરવા એને ધર્મનો પ્રભાવ સમજાવવો, ધર્મનું સ્વરૂપ સમજાવવું, ખૂબ આવશ્યક બની ગયું છે.

ધર્મના પ્રભાવોને જો માનવી સમજી લે તો એ સુખો મેળવવા પાપો પાસે નહીં જાય. ધર્મનું સ્વરૂપ સમજી લીધા પછી ધર્મના નામે ચાલી રહેલી અધાર્મિક ક્રિયાઓ તરફ નહીં ખેંચાય.

ધર્મ સામે આજે ઘણા પડકારો ઉભા છે. જો એ પડકારોનો શીઘ્ર જવાબ આપવામા નહીં આવે તો માનવી ધર્મથી ઘણો દૂર ફેંકાઈ જશે. નુકશાન ધર્મને નથી થતું, માનવીને થાય છે. ધર્મ વિના માનવી આંતર શાન્તિ, આત્મ-પ્રસન્નતા કે સુખ-સમૃદ્ધિ પામી શકતો નથી. આ પ્રવચનોમા આ જ બધી વાતો ઉપર વિચારણા કરેલી છે.

વિદ્વાનોને અને પ્રજ્ઞાવંતોને આ પ્રવચનોમાં ઘણી ત્રુટીઓ દેખાશે, પરંતુ તેઓ કરુણાબુદ્ધિથી તે ત્રુટીઓ તરફ ધ્યાન ન આપતાં, એમાં જે કંઇ સારભૂત વાતો હોય તે ગ્રહણ કરશે! સંતો અને સજ્જનો સાર ગ્રહણ કરવામા કુશળ હોય છે.

આ પ્રવચનો મનનપૂર્વક વાંચીને જે કોઈ જીવાત્માઓ ધર્મ પ્રત્યે શ્રદ્ધા અને આદર ધરાવશે, ધર્મના સ્વરૂપને સમજી, એવા ધર્મનું આચરણ કરશે, તે જીવાત્માઓ અવશ્ય આત્મશાંતિ પ્રાપ્ત કરશે. 'સહુ જીવો આત્મશાન્તિ પામે,' એજ મંગલકામનાથી આ પ્રયત્ન કરવામાં આવ્યો છે.

જય વીતરાગ.

ડીસા. મુનિ ભદ્રગુપ્તવિજય.

૪-૮-૭૯

# સુકૃતના સહભાગી

ઇન્દોર [મ. પ્ર.] ના આ સદ્‌ગૃહસ્થો તરફથી આ ગ્રન્થના પ્રકાશનમાં આર્થિક સહયોગ પ્રાપ્ત થયો છે,

- ભોગીલાલ બી. શાહ એન્ડ બ્રધર્સ રૂ. ૨૫૧-૦૦
- સેવંતીલાલ આર. શાહ ,,
- ડાહ્યાલાલ ટી. શાહ ,,
- કાન્તિલાલ એમ. શાહ ,,
- કમલ સ્ટોર્સ ,,
- શ્રીયુત અવલાણી હઃ કંચનલાલ ધ્રુવ ,,
- જયંતિલાલ એન્ડ બ્રધર્સ ,,
- મોહનભાઇ કપાસી. ,,
- અમદાવાદ નોવેલ્ટી સ્ટોર્સ ,,
- આનંદ અંબ્રેલા સ્ટોર્સ ,,
- બિપીનભાઇ હિંમતલાલ દવાવાળા ,,

સ્વ. પિતાશ્રી કેશવલાલ પુરુષોત્તમદાસ તથા સ્વ. માતુશ્રી ચંચળબેન કેશવલાલના સ્મરણાર્થે તેમના સુપુત્ર રતિલાલ કેશવલાલ અને પરિવાર તરફથી આ પુસ્તકના પ્રકાશનમાં રૂ. ૧૨૦૦/બારસો પ્રાપ્ત થયા છે. અમે તેઓના આભારી છીએ.

માનદ ટ્રસ્ટીઓ.
શ્રી વિશ્વકલ્યાણ પ્ર. ટ્રસ્ટ
મહેસાણા.

મીઠી મીઠી લાગે છે
મુનિવરની દેશના.



[ ૨૪ પ્રવચનોનો સંગ્રહ ]

धनदो धनार्थिनां प्रोक्तः कामिनां सर्वकामदः,
धर्म एवापवर्गस्य पारम्पर्येण साधकः ॥
वचनाद्यदनुष्ठानमविरुद्धाद्यथोदितम्,
मैत्र्यादिभावसंयुक्तं तद्धर्म इति कीर्त्यते ॥

—धर्मबिन्दुः

* શ્રી હરિભદ્રસૂરિજીએ ગ્રંથનું નામ 'ધર્મબિંદુ' આપેલું છે, પણ આ બિંદુમાં સિંધુ ઘુઘવી રહેલો છે! શ્રી મુનિચંદ્રસૂરિજી આ સિંધુની સહેલગાહ કરાવે છે!
* મૌન, જાગ્રતિ અને અપ્રમાદઃ ધર્મશ્રવણ માટે આ ત્રણ વાતો અનિવાર્ય છે.
* 'પરમાત્મ પ્રણામ' એ ભાવમંગલ છે. ભાવમંગલથી વિઘ્નોનો નાશ થાય છે.

# પ્રવચન/૧

અનાદિ છે આ સંસાર.

અનાદિ સંસારમાં જીવો પણ અનાદિ છે!

અને જીવ તથા કર્મનો સંબંધ પણ અનાદિ છે.

કર્મના બંધનોથી બંધાયેલા અનંતા જીવો આ અનાદિ સંસારની ચાર ગતિમાં ભટકી રહ્યા છે. કર્મોના પ્રભાવથી જીવમાં મોહ, અજ્ઞાન, રાગ-દ્વેષ, શાતા—અશાતા, સુખ-દુઃખ વગેરે તત્ત્વો સદાય સક્રિય રહે છે. તેમાં પણ નરક અને તિર્યંચ ગતિમાં તો મોહ અને અજ્ઞાન, રાગ અને દ્વેષ પ્રગાઢપણે સક્રિય હોય છે.

જ્ઞાનનો ઝાંખો, આછો અમસ્તો પણ પ્રકાશ નહિ. માત્ર અજ્ઞાનનો ઘનઘોર અંધકાર! ત્યાં હોય છે દુઃખ—વેદના અને ત્રાસ. દુઃખના ઉકળતા દરિયા સિવાય નરક અને તિર્યંચગતિમાં કંઈ જ નથી હોતું.

દેવગતિમાં સમ્યગ્દર્શન હોય તો તો જાણે ઠીક, એ ન હોય

તો ત્યાં પણ રાગ અને દ્વેષનું ભયાનક તાંડવ-નૃત્ય જ ચાલતું હોય છે. મોહ-અજ્ઞાનના જ ત્યાં બેફામ નગ્ન નાચ થતા હોય છે.

રહ્યું હવે માનવ જીવન! માનવ-ભવમાં જન્મ મળ્યા બાદ જીવનો સંસ્કારી કુટુંબમાં જન્મ થયો હોય, સદ્‌ગુરુનો સમાગમ થયો હોય તો તો જ્ઞાનનો પ્રકાશ મળી જાય. નહિ તો જ્ઞાન વિનાનું-સમ્યગ્‌જ્ઞાન વિનાનું માનવજીવન પણ વ્યર્થ! જીવનમાં સમ્યક્ સંસ્કાર ન હોય, ધર્મનું આચરણ ન હોય, હૈયે માનવતાની મ્હેક ન હોય તો સંસ્કારહીન, ધર્મહીન એવા માનવજીવનનું મૂલ્ય શું? આવા તો કરોડો માણસ નરક અને તિર્યંચ ગતિમાં ચાલ્યા જાય છે.

## સંસારમાં સુખની શોધ છોડો :

સારોય સંસાર દુઃખમય છે. ક્યારેક કોઈ ગતિમાં સહેજ અમસ્તુ સુખ જણાય છે તો અંતે તેનો સરવાળો દુઃખમાં જ આવે છે! એકસરખું અને શાશ્વત્ સુખ સંસારમાં છે જ નહિ. આથી જ સંસારમાં સુખની શોધ છોડી દેવી જોઈએ.

દુઃખથી ભરપુર, વેદનાથી લદબદ અને ત્રાસના ડુંગરોથી લદાયેલા આ સંસારમાં પણ ઉત્તમ આત્માઓ જન્મે છે. આત્મા જેમ જેમ કર્મોના બંધનોથી મુક્ત થાય છે તેમ તેમ જ્ઞાનનો પ્રકાશ ખુલતો જાય છે. જ્ઞાનના પ્રકાશમાં આત્મા ખૂદ પોતાને જુવે છે. કર્મોના બંધનમાં સર્જાયેલી પોતાની દુર્દશા જોઈ તેને અસહ્ય વેદના થાય છે, અને કર્મબંધનોને ફગાવી દેવા તે જાગ્રત બને છે. જ્ઞાનના પ્રકાશમાં જ આત્માને કર્મના બંધનોને તોડવાનો ઉપાય દેખાય છે. આ ઉપાય જ 'ધર્મ' છે. આત્મા આ ધર્મ-પુરુષાર્થથી કર્મબંધનો તોડીને મુક્ત બને છે.

## 'ધર્મબિન્દુ' ગ્રંથની ઉપયોગિતા :

પરમ કરુણાવંત અને અનંતજ્ઞાની શ્રી તીર્થંકર પરમાત્મા સંસારની અને આ સંસારમાં ભમતા-ભટકતા જીવોની દયનીય

દુર્દશા જોઈને, તેમને એ અવદશામાંથી મુક્ત કરવા, ધર્મતીર્થની સ્થાપના કરીને, જીવોને ધર્મનો પ્રકાશ આપે છે. ધર્મનો આવિષ્કાર જીવો પ્રત્યેની અસીમ કરુણામાંથી થયો છે. અને આવી જ કરુણાથી ધર્મતત્ત્વોના પ્રતિપાદક ગ્રંથોનું સર્જન થાય છે.

જેઓ વાસ્તવમાં જ્ઞાની છે તેઓ અવશ્ય કરૂણાવંત હોય છે. શ્રમણ ભગવાન મહાવીર પરમાત્માના આ ધર્મશાસનમાં આવા અનેક કરુણાવાન જ્ઞાની મહાપુરુષો થયા છે. સેંકડો વર્ષ પહેલાં થઈ ગયેલા આચાર્યશ્રી હરિભદ્રસૂરીશ્વરજી એવા જ એક કરુણાવંત જ્ઞાની મહાપુરુષ હતા. આ દયાળુ જ્ઞાની મહર્ષિએ પોતાના જીવનકાળ દરમ્યાન ૧૪૪૪ ગ્રંથોની રચના કરી હતી. આજ તો બધા-૧૪૪૪ ગ્રંથો ઉપલબ્ધ નથી, પરંતુ જે ગ્રંથો ઉપલબ્ધ છે તે બધા અપૂર્વ અને અદ્‌ભુત છે. 'ધર્મબિન્દુ' નામનો ગ્રંથ એ આ મહાપુરુષની રચના છે, કે જેને તમે આ ચાતુર્માસ કાળમાં સાંભળશો !

આ 'ધર્મબિન્દુ' ગ્રંથ જીવનને ઉમદા અને ઉચ્ચ બનાવવા માટે અત્યુત્તમ ગ્રંથ છે. તમે જો તમારૂં નૈતિક અને ધાર્મિક ઉત્થાન કરવા ઇચ્છતા હો, વ્યવહારશુદ્ધિ કરવા માગતા હો તો આ ગ્રંથ તમને સમુચિત, સચોટ અને સુંદર માર્ગદર્શન આપે છે. ભલે આ ગ્રંથ સેંકડો વર્ષ અગાઉ લખાયો હોય તો પણ આજેય, આજના માનવ માટે તે એટલો જ ઉપયોગી છે, જેટલો તે કાળમાં હતો. બલ્કે આજના કાળમાં તો તે વધુ ઉપયોગી બને તેમ છે.

### ત્રણ મહત્ત્વની સૂચનાઓ :

હા, એક વાત કહી દઉં છું આજે. તમારે આ પ્રવચનો નિયમિત સાંભળવા જોઇએ. બે દિવસ સાંભળો અને બે દિવસ ન સાંભળો, એમ ન કરશો. નિયમિત સાંભળવાથી સમગ્ર વિષયનું જ્ઞાન થશે. જે અર્થમાં અને જે સંદર્ભમાં હું વાત કરીશ તે અર્થમાં અને તે સંદર્ભમાં તમને તે સમજાશે. નહીંતર ગડબડ થઈ જશે ! હું કહોશ કંઇક અને તમે સમજશો કંઈક બીજું !

બીજી વાત : તમે જાગ્રત રહીને સાંભળજો! સાંભળતી વખતે આડું-અવળું જોવાનું નહીં! ઉપર-નીચે જોવાનું નહીં! મારી સામે જ તમારી નજર જોઈએ. કેવી રીતે વ્યાખ્યાન સાંભળો છો? તમારી દૃષ્ટિને વક્તાની સામે જ રાખો. હા, ઝોકું આવી જાય તો પછી કેવી રીતે સામે જુઓ? એવી રીતે બેસો કે ઝોકું આવે જ નહીં. ઊંઘ આવે જ નહીં. ક્યારેક જાગતા રહો અને ક્યારેક ઉંઘતા રહો....તો તમે શું સમજી શકવાના? ધર્મશ્રવણ કરવાની તમારી રીત સુધારો.

એક ગામમાં એક ડોસીમા રોજ વ્યાખ્યાન સાંભળવા ઉપાશ્રયમાં જતાં હતાં. ચાતુર્માસનો સમય હતો. સાધુ મહારાજ '**ભગવતીસૂત્ર**' ઉપર વ્યાખ્યાન આપે. ભગવતીસૂત્રમાં વારંવાર ભગવાન મહાવીરસ્વામી પોતના પટ્ટધર પ્રથમ ગણધર ઇન્દ્રભૂતિ ગૌતમને 'ગોયમા!' ના સંબોધનથી બોલાવે છે. મુનિરાજની બોલવાની સ્ટાઇલ-પદ્ધતિ સરસ હતી. તેઓ 'ગોયમા' શબ્દ જોરથી બોલતા! પેલા ડોસીમા થોડા જાગતા અને થોડા ઉંઘતાં! એ રીતે વ્યાખ્યાન સાંભળે....અને કંઈક બહેરાશ પણ હશે! એક દિવસ ડોસીમા વ્યાખ્યાન સાંભળીને ઘેર ગયાં, તેમની પુત્રવધૂએ પૂછ્યું : "સાસુજી, આજે મહારાજ સાહેબે વ્યાખ્યાનમાં શું કહ્યું હતુ?' ડોસીમાએ કહ્યું : મહારાજ સાહેબ વ્યાખ્યાન તો સારૂં આપતા હતા, પરંતુ એમની તબિયત સારી નહોતી લાગતી.... વારંવાર 'ઓયમા ...ઓયમા....' કરતા હતા!

ડોસીમાએ વ્યાખ્યાન કેવું સાંભળ્યું? 'ગોયમા' નું 'ઓયમા' કરી દીધું! જો તમે સ્વસ્થતાથી, એકાગ્રતાથી વ્યાખ્યાન નહીં સાંભળો તો અર્થનો અનર્થ કરી નાખશો. માટે તમને કહું છું કે ખૂબ જાગ્રતિ સાથે વ્યાખ્યાન સાંભળજો.

ત્રીજી વાત સાંભળી લો. આ વાત છે ખાસ માતાઓ માટે અને બહેનો માટે. વ્યાખ્યાન સભામાં એમની મેજોરીટી રહે છે ને! સ્ત્રીઓ વધારે અને પુરુષો ઓછા! બહેનો અને માતાઓને

મારે ખાસ એ કહેવું છે કે તેઓ વ્યાખ્યાન હોલમાં મૌનપણે પ્રવેશ કરે. વાતો કરતાં કરતાં ન આવે. મૌન ધારણ કરીને વ્યાખ્યાન સાંભળે. જતી વખતે પણ મૌન રાખે વાતો કરતાં કરતાં જવાનું નહીં. શાન્તિથી, પૂર્ણ શાન્તિથી વ્યાખ્યાન સાભળે.

તમારા નાનાં–નાનાં બાળકોને સાથે ન લાવો. જે બાળકો અહીં શાન્તિથી બેસી શકે એવાં ન હોય, તેવાં બાળકોને સાથે ન લાવવા જોઈએ. વ્યાખ્યાન ચાલુ હોય અને એકદમ બાળક રોવા માંડે....ત્યારે વ્યાખ્યાનની ધારા તૂટી જાય છે. શ્રોતાઓનું ધ્યાન તૂટી જાય છે....બધા એ બાળકો તરફ જોવા માડે છે.....વાતની મજા મારી જાય છે.

આ ‘ધર્મબિંદુ’ ગ્રંથમાં બહેનો માટે પણ ઘણી ઉપયોગી વાતો બતાવવામાં આવી છે. હા, બહેનોની તમન્ના જોઈએ પોતાનાં જીવન સુધારવાની ! પણ “અમે તો સારાં જ છીએ....સુધરેલાં જ છીએ....ધાર્મિક છીએ....’ આવું માનનારાઓને સુધારી શકાય નહિં. તમે લોકો સુધરેલા જ છો ને ? જરા તમારા અંતરાત્માને પૂછી જોજો. જે રોગી માણસ પોતાની જાતને નિરોગી માને, તેને નિરોગી ન બનાવી શકાય ! જો તમે તમારી જાતને સારી માનતા હશો તો હું તમને સારા નહીં બનાવી શકું ! તમને તમારી ભૂલોનું, તમારા પાપોનું ભાન હોવું જ જોઈએ. ભલે તમે અહીં સભામાં ઊભા થઈને તમારાં પાપો જાહેર ન કરો, પરંતુ તમને ખૂબ જ સ્પષ્ટ ખ્યાલ હોવો જોઈએ તમારી ભૂલોનો ! તમારાં પાપોનો ! તમારી બુરાઈઓનો ! તો આ ધર્મબિંદુ ગ્રન્થનું શ્રવણ તમારૂં અદ્ભુત જીવનપરિવર્તન કરી શકશે.

### ગ્રંથકાર અને ટીકાકાર :

આ ગ્રંથ સંસ્કૃત ભાષામાં લખાયેલો છે. ગ્રન્થકાર મહર્ષિએ આ ગ્રન્થની રચના શ્લોકાત્મક નથી કરી પરંતુ સુત્રાત્મક રચના કરી છે. જે રીતે મહાન્ આચાર્યદેવ શ્રી ઉમાસ્વાતીજીએ ‘**તત્વાર્થસૂત્ર**’ની રચના કરી છે, તેવી રીતે હરિભદ્રસૂરિજીએ

'ધર્મબિંદુ' ની રચના કરી છે. આ ગ્રન્થનું એક એક સૂત્ર અર્થગંભીર છે. આમેય શ્રી હરિભદ્રસૂરિજીની દરેક ગ્રન્થરચના અર્થગંભીર જ છે. સામાન્ય કક્ષાના વિદ્વાન્ તેઓના ગ્રંથોને સારી રીતે સમજી જ ન શકે. 'ધર્મબિંદુ'ના સૂત્રો ઉપર આચાર્યશ્રી મુનિચન્દ્રસૂરિજીએ સરલ ટીકા લખીને સુબોધ બનાવી દીધાં છે. આ મહાપુરુષે આપણા જેવા અબોધ જીવો ઉપર કેવો મહાન ઉપકાર કર્યો છે! પોતાના જ્ઞાનખજાનાને સર્વ જીવો માટે ખુલ્લો મૂકી ગયા! "જ્ઞાન પ્રાપ્ત કરો અને મોક્ષમાર્ગ પર ચાલતા રહો!" આવી ઉદાત્ત ભાવનાથી આ મહાપુરુષોએ ગ્રન્થરચનાઓ કરી છે. ટીકાકાર આચાર્યશ્રીએ કહ્યું છે : 'भव्यजनोपकृतिकृते' એટલે કે ભવ્ય જીવોના ઉપકાર માટે આ ટીકા એમણે લખી છે. આ ટીકા-ગ્રન્થ પણ સંસ્કૃત સાહિત્યનો અણમોલ ગ્રંથ છે....રસપૂર્ણ રચના છે આ ટીકાગ્રન્થની !

### દૈનિક પ્રવચન : પરંપરા :

આજનો દિવસ પરમ મંગલકારી છે, શુભ છે અને સુંદર છે! આજે આપણે 'ધર્મબિંદુ' ગ્રન્થ ઉપર પ્રવચનમાળા શરૂ કરી રહ્યા છીએ. આ પ્રવચનમાળા સંપૂર્ણ વર્ષાકાળમાં ચાલતી રહેશે. આ પણ એક પ્રાચીનકાળથી ચાલતી આવતી પરંપરા છે, કે વર્ષાકાળ વ્યતીત કરવા માટે ગામ-નગરમાં સ્થિરતા કરીને રહેલા મુનિવરો સંઘસમક્ષ પ્રતિદિન ધર્મોપદેશ આપતા રહે. કોઈ આગમ-ગ્રંથ અથવા કોઈ વિશિષ્ટ જ્ઞાની શાસનમાન્ય મહાપુરુષના ગ્રન્થનો આધાર લઈ, ધર્મોપદેશ આપવામાં આવે છે. આ પવિત્ર પદ્ધતિના પ્રતાપે આપણા જૈન સંઘમાં સુંદર ધર્મજાગૃતિ જોવા મળે છે. નિયમિત ચાર ચાર મહિના સુધી પ્રવચનો સાંભળવાથી શ્રોતાઓને જૈનધર્મનો મૌલિક બોધ પ્રાપ્ત થાય છે. પાપાચરણોનો ભય લાગે છે અને સદાચારોની પ્રવૃત્તિ વધે છે. વિવિધ ધર્મારાધનાઓ થાય છે. દાન-શીલ અને તપની ભવ્ય આરાધનાઓ થાય છે. આ બધો પ્રભાવ નિયમિત ધર્મોપદેશનો છે.

## 'મંગલ' શા માટે કરવું ?

આપણી પ્રવચનમાળાનો આધારગ્રન્થ 'ધર્મબિંદુ' રહેશે. ચાર ચાર મહિના સુધી પ્રવચનમાળા કોઈ વિઘ્ન વિના ચાલતી રહે તે માટે આપણે 'મંગલ' કર્યું. 'શ્રુતજ્ઞાન'ની પૂજા આપણે ભણાવી ને ? 'ધર્મબિંદુ' ગ્રન્થનું પૂજન પણ કર્યું ! આ આપણે મંગલ કર્યું. 'મંગલમાં વિઘ્નોનો નાશ કરવાની અપૂર્વ શક્તિ હોય છે. એક વાત આપણા મહાર્ષિઓએ અનુભવની બતાવી છે : "श्रेयासि बहुविघ्नानि" સારા કામમાં સો વિઘ્ન આવે ! આ પ્રવચનમાળા એક સારૂં પવિત્ર કાર્ય છે, માટે એમાં વિઘ્નો આવી શકે ! માટે એવું ભાવપૂર્ણ મંગલ કરો કે તે વિઘ્નો આપણા પવિત્ર કાર્યને કચરી ન શકે, વિઘ્નો સ્વયં નષ્ટ થઈ જાય !

હા, સામાજિક કે ડિટેક્ટીવ નવલકથાઓ લખવાવાળા લેખકો મંગલ નથી કરતા. કારણ કે એમને વિઘ્નો ન આવે ! સારૂં કામ હોય તો વિઘ્ન આવે ને ! વિઘ્નો તો આવે સારા કામોમા ! પવિત્ર કામોમાં ! એક ધર્મગ્રંથની રચના કરવી, તે પવિત્ર કાર્ય છે, માટે તેના પ્રારંભમાં મંગલ કરવું જોઇએ. ગ્રંથકાર આચાર્યદેવ આ 'મંગલ' કરવાની પરંપરાને અનુસરે છે. ભલા, અનુભવી અને જ્ઞાની મહર્ષિઓએ શરૂ કરેલી સારી પરંપરાને કોણ ન અનુસરે ? શ્રદ્ધાવાન પણ અનુસરશે અને બુદ્ધિમાન પણ અનુસરશે !

### ભાવમંગલ :

ગ્રંથકાર એક નિર્ગ્રંથ જૈનાચાર્ય હતા. પોતાની આચાર-મર્યાદામાં એમને રહેવું હતું, માટે 'દ્રવ્યમંગલ' તેઓ ન કરી શકે, તેમણે 'ભવમંગલ' કર્યું. **પરમાત્માને પ્રણામ**-એ જ ભાવમંગલ છે. પરમાત્માને કરેલા પ્રણામમાં એ અપૂર્વ શક્તિ છે કે સર્વ સંભવિત વિઘ્નોનો સમૂળ ઉચ્છેદ કરી નાખે ! આ છે આધ્યાત્મિક શક્તિ ! હવે સાંભળો, ગ્રંથકાર આચાર્યશ્રી મંગલ કરે છે :

**પ્રણમ્ય પરમાત્માનં સમુદ્ધૃત્ય શ્રુતાર્ણવાત્ ।**
**ધર્મબિન્દું પ્રવક્ષ્યામિ તોયબિન્દુમિવોદધેઃ ॥**

ધર્મશાસ્ત્રોની રચના કરનાર ઋષિ-મહર્ષિઓની આ માન્યતા છે: 'શાસ્ત્રમૂલં મંગલમ્'-ધર્મશાસ્ત્રનો પ્રારંભ મંગલથી જ થવો જોઈએ, આ વિધાનનો હેતુ એક જ છે-વિઘ્નોનો નાશ! વિઘ્નો આવવાની સંભાવના છે. આથી પહેલેથી જ તેનો ઉપાય કરી લીધો! તમને લાગે છે કે રસ્તામાં ચોર-લૂંટારા મળી જશે, ત્યાં જવું પણ અનિવાર્ય છે, તો સુરક્ષાનો પ્રબંધ કરીને જ જશો ને? એમ કરીને તમે બેધડક ચાલ્યા જશો. ગ્રંથકાર મહાત્મા પણ એમ જ કરી રહ્યા છે. વિઘ્ન આવે જ નહિ, અને કદાચ આવી પડે તો ગ્રંથરચનાના કાર્યમાં અવરોધ ન આવે તે માટે ભાવમંગલ કર્યું. પરમાત્માને પ્રણામ કર્યા.

પ્રશ્ન : કાર્યના પ્રારંભમાં જ ભવિષ્યમાં આવી પડનાર વિઘ્નોની શંકા કરવી એ શું માનસિક નિર્બળતા નથી?

જવાબ: કોઈ પણ કાર્ય શરૂ કરતા અગાઉ જેમ કાર્યપદ્ધતિનો નિર્ણય કરવો જોઈએ, તેમ એ કાર્ય કરવામા કેવી કેવી મુશ્કેલીઓ, આફતો આવી શકે તેનો પણ અંદાજ કાઢવો જોઈએ. આમ કરવું તે માનસિક નિર્બળતા નથી, પરંતુ એ અગમચેતી છે. સાવધાની છે. બુદ્ધિમત્તા છે તેમાં, સંભવિત ભયોની કલ્પના કરી એ ભયનો ઉપાય કરવો તે નિર્બળતાની નહિ પણ સફળતાની નિશાની છે.

તમે એક સારું પરમાર્થનું પરોપકારનું કામ શરૂ કર્યું, તમે કામ કરતા રહો અને તમારી કલ્પનામાં ય ન હોય તેવું સંકટ આવી પડે તો શું થાય તમારું? એથી એ કાર્ય પાર પાડવામાં વિલંબ જ થવાનો ને? અને તમારો પ્રયત્ન નિષ્ફળ જાય, તમે એ સંકટ દૂર ન કરી શકો તો એ આદર્યું કામ અધૂરું જ રહી જવાનું ને? આથી જ પવિત્ર કાર્ય શરૂ કરતાં પહેલાં જ, એ કાર્યમાં કોઈ અડચણ-અવરોધ ઊભા ન થાય તેવો પ્રબંધ કરી લેવો જોઈએ અને આ પ્રબંધ એટલે ભાવમંગલ!

## વિઘ્નોનો નાશ કરવો જરૂરી :

વિઘ્નોનો વિનાશ કરવાનો સ્વાધીન ઉપાય છે આ ભાવ મંગલ! પરમાત્માને પ્રણામ કરવા એ સ્વાધીન ઉપાય છે. તે માટે નથી કોઈની પરાધીનતા, નથી કોઇની પરતંત્રતા! પરમાત્માને પ્રણામ કરવા માટે આપણે સંપૂર્ણ સ્વાધીન છીએ. એ માટે ન કોઈની આજ્ઞા જરૂરી છે, ન કોઈની મંજુરી! અરે! એ માટે મંદિરમાં જવું પણ અનિવાર્ય નથી. પોતાના મન મંદિરમાં જ એ વીતરાગ અરિહંત પરમાત્માની પદ્માસનસ્થ અવસ્થાની કલ્પના કરો. તમારી ચામડાની આંખો બંધ કરો અને મનની આંખો ખોલીને એ પરમાત્માની પ્રશમ-રસ ભરપૂર આખો સાંથે નજર મેળવો. તેમનાં ચરણમાં નમી પડો. તેમની સ્તુતિ કરો, પ્રાર્થના કરો. ધ્યાન ધરો. મંગળ થઈ ગયું એ! ભાવ મંગલ થઈ ગયું! આ ભાવમંગલનો પ્રભાવ આવનાર વિઘ્નો ઉપર પડશે. એ આવશે જ નહિ. કદાચ આવશે, આવવાનું દુઃસાહસ કરશે તો બિચારું તમારા જ પગ તળે કચડાઇ જશે!

## 'પરમ' અને 'અપરમ' :

પણ સબૂર!

પરમાત્માને પ્રણામ કરતાં પહેલાં પરમાત્માને ઓળખો. આત્મા બે પ્રકારના હોય છે. **પરમ અને અપરમ.** સકલ કર્મનો ક્ષય થઈ જવાથી ઉપલબ્ધ જ્ઞાન-પ્રકાશમાં જેમણે સમગ્ર બ્રહ્માંડને-'લોક' અને 'અલોક'ને જોયો છે, પોતે પરિપૂર્ણ નિષ્કામ અને સંપૂર્ણ અપરિગ્રહી હોવા છતાં પણ જેમની ચારે તરફ દેવો આઠ પ્રકારની શોભા (અષ્ટ મહાપ્રતિહારી) કરે છે. તમામ જીવ પોતપોતાની ભાષામાં સમજી જાય એવી જે ભાષા બોલે છે અને જે એમની વાણી સાંભળે છે તેમની બધી શંકાઓ દૂર થઇ જાય છે, જેમનું જ્યાં જ્યાં ચરણ મૂકાય છે ત્યાં ત્યાં જીવોને સુખ-શાંતિ પ્રાપ્ત થાય છે, જેને કોઈ ઈશ્વર કહે છે, કોઇ બ્રહ્મા કહે છે, કોઈ શંકર કહે છે, ભિન્ન ભિન્ન નામોથી

જેમની પ્રાર્થના કરાય છે તે છે, અરિહંત પરમાત્મા! પરમ+આત્મા =પરમાત્મા.

તેમના સિવાયના બીજા બધા જ 'અપરમ' આત્મા છે. આપણે 'અપરમ' આત્મા છીએ. અપરમથી પરમ બનવાની આરાધના એ જ ધર્મ-આરાધના છે. અપરમ આત્મા પરમ આત્માને પ્રણામ કરે તેમની સ્તુતિ કરે, પ્રાર્થના કરે, તેમનું ધ્યાન ધરે, તેમણે બતાવેલ માર્ગ પર પોતાનું જીવન જીવે તો અપરમ પરમ બની જાય!

કહો, નક્કી કરો,અપરમ રહેવું છે કે પરમ પણ બનવું છે? અપરમાત્મા રહેવું છે કે પરમાત્મા બનવું છે? પરમાત્મા તો બનવું છે, પણ મહારાજ! અમારામાં એવી શકિત કયાં છે? સાચી વાત. પણ ભાઇ! શકિત આવે છે કયાંથી? શું તે કંઈ આકાશમાંથી ટપકી પડે છે? યાદ રાખો: પરમાત્મભકિતમાથી જ શકિત પ્રાપ્ત થાય છે, માટે પરમાત્મભકિતમાં લીન બનો.

**એક અસાધારણ વિશેષતા:**

ગ્રંથકારે 'પરમાત્મા'ને નમસ્કાર કર્યો છે. પરંતુ પરમાત્માના નામનો ફોડ નથી પાડયો. નથી ભગવાન ઋષભદેવનું નામ લીધું, નથી વર્ધમાન સ્વામીનું નામ લીધું. નામ કોઇ પણ હોય, તે હોવા જોઇએ પરમાત્મા! સર્વજ્ઞ અને વીતરાગ હોવા જોઇએ. અજ્ઞાનતા અને રાગ-દ્વેષથી સંપૂર્ણ મુકત એવા પરમાત્માને પ્રણામ કર્યો. જૈન-ધર્મની આ જ અસાધારણ વિશિષ્ટતા છે. આપણે સૌ જો આ અસાધારણ વિશિષ્ટતા સમજી જઈએ તો આજે જ, અબઘડી જ 'જૈનં જયતિ શાસનમ્' થઈ જાય.

**ગ્રન્થકારની વિનમ્રતા:**

મહાન તાર્કિક દિગ્ગજ વિદ્વાન આચાર્યશ્રી હરિભદ્રસૂરિજીની વિનમ્રતા તો જુવો! તેઓશ્રી કહે છે: 'મેં આ 'ધર્મબિન્દુ' ગ્રન્થ મારી બુદ્ધિ-કલ્પનાથી નથી લખ્યો, શ્રુતસાગરમાંથી તત્વરત્નો લઈને આ ગ્રન્થની રચના કરી છે.'

કેવી નિર્દોષ નિખાલસ અને નિરાડંબર વિનમ્રતા! આ ખૂબ જ

મહત્વની વાત છે. તીર્થંકર પરમાત્મા મહાવીરદેવે જે શ્રુતજ્ઞાનની ગંગા વહાવી, તે પવિત્ર જ્ઞાનગંગામાંથી થોડાક બિંદુઓ લઈ લીધાં અને આ ગ્રન્થ તૈયાર થઈ ગયો !

શ્રુતસમુદ્ર અગાધ છે. દુર્બોધ છે. ઓછી બુદ્ધિવાળા આ સમુદ્રમાં કૂદી નથી શકતા અને તેમાંથી મોતી મેળવી શકતા નથી. 'નય' 'નિક્ષેપ' 'ભંગ' 'ગમ' 'પર્યાય' 'હેતુ' વગેરે એવા ગહન અને ગંભીર વિષય છે કે સામાન્ય બુદ્ધિવાળાની સમજમાં જ ન આવે. તમે સમજો છો ? નય કોને કહે છે ? દ્રવ્ય-ગુણ-પર્યાય કોને કહે છે ? કહી શકશો આ બધા અંગે ? સમજવાની બુદ્ધિ નથી અને સમજવા માટે જોઈએ તેવી તમન્ના પણ નથી. પણ ચિંતા નહિ. તત્ત્વમાર્ગ ન સમજી શકો તો હરકત નહિ પરંતુ આચારમાર્ગ તો સમજી શકો ને ! એ માર્ગ સમજવાની તો તમન્ના રાખો કે નહિ ? રાખો. એ જ રાખો.

## બિંદુમાં સિંધુ :

'ધર્મબિન્દુ' ગ્રન્થ આચારમાર્ગનો ગ્રન્થ છે. માનવ જીવન ક્રમશઃ કેવી રીતે ઉન્નત અને પવિત્ર બનાવવું તેનું ક્રમબદ્ધ માર્ગદર્શન આ ગ્રન્થમાં બતાવાયું છે. ગ્રંથકારે શ્રુતસાગરમાંથી ગહન તત્વો લઇને તેને સરળ અને સુગમ સૂત્રોમાં ઘાટ આપીને આ ગ્રન્થની રચના કરી છે. શ્રુતસાગરની અપેક્ષાએ આ ગ્રન્થમાં ધર્મતત્વોના થોડાક બિંદુઓ જ છે, પરંતુ આપણા માટે તો આ ગ્રન્થ એક મોટો મહાસાગર છે ! ગ્રન્થકારે બિંદુમાં સિંધુ સમાવ્યો છે. ગાગરમાં સાગર ભર્યો છે. પાણીના બૂંદ હોય છે ને ! એવા છે આ ધર્મતત્ત્વના બૂંદ !

'દ્વાદશાંગી'માં ૧૪ પૂર્વોનો સમાવેશ છે, અમાપ અને અગાધ જ્ઞાન સાગર છે આ દ્વાદશાંગી ! સમુદ્રમંથન બધા નથી કરી શકતા પરંતુ એવા સાહસિક હોય છે જે સાગરમાં ડૂબકી મારે છે અને ઠેઠ તેના તળિયે પહોચીને ત્યાંથી રત્નો લઇ આવે છે જ્ઞાનનો પણ

સાગર છે. લવણ સમુદ્ર નહિ, અરેબિયન સાગર પણ નહિ. એ એ તો છે ક્ષીરસાગર! દૂધનો સાગર! અમૃતનો સમંદર! આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજી કહે છે: 'જ્ઞાનના આ ક્ષીરસાગરમાંથી થોડાંક બિંદુ લઈને મેં આ ગ્રન્થની રચના કરી છે.'

આપને આ અમૃતસાગરનું 'સેમ્પલ' મળશે. તેને ચાખજો 'ટેસ્ટફુલ' લાગે તો પછી બિંદુ નહિ, લોટા ભરી ભરીને આપીશું. હા, આ જ્ઞાનામૃતનો ટેસ પડી જાય એક વખત, તો પછી પાંચ ઇન્દ્રિયોના વિષય-સુખ નિરસ-બેસ્વાદ માલુમ પડશે. સાચે જ જ્ઞાનાનંદની આગળ વિષયાનંદ કોઈ જ વિસાતમાં નથી.

'ज्ञानमग्नस्य यच्छर्म तद्वक्तुं नैव शक्यते'

જ્ઞાનમગ્ન આત્માને જે સુખાનુભૂતિ થાય છે તે શબ્દોમાં કહી શકાતી નથી. ગ્રન્થકાર મહર્ષિ એવા જ જ્ઞાનમગ્ન મહાપુરુષ હતા. તેમની વિનમ્રતા તો જુઓ! તેઓશ્રી કહે છે: 'શ્રુત (જ્ઞાન) સાગરમાથી થોડાક બિંદુ લઈને આ ગ્રન્થની રચના કરું છું. મારું તેમાં કશું જ નથી. હું તો એક માધ્યમ માત્ર છું.'

સર્વજીવહિતકારી જિનશાસન પ્રત્યે તેમનું કેવું હાર્દિક સમર્પણ છે! 'જિનવચનથી અલગ મારી કોઈ જ સ્વતંત્ર કલ્પના નથી!' પોતાના જ્ઞાનનું, બુદ્ધિનું, પોતાની લોકપ્રિયતાનું કોઈ જ અભિમાન નથી! સાચું જ્ઞાન એને જ કહે છે કે જે 'અહમ્' ને ઓગાળી નાંખે!

## ગ્રન્થરચનાનું પ્રયોજન:

એક પ્રશ્ન એ થાય છે કે આચાર્યશ્રીએ આ ગ્રન્થની રચના શા માટે કરી? શી જરૂર હતી તેમને આ ગ્રન્થ લખવાની? બુદ્ધિમાન અને જ્ઞાની પુરૂષ વગરપ્રયોજને કશું જ કરતા નથી. ગ્રન્થરચના પણ વિનાપ્રયોજને નથી થતી. તો આચાર્યદેવનું શું પ્રયોજન હશે? શું તેમને પૈસા કમાવા હતા? કીર્તિ-પ્રતિષ્ઠા મેળવવી હતી? હા, જગતમાં આવા ઉદ્દેશ્યો માટે પણ ગ્રન્થ

રચના થાય છે! ગૃહસ્થોનો ઉદ્દેશ્ય પૈસા કમાવાનો હોય છે, સાધુ પુરૂષોનો નહિ. કંચન અને કામિનીના ત્યાગી એવા શ્રમણ પૈસા રળવાના હેતુથી ગ્રન્થરચના નથી કરતા. ધન-સંપત્તિ સાથે તેમને કોઈ નિસ્બત નથી હોતી. તો શું આચાર્યશ્રીએ કીર્તિ-પ્રતિષ્ઠા રળવા ગ્રન્થની રચના કરી છે? ના, આ પણ માની શકાય તેમ નથી. કીર્તિભૂખ્યા લોકો તો સ્વપ્રશંસા કરતાં પણ ખચકાતા નથી. આચાર્યશ્રીએ તો ક્યાંય પણ સ્વપ્રશંસા કરી નથી. પોતાના જ્ઞાન કે બુદ્ધિની ગુણગાથા ક્યાંય ગાઈ નથી. ધર્મગ્રન્થોની રચનામાં પ્રાય: આવો ઉદ્દેશ્ય હોતો પણ નથી.

**પ્રશ્ન :** સાહેબ! આજકાલ તો કેટલાંક સાધુ-સાધ્વીઓનાં છાપેલાં પુસ્તકો મળે છે જેમાં તેમનાં નામની પ્રસિદ્ધિ સિવાય બીજું કંઇ જ નથી હોતું!

**જવાબ :** એવા નામની પ્રસિદ્ધિ શું કામની? એ નામની પ્રસિદ્ધિની તમારા મન ઉપર કેવી અસર થઇ સારી કે ખરાબ?

પ્રસિદ્ધિ બે પ્રકારની હોય છે સુપ્રસિદ્ધિ અને કુપ્રસિદ્ધિ. કોઇ સુખ્યાત હોય છે તો કોઈ કુખ્યાત! જે પુસ્તકમાં કશું તત્વજ્ઞાન ન હોય, જેમાં સત્પ્રેરણા દેનાર કોઈ વાત ન હોય અને બીજી ચોપડીઓમાંથી થોડું થોડું ઉઠાવીને પોતાના નામે છપાવી દેવું....વગેરે પ્રવૃત્તિ કરનાર ખ્યાત તો બને છે પણ કુખ્યાત!

## સંતોની ગ્રન્થરચના પ્રસિદ્ધિ માટે ન હોય :

એક વાત સ્પષ્ટ સમજી લો. સાધુ પુરુષ ક્યારેય પણ પ્રસિદ્ધિના હેતુથી ગ્રન્થરચના નહિ કરે. પ્રસિદ્ધિ થઈ જાય એ અલગ વાત છે. શ્રી હરિભદ્રસૂરિજીએ પ્રસિદ્ધિ મેળવવા ગ્રન્થરચના નહોતી કરી, છતાય તેનાથી તેમની પ્રસિદ્ધિ થઇ ગઇ! તમે સુંદર, ઉત્તમ વસ્તુ આપશો તો તમારી પ્રસિદ્ધિ થશે. લોકો તમારી પ્રશંસા કરશે.

હા, લોકો પાસેથી પોતાની પ્રશંસા સાંભળવાની વાસના ન હોવી જોઇએ. આ લોકવાસના ભયાનક રાક્ષસી છે. સ્વપ્રશંસા

પ્રશંસાની લાલસા ક્યારેક માણસને સત્કાર્યોથી દૂર કરી દે છે. જ્યારે તેનાં સત્કાર્યોની કોઈ પ્રશંસા નહિ કરે ત્યારે તે સત્કાર્ય કરવાનું છોડી દેશે! માણસના બધાજ સત્કાર્યની પ્રશંસા થાય એવો કોઈ એકાંતિક અને આખરી નિયમ નથી. જો તમારો અપયશ-નામ કર્મનો ઉદય હશે તો તમારી પ્રશંસા નહિ થાય. તમે સારું કામ કરતાં હશો તો પણ લોકો તમારી નિંદા કરશે!

શ્રી હરિભદ્રસૂરિજી તો આત્મજ્ઞાની મહર્ષિ હતા. ગ્રંથ-રચનાનું તેમનું લક્ષ્ય હતું 'સત્ત્વાનુગ્રહ.' જીવો પ્રત્યે ઉપકાર કર-વાની બુદ્ધિથી તેઓશ્રીએ આ ગ્રંથની રચના કરી છે, મુમુક્ષુ આત્મા-ઓને, તત્ત્વરસિકોને ધર્મતત્ત્વોનો બોધ થાય, મોક્ષમાર્ગનું જ્ઞાન મળે. માનવ જીવનના મહાન કર્તવ્યની સમજ સાંપડે, એ સમજ અને બોધથી ચિત્તની પ્રસન્નતા પ્રાપ્ત થાય, આત્માનંદનો અનુભવ થાય, ત્યાગ-વૈરાગ્યની ભાવના જાગ્રત થાય વગેરે આવા પવિત્ર પરોપકારની ભાવનાથી પ્રેરિત બનીને આ આચાર્યદેવે ગ્રંથની રચના કરી છે.

કરુણાનું તત્ત્વ જ એવું છે કે જે માણસને પરોપકાર કરવા માટે ઉત્તેજિત કરે! કરુણા બીજા જીવોનું દુઃખ સહન નથી કરી શકતી. એ કરુણા પરદુઃખના નાશ માટે પુરુષાર્થ કરાવીને જ જંપે!

અંતરાત્માને ઢંઢોળો :

સર્વજ્ઞ વીતરાગ જિનેશ્વરોનો આ સ્પષ્ટ નિર્ણય છે કે જ્ઞાનના અભાવના લીધે જ જીવાત્માઓ આ સંસારમાં ભટકી રહ્યા છે. જ્ઞાનના અભાવના કારણે જ ત્રાસ અને અશાંતિ છે. ગ્રંથકારે આ નિર્ણયને પોતાનો નિર્ણય બનાવી, જીવોને જ્ઞાન-પ્રકાશ આપવાનું પવિત્ર કાર્ય કર્યું છે. સેંકડો ગ્રંથોની આ માટે જ્ઞાન-પ્રકાશ આપવા રચના કરી છે. આ તેમનો ભવ્ય ઉપકાર છે. માનો છો ઉપકાર? આવા જ્ઞાની મહાપુરુષોને ઉપકારી માનો છો? તમે કહેશો ખરા કે તમે કોને કોને ઉપકારી માનો છો? ધન દેનાર ઉપકારી કે ધર્મ દેનાર ઉપકારી? માન આપનાર ઉપકારી કે

જ્ઞાન આપનાર ઉપકારી ? સમૃદ્ધિ દેનાર ઉપકારી કે સદ્બુદ્ધિ દેનાર ઉપકારી ? ધન, માન અને સમૃદ્ધિ આપનારને ભલે ઉપકારી માનો, પણ સાથોસાથ ધર્મ, જ્ઞાન અને સદ્બુદ્ધિ દેનારને પણ ઉપકારી માનો. માનો છો ? માનશો ? જ્ઞાન અને જ્ઞાની પુરુષો પ્રત્યે શ્રદ્ધા, પ્રેમ અને ભક્તિ છે ? તમારા અંતરાત્માને ઢંઢોળો.

## જ્ઞાન માટે પ્રાણનું બલિદાન :

મધ્યયુગની એક વાત છે ચીનનો એક પ્રવાસી હ્યુ એન સંગ ભારતના પ્રવાસે આવ્યો હતો. નાલંદા વિદ્યાપીઠમાં તેણે બૌદ્ધ ધર્મનો અભ્યાસ કર્યો અને જ્યારે તે પોતાના સ્વદેશ પાછો ફર્યો ત્યારે પોતાની સાથે બૌદ્ધ ધર્મના કેટલાય હસ્તલિખિત ગ્રંથો લઇ ગયો. બંગાળના ઉપસાગરથી તે ચીન જઈ રહ્યો હતો. બૌદ્ધ ધર્મના બે વિદ્વાન જ્ઞાનગુપ્ત અને ત્યાગરાજ તેને વિદાય આપવા તેની સાથે વહાણમાં જઇ રહ્યા હતા, વહાણ આગળ વધી રહ્યું હતું ત્યા અચાનક આકાશ વાદળોથી ઘેરાઇ ગયું એવી પ્રચંડ આંધી ઊઠી કે જીવન બધાના ખતરામા મુકાઇ ગયા. વહાણના કપ્તાને બધા પ્રવાસીઓને હુકમ કર્યો કે 'જેમની પાસે ભારે સામાન હોય તે સમુદ્રમા ફેંકી દે।

હ્યુ એન સંગની પાસે હસ્તલિખિત બૌદ્ધ ધર્મગ્રંથોનું વજનદાર પોટલું હતું, તેને ફેંકી દેવા તે તૈયાર થઈ ગયો. એ જોઈને જ્ઞાનગુપ્ત અને ત્યાગરાજે કહ્યું : 'આ તો જ્ઞાનનો અમુલ્ય ખજાનો છે. તેને તમે સમુદ્રમા ન ફેંકી દો. તેના બદલે અમે બંને સમુદ્રમાં કૂદી પડીએ છીએ. કારણ મનુષ્ય નશ્વર છે. જ્ઞાન શાશ્વત છે. આવા અપૂર્વ ધર્મગ્રન્થોને ફેંકી ન દો આ ગ્રન્થોથી તો હજારો, લાખો, કરોડો લોકોને નિર્વાણનો માર્ગ મળશે. તેમને પરમ સુખની પ્રાપ્તિ થશે. માટે તેને તમારી પાસે જ રહેવા દો.'—આમ કહીને એ બંને બૌદ્ધ પંડિતોએ એ તોફાની સાગરમાં ઝંપલાવી દીધું !

### દુઃખનું કારણ અજ્ઞાન:

જ્ઞાન પ્રત્યે કેટલો બધો પ્રેમ! ધર્મગ્રન્થો માટે કેવી અદ્ભૂત શ્રદ્ધા! કારણ કે તેમણે ધર્મગ્રન્થોનો અભ્યાસ કર્યો હતો. જ્ઞાનામૃતનો તેમણે આસ્વાદ કર્યો હતો. તમે કદી જ્ઞાનામૃત ચાખ્યું છે ખરું?

ઘોર અજ્ઞાન અને અધર્મના લીધે માણસ આત્માને ભૂલી ગયો છે, મહાત્માઓને પણ ભૂલી ગયો છે. પરમાત્મા તો તેને યાદ જ નથી આવતા! દિન પ્રતિદિન દુઃખ-ત્રાસ અને વિટંબણાઓની જાળમાં માણસ ફસાતો જ જાય છે. આવા માણસોને જોઇને કરુણાવંત મહાપુરૂષોનું હૃદય વધુ કરૂણાર્દ્ર બની જાય છે અને તેમને દુઃખમાંથી મુકત કરવા તે જ્ઞાનનો પ્રકાશ આપે છે. આથી જ આચાર્યદેવે 'ધર્મ બિન્દુ' ગ્રન્થની રચના કરી.

### નિર્મળબુદ્ધિ અનિવાર્ય:

ધર્મ તત્ત્વને સમજવું-યથાર્થ સ્વરૂપમાં સમજવું સરળ નથી. એના માટે બુદ્ધિ સૂક્ષ્મ અને નિર્મળ જોઇએ અર્થાત્ બુદ્ધિ કોઇ દુરાગ્રહથી બંધાયેલી ન હોવી જોઇએ. શાંત ચિત્તે, સૂક્ષ્મતામાં ઊંડા ઊતરીને ધર્મતત્ત્વનું ચિંતન કરવું જોઇએ. બુદ્ધિની આવી સૂક્ષ્મતા છે ને? બુદ્ધિ તમારી નિર્મળ છે ને? જો 'ધર્મ'ને સમજવો હોય અને સાચી ધર્મારાધના કરવી હોય તો આવી બુદ્ધિ અનિવાર્ય છે.

જે ધર્મગ્રન્થની રચના ઋષિ-મુનિ કે આચાર્ય કરે છે, જેમને સંસારના કોઇ ભૌતિક સુખોનું આકર્ષણ કે મમત્વ નથી; તેમનું લક્ષ જેમ જીવોના પ્રત્યે ઉપકારનું-આત્મિક ઉપકારનું હોય છે તેમ પોતાના પ્રત્યે પણ ખાસ ધ્યેય હોય છે. એક ધ્યેય હોય છે તત્ત્વચિંતન, શાસ્ત્રની અનુપ્રેક્ષા. બીજું ધ્યેય હોય છે કર્મનિર્જરા. અર્થાત્ આત્માને કર્મના બંધનોમાંથી મુક્ત કરવાનું. શાસ્ત્ર-સ્વાધ્યાયથી, તત્ત્વચિંતનથી વિપુલ કર્મનિર્જરા થાય છે

નિર્જરા થતાં થતાં કર્મોનો ક્ષય થઈ જાય છે અને આત્મા પરમ વિશુદ્ધ બને છે. ઋષિ-મુનિયોનું આજ ધ્યેય, આજ આદર્શ અને આજ લક્ષ્ય હોય છે. પોતાની સંપૂર્ણ ધર્મારાધનાનું.

'ધર્મબિન્દુ' ગ્રન્થની રચના કરનાર આચાર્યશ્રી હરિભદ્રસૂરિજી અસાધારણ પ્રજ્ઞાવાન મહર્ષિ હતા. તેમનું હૃદય કરૂણાનો સાગર હતો. તેમણે લખેલો એકએક શબ્દ, એકએક સૂત્ર આપણા આત્માને સ્પર્શી જાય છે. આપણા હૃદય સુધી પહોંચે છે. તમે આ ગ્રન્થનું ધ્યાનથી વાચન કરશો તો તમારો આત્મા નાચી ઉઠશે. તમને અપૂર્વ આનંદનો અનુભવ થશે.

ગ્રન્થકારે પરમાત્માને નમસ્કાર કરીને ગ્રન્થરચનાનો પ્રારંભ કર્યો છે. હું પણ પરમાત્માને પ્રણામ કરીને તેમજ ગ્રન્થકારને પણ પ્રણામ કરીને 'ધર્મબિન્દુ' ગ્રન્થ પર પ્રવચન શરૂ કરૂં છું મારી અલ્પ બુદ્ધિથી, અતિ અલ્પ જ્ઞાનથી ગ્રન્થ અને ગ્રન્થકારને પરિપૂર્ણ ન્યાય તો નહિ આપી શકું છતાંય જે કંઇ હું સમજી શકયો છું તે બતાવાનો નમ્ર પ્રયાસ કરૂં છું.

મને ગ્રન્થકાર પ્રત્યે પૂર્ણ શ્રદ્ધા છે. આ ગ્રન્થ મને ખૂબ જ પ્રિય છે, આથી પ્રવચનના હેતુ માટે તેની પસંદગી કરી છે. ગ્રન્થ અને ગ્રન્થકાર પ્રત્યે મારા હૈયે જે પ્રેમ, આદર અને આસ્થા છે તે જ મને બોલવા પ્રેરી રહ્યા છે. અને એ પર બોલવામાં મને આનંદ પણ આવે છે.

જિનેશ્વર ભગવંતના અચિંત્ય અનુગ્રહથી અને ગુરૂજનોની કૃપાથી આ મહાન ગ્રન્થની વિવેચના કરવામાં હું સમર્થ બનું એ જ મારી કામના છે.

ધર્મના અચિંત્ય પ્રભાવનું વર્ણન કરીને, ગ્રન્થકાર 'ધર્મબિન્દુ' ગ્રન્થનો કઈ રીતે પ્રારંભ કરે છે તે હવે પછી.

* ધર્મથી ધન મળે છે ! ધર્મથી ભોગસુખ મળે છે ! ધર્મથી સ્વર્ગ મળે છે અને ધર્મથી મોક્ષ મળે છે. ધર્મના અચિન્ત્ય પ્રભાવ છે ! પરંતુ તમે ધર્મ પાસે ભૂલેચૂકે પણ સંસારનાં સુખ ન માગતા !

* 'જે નફો મળે તેમાંથી થોડો ભાગ શુભમાં ખર્ચજે' એક વૃદ્ધ પુરુષ વિલીયમ કોલગેટને શીખ આપે છે.... કોલગેટ એ શીખ માથે ચઢાવે છે...ને એ દુનિયાનો એક ઉદાર દાનવીર ધનકુબેર બને છે.

* માત્ર ખીરના દાનથી એ ગોવાળપુત્ર શાલિભદ્ર નહોતો બન્યો, એ સુપાત્રદાન હતું પ્રેમનું ! સાધુપ્રેમે એને શાલિભદ્ર બનાવ્યો.

* ધર્મને માત્ર અર્થ-કામનું સાધન ન બનાવો. 'આત્મકલ્યાણ' ને જ જીવનનું ધ્યેય રાખો અને તે માટે ધર્મપુરુષાર્થ કરો.

## પ્રવચન/૨

પરમ કરુણાવંત આચાર્ય ભગવંત શ્રી હરિભદ્રસૂરિજીએ 'ધર્મબિન્દુ' ગ્રન્થનો પ્રારંભ પરમાત્માને પ્રણામ કરીને કર્યો છે. પરમાત્માને પ્રણામ એ ભાવમંગલ છે. ભાવમંગલમાં અમાપ સ્પીરીચ્યુઅલ એનર્જી-આધ્યાત્મિક શકિત છે કે ભાવમંગલ કરનાર માણસના તમામ ઉપદ્રવ, સઘળાં દુઃખ આમૂલ નષ્ટ થઈ જાય છે. તમામ ઉપાધિઓ અને અવરોધો આપોઆપ દૂર થઈ જાય છે. આ કેવી રીતે બને છે તે ન પૂછશો !

### આધ્યાત્મિક શકિતનો પ્રભાવ :

આધ્યાત્મિક શકિતને આપણે ઓળખતા જ નથી. આત્મશકિત આગળ એટમિક એનર્જી-અણુશકિત તો કંઈ જ વિસાતમાં નથી.

અણુશક્તિ કરતાં આત્મશક્તિ કૈક ઘણી પ્રબળ છે. પરમાત્મ-પ્રણામની આંતરિક ક્રિયા એ આત્મશક્તિને જગાડે છે. એ શક્તિથી વિઘ્નનાશ, દુઃખનાશ, ચિંતાનાશ થાય છે અને માણસનો જીવન-પંથ નિષ્કંટક અને નિરામય બને છે.

**વિષયનિર્દેશ :**

મંગલ કર્યું તેમ અભિધેય પણ બતાવી દીધું. અભિધેય અર્થાત્ આ ગ્રન્થમાં પોતે જે લખવાના છે તે વિષયની પણ વાત કહી દીધી. તેમનો વિષય છે-ધર્મ. તેઓશ્રી ધર્મના વિષય અંગે કંઈક લખવા ઈચ્છે છે. ગ્રન્થની શરૂઆતમાં જ ગ્રન્થનો વિષય કહી દેવો-બતાવી દેવો એ યોગ્ય છે. આ વિષયના જે જિજ્ઞાસુ હશે તે આ ગ્રંથને જરૂર વાચશે, સાંભળશે. મને જિજ્ઞાસા હતી આથી મેં તે વાંચ્યો, તમને પણ જિજ્ઞાસા છે માટે તમે આ ગ્રન્થ સાભળવા અહીં આવ્યા છો.

જે વિષયને જાણવાની જિજ્ઞાસા હોય છે એ વિષય અંગે વાંચવામાં અને સાંભળવામાં આનંદ આવે છે, તૃપ્તિ થાય છે. આત્મા તરબતર બને છે દિવ્યાનંદથી! તમને પણ આવો આનદ અને તૃપ્તિ થશે. ગ્રન્થકારે એવી સરસ ઢબે ધર્મને સમજાવ્યો છે કે જિજ્ઞાસા સંતોષાઈ જાય છે. અને સંતોષ એ જ આનંદ છે ને?

**ગ્રન્થનું પ્રયોજન :**

ગ્રન્થકારે અભિધેય બતાવીને પ્રયોજન પણ બતાવી દીધું છે. આ ગ્રન્થની પોતે શા માટે રચના કરે છે, તે સ્પષ્ટ શબ્દોમાં તેમણે કહ્યુ: '**જીવો પર ઉપકાર કરવા માટે, જીવોને જ્ઞાન-પ્રકાશ આપવા માટે!**' આ પ્રયોજન તો તાત્કાલિક પ્રયોજન છે. અંતિમ પ્રયોજન તો છે : મુક્તિની પ્રાપ્તિ! નિર્વાણની પ્રાપ્તિ!

હા, કોઈ પણ પવિત્ર ક્રિયા હોય, તેનું અંતીમ ફળ નિર્વાણ હોય છે. વક્તા અને શ્રોતાની ક્રિયા બોલવાની અને સાંભળવાની જો નિર્મળ છે, વિશુદ્ધ છે તો તેનું અંતીમ ફળ નિર્વાણ છે. તમારૂં અને મારૂં અંતિમ ધ્યેય મુક્તિ જ છે. નિર્વાણ જ છે.

હું બોલું છું, બોલવાની ક્રિયા કરૂં છું, મારી આ ક્રિયા પવિત્ર આશયવાળી હોવી જોઇએ. મારી વાણીથી જીવોને તત્ત્વબોધ થાય, મારી વાણીથી જીવોનો આત્મભાવ નિર્મળ થાય-આ પ્રકારનો મારો આશય જોઇએ. તો મારી આ બોલવાની ક્રિયા અવશ્ય નિર્વાણનું ફળ આપશે. તમે સૌ સાંભળવાની ક્રિયા કરો છો ને ? તો, સાંભળવું પણ એક મહત્વપૂર્ણ ક્રિયા છે! કયા આશયથી તમે સાંભળો છો! કેવા આશયથી તમારી સાંભળવાની ક્રિયા મુક્તિફલદાયિની બની શકે, તેનો કદી વિચાર કર્યો છે? સાંભળો છો પણ વિચારતા નથી! 'આ જિનવાણીના શ્રવણથી મને આત્મજ્ઞાન થાય મારા રાગ-દ્વેષ મંદ પડે, કર્મોનાં બંધન તોડવાનો પુરૂષાર્થ જાગે,' આવા આશયથી સાંભળો તો સાંભળવાની ક્રિયા તમને જરૂર મુક્તિ અપાવશે.

**ગ્રંથનો સંબંધ :**

પ્રયોજનની સાથોસાથ સંબંધ પણ ગ્રન્થકારે સ્પષ્ટ કર્યો છે. અભિધેય-અભિધાનરૂપ સંબંધ છે આ ગ્રન્થનો. ધર્મતત્વ અહીં અભિધેય છે અર્થાત્ ધર્મ કથનીય છે અને આ ગ્રન્થ અભિધાન છે. ધર્મતત્ત્વની સાથે ગ્રન્થનો સંબંધ બતાવાયો છે. વિશ્વમાં ધર્મ તો છે જ. આ ગ્રન્થ કે જે શાશ્વત નથી, તેને શાશ્વત્ ધર્મ સાથે શું નિસ્બત ? છે નિસ્બત ! ગ્રન્થ એ ધર્મને બતાવે છે. ધર્મનું પ્રતિપાદન કરે છે. ધર્મતત્ત્વ પોતે મૌન છે. બોલે છે ગ્રન્થ ! આથી ગ્રન્થ ઉપાદેય છે, આવશ્યક છે.

આ પ્રમાણે ગ્રન્થકાર મંગલ, અભિધેય, પ્રયોજન અને સંબંધ બતાવીને ધર્મનું ફળ બતાવે છે। ગ્રન્થકારની ખૂબી જુઓ, સર્વપ્રથમ તેઓ ધર્મનું સ્વરૂપ નથી કહેતા પણ ધર્મનું ફળ કહે છે। આ વાંચીને પ્રતીતિ થાય છે કે આચાર્યશ્રીએ માનવ-મનનો ઊંડો અભ્યાસ કર્યો છે. માનવમનનો સ્વભાવ છે કે કોઇ પણ કામ કરતાં પહેલાં એ વિચારે છે, પૂછે છે : 'આ કામનું મને ફળ શું મળશે ? આ કાર્યથી મને શું લાભ થશે ?' એક વખત મનમાં સ્પષ્ટ થઇ જાય કે અમુક કાર્ય કરવાથી અમુક લાભ

થશે, પછી એ કાર્યનું સ્વરૂપ જાણવા પ્રયત્ન કરશે.

## ધર્મ કરવાથી શો ફાયદો?

ધર્મ શા માટે કરવો? ધર્મ કરવાથી શું લાભ થશે?–આવા પ્રશ્ન બુદ્ધિશાળી માણસને થવાના જ. બુદ્ધિશાળી માણસ ફળનો–પરિણામનો, લાભનો વિચાર કર્યા વિના કોઈ કામ નહિ કરે. તમે પણ આ દૃષ્ટિએ તમારા જીવનની તમામ પ્રવૃત્તિઓને જુવો, વિચારવાથી જણાશે કે તમારી તમામ પ્રવૃત્તિઓ કોઈને કોઇ ફળપ્રાપ્તિના હેતુથી જ થતી હશે. તમે ખાવ છો એટલા માટે કે ખાવાથી ભૂખનું દુઃખ દૂર થાય છે. ભૂખ શમે છે. ખાવાથી ભૂખ ન શમતી હોત તો કોઇ ભોજન નહિ કરે! તમે એટલા માટે પાણી પીઓ છો કે પાણી પીવાથી તરસ છીપે છે. તમે દાન દો છો ને? શા માટે? કારણ કે દાનના ફળની તમને ખબર છે! તેનું સામાન્ય જ્ઞાન છે કે દાન દેવાથી પુણ્યકર્મ બંધાય છે, દાન દેવાથી ધનની લાલસા ઓછી થાય છે, દાન દેવાથી કીર્તિ મળે છે....વગેરે. આવા કોઇ કારણસર–આવા કોઈ ફળ માટે તમે દાન દો છો. તમે કપડા ધોવાની ક્રિયા કરો છો, કેમ? ધોવાથી કપડાં ચોખ્ખાં થાય છે, ઊજળા બને છે. આ થયું ફળનું જ્ઞાન!

જે ફળ મેળવવાની તમારી ઇચ્છા હશે તે ફળ આપનાર ક્રિયા કે કામ તમે કરશો. તમને શ્રદ્ધા બેસી જવી જોઇએ કે 'આ ક્રિયા-કામ કરવાથી મને ઇચ્છિત ફળ જરૂર મળશે.' આપણે બધા જ આ પ્રમાણે બધી ક્રિયાઓ–પ્રવૃત્તિઓ કરીએ છીએ. હા, નિર્ણય ખોટો લેવાય અને એ ક્રિયા ઇચ્છિત ફળ ન આપે તો એ બીજી વાત છે. મનની ઇચ્છા છે ધનવાન બનવાની, સંપત્તિ મેળવવાની. તમને થયું કે 'આ ધંધો–બીઝનેશ કરવાથી મને વધુ પૈસા મળશે.' ધંધો કર્યો, ધન ન મળ્યું. ઉલ્ટું, હતો તેટલો પૈસો પણ ખોઈ નાંખ્યો. બને છે આવું! પરંતુ ધંધો કર્યો ધન મેળવવાની ઇચ્છાથી જ. ધંધો કરવાથી ધન મળે છે, એ વિચારથી જ ધંધો કર્યો.

## બુદ્ધિમાન ફળનો વિચાર કરે :

આચાર્યદેવની ભાવના જીવોને ધર્મની આરાધના-સાધના કરતા કરવાનો છે. તેમને પરિપૂર્ણ શ્રદ્ધા છે કે ધર્મસાધના કરવાથી જીવ શિવ બની શકે છે. જૈન જિન બની શકે છે. સંપૂર્ણ સુખ અને અનંત આનંદ પામી શકે છે. તેમની એક જ મુખ્ય ભાવના છે :– 'તમામ જીવોને સંપૂર્ણ સુખ અને અનંત આનંદ મળે!' આવી પ્રબળ ભાવનાથી તેઓશ્રી જીવાત્માઓને ઉપદેશ આપે છે કે–'ધર્મ કરો, ધર્મ કરવો જોઈએ.' ત્યારે બુદ્ધિમાન માણસ તુરત જ વળતો પ્રશ્ન કરે છે કે 'શા માટે ધર્મ કરવો જોઈએ? ધર્મ કરવાથી અમને શું મળશે? કયું ફળ તેનાથી મળશે?'

બુદ્ધિમાન માણસ પાસે જ્યારે પણ કંઈ નવું કામ આવશે ત્યારે સૌ પ્રથમ તે એ કામના લાભનો વિચાર કરશે. તેને જો વિશ્વાસ બેશે કે નવું કામ કરવાથી મને અમુક લાભ થશે, તો જ તે કામ હાથમાં લેશે. પણ એ કામ કરવાથી જો નુકશાન થવાનું હોય તો તે કામનો વિચાર સુધ્ધાં પણ નહિ કરે. માનવમનનો આ સહજ સ્વભાવ છે. એટલું જ નહિ, જે કાર્યથી લાભ થવાનો હોય, ઇચ્છિત સુખ મળવાનું હોય તે કાર્યના સ્વરૂપને જાણવાની તમન્ના તે ઓછી રાખવાનો, અલબત્ત એ કાર્ય કેમ કરવું, કેમ કરવાથી ઇચ્છિત લાભ મળે, તે બધાની તે કાળજી જરૂર લેવાનો, પરંતુ એ કાર્ય સારૂં છે કે ખરાબ, કરવા યોગ્ય છે કે નહિ, તેનો ભાગ્યે જ વિચાર કરશે. કારણ, તેની નજર ફળ પર જ રહેતી હોય છે. લાભ મેળવવા તરફ જ તેનું લક્ષ્ય હોય છે! આ પણ માનવસ્વભાવની એક લાક્ષણિકતા હોવાથી ગ્રન્થકાર ધર્મના લાભ, અર્થાત્ ધર્મ કરવાથી થતા ફાયદા, ધર્મનું ફળ બતાવતા કહે છે:–

धनदो धनार्थिनां प्रोक्तः कामिनां सर्वकामदः
धर्म एवापवर्गस्य पारम्पर्येण साधकः ॥

તમારે ધર્મનું ફળ જાણવું છે ને? તો તમે જ કહો કે તમારે શું જોઇએ છે? ધન જોઇએ છે?

**હા, તો ધર્મ ધન આપે છે.**

પાંચ ઇન્દ્રિયોના વિષયસુખ તમારે જોઇએ છે? શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શના સુંદર અને શ્રેષ્ઠ વિષય-સુખ જોઇએ છે?

**હા, તો ધર્મ એવા વિષય-સુખ પણ આપે છે.**

દેવલોકના દિવ્ય સુખ તમારે જોઇએ છે? દેવ બનવું છે તમારે?

**'હા તો ધર્મ દેવલોકના સુખ પણ આપે છે. ધર્મ-આરાધનાથી તમે દેવ પણ બની શકો છો.**

ના, મારે આ બધાં વિષય-સુખ નથી જોઇતાં. મોક્ષનું સુખ જોઇએ છે ને? મોક્ષનું અનંત, અક્ષય સુખ તમારે જોઇએ છે ને?

**હા, તો ધર્મ તમને મોક્ષનું સુખ પણ આપે છે. અને યાદ રાખો. માત્ર ધર્મ જ મોક્ષનું સુખ આપી શકે છે.**

અર્થપ્રધાન અને કામપ્રધાન જીવોને આ જાણીને આશ્ચર્ય થતું હશે. થાય છે. પરંતુ જેના જીવનમાં અર્થ-પૈસો જ સર્વસ્વ છે અને ઇન્દ્રિયોના વિષયસુખ જ સર્વસ્વ છે તેવા જીવોને ધર્મ તરફ વાળવાનું સરળ નથી. સંસારમાં મોટાભાગના જીવો અર્થપ્રેમી અને કામભોગપ્રેમી જ હોય છે તે સૌને ધર્મપ્રેમી બનાવવાના છે!

ધર્મનું ફળ અર્થપ્રાપ્તિ, સ્વર્ગ-પ્રાપ્તિ બતાવ્યું છે એ ખરૂં. પરંતુ ધર્મથી અર્થપ્રેમ અને કામપ્રેમને ખત્મ કરવાના છે. ધર્મ દ્વારા મોક્ષસુખને જ ઉપલબ્ધ કરવાનું છે.

### ધર્મ સુખની ફેક્ટરી:

તમે એમ ન સમજશો કે જીવોને આ લાલચ આપવામાં આવી છે! ધર્મ તરફ ખેંચવા માટે આ કોઇ પ્રલોભન નથી આપ્યું. આ તો ધર્મની શક્તિનો, ધર્મના પ્રભાવનો સાચો પરિચય આપ્યો છે. ધર્મ તમામ પ્રકારના સુખ આપી શકે છે. સંસારમાં કે સ્વર્ગમાં

જેટલા પણ સુખ છે તે તમામ સુખ ધર્મની જ નીપજ છે. અરે! મોક્ષનું સુખ પણ ધર્મસાધનાનું જ પરિણામ છે. સુખ એ ધર્મનું જ ઉત્પાદન છે. ધર્મની ફેક્ટરીમાં જ સુખનું ઉત્પાદન થાય છે! જે ફેક્ટરી હોય છે, હલકો, ભારે.... બધા પ્રકારનો માલ કાઢે! એમ ધર્મની ફેક્ટરીમાંથી પણ હલકું ભારે તમામ પ્રકારનું સુખ ઉત્પન્ન થાય છે! ઉત્પાદન કેવું કરવું, કેટલું કરવું તે તમારા પર નિર્ભર છે. ધર્મની ફેક્ટરીમાં સુખ જ ઉત્પન્ન થશે. દુઃખ ઉત્પન્ન થવાનો ત્યાં કોઈ પ્રશ્ન જ નથી. દુઃખ ઉત્પન્ન થાય છે અધર્મની ફેક્ટરીમાં! પાપની ફેક્ટરી દુઃખ ઉત્પન્ન કરે છે. આ નગદ વાસ્તવિકતા છે. જીવોને લોભાવવા માટે આચાર્યશ્રીએ આ કંઇ જુઠું નથી કહ્યું. પૂર્ણ સંપૂર્ણ સત્ય જ કહ્યું છે કે ધર્મ ધન આપે છે, કામભોગ આપે છે, સ્વર્ગ અને મોક્ષ આપે છે.

માણસને જે ગમે છે તેની જ તે ચાહના કરે છે. કાપડની દુકાનમાં બધા પ્રકારનું કાપડ હોય છે. ઊંચી જાતનું અને હલકી જાતનું-ઓછી કિંમતનું અને વધારે કિંમતનું! સેલ્સમેન બધી જાતનું કાપડ બતાવશે, અને ઊંચી જાતનું મોંઘી કિંમતનું કાપડ ખરીદવા માટે આગ્રહ કરશે પરંતુ લેનાર તો પોતાને મનપસંદ કાપડ જ ખરીદશે. તમને પણ અહીં ધર્મથી મળતા તમામ પ્રકારના સુખ બતાવાયા છે. હલકું સુખ અને ઉંચું સુખ! અમે તો ઉત્તમ અને ઊંચાં સુખ મેળવાનો આગ્રહ રાખીશું! તમારી પસંદગી શું છે, તે તમે કહો!

## સુખ માગો નહીં :

ધર્મનું ફળ સુખ છે, એ તો માનો છો ને? સુખ ધર્મથી જ મળે છે, આ વાત હૈયે વસી ગઈ છે ને? **ધર્માત્ સુખમ્**-ધર્મથી જ મળે-આ વાતનો વિશ્વાસ તમારા મનમાં બરાબર થઇ જાય, પછી હું તમને કહીશ કે ધર્મથી કેવું સુખ અને કયુ સુખ તમારે મેળવવું જોઈએ. મારી વાત ગમે તો એ સુખ મેળવવું, ન ગમે તો

જેવી તમારી મરજી ! બીજી વાત એ છે કે સુખ માંગવાની જરૂર જ નથી. વગર માંગે જે મળી જતું હોય તે માંગવાની જરૂર શી છે? તમે ધર્મ કરતા રહો, સુખ તમને આપોઆપ મળતું રહેશે !

જે માણસને ધન મેળવવાની પ્રબળ ઇચ્છા હશે, જે માણસના જીવનમાં પૈસાની કારમી તંગી હશે તે માણસ મોટા ભાગે ધર્મક્રિયાથી ધનપ્રાપ્તિની જ માંગણી કરવાનો ! કારણ કે 'સંસારનો વ્યવહાર પૈસા વગર ચાલી નથી શકતો,' એવો તેનો ખ્યાલ હોય છે. કર્મ-સિધ્ધાંતનું તેને જ્ઞાન નથી હોતું અને ભાગ્ય પર ભરોસો રાખી તે નિષ્ક્રીય નથી રહી શકતો ! થોડાક વર્ષ પહેલાં મેં એક પ્રસંગ વાંચ્યો હતો.

## 'જે નફો મળે તેમાંથી થોડોક ભાગ શુભમાં ખરચજે.' વૃદ્ધની શીખ :

**વિલિયમ કોલગેટ** અમેરિકન હતો. તે ગરીબ હતો. તેના મા–બાપ ઘરે સાબુ બનાવતા અને શહેરની શેરીઓમાં ફરીને તે વેચતા. આ કોલગેટનો સાબુ કિંમતમાં સસ્તો હતો. આથી ગરીબ લોકો તે જલ્દી ખરીદતા. એક દિવસ નિરાશ કોલગેટને પિતાએ કહ્યું : 'બેટા ! તું ન્યૂયોર્ક જા અને ત્યાં તારું ભાગ્ય અજમાવી જો.'

વિલિયમે ઘર છોડયું. ગામના સીમાડે એક વૃદ્ધ મળ્યા. તેમણે વિલિયમને પૂછયું : 'શીદ જાય છે, બેટા ?' વિલિયમે કહ્યું : ન્યૂયોર્ક જઉં છું.

'કેમ ન્યૂયોર્ક જઈ રહ્યો છે ?'

'દાદા ! ભાગ્ય અજમાવવા જઉં છું.'

'સરસ ! ચાલ મારે પણ ન્યૂયોર્ક જવું છે.' અને એ વૃદ્ધ અને વિલિયમ બંને ન્યૂયોર્ક તરફ જવા આગળ વધ્યા. રસ્તામાં વૃદ્ધે કહ્યું :

'જો વિલિયમ, ધંધામાં કેટલીક બાબતોનું ખાસ ધ્યાન રાખવું પડે છે. પહેલી બાબત છે, પ્રમાણિકતાની. ધંધામાં પ્રામાણિકતાનું ચૂસ્તપણે પાલન કરજે. બીજી બાબત છે, વસ્તુમાં બનાવટ-ભેળસેળ કદી ન કરતો. માલમાં ભેળસેળ કરવાથી ધંધો લાંબો સમય સુધી નહિ ટકે.

એનાથી ગ્રાહકોનો વિશ્વાસ ક્યારેક ને ક્યારેક તૂટી જ જવાનો. તો ભેળસેળથી હંમેશ દૂર રહેજે. ત્રીજી વાત : ગ્રાહકોને પૂરો માલ આપવો. કપટ ન કરવું. વજન ઓછું ન આપવું અને છેલ્લી વાત હૈયે ખાસ કોતરી રાખજે : માણસને જે કાંઈ મળે છે તે પરમાત્માની કૃપાથી મળે છે, આથી તને ધંધામાં જે કંઈ નફો મળે, તે નફામાંથી થોડોક ભાગ અલગ રાખીને એ ભાગની રકમ સારાં કાર્યોમાં ખર્ચજે '

વાતો કરતાં કરતાં બન્ને એક ચર્ચ પાસે આવ્યા. વિલિયમે ચર્ચમાં જઈ ભગવાનને પ્રાર્થના કરતાં પ્રતિજ્ઞા કરી : 'હે ગોડ! ધંધામાં હું જે કમાઇશ, મને જે કંઈ તેમાં નફો થશે તેમાંથી હું દસમો ભાગ સત્કાર્યોમાં ખર્ચીશ.'

વિલિયમે ન્યૂયોર્કમાં જઇ સાબુ બનાવવાની ફેક્ટરી શરૂ કરી. નાનું એવું સાબુનું કારખાનું શરૂ કર્યું. તેમાં તેને જે નફો થતો તેમાંથી દસમો ભાગ સારા કાર્યોમા તે ખર્ચી નાંખતો.

પરમાત્માને પ્રાર્થના કરવી, પ્રતિજ્ઞા કરવી, સત્કાર્યોમાં પૈસા ખર્ચવા આ બધી એક પ્રકારની ધર્મક્રિયાઓ જ છે. આ ધર્મક્રિયાથી વિલિયમને લખલૂટ કમાણી થવા માડી. તેણે સાબુનું નામ 'કોલગેટ' રાખ્યું. દંતમંજન પણ તેણે બનાવ્યું. જગતભરમાં 'કોલગેટ' દંતમંજન અને સાબુ વિખ્યાત બની ગયા. વિલિયમ તેમાંથી કરોડો કમાયો અને એવું જ તેણે લખલૂટ દાન પણ કર્યું.

આપણા દેશમાં તો આ પરંપરા પ્રાચીન કાળથી ચાલી આવે છે. વેપાર-ધંધામાં લોકો 'શુભખાતું' રાખે છે. ભગવાનનો કંઈને કંઈ ભાગ રાખે જ છે અને એ ભાગમાંથી સત્કાર્યમાં પૈસાનો સદ્વ્યય કરે છે. 'ધર્મથી ધન મળે છે'- આ શ્રદ્ધા છે. જુઠી નહિ, સાચી શ્રદ્ધા છે. શ્રી હરિભદ્રસૂરિજી જેવા મંહાનજ્ઞાની આચાર્ય કહે છે કે ધર્મ ધન આપે છે!

ગુર્જરેશ્વર કુમારપાળના પૂર્વજન્મની કથા વાંચવા મળે છે. પૂર્વભવમાં તે એક નોકર હતા. એક શ્રીમંત પરમાત્મ-ભક્ત શેઠને ત્યાં નોકરી કરતા. શેઠ રોજ પરમાત્માની પૂજા કરતા. નોકરને પણ

એક દિવસ પરમાત્માની પૂજા કરવાની ભાવના થઈ. તેણે પોતાના પૈસે ફુલ ખરીદ્યાં અને પરમાત્માની ભાવપૂર્વક પૂજા કરી. આ પરમાત્મ-પૂજાના ધર્મથી તેને ગુજરાતનું સામ્રાજ્ય મળ્યું. ધર્મથી ધન મળ્યું કુમારપાળને. ધર્મના પ્રભાવથી તે ગુર્જરેશ્વર બન્યા.

પણ સાવધાન ! એક વાત બરાબર ગોખી રાખો. એ નોકરે ધન મેળવવાની લાલસાથી પૂજા નહોતી કરી. તેણે પૂજા કરી હતી શુદ્ધ ભક્તિભાવથી. કોઈ કામના વિના નિષ્કામ–ભાવથી ! આતમના ઉમળકાથી પરમાત્માની પૂજા કરી હતી. તેણે જો ધન મેળવવા પૂજા કરી હોત તો તેને થોડી ઘણી સંપત્તિ મળત. ધર્મનો પ્રભાવ નિષ્ફળ ન જાત. ધર્મના પ્રભાવથી એ નોકરને થોડી જમીન, થોડું જર–ઝવેરાત જેવું મળત. પરંતુ નિષ્કામ ભાવથી પરમાત્માની ભક્તિ કરી તેથી એ નોકરને બીજા ભવે ગુજરાતનું સામ્રાજ્ય મળ્યું ! તો આ છે ધર્મતત્ત્વનું રહસ્ય !

**ધર્મની શક્તિ :**

ધર્મની શક્તિ શું છે, કેટલી છે તે બતાવાય છે. તમે આ બાબત પર ધ્યાન કેન્દ્રિત કરજો. બીજી બાબતોમાં–બીજી ભાંજગડમાં પડશો નહિ. ધર્મ જેમ ધન આપે છે તેમ તે ભોગ સુખ પણ આપે છે. ધન મળવું એક વાત છે અને ભોગ સુખ મળવું એ બીજી વાત છે. ધનવાન હોય તેને ભોગસુખ મળે જ એવો નિયમ નથી. ધનવાન હોય પરંતુ સદાય બિમાર જ રહેતો હોય ! તો પાંચ ઇન્દ્રિયોના વિષયોના ભોગ તે કેવી રીતે ભોગવી શકે ?

એવા ધનવાન શું તમે નથી જોયા કે જે આંધળા હોય, પક્ષાઘાતથી પીડાતા હોય, કેન્સરમાં કણસતા હોય, અપંગ હોય, બહેરા હોય ? આવા ધનવાનો પ્રિય વિષયોનો ઉપભોગ નથી કરી શકતા. શરીર નિરોગી હોવું, પાંચેય ઇન્દ્રિયો અખંડ અને કાર્યક્ષમ હોવી એ ધર્મનું જ શુભ ફળ છે. માનો છો ને તમે આ વાત ?

**પ્રશ્ન :** નિરોગી શરીર અને ઇન્દ્રિયોની પૂર્ણતા એ તો પુણ્ય-કર્મનું ફળ છે ને ?

**ઉત્તર** : આ પુણ્યકર્મ કોનું ફળ છે ? પુણ્યકર્મ શેનાથી બંધાય છે ? પાપાચરણથી કે ધર્માચરણથી ? ધર્મથી જ પુણ્યકર્મ બંધાય છે. શું અર્થ થયો એનો ? જે પુણ્યકર્મથી મળે છે તે ધર્મનું જ પ્રદાન છે. ધર્મનું જ તે ફળ છે. તો ભોગસુખ પામવાના સાધન-નિરોગી શરીર, કાર્યક્ષમ ઇન્દ્રિયો, મન વગેરે ધર્મથી-ધર્મના પ્રભાવથી જ મળે છે. જે મળે છે તે ધર્મનું જ ફળ છે અને ભવિષ્યમાં જે મળશે તે ધર્મનું જ ફળ હશે. ધર્મના પ્રભાવથી જ ભોગસુખ મળશે. શાલિભદ્રને ભોગસુખ મળ્યા હતાં ને ?

**ગઈકાલનો ગોવાળ : આજનો શાલિભદ્ર !**

ભગવાન મહાવીરના સમયમાં થઈ ગયો એ ભોગીભ્રમર ! રોજ તેમને દૈવી ભોગસુખના સાધન મળતાં હતાં. બત્રીશ સ્ત્રીઓના તે પતિ હતા. ભોગસુખ ભોગવવામાં-પાંચ ઇન્દ્રિયોના વિષયોના ઉપભોગમાં તે એટલા ગળાબૂડ હતા કે મગધસમ્રાટ શ્રેણિકના નામની પણ તેમને ખબર ન હતી ! જેના રાજ્યમાં એ રહેતા, જેના નગરમાં એ રહેતા એ રાજાના જ નામથી તે બેખબર હતા !!! આટલાં બધાં ભોગસુખ તેમને કેવી રીતે મળ્યાં ? ધર્મના પ્રભાવથી ! સુપાત્રદાનનો ધર્મ કરવાથી તેમને ભોગોની-ભોગસુખની છાકમછોળ મળી !

પૂર્વભવમાં શાલિભદ્ર ગોવાળ-પુત્ર હતા. ગરીબ હતા. એક દિવસ તેમને ખીર ખાવાની ઇચ્છા થઈ. માએ આડોશ-પાડોશમાંથી દૂધ-ચોખા-ખાંડ માંગી લાવીને પુત્ર માટે ખીર બનાવી. થાળીમાં ખીર આપીને મા પાણી ભરવા માટે બહાર ગઈ. ત્યાં ભિક્ષા માટે એક તપસ્વી મુનિ પધાર્યા. મુનિને જોઈ બાળકે તેમને પ્રેમથી આવકાર્યા અને એટલા જ પ્રેમથી ખીર મુનિને ભિક્ષામાં આપી દીધી ! યાદ છે ને, એ ખીર માટે તે બાળક રડયો હતો. એ ખીર માટે તેણે મા પાસે જીદ કરી હતી. રડી-કકળીને તેણે મા પાસેથી મન ભાવતી ખીર મેળવી હતી. એ ખીર તેણે હસતા હસતા પ્રેમથી અને પ્રસન્નતાથી મુનિને વ્હોરાવી દીધી !

એ બાળકને ખીર ભાવતી હતી. પોતે ભૂખ્યો પણ હતો. છતાંય ખીર ભિક્ષામાં આપ્યા બાદ તે અફસોસ નથી કરતો કે 'અરેરે ! ખીર તો બધી મેં પેલા સાધુને આપી દીધી. હવે હું શું ખાઈશ ?' એણે તો હોંશથી બધી જ ખીર મુનિના પાત્રમા ઠાલવી દીધી અને પછી પણ તે એ મુનિના જ વિચારો કરવા લાગ્યો. 'કેવી પ્રશાંત મુખમુદ્રા ! કેવી કરુણાભરી આંખો !' મુનિ તો ભિક્ષા લઈને જતા રહ્યા પણ તેના મનમાં તે વસી ગયા !

## માત્ર ખીરનું દાન નહોતું, પ્રેમનું દાન હતું :

બાળકનું એ દાન પ્રેમનું દાન હતું ! તેમાં માત્ર કર્તવ્યપાલન ન હતું. એ બાળકે કોઈ ફરજ નહોતી બજાવી 'મુનિ આપણાં આંગણે આવ્યા છે તો તેમને ઓલાવવા જોઈએ. તેમને ભિક્ષામાં કંઈ આપવું જોઈએ.' આવા વિચારથી તેણે ખીર નહોતી વ્હોરાવી. આમ વિચારીને કરવું તે કર્તવ્યપાલન થયું. આમાં પ્રેમની પરિમલ નથી હોતી. સ્નેહની સ્નિગ્ધતા નથી હોતી.

ત્યાં માત્ર દાનધર્મ જ નહોતો, મુનિપ્રેમનો ધર્મ પણ હતો મુનિપ્રેમ, સાધુપ્રેમ, ત્યાગીપ્રેમ-એ ઉત્તમ ભાવધર્મ છે. ઉત્તમ ભાવધર્મનું ફળ પણ ઉત્તમ જ મળે છે. યાદ રાખો, માત્ર ખીરનું દાન કરવાથી જ એ ગરીબ બાળક ધનકુબેર શાલિભદ્ર નહોતો બન્યો. ખીર દેવાથી શાલિભદ્ર બનાતું હોય તો તો તમે લોકો થાળી ભરીને નહિ, મોટાં તપેલાં ભરીને મુનિને ખીર વ્હોરાવી દો ! મહાન દાનવીર બની જાઓ ! પરંતુ માત્ર આપવાથી દાન નથી બનતું. એમ દાન કરવાથી-આપવા માત્રથી શાલિભદ્ર નથી બનાતું !

એ બાળક એ રાતે 'શૂળરોગ'થી મરી ગયો. અસહ્ય પીડા તે ભોગવી રહ્યો હતો, છતાંય એ વેદનામાં પણ તેને તપસ્વી મુનિ જ દેખાતા હતા ! પોતે આપેલી ભિક્ષાનો આનંદ જ તેના હૈયે ઉભરાતો હતો મા તેની પાસે જ બેઠી હતી પરંતુ તેનું મન તો પેલા મહાત્મામાં જ રમતું હતું.

કહો જોઈએ; એ બાળકને એ મુનિ-મહાત્મા સાથે કેટલો પરિચય હતો ? જરા પણ નહિ. પહેલાં ક્યારેય જોયા પણ

ન હતા. પ્રથમવાર જ દર્શન કર્યાં હતાં. માત્ર આંખની જ ઓળખ થઈ હતી. તે પણ ભિક્ષાના સમય પૂરતી જ. પણ આ અલ્પ સમયનું મુનિ-દર્શન બાળક માટે મહાન્ ધર્મ બની ગયો! આ મહાન ધર્મે એ બાળકની ટ્રાન્સફર-બદલી કરી નાંખી ગોભદ્ર શેઠની હવેલીમાં! ભદ્રા શેઠાણીની કુક્ષીમાં! અહીં તેમને પ્રેમાળ પિતા મળ્યા, વત્સલ માતા મળી, સ્નેહાળ ૩૨-૩૨ પત્નીઓ મળી, નિરોગી અને સર્વાંગસુંદર દેહ મળ્યો. પરિપૂર્ણ અખંડ પાંચ ઇન્દ્રિયો મળી. આ બધું મળ્યું ત્યારે શાલિભદ્ર વિપુલ ભોગસુખ ભોગવી શકયા. અને આ બધું મળ્યું સુપાત્રદાન-ધર્મના પ્રભાવથી. આ રીતે ધર્મ તમામ ભોગસુખ આપે છે, ધર્મમાં એ શકિત છે, આ વાત સમજાણી ને?

## ધર્મ કેવી રીતે આપે છે?

ધર્મ ચક્રવર્તીના ભોગસુખ આપી શકે છે. ધર્મ બળદેવ-વાસુદેવના ભોગસુખ આપી શકે છે. આપ્યા છે ભૂતકાળમાં. વર્તમાનમાં પણ આપે છે અને ભવિષ્ય-કાળમાં પણ તે આપશે. ધર્મ જ આપશે, તે સંસારમાં ધર્મ સિવાય બીજું કોઈ તત્ત્વ જ નથી કે જે ભોગસુખ આપી શકે. એ ન પૂછશો કે ધર્મ ધન અને ભોગ સુખ કેવી રીતે આપે છે? આપવાની પદ્ધતિ ધર્મની કોઈ અનોખી જ છે એની મેથડ આપણે નહિ સમજી શકીએ! એ પદ્ધતિ સમજવા માટે તો આપણે યોગી બનવું પડશે! અધ્યાત્મ-યોગી થવું પડશે. તે માટે વિશિષ્ટ જ્ઞાન મેળવવું પડશે

વિચારજો, એ બાળકને કોઇ કલ્પના પણ ન હતી કે 'હું ખીરનું દાન દઇશ તો શ્રેષ્ઠિપુત્ર બનીશ અને લખલૂટ ધન અને અમાપ ભોગસુખ મળશે.' ના, તેને આવી કોઇ જ ગણતરીનો ખ્યાલ ન હતો. ધર્મ કરવાથી શું ફળ મળે તેનું તેને કંઈ જ જ્ઞાન ન હતું. છતાંય તેને ધર્મનું ફળ મળ્યું! હા ફળનું તેને જ્ઞાન હોત અને એ ફળ મેળવવા તેણે દાન કર્યું હોત તો તેને એ ફળ ન મળત! પરંતુ

તેણે તો ધર્મ સહજરૂપે કર્યો. નિષ્કામભાવે, નિઃસ્પૃહપણે તેણે સુપાત્રદાન કર્યું. અને તેને શ્રેષ્ઠ ભોગસુખ મળ્યાં. તે પણ વગર માંગ્યે! ધર્મ કરીને જે ભીખ માંગે છે તેને તે મળે છે જરૂર, પણ જે ધર્મ પાસે ભીખ નથી માંગતો તેને ધર્મ ન્યાલાન્યાલ કરી દે છે।

## ધર્મને માંગણિયા પસંદ નથી!

ધર્મ આપે છે. બધું જ આપે છે, ધન આપે છે, ભોગસુખ આપે છે. સ્વર્ગનાં સુખ પણ આપે છે. તમામ પ્રકારનાં સુખ ધર્મ આપે છે. પરંતુ ધર્મને માંગવાવાળા માંગણિયા પસંદ નથી. પણ માણસને માંગવાની ટેવ પડી ગઇ છે. ભિખારી બની ગયો છે માણસ. જ્યા જાય છે ત્યાં માંગે છે. ક્યારેક બોલીને માગે છે તો ક્યારેક મનથી માંગે છે! ક્યારેક કાયાથી પણ માંગે છે! બુદ્ધિશાળી માણસની ભીખ માંગવાની પદ્ધતિ નિરાળી હોય છે! તે ભીખ માંગશે પણ ભિખારી નહિ દેખાય! એ પાપ કરશે પણ પાપી નહિ દેખાય! બુદ્ધિશાળી છે ને એ? પણ આ બુદ્ધિમત્તા નથી. જ્યાં વગર માગે મળે ત્યાં માંગવું એ બુદ્ધિમત્તા નથી, મૂર્ખતા છે!'

માણસ જન્મે છે ત્યારથી તે માગવા માંડે છે નાનો હોય છે, બોલતા નથી આવડતું તો એ રડીને માંગે છે. બાળક રડે છે તો મા સમજી જાય છે કે બાળક ભૂખ્યું થયું છે. બોલતા શીખે છે તો બોલીને માંગે છે. માતા પાસે, પિતા પાસે, ભાઇ બહેન, મિત્ર, સ્વજન, સંબંધ સૌ કોઈ પાસે માંગે છે, બસ એ માંગતો જ રહે છે! ગુરુ પાસે પણ માંગે છે અને પરમાત્મા પાસે પણ માંગે છે! કંઈને કંઇ એ માંગતો જ રહે છે! જ્યાં સુધી આ ભિખારીપણું નહિ મટે ત્યાં સુધી ધર્મનું સર્વોચ્ચ ફળ, વાસ્તવિક ફળ નહિ મળે.

'મારું કહ્યું માનશો? મારી સલાહ તમે સ્વીકારશો? દરેક જગાએ ભિખારી ન બનો. ખાસ કરીને પરમાત્મા પાસે, ગુરુ પાસે, ધર્મ પાસે ભિખારી બનીને ન ઊભા રહો. ધનની ભીખ ન માંગો.

ભોગની પણ ભીખ ન માંગો! માંગણ–ભિખારી ન બનો. કારણ ધર્મ–સત્તાને ભિખારી પસંદ નથી. માંગણો–ભિખારીઓ પ્રત્યે ધર્મને સખ્ત નફરત છે. જે મનથી પણ કશું જ માંગતો નથી અને ધર્મ કરે છે, ધર્મનું શરણ સ્વીકારે છે તેને ધર્મ એટલું દે છે, એવું અદ્ભૂત દે છે કે જેની કલ્પના પણ એ જીવાત્મા એ ધર્મસાધક ન કરી શકે! ગોવાળપુત્રને કલ્પનાતીત ધન–સંપત્તિ અને ભોગસુખ આપ્યાં કે નહિ?

ધર્મ બધું જ આપે છે પરંતુ જીવોની યોગ્યતા પણ અપેક્ષિત છે. જેમ જેમ જીવની યોગ્યતાનો વિકાસ થતો જાય છે. તેમ તેમ ધર્મતત્ત્વની નિકટતા વધતી જાય છે અને ઉત્તરોત્તર ઉચ્ચ–ઉચ્ચત્તર સુખોની ઉપલબ્ધિ આપોઆપ થાય છે. જ્યાં સુધી જીવાત્મા અર્થ–કામનો અભિલાષી છે, માત્ર સાધનના રૂપમાં નહિ, અર્થ–કામ જ સાધ્ય! જ્યાં સુધી અભ્યુદય એ જ ચરમ લક્ષ્ય ત્યાં સુધી સમજવું કે યોગ્યતા હજી પરિપક્વ થઈ નથી.

**આત્મકલ્યાણને જ જીવનનું ધ્યેય રાખો:**

માનવજીવનમાં અર્થ–કામ પણ આવશ્યક છે, અર્થ–કામ વિના જીવન નથી જીવી શકાતું. ઠીક છે આ માન્યતા, પરંતુ આપણું લક્ષ્ય, આપણું ધ્યેય અર્થ-કામ જ ન હોવું જોઈએ. અભ્યુદય માત્ર સાધનના રૂપમાં ઉપાદેય છે પણ સાધ્યના રૂપમાં તો તે હેય જ છે. તે ક્યારેય ઉપાદેય ન બની શકે. સાધ્ય તો નિઃશ્રેયસ જ જોઈએ! શું છે તમારું જીવનલક્ષ્ય? માત્ર ધનદષ્ટિ અને ભોગદષ્ટિ તો નથી ને? અર્થપ્રધાન અને કામપ્રધાન જ નથી બન્યા ને?

**સભામાંથી** : એવા જ બની ગયા છીએ, મહારાજશ્રી!

**મહારાજશ્રી** : તો તમને એમ લાગે છે ખરૂં કે અર્થપ્રધાન અને કામપ્રધાન જીવન સારું નથી? ધન–દૌલત અને ભોગ–સુખને જ આદર્શ બનાવી જીવન જીવવું એ માનવજીવનની બરબાદ છે; એમ તમે માનો છો? તમે ગૃહસ્થ છો, સંસારી–જીવન જીવો છો, તમારે

પૈસા જોઇએ અને ભોગ સુખ પણ જોઈએ. પરંતુ આ બધાં પ્રત્યે તમારી દૃષ્ટિ શું હોવી જોઈએ ? જીવનનું ધ્યેય તમારુ શું હોવું જોઇએ ? નિઃશ્રેયસ ! આત્મકલ્યાણ ! આજ જીવનનું ધ્યેય હોવું જોઇએ.

ધન કમાવવું એ એક વાત છે અને ધનનું મમત્વ રાખવું તે બીજી વાત છે. ભોગસુખ ભોગવવું એ એક વાત છે અને તેમાં આસક્તિ રાખવી એ બીજી વાત છે. આ બંનેમાં ઘણું મોટું અંતર છે, તમે અનાસક્ત બનવાનો આંતરિક પુરુષાર્થ કરો. આ ગ્રન્થમાં આગળ આ પુરુષાર્થ બતાવાયો છે. કરવો છે ને એ પુરૂષાર્થ ? યાદ રાખજો, અર્થ-પુરૂષાર્થ અને કામ-પુરૂષાર્થમાં જ માનવજીવન પૂરૂં થઇ ગયું તો મરીને દુર્ગતિમાં જ જવાના. પશુયોનિ, નરકયોનિ કે નિમ્નસ્તરની મનુષ્યયોનિ સિવાય બીજી કોઈ જ ગતિ નહિ મળે. અને જાણો છો ને ત્યાં શું હોય છે ? દુઃખ અને ત્રાસ સિવાય બીજું ત્યાં કંઇજ નહિ મળે.

## ધર્મને અર્થ-કામનું સાધન ન બનાવો :

'ધર્મ ધન આપે છે, ધર્મ ભોગસુખ આપે છે'-આવું પ્રતિપાદન માણસને ધર્મ પ્રત્યે, ધર્મની શકિત પ્રત્યે પ્રેમ, શ્રદ્ધા અને સદ્ભાવ પેદા કરે છે. 'ધર્મ કરીશ તો ધન મળશે, ધર્મ કરવાથી ભોગસુખ મળશે'-આમ માનવું ખતરનાક-ભયાનક છે. તેનાથી માણસ ધર્મ પ્રત્યે નહિ પરંતુ અર્થ અને કામ પ્રત્યે આકર્ષિત થાય છે. એવા વિચારથી તે ધર્મને અર્થ અને કામનું સાધન બનાવી દે છે ! ધર્મ સાધનામાં અર્થ-કામનો સાધનના રૂપમાં ઉપયોગ કરવો ઉચિત છે પરંતુ અર્થ-કામની સાધનામાં ધર્મને સાધન બનાવવું તે તદ્દન અનુચિત છે, મૂર્ખતા છે.

કોઇપણ વાત હોય, સારી હોય કે ખરાબ, એ વાતને તમે કઈ દૃષ્ટિએ જુવો છો-સ્વીકારો છો તેજ મહત્ત્વપૂર્ણ છે. સ્ત્રી તો સ્ત્રી જ છે પણ એક પુરુષ તેને સતી-મહાસતીના સ્વરૂપે જુવે છે. જ્યારે બીજો પુરુષ તેને રૂપવતી યૌવનાની નજરે જુવે છે. એ પ્રમાણે

આપણે જ્ઞાની પુરુષોની વાત સાંભળીએ છીએ અને તેને આપણી બુદ્ધિ પ્રમાણે સમજીએ છીએ. જો આપણી દૃષ્ટિ અર્થપ્રધાન હશે તો આપણે વિચારીશું—'આચાર્ય કહે છે ધર્મથી ધન મળે છે, તો હું ધર્મ કરું જેથી મને ધન મળશે.' આપણી દૃષ્ટિ કામ-પ્રધાન હશે અર્થાત્ ભોગપ્રધાન હશે તો વિચારીશું. 'આચાર્યે કહ્યું છે કે ધર્મથી ભોગસુખ મળે છે. મારે તો ભોગસુખ જોઈએ છે. તો ધર્મ કરીશ તો મને ભોગસુખ મળશે.' અને જો આપણી દૃષ્ટિ મોક્ષપ્રધાન હશે તો આપણે વિચારીશું-' આચાર્ય કહે છે કે ધર્મ મોક્ષ આપે છે. મારે તો મોક્ષ જ જોઈએ. હું ધર્મપુરુષાર્થ કરીશ તો મને મોક્ષ મળશે.'

સંસારમાં ઘણા પ્રકારના જીવ હોય છે. મુખ્ય ત્રણ પ્રકારના જીવ હોય છે : અર્થપ્રધાન, ભોગપ્રધાન અને મોક્ષપ્રધાન. ગ્રન્થકાર આચાર્યશ્રી આ ત્રણેય પ્રકારના જીવોને નજરમાં રાખી કહે છે : તમારે જે જોઈશે તે તમને ધર્મ આપશે ! અધર્મ નહિ આપે ! પાપ નહીં આપે ! ધન પાપથી અર્થાત્ હિંસા કરવાથી, જૂઠું બોલ-વાથી, ચોરી કરવાથી નહિ મળે. આ વાત બરાબર સમજી લો. ધન પણ ધર્મથી જ મળશે. વગર માંગે મળશે. સંસારના સારામાં સારા શ્રેષ્ઠ ભોગસુખ પણ ધર્મથી જ મળશે. પાપથી–પાપ કરવાથી નહિ મળે. હિંસા વગેરે પાપોથી અર્થ અને કામ મળતા હોત તો દુનિ-યામાં પાપ કરવાવાળા બધા ધનવાન હોત અને તેમને તમામ ભોગસુખ મળ્યાં હોત, પરંતુ બને છે એવું ? દેખાય છે દુનિયામાં એવું કંઈ ? કહો, દુનિયામાં પાપ કરનારા વધુ છે કે ધર્મ કરનારા ?

**સભામાંથી** : પાપ કરનારા જ વધુ છે.

**મહારાજશ્રી** : જો પાપ કરવાથી ધન મળતું હોત તો સંસારમા ધનવાનોની સંખ્યા જ વધુ હોવી જોઈએ ને ? તો સંસારમાં ધનવાન વધુ છે કે ગરીબ ?

**સભામાંથી** : ગરીબ જ વધુ છે. ધનવાનો તો ઘણા થોડા છે.

**મહારાજશ્રી** : આનો અર્થ એ થયો કે સંપત્તિ અને ભોગ-

સુખ પાપથી નથી મળતાં, ધર્મથી જ મળે છે. તો સર્વપ્રથમ તમારે પાપોનો ત્યાગ કરવો પડશે. ધર્મમાર્ગે આવવું પડશે. ધન જોઈએ કે ભોગસુખ જોઈએ, પાપ માર્ગ છોડીને તમે ધર્મમાર્ગ પર આવી જાઓ. એથી તમારી પાપવૃત્તિ સમાપ્ત થઇ જશે. પછી સમાપ્ત કરવી પડશે પાપપ્રવૃત્તિને. ધનેચ્છા અને ભોગેચ્છા પાપવૃત્તિ છે. ધર્મમાર્ગ પર આવવાથી, સદ્દગુરુઓના સમાગમથી પાપપ્રવૃત્તિ પણ ખતમ થઇ જશે.

તમારો છોકરો છે, ભણતો નથી. દોસ્તારો સાથે આખો દિવસ રખડયા કરે છે. તમે તેને ભણાવવા ઇચ્છો છો તો શું કરશો? તમે તેને ભણાવવાની મહત્તા સમજાવશો અને રખડપટ્ટીથી થતાં નુકશાન સમજાવશો. છતાં છોકરાના ભેજામાં ઉતરશે નહિ, તમારી વાત એ નહિ માને, હવે શું કરશો? સર્વપ્રથમ તો તેને ઘરની બહાર જતો અટકાવો. તેને કહો કે 'રમવું હોય તો ઘરમાં રમ. પણ બહાર રમવા નથી જવાનું.' તમે તેને થોડા દિવસ ઘરમાં રમવા દો એથી રખડેલ અને ભટકેલ દોસ્તારો ઘરે નહિ આવે. અને આવે તો તેમને ઘરમાં આવવા ન દો. પછી તમે તેને થોડો સમય ભણવાનું કહો, એ માની જશે. ધીમે ધીમે ભણવામાં તેનું મન લાગી જશે. પછી આપોઆપ રમવા-રખડવાનું છૂટી જશે અને ભણવા માંડશે.

## ધર્મક્રિયાને અમૃતક્રિયા બનાવો :

પાપોના વિષયોમાં આવું જ છે. માણુસ ધનપ્રિય છે, કામભોગપ્રિય છે. એ પાપોની પાસે જાય છે. હિંસા કરે છે. જુઠું બોલે છે. ચોરી કરે છે, વ્યભિચાર કરે છે. આવા માણુસને ધર્મમાર્ગ પર લાવવો હોય તો તેને કહો : 'ભાઈ! તારે ધન જોઈએ? તારે કામભોગ જોઈએ? શા માટે દુનિયામાં રખડે છે? અહીં આવ. ધર્મની આરાધના કર. ધર્મ કરવાથી તને ધન પણ મળશે અને ભોગસુખ પણ મળશે.' જ્યારે એ ધર્મમાર્ગ પર આવે. ભલે તે ધનેચ્છા કે ભોગેચ્છાથી ધર્મ કરે, તરત તેને છંછેડો નહિ. થોડો સમય તેને સકામ ધર્મ કરવા દો. પછી તેને ખૂબ પ્રેમથી સમજાવો કે ધનેચ્છા અને ભોગેચ્છા સારી નથી. આવી ઈચ્છાઓ

કરવી એ પાપ છે. માનવજીવનમાં તો મુક્તિ પામવાની જ ઇચ્છા કરવી જોઈએ. ધર્મપુરુષાર્થથી તો મોક્ષ જ મેળવવાનો છે. ધનેચ્છા અને ભોગેચ્છાથી ધર્મક્રિયા કરવાથી તો એ ધર્મક્રિયા વિષક્રિયા બની જાય છે. અમૃતક્રિયા નથી બનતી.'

જો એ માણુસ બુદ્ધિમાન હશે, તો તમારી વાત એના ગળે ઉતરી જશે અને ધર્મક્રિયાને તે અમૃતક્રિયા બનાવશે. મૂરખ હશે તો એ ધર્મક્રિયા તો કરશે ને ? પાપક્રિયાઓથી તો દૂર રહેશે ને ? તેને પણ સુખ તો મળશે જ. ભલે અલ્પકાલિન સુખ મળે, હલકી જાતનું સુખ મળે. ધર્મપુરુષાર્થ કર્યો છે, કોઇપણ દૃષ્ટિથી કર્યો હોય, તેને ધનનું સુખ, કામભોગનું સુખ જરૂર મળશે. આપણે ધર્મના પ્રભાવ અંગે વિચારી રહ્યા છીએ. ધર્મના ફળ અંગે વિચારી રહ્યા છીએ. ભૌતિક કે આધ્યાત્મિક સુખ ધર્મથી મળશે. ધર્મ સુખ આપશે. ધર્મ સિવાય બીજું કોઈ જ તત્ત્વ સુખ આપી શકે તેમ નથી.

ધર્મ જેવી રીતે ધનનું સુખ અને ભોગોનું સુખ આપે છે, તેવી રીતે સ્વર્ગસુખ અને મોક્ષસુખ પણ આપે છે. આ વિષય ઉપર હવે પછી વિવેચન કરીશ. આજે આટલું જ !

* સ્વર્ગ અને નરક માત્ર કલ્પના નથી, પરંતુ નરી વાસ્તવિકતા છે. આપણે જે જોઈ શકતા નથી કે જે સમજી શકતા નથી, તે ન હોય, તેમ ન માની શકાય.
* જે વસ્તુ હોય તેનો જ નિષેધ કરી શકાય. 'નરક નથી' આવું તો જ બોલી શકાય-જો નરક હોય !
* વિજ્ઞાનની 'પરા-મનોવિજ્ઞાન' શાખાએ પુનર્જન્મના સિદ્ધાન્તને પ્રયોગસિદ્ધ કરીને આત્માના અસ્તિત્વને સ્વીકાર્યું છે.
* મજેથી પાપ કરવાં છે અને સુખ જોઈએ છે? ક્યારેય ન મળી શકે. સુખ જોઈએ તો પાપોનો ત્યાગ કરો !
* જીવરાજ શેઠની બાહ્ય ધર્મક્રિયાઓ જોઈ નારદજી જેવા દેવર્ષિ આકર્ષાઈ ગયા ! જેને મોક્ષ જોઈતો નથી તેને ભગવાન પણ મોક્ષમાં ન લઈ જઈ શકે !

# પ્રવચન/૩

યાકિની મહત્તારસુનુ આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજી ધર્મતત્ત્વનું ફળ બતાવતા ફરમાવે છે :

धनदो धनार्थिनां प्रोक्तः कामिनां सर्वकामदः ।
धर्म एवापवर्गस्य पारम्पर्येण साधकः ॥

આ ધર્મબિંદુ ગ્રંથની રચના આચાર્યશ્રી હરિભદ્રસૂરિજી મહારાજે કરી અને આચાર્યશ્રી મુનિચંદ્રસૂરિજી મહારાજે આ ગ્રંથ પર ટીકા લખી. આ બંને આચાર્ય જિનશાસનના, જિનદર્શનના ઉત્કૃષ્ટ પ્રજ્ઞાવંત મહાન્ જ્યોતિર્ધર આચાર્ય થઈ ગયા.

ગ્રંથકારે સર્વપ્રથમ ધર્મનું સ્વરૂપ અને ધર્મની પરિભાષાની વાત ન કરતાં પ્રથમ ધર્મનો પ્રભાવ અને ધર્મના ફળની વાત કરી છે. પહેલા ધર્મની ઓળખ કરાવવી જોઈએ. ધર્મ શું છે, તેની વ્યાખ્યા આપવી જોઈએ. પરંતુ ગ્રંથકારે એમ કેમ ન રાખતા બીજો ક્રમ કેમ અપનાવ્યો? ટીકાકાર આચાર્ય મુનિસુંદરસૂરિજી આનો તર્ક-યુક્ત સચોટ ખુલાસો આપે છે, તેઓશ્રી કહે છે : "फलप्रधानाः प्रारम्भा मतिमता भवन्ति !"

ટીકાકારે બુદ્ધિશાળી માણસોને નજરમાં રાખી તેમનું મનો વિશ્લેષણ કર્યું. બુદ્ધિશાળી માણસનો આ સ્વભાવ છે. કોઈપણ કાર્ય કરતાં પહેલા એ વિચારશે, 'આનું ફળ શું મળશે? આ કામ કરવાથી મને શું ફાયદો થશે?' ફળ વિનાની, ફાયદા વગરની પ્રવૃત્તિ બુદ્ધિમાન માણસ નહિ કરે.

**સભામાંથી** : અમારામાં બુદ્ધિ જ નથી તો!

**મહારાજશ્રી** : તો શું બુધ્ધુ છો? મૂર્ખ છો? તમને કોઈ મૂર્ખ કહેશે તો માની લેશો ને? તેથી તમને ખોટું નહિ લાગે ને? જાણું છું તમને બધાને! મારી સામે તમે તમારી મૂર્ખતાનો સ્વીકાર કરી લો છો! કારણ કે જવાબ આપવો પડે છે. પાપાચરણ કરવું છે. તેના ફળનો–તેના પરિણામનો વિચાર કરતા નથી. 'હું આ પાપ કરીશ તો તેનું શું ફળ મળશે?' વિચારો છો આવું?

**સભામાંથી** : ફળનો તો વિચાર કરીએ છીએ પણ તાત્કાલિક ફળનો!

**મહારાજશ્રી** : ઠીક, કોઇ તમને કહે : આ મિઠાઇ ખાઓ, ખૂબ જ સ્વાદિષ્ટ છે. પરંતુ તેમાં થોડુંક જ ઝેર છે. હા, આ ઝેરની કોઈ તાત્કાલિક અસર નહિ થાય. ધીમું ઝેર છે તેમાં. તો શું તમે એવી મીઠાઇ ખાશો? કેમ ના પાડો છો? મિઠાઈ તો સ્વાદિષ્ટ છે. ઝેરની અસર તો ઘણે લાંબે ગાળે થવાની છે. પછી શા માટે ના પાડો છો? હા, હવે તમે સમજ્યા! એ મિઠાઇ ખાતા દૂરના દુષ્પ-રિણામનો વિચાર આવે છે. પાપ કરતાં દૂરના દુષ્પરિણામનો વિચાર

કરો છો ? બુદ્ધિ તો છે તમારી પાસે, પરંતુ નિર્મળ બુદ્ધિ નથી. મલિન અને અશુદ્ધ બુદ્ધિ પાપના કે ધર્મના ફળનો વિચાર કરી શકતી નથી. આવી બુદ્ધિ તો સતત સુખ અને દુઃખના દ્વન્દ્વોમાં જ ગુંચવાયેલી રહી છે.

## બુદ્ધિને ચકાસી જુવો, મલિન છે કે નિર્મળ?

જેની બુદ્ધિ નિર્મળ છે, વિશુદ્ધ છે, તે તો ફળનો જરૂર વિચાર કરશે. આ લોક અને પરલોકમાં શું થશે, તેનો તે જરૂર કયાસ કાઢશે. ફળ અલ્પકાલીન છે કે દીર્ઘકાલીન, તેનું પણ તે ગણિત માંડશે. અને જે કામ, જે પ્રવૃત્તિ કરવાથી વર્તમાન જીવનમાં ભલે સારું ફળ મળતું હોય પરંતુ પરલોકમા તેનું ફળ ખરાબ મળતું હોય તો તેવું કામ કે તેવી પ્રવૃત્તિ નિર્મળ બુદ્ધિવાળો માણસ નહિ કરે. તે તો એવાં જ કામ પસંદ કરશે કે જેથી ઉભય લોકમાં અર્થાત્ વર્તમાન જીવનમાં અને પરલોકમાં પણ સારું ફળ મળે. આ ભવ અને પરભવમાં પણ સુખ મળે, સારું પરિણામ મળે. ઉત્તમ ફળ પ્રાપ્ત થાય તેવાં જ તે કામ કરશે. તો સમજી ગયા ને ? હવે તમે તમારી બુદ્ધિને ચકાસી જુવો, તે મલિન છે કે નિર્મળ ? અશુદ્ધ છે કે વિશુદ્ધ ?

ધર્મનું ફળ બતાવવામાં આવી રહ્યું છે. ધર્મનું ફળ-ઈહલૌકિક અને પરલૌકિક ફળ-બંને ફળ સારા છે. ઇહલૌકિક ફળમાં ધનપ્રાપ્તિ અને ભોગસુખોની પ્રાપ્તિ તથા પારલૌકિક ફળમાં સ્વર્ગપ્રાપ્તિ અને મોક્ષની ઉપલબ્ધિ !

## લાલચ અને ભય નહિ, પણ નરી વાસ્તવિકતા :

**પ્રશ્ન :** માણસને ધાર્મિક બનાવવાની ભાવનાથી જ શું સ્વર્ગ અને નરકની કલ્પના નથી કરવામાં આવી ? ધાર્મિક બનાવવાની ભાવના સારી છે પરંતુ તે માટે સ્વર્ગની લાલચ અને નરકનો ભય બતાવવો તે ક્યાં સુધી ઉચિત ગણાય ?

**જવાબ :** તમે તમારા સંતાનને ડોકટર, વકીલ કે એન્જીનીયર બનાવવા માગો છો. સંતાન ભણવા નથી માંગતું. કોલેજમાં

જવાની તે ના જ પાડે છે. ત્યારે તમે શું કહો છો તેને ? 'આ જમાનામાં તું ભણીશ નહિ તો ભૂખે મરીશ. પટાવાળાની નોકરી પણ તને ક્યાંય નહિ મળે ભીખ માંગતા કોઇ ભીખ પણ નહિ આપે, જો ભણીશ નહિ તો. માટે ભલો થઈને મારું કહ્યું માન.' તો તમે શું સંતાનને ભૂખે મારવાનો ભય બતાવ્યો ? કે વાસ્તવિકતા બતાવી ? તમે એમ પણ કહો છો : 'સારું ભણીશ તો સારી નોકરી મળશે. સારો એવો ધંધો કરી શકીશ. તું ખૂબ પૈસા કમાઇશ. તારો બંગલો બનશે. તારી મોટરો દોડશે.' કહો છો ને આવું ? તો આમ કહીને શું તમે સંતાનને ભણાવવા માટે લાલચ આપો છો કે તેને તમે વાસ્તવિકતા સમજાવો છો ?

પ્રશ્ન : એ બધું તો અમે અમારી સામે જોઇએ છીએ. આથી તે વાસ્તવિકતા જ છે. પરંતુ આપ જે સ્વર્ગ અને નરકની વાત કરો છો તે તો ક્યાંય જોવા નથી મળતા. આથી શંકા થાય છે.

જવાબ : આપણને જે દેખાતું નથી તે બીજા કોઈને પણ દેખાતું નથી એમ તમે કેમ માની લો છો ? 'આપણે જે નથી જોઈ શકતા, આપણે જે નથી સમજી શકતા તે હોઈ જ શકે નહિ,' એમ કેમ માની લો છો ?

સ્વર્ગ અને નરક પણ છે ! તેને જોનારા પણ છે ! એ જોવા માટે વિશિષ્ટ આખ જોઈએ. વિશેષ નજર જોઈએ. પાણીના ટીપામાં ચાલતાં-દોડતા જીવ તમે જોયા છે ? ગળેલાં પાણીમાં ? તમે તેને સીધેસીધા આંખ માંડીને જોશો તો પણ નહિ દેખાય. પરંતુ માઇક્રોસ્કોપ લઈને જુવો તો ? તેનાથી તમને એ જ પાણીના ટીપામાં હજારો જીવ દેખાશે. અનગળ પાણીમાં વધુ દેખાશે અને ગળેલાં પાણીમાં ઓછાં દેખાશે. મેં પોતે માઇક્રોસ્કોપથી પાણીમાં જીવ જોયા છે. તે પ્રમાણે અવધિજ્ઞાની અને કેવળજ્ઞાનીઓ સ્વર્ગ અને નરકને પ્રત્યક્ષ જોઈ શકે છે. એવા જ્ઞાની પુરુષોએ તે જોઇને દુનિયાને તેની વાત કરી છે. તેનું વર્ણન કર્યું છે. આ જ્ઞાની પુરુષોએ સ્વર્ગ અને નરક જ માત્ર જોયા નથી. પોતાના વિશિષ્ટ જ્ઞાન બળથી તેમણે એ

પણ જોયું કે કયો જીવ સ્વર્ગમાં જાય છે અને કયો જીવ નરકમાં જાય છે. સ્વર્ગનું ભૌતિક સુખ જોયું અને નરકની ઘોર શારીરિક તથા માનસિક વેદનાઓ પણ જોઇ. એ બધું જોઇને જ્ઞાની ભગવંતોએ કહ્યુ : 'ધર્માચરણથી સ્વર્ગ મળશે અને પાપાચરણથી નરક જ મળશે.'

તો આને ભય અને લાલચ નહિ કહી શકાય. આ વાસ્તવિક માર્ગદર્શન છે. જીવોને દુઃખથી બચાવવા માટે સાવધાન કરવા તે ભય-દર્શન નથી પરંતુ જીવોને ભયમુક્ત-દુઃખમુક્ત કરવાનો એ વાસ્તવિક પ્રયત્ન છે. માટે જે વાસ્તવિક છે તેવા સ્વર્ગના સુખની વાત કરવી તે કોઈ ગુનો નથી. બીજાઓને સ્વર્ગના સુખનો માર્ગ બતાવવો એ કંઇ અપરાધ નથી. તેમ કરવામાં કોઈ અસત્ય પણ નથી અને બનાવટ પણ નથી.

**સ્વર્ગ અને નરક કલ્પના નહિ, સત્ય છે :**

**પ્રશ્ન :** આપ કહો છો કે સ્વર્ગ છે, નરક છે, તો એ સ્વર્ગ અને નરક અમારી બુદ્ધિમાં ઉતરે તેમ સમજાવવા કૃપા કરશો ?

**જવાબ :** ચોક્કસ. શા માટે નહિ ? જે તત્ત્વ ઇન્દ્રિયાતીત હોય છે અર્થાત્ જે તત્ત્વ ઈન્દ્રિયોથી પ્રત્યક્ષ નથી થતાં એવાં તત્ત્વોનો નિર્ણય અનુમાનથી થાય છે. વસ્તુનિર્ણયમાં જેમ **પ્રત્યક્ષ-પ્રમાણ** છે તેમ વસ્તુ નિર્ણયમાં **અનુમાન** પણ પ્રમાણ છે. અનુમાન એટલે તર્ક. સ્વર્ગ અને નરકનું અસ્તિત્વ તર્કથી-અનુમાનથી સિદ્ધ થઈ શકે છે. તો હવે તમે મને એ કહો કે એક માણસે બીજા માણસનું ખૂન કર્યું અને ખૂન કરતાં તે રેડ હેન્ડેડ-રંગેલા હાથે પકડાઈ ગયો, તો તેને વધુમા વધુ સજા શું થશે ?

**સભામાંથી :** ફાંસી. મૃત્યુદંડની તેને સજા થશે.

**મહારાજશ્રી :** બરાબર. એ ખૂનીને ફાંસીની સજા થશે. પરંતુ બીજા એક માણસે પાંચ-પાંચ ખૂન કર્યા છે અને તે પણ પકડાઇ ગયો છે, તેનો ગુનો સાબિત થઇ ગયો છે, તો તેને શું સજા થશે ?

**સભામાંથી** : તેને પણ ફાંસીની સજા થવાની !

**મહારાજશ્રી** : એમ કેમ ? એક માણસનું ખૂન કરનારને પણ ફાંસીની સજા અને પાંચ માણસનાં ખૂન કરનારને પણ ફાંસીની સજા ? વધુ ખૂન કરનારને તો એક ખૂન કરનારને થતી સજાથી વધુ સજા થવી જોઈએ ને ? પરંતુ આ દુનિયામાં દેહાંત દંડ-ફાંસીની સજાથી વધુ બીજી કોઈ સજા નથી ! સજા તો થવી જ જોઈએ. અપરાધના પ્રમાણમાં જ સજા થવી જ જોઇએ ! એમ જો ન થાય તો તો એ અન્યાય જ કહેવાય ને ?

હિટલરનો એક સાથીદાર હતો આઇકમેન. તેણે લાખોની સંખ્યામાં માણસોની કતલ કરી. તેને એક વખત ફાસીની સજા ફટકારી દીધી તેથી શું તેને તેના ગુનાની પૂરી સજા થઈ ગઈ ? ના. તો ? અહીં જે અધૂરી સજા મળે છે તેની પૂરી અવધિ નરકમાં થાય છે! નરકમાં જીવને બાકીની સજા ભોગવવી પડે છે. જે જીવ નરકમાં જન્મે છે તેને ત્યાં ઓછામાં ઓછા દસ હજાર વરસ સુધી પોતાના કૃત્યોની સજા સહન કરવી પડે છે. આ સજા ભયંકર હોય છે.

જૈન ધર્મે વિશ્વ-વ્યવસ્થાનું વર્ણન કર્યું છે. વાંચ્યુ છે તમે ? જૈનધર્મમાં વિશ્વને 'લોક' કહે છે. લોકના વિભાગ છે : ૧. ઉર્ધ્વ-લોક, ૨. મધ્યલોક અને ૩. અધોલોક. સાત નરકનો આ અધોલોકમાં સમાવેશ થાય છે. આ વિશ્વવ્યવસ્થાનો આધાર છે ગણિત ! 'લોક' કેટલો પહોળો છે, કેટલો ઊંચો છે, તેનો આકાર કેવો છે, એ બધું જ આંકડામાં બતાવાયું છે. 'લોક' ચૌદ રાજલોક લાંબો અને સાત રાજલોક પ્રમાણ પહોળો છે. 'રાજ' એક પ્રકારનું માપ છે. મેઝરમેન્ટનું એ એક નામ છે.

પ્રાચીન ગ્રંથોમાં નરકોનું વ્યવસ્થિત વર્ણન વાંચવા મળે છે. શાસ્ત્ર પણ પ્રમાણ મનાયું છે! કારણ કે શાસ્ત્રોની રચના કરનારા ઋષિ-મહર્ષિઓ પ્રામાણિક હતા. પ્રામાણિક એટલે નિઃસ્પૃહી અને નિ.સ્વાર્થી. તેમને શા માટે જુઠું બોલવું પડે ? સ્વાર્થી અને લાલચુ લોકો જ જુઠું બોલે છે. નિઃસ્વાર્થી અને નિઃસ્પૃહી મહાત્માઓ તો સત્યનાજ પ્રતિપાદક હોય છે.

## જે વસ્તુ હોય, તેનો જ નિષેધ થાય !

એક તો ગજબનો તર્ક છે ! જે વસ્તુ હોય છે, તેનો જ નિષેધ કરાય છે, જે વસ્તુનું ક્યાંય પણ અસ્તિત્વ ન હોય તેનો નિષેધ નથી કરી શકાતો. 'નરક' જો ક્યાંય ન જ હોય તો 'નરક નથી' એવું પ્રતિપાદન નહિ કરી શકાય. 'નરક નથી' એમ બોલતાં જ નરકનું અસ્તિત્વ સિદ્ધ થઈ જાય છે ! હા, અહીં મધ્યલોકમાં નરક નથી, ઉર્ધ્વલોકમાં નરક નથી, એ વાત ખરી; પરંતુ નરક જ નથી, એમ માનવું તદ્દન ખોટું છે.

જે શબ્દ હોય છે તે અર્થનો બોધક હોય છે. 'પુસ્તક' શબ્દ છે તો પુસ્તક જેવો અર્થ, અર્થાત્ દ્રવ્ય હોય છે ! શબ્દ હોય અને શબ્દવાચ્ય અર્થ-પદાર્થ ન હોય એવો કોઈ જ શબ્દ નહિ મળે ! બતાવી શકશો તમે આવો કોઈ શબ્દ ? શબ્દ છે પરંતુ તે શબ્દથી વાચ્ય પદાર્થ ન હોય, છે એવો કોઈ શબ્દ ? વિચારીને જવાબ આપો. હા, બે શબ્દોથી-બે શબ્દોના સંયોજનથી બનેલો શબ્દ ન કહેશો. સ્વતંત્ર શબ્દ બતાવો ! તમે તો કહેશો કે 'ખરશૃંગ' શબ્દ છે, પરંતુ શબ્દવાચ્ય અર્થ ગધેડાનું શિંગડું નથી ! આવો સંયોજિત-મિશ્રિત શબ્દ નહિ ચાલે. 'ગધેડો' શબ્દ છે તો 'ગધેડો' નામનું જાનવર પણ છે.' 'શિંગડું' શબ્દ છે તો 'શિંગડું' નામનો પદાર્થ પણ છે.

છે ને આ અકાટય તર્ક ? આ તર્કનો કોઈ પ્રતિ તર્ક નથી. તેનો કોઈ જવાબ જ નથી. લાજવાબ છે આ તર્ક. 'નરક' સ્વતંત્ર શબ્દ છે. એ જ નરકનું અસ્તિત્વ સિદ્ધ કરે છે. હવે તો માનશો ને નરકના અસ્તિત્વને ?

હવે એ પૂછો કે નરકમાં ક્યા જીવ જાય છે, શું કરવાથી નરકમાં જવું પડે છે અને નરકમાં શું શું યાતનાઓ અને યંત્રણાઓ સહવી પડે છે ? યાદ રાખજો. ધર્મના વિચાર અને ધર્મના આચાર નહિ સ્વીકારો અને પાપવિચાર અને પાપાચારમાં જ રમતા રહેશો તો નરકમાં જ જવું પડશે. હજારો, લાખો, કરોડો અરે ! અસંખ્ય-ગણ્યા ન ગણાય તેટલા અગણિત વર્ષો સુધી પરવશપણે, પરાધીન

બનીને અસહાયપણે ભયંકરમાં ભયંકર, તીવ્રમાં તીવ્ર દુઃખો અને વેદનાઓ નરકમાં ભોગવવી પડશે. પરમજ્ઞાની અને પરમ કરુણાવંત જ્ઞાનીપુરુષોએ જીવોની દયનીય અવદશા જોઈ હતી. એ જોઈને જ જીવોને એવા અસહ્ય અને અમાપ દુઃખોથી ઉગારી લેવા માટે ધર્મ-માર્ગ બતાવ્યો. ધર્મમાર્ગે ચાલનાર ધાર્મિક વિચાર કરનાર અને ધર્મનું આચરણ કરનાર જીવ નરકમાં નથી જતો. **ધર્મનો જન્મ કરુણામાંથી થયો છે. જીવોને દુઃખોથી મુક્ત કરવાના અને તેમને સુખ આપવાના, સુખી બનાવવાના એક માત્ર શુભ હેતુથી ધર્મ બતાવાયો છે.**

અનેક તર્કોથી નરકનું અસ્તિત્વ સિદ્ધ કરી શકાય છે. તેમ સ્વર્ગનું અસ્તિત્વ પણ તર્કથી સિદ્ધ કરી શકાય છે. સ્વર્ગને દેવલોક પણ કહે છે, દેવલોક પણ છે. હવે તો વિજ્ઞાનને પણ સ્વર્ગનો સ્વીકાર કરવો પડે તેવી અદ્‌ભૂત ઘટનાઓ બની રહી છે. એ ઘટના-ઓનું સમાધાન ભૌતિક વિજ્ઞાન પાસે નથી.

**આઠસોને પૂર્વભવની સ્મૃતિ :**

વિજ્ઞાને થોડાં વર્ષોથી '**પરા–મનોવિજ્ઞાન**' શાખાને માન્યતા આપી છે. અંગ્રેજીમાં તેને '**પેરા–સાયકોલોજી**' કહે છે, જ્યારે વિશ્વમાં પુનર્જન્મની સેંકડો ઘટનાઓ બનવા લાગી, એકથી વધુ લોકોને અને એકથી વધુ દેશોમાં લોકોને પુનર્જન્મની સ્મૃતિ થવા લાગી ત્યારે વિજ્ઞાનીઓ ઊંડા વિચારમા પડી ગયા. પુનર્જન્મની સ્મૃતિ કયા કારણથી આવે છે તે શોધવામાં શરીરવિજ્ઞાન પદાર્થ-વિજ્ઞાન અને મનોવિજ્ઞાન અસમર્થ રહ્યા. ભારતમાં જ નહિ અમેરિકા, રશિયા, ઈંગ્લેન્ડ, ઈરાન, ઈરાક વગેરે દેશોમા પણ પુનર્જ-ન્મની સ્મૃતિના પ્રસંગો બન્યા. આથી તેનું કારણ શોધવા, પુનર્જ-ન્મની સ્મૃતિનું સંશોધન કરવા '**પરા–મનોવિજ્ઞાન**' નામની મનો-વિજ્ઞાનની શાખાનો જન્મ થયો. પાંચ–સાત વર્ષ પહેલાં અમારું ચાતુર્માસ જયપુરમા હતું. જયપુરમાં રાજસ્થાન યુનિવર્સિટી છે. તેમાં આ 'પરા–મનોવિજ્ઞાન' વિભાગ શરૂ કરાયો છે. અમે ત્યાં ગયા હતા

અને આ વિભાગની સંશોધન પદ્ધતિની ઘણી જાણકારી મેળવી હતી. ત્યાં અમને જાણવા મળ્યું કે વિશ્વમાં પુનર્જન્મની સ્મૃતિવાળા લગભગ ૮૦૦ માણસ છે.

**અમેરિકામાં** એક એવી ઘટના બની કે '**રથસીમોન્સ**' નામની એક સ્ત્રીને પોતાના દેવલોકના પૂર્વભવની સ્મૃતિ થઈ આવી! એ સ્ત્રી પૂર્વભવમાં સ્વર્ગની દેવી હતી! અમેરિકાના ડૉ. **એલેકઝાંડર કેનન** પરા-મનોવિજ્ઞાનના ડૉક્ટર છે અને તેમણે આજ સુધીમાં એક હજાર ત્રણસો બ્યાસી (૧૩૮૨) માણસો પર સંશોધન કર્યું છે કે જેમને પૂર્વભવની યાદ આવી હતી!

પરા-મનોવિજ્ઞાનના ક્ષેત્રમાં '**રીગ્રેશન**' નો એક પ્રયોગ થાય છે. આ પ્રયોગના માધ્યમથી પેલી **રથસીમોન્સ** સ્ત્રીને પૂછવામા આવ્યુ કે 'અત્યારે તું ક્યાં છે?' તેણે કહ્યું : 'હુ 'એસ્ટ્રલ વર્લ્ડ'મા છું. અહીં મને નથી ભૂખ લાગતી નથી ઊંઘ આવતી અને મને કોઈ થાક પણ નથી લાગતો.'

બીજો પ્રશ્ન : 'ત્યાં તમે તમારો સમય કેવી રીતે પસાર કરો છો?'

તેણે કહ્યું : 'હું અહીં જોતી જ રહું છું. મને ખૂબ આનંદ આવે છે. અહીં સમય જ નથી. ન રાત છે, ન દિવસ.'

ત્રીજો પ્રશ્ન : 'ત્યાંથી આ પૃથ્વી પર બ્રીઆનના ઘરમાં શું થઇ રહ્યું છે તે જાણો છો?' તેણે કહ્યું : 'જો મારું ધ્યાન તે તરફ જાય તો જાણી શકું.'

'તમે જોઈ પણ શકો?'

'હા, અમારી ઇચ્છા થાય તો.'

'શુ ઇચ્છા કરવાથી જ જોઇ શકો?'

'હા, વિચાર કરીએ અને જોઇ લઇએ, જાણી લઈએ.'

'શું તમે બીજાના મનના વિચાર જાણી શકો?'

'હા. બીજાઓના વિચાર અને ઇચ્છા પણ જાણી શકીએ.'

'એ 'એસ્ટ્રલ વર્લ્ડ' માં વૃદ્ધાવસ્થા, રોગ, મૃત્યુનું અસ્તિત્વ છે?'

'ના ત્યાં વૃધ્ધાવસ્થા નથી. રોગ નથી, અને ત્યાં મૃત્યુ પણ નથી. ત્યાંથી અદૃશ્ય થતાં જ બીજા જીવનમાં પરિવર્તન થઇ જાય છે!'

'એ દુનિયામાં હતા ત્યારે તમે આ દુનિયાના માણસોનું ભવિષ્ય જોઇ શકતા હતા?'

'હા હું જોઇ શકતી હતી. એટલું જ નહિ આ દુનિયાના જીવને ખબર પડી જાય છે કે હવે તેને ક્યાં જવાનું છે!'.......

આ અમેરિકન મહિલાએ પોતાના પૂર્વભવનું જે વર્ણન કર્યું છે તે વર્ણન બરાબર દેવલોકનું વર્ણન કર્યું છે. તે સ્વર્ગનું જ વર્ણન છે! આપણાં ધર્મગ્રંથોમાં દેવલોકના દેવોનું જે વર્ણન આવે છે તે આવું જ આવે છે. આથી સાબિત થાય છે કે સ્વર્ગનું અસ્તિત્વ છે જ. દેવલોક છે જ. દેવતાઓ અને દેવીઓ પણ છે જ.

**નરકમાં દુઃખની, સ્વર્ગમાં સુખની લાચારી :**

બધા દેવ એક સરખા નથી હોતા. અધોલોકમાં આ પૃથ્વીની નીચે જે દેવો રહે છે તેઓ **વ્યંતર–વાણવ્યંતર** અને **ભવનપતિ** કહેવાય છે ઉર્દ્ધલોકમાં જે દેવો રહે છે તેઓ **વૈમાનિક દેવ** કહેવાય છે. ઉપર–ઉપર બાર દેવલોક છે. તેના ઉપર **'નવગ્રૈવયેક'** દેવલોક આવ્યા છે અને તેના ઉપર પણ **'પાંચ અનુત્તર'** દેવલોક આવ્યા છે. પ્રાચીનતમ ગ્રંથોમાં દેવલોકનું આટલું સૂક્ષ્મ અને યથાર્થ વર્ણન મળે છે કે તે વાંચીને મનને પ્રતીતિ થાય છે કે : 'દેવલોક હોવા જ જોઈએ.' દેવોનું આયુષ્ય, તેમના શરીરની રચના, તેમના શરીરની ઊંચાઈ, તેમની શક્તિ, તેમનાં નિવાસ સ્થાન, ત્યાંના દેવ–દેવીઓના યૌન–સંબંધ, નિવાસોની રચના, સંખ્યા, સ્તંભના આકાર વગેરે સેંકડો વાતો આંકડાઓ સાથે આપવામાં આવી છે. માત્ર કલ્પના હોત તો આ પ્રકારનું ચોક્કસ અને પૂર્વાપર અવિરોધી વર્ણન ન આપી શકત.

ધર્મથી સ્વર્ગ મળે છે અર્થાત્ ધર્મ સ્વર્ગ પણ આપે છે! કારણ કે સ્વર્ગમાં ભૌતિક સુખો અપરંપાર છે. ત્યાં જન્મનું દુઃખ નથી, મૃત્યુની વેદના પણ નથી! ત્યાં આધિ નથી, વ્યાધિ નથી, ઉપાધિ પણ નથી! ત્યાં કોઈ દેવને કોઈ દેવીને કુખે પેદા નથી થવું પડતું! માણસ અને પશુની જેમ દેવોને માના પેટમાં ઊંધા માથે રહેવું નથી પડતું. ત્યાં તો હોય છે પુષ્પશય્યા! આત્મા એ શય્યામાં દેવનું શરીર ધારણ કરી લે છે. ત્યાં નથી બાલ્યાવસ્થા કે નથી વૃધ્ધાવસ્થા. ત્યાં તો છે નિત્ય યૌવન! જન્મતાવેંત જ યુવાન! યુવતી! ધન–દોલત કમાવવા જવું પડતું નથી.! અર્થ અને કામ તૈયાર! રેડીમેડ મળી જાય છે! દેવોને ભૌતિક સુખ ભોગવવા જ પડે છે. હા, કેટલાક દેવ સમ્યગ્દૃષ્ટિ હોય છે, તેઓ ભૌતિક સુખોને સારા નથી માનતા, સુખ–ભોગોને અનર્થકારી માને છે, છતાં પણ તેઓ સુખ–ભોગોનો ત્યાગ નથી કરી શકતા અને સ્વર્ગના જીવો સુખોથી મુક્ત નથી થઈ શકતા!

## પાપ કરવાં છે અને સુખ જોઈએ છે?

સુખ ભૌતિક હોય કે આધ્યાત્મિક તે મળશે ધર્મથી જ. પાપોથી–પાપ કરવાથી ક્યારેય પણ સુખ નથી મળતું. પાપોથી દુઃખ જ મળશે. તમારે શું જોઈએ? સુખ જ જોઈએ છે ને? તો પાપોનો ત્યાગ કરવો જ પડશે. પાપ કરતાં રહેવું છે અને સુખ જોઈએ છે, એ કેવી રીતે બને? પાપનો ત્યાગ કરવો નથી અને દુઃખોમાંથી છુટકારો જોઈએ છે! એ કેવી રીતે બને? એ બંને સાથે સંભવિત જ નથી. ભૌતિક સુખો મેળવવા માટે પણ પાપોનો તો ત્યાગ કરવો જ પડશે. છે પાપનો ત્યાગ કરવાની તૈયારી? હિંસા, અસત્ય, ચોરી, દુરાચાર, પરિગ્રહ વગેરે પાપના અઢાર સ્થાનકોથી દૂર રહેવા તૈયાર છો ને?

**સભામાંથી :** સંસારમાં પાપ તો કરવા જ પડે છે.

**મહારાજશ્રી :** કેટલાં પાપ કરવા પડે છે? જેટલાં પાપ અનિવાર્ય હોય એટલા જ કરો છો? અનિવાર્ય જરૂરથી વધુ પાપ

નથી કરતાને ? નિષ્પ્રયોજન પાપ નથી કરતાને ? ઢંઢોળો તમારા અંતરાત્માને. પૂછો તમારા આત્માને કે 'હે આત્મન્ ! તને પાપ પ્યારા તો નથી લાગતા ને ? પાપ કરવા જેવા નથી. એ વાત સતત યાદ રહે છે ને ? પાપ કરતાં દુઃખ થાય છે ? 'અરેરે ! મેં કેટલા બધાં પાપ કર્યાં ?' આવી તીવ્ર વેદના પાપ કરતાં અને પાપ કર્યા બાદ થાય છે ખરી ? પૂછો છો ક્યારેય આવું તમારા આત્માને ? પૂછો તો જવાબ મળે ને ? ક્યારેય પૂછતા જ નથી, પછી જવાબ ક્યાંથી મળે ? પણ તમે પૂછો જ શાના ? કારણ કે પાપ કરવામાં તમને મઝા આવે છે !

યાદ રાખો : જ્યાં સુધી પાપો પ્રત્યે ઘૃણા નહિ જાગે, તેના પ્રત્યે તિરસ્કાર નહિ પેદા થાય ત્યાં સુધી ધર્મ પ્રત્યે પ્રેમ નહિ પ્રગટે, ત્યાં સુધી ધર્મમા શ્રદ્ધા નહિ જાગે.

તમને હું પૂછું છું કે તમે કઈ દૃષ્ટિથી પાપ કરો છો ? શા માટે પાપ કરો છો ? સુખ મેળવવા માટે ને ? 'જુઠું બોલવાથી પૈસા મળશે'—એવી માન્યતાથી જુઠું બોલો છો ને ? 'ચોરી કરવાથી વધુ પૈસા મળશે'—એવા ખ્યાલથી ચોરી કરો છો ને ? તો શું જુઠું બોલવું, ચોરી કરવી, એ પાપ નથી ? જુઠ અને ચોરીને તમે પાપ માનો છો ? તો હવે કહો કે પાપ કરવાથી સુખ મળે કે દુઃખ ?

**કર્મવિજ્ઞાનનો સનાતન સિદ્ધાંત :**

**સભામાંથી :** પાપથી તો દુખ જ મળે.

**મહારાજશ્રી :** તો શું દુઃખ મેળવવા તમે પાપ કરો છો ? કેટલી ઘોર અજ્ઞાનતા છે ? ! જોઈએ છે સુખ અને કરો છો પાપ ! ! !

**સભામાંથી :** પાપ કરીએ છીએ અને સુખ મળે છે, એવું પ્રત્યક્ષ જોઇએ છીએ, આથી સુખ મેળવવા પાપ કરીએ છીએ !

**મહારાજશ્રી :** ઠીક, આવો કાર્ય–કારણ ભાવ જોવા મળે છે માટે પાપાચરણ છોડતા નથી એમ જ કહેવું છે ને તમારૂં ?

**સભામાંથી :** જી હા !

**મહારાજશ્રી :** દુકાન પર બેસી સાચું બોલો છો તો ઓછું કમાવ છો અને જૂઠું બોલો છો તો વધુ કમાવ છો, આ તમારો અનુભવ છે, પણ આ અનુભવ શું બધાનો જ છે? જૂઠું બોલનાર બધા જ વધુ કમાય છે? ચોરી કરનાર શું બધાં જ ધનવાન બની જાય છે?

જેનું પુણ્યકર્મ ઉદયમાં હોય તે કમાય છે. પુણ્યકર્મ ઉદયમાં ન હોય અને લાખ જૂઠ બોલે તો એક પૈસો પણ નહિ કમાય. ઉલ્ટું જે હશે તે પણ ખોઇ બેસશે! પુણ્યકર્મના ટેકા વિના પાપાચરણ પણ સફળ નથી બનતું! પુણ્યોદય નહિ હોય અને ચોરી કરવા જશે તો પકડાઈ જશે અને જેલમાં પૂરાવું પડશે! પૂર્વસંચિત પુણ્યકર્મના ઉદયથી જ સુખ મળે છે. પાપો આચરવાથી નવાં પાપકર્મ બંધાય છે.

પુણ્યકર્મ ધર્મથી જ બંધાય છે. કર્મસિદ્ધાંત જાણો છો ને? આત્માની સાથે કર્મોનો બંધ કેવી રીતે થાય છે? કર્મોનો ઉદય ક્યારે આવે છે? કર્મોના કેટલા પ્રકાર છે? કર્મોનું સંક્રમણ–ટ્રાન્સફરમેશન કેવી રીતે થાય છે? કર્મોનો ક્ષય, કર્મોનો નાશ કેવી રીતે કરી શકાય છે? આ બધો વાતો જાણો છો? ક્યારેય કર્યું છે કર્મફીલો સોફીનું અધ્યયન?

**સભામાંથી :** ના જી. આપ કરાવો. અમે જરૂર અધ્યયન કરીશું.

**મહારાજશ્રી :** અધ્યયન કરવાની તમને સૌને ખરેખર જિજ્ઞાસા અને ભાવના હશે તો જરૂર કરાવીશ. રાત્રિ–વર્ગ–'નાઇટ–કલાસ' શરૂ કરીશું. પરંતુ એક વાત શરૂમાં જ સાફ જણાવી દઉં. અધ્યયન કરવું પડશે, માત્ર પ્રવચન સાંભળીને ચાલ્યા જાવ તે નહિ ચાલે. નાઇટ કલાસમાં જે શીખવું તે નોટમાં લખવું પડશે. વિષય-'સબજેક્ટ' બરાબર તૈયાર કરવો પડશે એટલું જ નહિ, વર્ગમાં નિયમિત–રોજ આવવું પડશે. અને સમયસર આવવું પડશે. બોલો, છે મારી વાત કબૂલ?

**સભામાંથી :** કબૂલ છે સાહેબ. તમે અમને ભણાવશો તો અમે જરૂર રાત્રિવર્ગમાં આવીશું.

**મહારાજશ્રી :** કેટલા જણ આવશો? ઓછામાં ઓછા પચાસ ભાઇ-

ઓની હાજરી તો જોઈએ! તો મારા સમયનો વધુ સદુપયોગ થઈ શકે. તમે તૈયારી આજથી શરૂ કરો. અધ્યયન માટે જિજ્ઞાસુ એવા ભાઈઓને તૈયાર કરો. અને બધા પછી આવો. આપણે જરૂર તત્ત્વજ્ઞાનનો વર્ગ શરૂ કરીશું. જ્યાં સુધી 'આત્મા' અને 'કર્મ' નહિ સમજીએ ત્યાં સુધી ધર્મ પણ નહિ સમજી શકાય. અનાદિકાળથી આત્મા કર્મોના બંધનોથી બંધાયેલો છે. કર્મોના આવરણથી તે ઢંકાઈ ગયો છે. ધર્મથી, ધર્મની વૃત્તિ અને પ્રવૃત્તિથી આપણે આત્માને આઝાદ કરવાનો છે. કર્મના બંધનમાંથી તેને મુક્ત કરવાનો છે. ધર્મથી આત્મા મુક્ત–આઝાદ બની શકે છે. આથી જ તો ગ્રન્થકારે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું

### કે 'ધર્મ મોક્ષ પણ આપે છે!'

એક પ્રકારના ધર્મથી પુણ્યકર્મ બંધાય છે. એક પ્રકારના ધર્મથી પાપકર્મ અને પુણ્યકર્મ બંનેનો નાશ થાય છે! જેમ પુણ્યકર્મના ઉદયથી ભૌતિક સુખ મળે છે તેમ કર્મોનો ક્ષય થવાથી આધ્યાત્મિક સુખ મળે છે! જેમ જેમ આત્મા પર લાગેલા કર્મોનો નાશ થતો જાય છે તેમ તેમ આત્માનું પોતાનું સ્વાધીન સુખ પ્રાપ્ત થાય છે. પુણ્યકર્મથી–તેના ઉદયથી સ્વર્ગ મળે છે તેમ પાપકર્મ અને પુણ્યકર્મના સર્વનાશથી મોક્ષ મળે છે! પાપકર્મ અને પુણ્યકર્મનો નાશ પણ ધર્મથી જ થાય છે. કરવો છે ને કર્મોનો સર્વનાશ?

### તો સાફ સાફ કહી દો કે....

**સભામાંથી :** મોક્ષ મેળવવા કર્મનો ક્ષય તો કરવો જ પડશે.

**મહારાજશ્રી :** તમારે લોકોને મોક્ષ મેળવવો છે? સંસારના ભૌતિક સુખો તમને પસંદ નથી? પાંચ ઇન્દ્રિયોના વિષયસુખ હવે તમને નથી ગમતાં ને? પુણ્યકર્મના ઉદયથી મળતા અર્થ–કામ અને સ્વર્ગના સુખ હવે નથી પસંદ ને? તો તો તમારૂં કામ થઈ ગયું!

પણ તમે મને ખુશ કરવા તો નથી કહેતા ને આ? 'મોક્ષ મેળવવાની વાત કરીશું તો મહારાજ ખુશ થશે. તેમને પણ થશે કે ઈન્દોરમાં પણ મોક્ષાભિલાષી જીવો છે. અને તેમની નજરમાં આપણે

સારા માણસ દેખાઈશું....' આવી તો કોઇ તમારી ગણતરી નથી ને?

ઠીક, મને એ જરા કહો, તમારે મોક્ષ મેળવવો છે, મુક્તિ મેળવવી છે તો આ વાત તમે તમારા ઘરમાં પણ કરતા હશો ને? કરો છો? તમારી પત્નીને, તમારા સંતાનોને, મિત્રોને તમારી આ ભાવનાની જાણ છે ખરી? તમે તેમને આ કહ્યું છે ખરું? ક્યારેય તેમને તમે કહ્યું છે કે 'આ સંસાર દુઃખરૂપ છે, અસાર છે, સંસારમાં મળનાર સુખ ભોગવવા યોગ્ય નથી. મારે તો હવે આ સંસાર છોડી દેવો છે. કર્મોના બંધન તોડવા હવે મારે ચારિત્રધર્મ સ્વીકારવો છે. તમે પણ વિચારો અને નક્કી કરો તો ચાલો આપણે સૌ સાથે ચારિત્રધર્મ અંગીકાર કરીએ.' આમ તમે ઘરમાં વાત કરો છો ખરા?

**સભામાંથી** : સાહેબ! ઘરમાં આવી વાત કરીએ તો તો ધમાલ જ મચી જાય.

**મહારાજશ્રી** : એટલે આવી વાત નથી કરતા? તો મારી સાથે પણ જુઠું? મારી સાથે પણ બનાવટ? પણ તમે ક્યારેય આવી વાત કરી જોઈ છે? ત્યારે ધમાલ થઈ છે ખરી? કે એમ જ અદ્ધરતાલ માની લીધું કે ચારિત્રધર્મ સ્વીકારવાની વાત કરીશું તો ધમાલ મચી જશે?

ક્યારેક પ્રયોગ કરી જોજો-અને એવો પ્રયોગ ન કરી શકો તેમ હો તો એમ સાફ કહી દો કે 'મોક્ષ મેળવવાની અમે માત્ર વાતો જ કરીએ છીએ, મોક્ષ મેળવવાની ખરેખર અમને કોઇ તીવ્રતા કે તમન્ના નથી!' પેલા જીવરાજ શેઠ આવા તમારા જેવા જ હતા. નારદજી સાથે તે વૈકુંઠમાં-મોક્ષમાં જવાની વાતો જ કરતા હતા.

## એક હતા જીવરાજ શેઠ, જેમને હતું વ્હાલું વૈકુંઠ!

**સભામાંથી** : કોણ એ જીવરાજ શેઠ?

**મહારાજશ્રી** : ઘણાં સમય પહેલાંની વાત છે. એ સમયે ઈન્દોર આજના જેટલું મોટું શહેર ન હતું. નાનું સરખું ગામ હતું. પાણીના

નળ ન હતા. લાઈટ ન હતી. મોટા મોટા મકાન ન હતા. કાપડની આ નાની માર્કેટ પણ ન હતી. ત્યાં તો ત્યારે હતું મોટું-વિશાળ મેદાન. આ મેદાનના એક ખૂણે જીવરાજ શેઠની દુકાન હતી.

જીવરાજ શેઠ ધનવાન હતા. મોટી હવેલીમાં રહેતા. શેઠ જેમ અર્થ-પુરૂષાર્થ કરતા અને કામભોગ ભોગવતા તેમ ધર્મ પણ કરતા હતા. શેઠને ધર્મક્રિયા કરવાનો શોખ હતો. કપાળમાં આઠ-દસ ટપકા કરીને શેઠ દુકાનની ગાદીએ બેસતા. કોઈ ઘરાક ન હોય ત્યારે રૂદ્રાક્ષની માળા ફેરવી ભગવાનનું નામ લેતા.

એક દિવસની વાત છે. નારદજીનું વિમાન ઈન્દોર પરથી પસાર થતું હતું. નારદજીની ઈચ્છા ઈન્દોર જોવાની થઈ! આથી તેમણે વિમાન પેલા મેદાનમાં ઉતરાવ્યું. વિમાનમાંથી ઉતરી નારદજી ઈન્દોર જોવા નીકળ્યા. મેદાનના એક ખૂણે જીવરાજ શેઠની દુકાન હતી. દુકાન પર જીવરાજ શેઠ હાથમાં રૂદ્રાક્ષની માળા લઈ રામનામ જપી રહ્યા હતા.

નારદજી તો શેઠને અહોભાવથી જોતા જ રહી ગયા: 'અહાહા! કેવા ભકત જીવ છે!' નારદજીએ શેઠના લલાટમાં ચંદનના આઠ-દસ તિલક જોયાં. હાથમાં રૂદ્રાક્ષની માળા જોઈ. અને તેમણે શેઠને ભકત માની લીધા. તે તેમની દુકાને ગયા. શેઠે નારદજીને જોયા. ખૂબજ ખૂશ થયા. દુકાનમાંથી નીચે ઉતરીને નારદજીના ચરણોમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. નારદજીએ પોતાના બે હાથથી પકડીને તેમને ઊભા કર્યા. શેઠની આંખમાં આનંદના આંસુ છલકઈ આવ્યાં. ગદ્‌ગદ્ કંઠે બોલ્યા:

'હે દેવર્ષિ! આપ મારા આંગણે પધાર્યા. ધન્ય બની ગયો હું! કલ્પવૃક્ષ મારા બારણે આવ્યું. મને કામધેનુ, કામકુંભ મળી ગયો! પધારો ગુરૂદેવ! પધારો! મારી ગરીબની ઝૂંપડી પાવન કરો!'

નારદજી તો શેઠના વિનય અને ભકિતથી પાણી પાણી થઈ ગયા. શેઠની દુકાનના પગથિયા ચડી ઉપર આવ્યા. શેઠે તેમને વિનયથી

અને પ્રેમથી ગાલીચા પર બેસાડયા અને બે હાથ જોડીને ઉભા રહ્યા.

નારદજીએ કહ્યું: 'શેઠ! તમે આ સંસારમાં કેવી રીતે રહી ગયા? તમારા જેવા ભકતને તો વૈકુંઠમાં સ્થાન મળવું જોઈએ.'

શેઠે કહ્યું. પ્રભો! મારૂં એવું ભાગ્ય કયાંથી કે મને વૈકુંઠમાં સ્થાન મળે? હું તો અભાગી છું, પ્રભો!'

'ના શેઠ! ના એમ બની શકે જ નહિ. ભગવાન તમારા જેવા ભક્તને વૈકુંઠમાં સ્થાન નહિ આપે તો કોને આપશે? હું વૈકુંઠમાં જઈને ભગવાનને કહું છું કે 'ઇન્દોરના પેલા ભકતને તમે વૈકુઠમાં જલ્દીમાં જલ્દી પ્રવેશ આપો!' ભગવાન દયાળુ છે. તે તુરત જ તમને વૈકુંઠમાં પ્રવેશ આપશે. તો ચાલવું છે ને શેઠ! વૈકુઠમાં?'

નારદજીએ જીવરાજ શેઠ સામે જોયું. શેઠે નારદજીના ચરણોમાં માથું મૂકીને કહ્યું: 'ભગવંત! તમને શું કહું? મારા તો રોમેરોમમાં રામનો નાદ ગૂંજી રહ્યો છે! આ સંસારમાં મને જરાય ચેન નથી. મને જો વૈકુંઠ મળી જાય તો આહા પ્રભો! મારા ભવોભવના ફેરા મટી જાય! કૃપા કરો દેવર્ષિ! વૈકુંઠ વિના મારે કંઈ જ નથી જોઈતું.'

શેઠની વાત સાંભળી નારદજી પ્રસન્ન થઈ ગયા. અને પ્રસન્ન કેમ ન થાય? તમે એવી વાત મને કરો તો હુંય ઝૂમી ઉઠું. પ્રસન્ન થઈ જાઉં! કેટલી સુંદર વાત કરી જીવરાજ શેઠે! કેટલો વિનય! કેવો વિવેક! આવડે છે તમને આવું કંઈ? ભલે શુદ્ધ હૃદયથી નહિ, અભિનય કરતા પણ આવડે છે? કોઇ સાધુપુરૂષ દુકાન પાસેથી પસાર થાય તો નીચે ઉતરી જાઓ છો?

### વિનય-વિવેક વિના ધર્મ અશકય:

**સભામાંથી:** સાધુ-પુરૂષની કયાં માંડો છો સાહેબ? ભગવાનની રથયાત્રા નીકળે તો ય અમે દુકાનેથી નીચે નથી ઉતરતા!

**મહારાજશ્રી:** ધન્યવાદ! પરમાત્માનો વિનય નથી કરતા તો પછી સાધુપુરૂષોનો તો વિનય કરો જ કેવી રીતે? વિનય અને

વિવેક વિના ધર્મ નથી થઈ શકતો. ભગવાન મહાવીરસ્વામીએ કહ્યુ છે કે-'વિણયમૂલો ધમ્મો' 'વિનય ધર્મનું મૂળ છે.'

ધર્મનો પ્રારંભ વિનયથી થાય છે. પરમાત્માનો અને સાધુપુરૂષોનો વિનય કરવો તો દૂર રહ્યો પણ શું તમે માતા–પિતાનો ય વિનય કરો છો ખરા? વડીલોનો વિનય કરો છો? દિવસમાં ત્રણવાર માતા–પિતાને પગે લાગો છો? 'ત્રિસન્ધ્યં નમનક્રિયા' સવાર, બપોર અને સાંજ આ ત્રણ સમયે માતા–પિતાને પગે લાગવું જોઈએ, એ તમે જાણો છો? કેવી રીતે પગે લાગશો? નમ્રતા વિના નમન નથી થઈ શકતું. પણ નમ્રતા જ નથી! અભિમાન, મિથ્યાભિમાન ખૂબ વધી ગયું છે.

**સભામાંથી:** નમન કરવામાં શરમ આવે છે.

**મહારાજશ્રી:** કોને શરમ આવે છે? તમને કે તમારા બાળકોને? શરમ આવશે બાળકોને. કારણ કે તમે લોકોએ મા-બાપોએ બાળકને કોઈ આદર્શ નથી આપ્યો. જો તમને તમારા બાળકોએ, તમારા મા બાપને પગે લાગતા જોયા હોય તો એ જરૂર તમને પગે લાગે. પણ તમે એવો આદર્શ જ નથી આપ્યો. આપ્યો છે આવો આદર્શ?

હા, આદર્શ-આપ્યો છે, પણ તે અપમાન કરવાનો, તિરસ્કાર કરવાનો, ગાળો દેવાનો! યાદ રાખજો, તમે તમારા મા–બાપ સાથે જેવો વ્યવહાર રાખશો તેવો જ વ્યવહાર તમારા બાળકો તમારી સાથે રાખશે. પણ આમાં કંઈક થોડું બાકી હશે તે તમે પૂરૂં કર્યું, તમારા બાળકોને કોન્વેન્ટ સ્કૂલો અને કોલેજોમાં મોકલીને! બની ગયા અભિમાનના પૂતળા! અભિમાનીમાં ક્યારેય નમ્રતા જોઈ છે ખરી? નમ્રતા વિના વિનય ક્યાંથી આવે? વિનય વિના ધર્મ ક્યાંથી આવે? વિનયનું શિક્ષણ તો ઠેઠ નાનપણથી જ આપવું જોઈએ.

માતા–પિતાનો વિનય કરનાર બાળક સ્કુલમાં પણ અધ્યાપકોનો વિનય કરશે સમાજના વડીલોનો વિનય કરશે. ધર્મસ્થાનમાં સાધુ–પુરૂષોનો વિનય કરશે અને મંદિરમાં પરમાત્માનો વિનય કરશે. વિનયનો અભ્યાસ બાલ્યકાળથી જ થવો જોઈએ. જીવરાજ શેઠે નારદજીનો કેવો વિનય કર્યો! કેટલો બધો વિવેક કર્યો! નારદજી એથી પ્રસન્ન થઈ ગયા.

હવે નારદજીએ વૈકુંઠ જવાનો વિચાર કર્યો. જીવરાજ શેઠને વૈકુંઠમાં પ્રવેશ અપાવવાનો નિર્ણય કરી તે વિમાનમાં બેઠા અને વિમાન વૈકુંઠ તરફ ઉપડયું. જીવરાજ શેઠ વિમાનને જોતા રહ્યા અને ઊંડા વિચારમાં ઉતરી ગયા.

નારદજી વૈકુંઠ પહોંચી ગયા. ભગવાનને મળ્યા. ભગવાને તેમને પૂછ્યું: કહો નારદજી! મૃત્યુલોકની શી નવા–જુની લાવ્યા છો?'

નારદજીનું મોં સહેજ ચઢેલું હતું. થોડીવાર મૌન રહીને બોલ્યા: 'ભગવાન! મને ખબર નહિ કે આપના રાજ્યમાં આટલું બધું અંધેર હશે!'

આમ બોલીને નારદજીએ તો જોરદાર ધડાકો કર્યો! ભગવાન સાંભળીને ઘડીક સ્તબ્ધ થઈ ગયા. પરંતુ મોં પર પ્રેમાળ સ્મિત લાવીને કહ્યું 'દેવર્ષિ! એવી તે શી વાત છે મારા રાજ્યમાં કે તમને ત્યાં અંધેર દેખાયું?'

'ભગવાન! આપ અંતર્યામી થઈને મને પૂછો છો? કશો વાંધો નહિ. તમે પૂછો છો એટલે કહું છું. હમણાં હું મૃત્યુલોકમાં ગયો હતો. ત્યાં ઈન્દોર જોયું. ત્યાંના જીવરાજ શેઠને મળ્યો. વાહ! શું ભક્ત જીવ છે! દિવસરાત સતત તમારા નામનો જાપ જપે છે. લલાટમાં આઠદશ તિલક કરે છે. પૂજાપાઠ કરે છે. અને અહાહા! શું તેનો વિનય અને વિવેક! વૈકુંઠમાં આવવાની તેની તીવ્ર તમન્ના છે. પ્રભો! આપ નારાજ ન થશો પરંતુ આપને આવા ભક્તની કોઈ પડી જ નથી! આપ પાપીઓને પાવન કરશો પણ આવા ભક્તને....' નારદજી ગુસ્સામાં બોલતા રહ્યા.

ભગવાને આંખો બંધ કરી અને બંધ આંખે તેમણે ઈન્દોર જોયું, એ મેદાનને જોયું. શેઠની દુકાન જોઈ અને જીવરાજ શેઠને પણ જોયા. તેમણે શેઠને બહારથી પણ જોયા અને ભીતરથી પણ જોયા.

'નારદજી!'

'ભગવંત!'

'એ ઈન્દોરવાળા શેઠ વૈકુંઠ નહિ આવે.'

'જરૂર આવશે ભગવાન! એ જરૂર આવશે. હું એને પૂછીને આવ્યો છું.'

ભગવાને કહ્યું : 'ભલે દેવર્ષિ, આપ પૂછીને આવ્યા હો તો પણ હું કહું છું કે તે શેઠ વૈકુંઠમાં નહિ આવે!'

'હું નથી માની શકતો આપની વાત ભગવંત! માફ કરજો, આપ સીધેસીધું કહી દો કે વૈકુંઠમાં એ શેઠ માટે કોઈ જગા નથી કોઈ રૂમ ખાલી નથી!' નારદજીને ગુસ્સો આવ્યો. ભગવાનને હસવું આવી ગયું. તેમણે કહ્યું :

'ભલે તો પછી એ શેઠને લઈ આવો! વૈકુંઠમાં તેર નંબરની રૂમ ખાલી રહેશે, બસ?'

નારદજી ખુશ થઈ ગયા. તેમણે કહ્યું. 'ભગવાન! હું આપનું જ વિમાન લઈને ઇન્દોર જઈશ અને એ શેઠને લઈને આવીશ!'

ભગવાને કહ્યું : 'ભલે લઇ જજો મારું વિમાન.'

નારદજી પ્રસન્ન થઈ પોતાના સ્થાને ચાલ્યા ગયા. ભગવાન નારદજીને જોતા રહ્યા! 'ભક્તવત્સલ છે પરંતુ ભાવુક છે...' માણસની બહારની ભકિત જોઈને મોહી જાય છે. ભલે જાય નારદજી અને એ શેઠને લઇને આવે....'

તમારે પણ મોક્ષમાં જવું છે ને? મોક્ષમાં જવાની તમન્ના છે ને? ધર્મ મોક્ષ પણ આપે છે. પરંતુ એ ધર્મ કેવો હોવો જોઇએ તેનો કદી વિચાર કર્યો છે ખરો? ધર્મ મોક્ષ આપે છે, એટલી વાત તો સમજી જ લેજો 'મોક્ષના વિષયમાં હવે પછી વિવેચન કરીશું અને નારદજીના વિષયમાં પણ ત્યારે વાત કરીશું. આજે આટલું જ!

* ધર્મની બે પ્રક્રિયાઓ છે: એક પ્રક્રિયા છે પુણ્ય-કર્મના બંધની અને બીજી પ્રક્રિયા છે પાપકર્મોના નાશની. પુણ્યકર્મથી ભૌતિક સુખસામગ્રી મળે. પાપકર્મોના નાશથી આત્મગુણોનો આવિર્ભાવ થાય.

* ધર્મના મર્મને સમજનાર મનુષ્ય ભૌતિક સુખોની પાછળ પાગલ નથી બનતો. તે ભોગી હોઈ શકે પરંતુ ભોગ-દષ્ટિવાળો ન હોય!

* યોગદષ્ટિ ખૂલ્યા વિના ધર્મતત્ત્વ સમજી ન શકાય. ભોગદષ્ટિવાળો જીવ ધર્મક્રિયાઓ કરે, છતાં એને મોક્ષ ન મળે!

* મોક્ષને જાણ્યા વિના મોક્ષ ગમે ખરા? મોક્ષ ગમ્યા વિના મોક્ષ માંગી શકાય ખરા? માણસને જે ગમે તે જ માંગે! જે ગમતું નથી તે માંગતો નથી.

* આઠ કર્મોના ક્ષયથી આત્મામાં આઠ અક્ષય ગુણો પ્રગટ થાય છે. જાણો છો આત્માના તે અદ્‌ભુત ગુણો?

## પ્રવચન/૪

એક હજાર ચારસો ચુમાલીસ ધર્મગ્રન્થોના રચયિતા મહાન આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ ધર્મનો પ્રભાવ બતાવતાં 'ધર્મ-બિન્દુ' નામના પોતાના ધર્મગ્રન્થમાં ફરમાવે છે કે-

धनदो धनार्थिनां प्रोक्त: कामिनां सर्वकामद: ।
धर्म एवापवर्गस्य पारम्पर्येण साधक: ॥

જે ધનસંપત્તિને ચાહે છે તેને ધર્મ ધનસંપત્તિ આપે છે, જેમને વૈષયિક સુખભોગની કામના છે તેમને ધર્મ વૈષયિક સુખભોગ આપે છે, જેને મરીને સ્વર્ગમાં જવું છે તેને ધર્મ સ્વર્ગમાં લઈ જાય છે અને જે મુક્તિ માંગે છે, જેને મોક્ષની લગન છે તેને ધર્મ મોક્ષ પણ આપે છે.”

પણ ભાગ્યવાનો ! ધર્મને જાદુ ન સમજતા ! આ કોઈ જંતર-મંતરની વાત નથી. આ સાંભળીને તમે એવું માની ન બેસતાં કે ધર્મ પાસે પ્રાર્થના કરવાથી તેની પાસે જે માંગીએ તે મળી જાય છે ! તમે તો કહેશો કે ‘મારે લાખ રૂપિયા જોઈએ, મને આપો ! મારે મનપસંદ પત્ની જોઇએ છે. મને ગમતી પત્ની આપો !’ ધર્મ પાસે તમે માંગશો કે મારે સ્વર્ગમાં જવું છે તો મને ત્યાં લઈ ચાલો ! મારે મોક્ષ જોઇએ છે, મને મોક્ષ આપો’-આવી બધી પ્રાર્થનાઓ-માંગણીઓ કરવાથી કશું મળતું નથી. ધર્મ આપે છે, જરૂર આપે છે. પણ તે તમારા માંગવાથી-માત્ર માંગવાથી કે પ્રાર્થના કરવાથી કશું જ નથી આપતો. ધર્મનું આચરણ કરવાથી બધું જ મળે છે.

જટાશંકર બિમાર પડયો. તેના ઘરમાં બીજું કોઇ ન હતું. તે એકલો જ હતો. બિમારીમા તેની સેવા-ચાકરી કોણ કરે ? કોણ તેને દવા લાવી આપે ? ત્યાં એક ફકીર ભિક્ષા માંગવા માટે જટાશંકરના ઘરે આવ્યો, જટાશંકરને બિમાર જોઇને ફકીરે કહ્યું : ‘દવાથી તને સારું થઈ જશે.’

જટાશંકરે વિચાર્યું : ફકીર કહે છે, દવાથી સારું થઇ જશે તો મારે હવે દવા પાસે જવું જોઇએ.’ અને પથારીમાથી ઉઠીને તે દવાની દુકાને ગયો. ત્યાં દવાઓની સામે બે હાથ જોડીને બોલ્યો : ‘તમારા પ્રભાવથી બિમારીઓ ચાલી જાય છે તો હે દવા દેવી ! તમે મારી બિમારી પણ દૂર કરો !’

### ધર્મની વાતો કરવાથી સુખ નહિ મળે :

ધર્મના વિષયમાં પણ આવી મૂર્ખામી ન કરશો. ધર્મથી બધા જ

પ્રકારના સુખ મળે છે, પણ તે માત્ર વાતો કરવાથી નહિ મળે. આજે માણસ વાતો ખૂબ જ કરે છે. ધર્મની ઘણી બધી વાતો થાય છે પરંતુ ધર્માચરણ ઓછું થઇ ગયું છે. ધર્મની ક્રિયાઓ થાય છે, પરંતુ ધર્મના વિચાર નથી થતા! વિચાર થાય છે પાપના અને ક્રિયા થાય છે ધર્મની!

'ધર્મથી ધન મળે છે'–આ સાંભળી તમે શું વિચાર્યું? આજ સવારે પરમાત્માની પૂજા કરો અને બપોરના બજારમાં જાઓ ત્યારે રૂપિયા મળી જાય, આવું જ ને? આજ સવારે દાન આપ્યું અને સાંજે જ તેનુ ડબલ મળી જાય એમ જ ને? આજે ઉપવાસ કર્યો, આયંબીલ કર્યું અને આજે જ મનપસંદ છોકરી સાથે સગપણ થઈ જાય, આવું જ ને? આજ અણુવ્રત કે બાર વ્રત લીધાં અને આજે જ સ્વર્ગ મળી જાય, એમ જ ને? શું વિચારો છો તમે? આજે ચારિત્રધર્મ સ્વીકાર્યો અને આજે જ મોક્ષ મળી જાય, એમ જ ને? માથું તો ઠેકાણે છે ને?

'ધર્મથી મોક્ષ મળે છે' આ વિધાનનું રહસ્ય સમજો છો? 'ધર્મથી સ્વર્ગ મળે છે'–આ પ્રતિપાદનનો મર્મ કઈ સમજો છો ખરા? જ્ઞાનીજનોના વચન ઘણાં ગંભીર હોય છે તેમના વચનોના માત્ર શબ્દોને જ પકડવાથી તેનું સાચું રહસ્ય નહિ સમજાય. એ શબ્દોનું સૂક્ષ્મતાથી, સમગ્રતાથી ગંભીરપણે મનન ચિંતન કરવું પડશે.

તમને તો સુખ મેળવવાની ઉતાવળ છે! તાત્કાલિક–અબઘડી જ સુખ મળી જાય તેવો તમને ઉપાય જોઇએ છે. ખરું ને? તમે કેવા ડોકટર પસંદ કરો છો? 'દવા કેવી પણ આપો, રોગ જલ્દી દૂર થઈ જવો જોઈએ'–ડોકટરને આવું જ કહો છો ને? પછી ભલે એ દવાનું ગમે તે રી–એકશન–પ્રતિક્રિયા આવે! તમને લાગે કે' આ સુખ સાચું બોલવાથી નહિ મળે, જુઠું બોલીશું તો મળશે....' તો તમે શું બોલશો? સાચું કે જુઠું? જુઠું જ બોલશો ને? તમને લાગે કે 'પ્રામાણિકતાથી-નીતિથી આ ધંધામાં વધુ નફો નહિ મળે, નીતિથી

લખપતિ નહિ બનાય. અનીતિથી જ લખપતિ બનાશે....' તો તમે શું કરશો? અનીતિથી જ ધંધો કરવાના ને! મોટા ભાગે બધાં એજ કરે છે. કારણ કે તમારે જલ્દી શ્રીમંત થવું છે! આજે ને આજે જ તમારે અઢળક ધન જોઈએ છે! ભોગસુખ જોઈએ છે! સ્વર્ગ અને મોક્ષ પણ આજે ને આજે, અરે! અબઘડી જ જોઈએ છે! પણ ના મોક્ષ અબઘડી જોઈએ એવી તાલાવેલી તમને નહિ થતી હોય. કેમ શું કહો છો? બરાબર, સાચું કહું છું ને?

ધર્મ આ બધાં જ સુખ આપે છે પરંતુ તમારી ઉતાવળ તેમાં કામ નહિ આવે! સુખ આપવાની ધર્મની એક લાંબી પ્રોસીજર-પ્રક્રિયા છે. સુખ મેળવવા તમારે એ પ્રક્રિયામાંથી પસાર થવું જ રહ્યું. આજ આપણી પાસે જે કંઈ સુખ છે તે બધું ધર્મથી જ મળ્યું છે. એક લાંબી પ્રક્રિયામાથી આપણે પસાર થયા છીએ. જન્મ-જન્માંતરોની વાતો-ઘટનાઓ આપણને યાદ નથી પરંતુ આપણે અનેક જન્મોમાં ધર્મની એ પ્રક્રિયામાંથી પસાર થયા છીએ ત્યારે જ આજે આપણને આટલું ને આવું સુખ મળ્યું છે. સુખનાં સાધન મળ્યાં છે. સુખનો અનુભવ થાય છે. આજે પણ આ જીવનમાં ફરી ધર્મની એ પ્રક્રિયામાંથી પસાર થઈશું તો આવનારા બીજા જીવનમાં પણ સુખ જરૂર મળશે.

## ધર્મની બે પ્રક્રિયા :

ધર્મની બે પ્રક્રિયા છે. એક પ્રક્રિયા છે પુણ્ય-કર્મના બંધની. બીજી પ્રક્રિયા છે પાપ-કર્મોના ક્ષયની-નાશની. પુણ્યકર્મનાં બંધથી ભૌતિક સુખ મળે છે અને પાપકર્મોના ક્ષયથી આત્મિક સુખ મળે છે. ધર્મથી તાત્કાલિક પાપકર્મોનો ક્ષય થઈ શકે છે આથી આત્મિક સુખ તુરત જ મળે છે. પરંતુ ધર્મથી જે પુણ્યકર્મ બંધાય છે તે તો ઉદયમાં આવે ત્યારે જ ભૌતિક સુખ મળે. પુણ્યકર્મ કરવાથી આજે જે પુણ્ય બંધાયું તે પુણ્ય તાત્કાલિક ઉદયમાં નથી આવતું. અમુક સમય બાદ તે બાંધેલું પુણ્યકર્મ ઉદયમાં આવે છે. કર્મસત્તાનો આ એક

નિયમ છે. તો જ્યાં સુધી પુણ્યકર્મનો ઉદય ન થાય ત્યાં સુધી ધીરજ રાખવી રહી. અધીરા બનવાથી કામ નહિ ચાલે. એવું પણ બને કે આ જીવનમાં તે પુણ્યકર્મ ઉદયમાં ન આવે. પરંતુ એનો ઉદય જરૂર થશે. બીજા ભવમા તે ઉદયમાં આવશે જ અને ત્યારે તે તેના શુભ ફળ પણ ચોક્કસ આપશે. એવું પણ નથી કે બીજા ભવમાં જ તે ઉદયમાં આવે! આ ભવમાં બાંધેલું કર્મ વીસ–પચીશ ભવો બાદ પણ ઉદયમા આવે!

આનો અર્થ સમજ્યા? ધર્મથી જે સુખ મળે છે-ધર્મ જે સુખ આપે છે, તે ડાયરેકટ–સીધું નથી આપતો, પુણ્યકર્મના માધ્યમથી આપે છે. આગથી-સગડી–ચૂલો કે ગેસથી ભોજન બને છે. તે ભોજન સીધે સીધું ડાયરેકટ સગડી વગેરેથી નથી બનતું. ભાત કરવો છે. ચોખા તમે સગડીમાં નાંખી દો તો ભાત બનશે? નહિ બને. ઉલ્ટું ચોખા બળી જશે. આ માટે તમારે એક વાસણમાં ચોખા નાંખીને તેને સગડી વગેરે પર મૂકવા પડશે. ત્યારે ભાત બનશે. પણ તે ય સગડી પર ચોખા મૂકયા અને તૈયાર! એમ નહિ બને. થોડો સમય લાગશે જ. એજ પ્રમાણે ધર્મ સુખ આપે છે પરંતુ પુણ્યકર્મ દ્વારા જ આપે છે. ભૌતિક સુખોની આ વાત કરું છું. આધ્યાત્મિક સુખ તો પાપકર્મોના ક્ષયથી–પાપકર્મોના નાશથી જ મળે છે. મળશે. હા, તમારે જો માનસિક અને આધ્યાત્મિક સુખ તાત્કાલિક જોઈતું હોય તો તે ધર્મ તમને તુરત આપશે. પણ પાપકર્મોના ક્ષયની પણ એક પ્રક્રિયા છે. એ પ્રક્રિયામાંથી પસાર થવું જ પડશે.

**સભામાંથી :** અમને તો તાત્કાલિક ભૌતિક સુખ જોઈએ છે!

**મહારાજશ્રી :** આત્મા જન્માંતરથી પુણ્યકર્મ લઇને આવ્યો હશે તો તાત્કાલિક ભૌતિક સુખ મળશે. પરંતુ આત્મા પાસે એવું પુણ્યકર્મ નહિ હોય તો લાખ ઉપાય કરવાથી પણ સુખ નહિ મળે. મકાનની ટાંકીમાં પાણી ન હોય તો નળને ગમે તેટલો ફેરવવામાં કે મરડવામાં આવે તો પણ નળમાંથી પાણી નહિ નીકળે. હા, હાથ છોલાઇ જશે. તેમાંથી લોહી નીકળશે પણ નળમાંથી એક બૂંદ પણ

પાણી નહિ ટપકે !

**યોગદૃષ્ટિ ખૂલ્યા વિના ધર્મતત્ત્વ નહિ સમજાય :**

માણસની ઇચ્છા મુજબ ભૌતિક સુખ નથી મળતાં. આધ્યાત્મિક સુખ મળી શકે છે. તે પણ તાત્કાલિક મળી શકે છે. આધ્યાત્મિક સુખ એટલે આત્મિક શાન્તિ. ધર્મથી માનસિક પ્રસન્નતાનું-આત્મિક શાન્તિનું સુખ મળી શકે છે.

એક વાત બરાબર સમજી લો : જ્યાં સુધી હૈયામાં શારીરિક ભૌતિક અને ઇન્દ્રિય-સુખોની જ કામના છે ત્યાં સુધી આત્માની કોઈ યાદ નથી. અને આત્માના વિસ્મરણમાં ધર્મ સમજાતો નથી. ધર્મના મર્મને સમજનાર માણસ શારીરિક અને ભૌતિક સુખોની પાછળ પાછળ નથી ભટકતો. તે ભોગી બની શકે છે પણ ભોગદૃષ્ટિવાળો નથી બનતો. યોગદૃષ્ટિ ખૂલ્યા વિના જીવ ધર્મતત્ત્વને સમજી નથી શકતો. હા, ધર્મક્રિયાઓ તો ભોગદૃષ્ટિવાળો પણ કરે છે, પેલા જીવરાજ શેઠની જેમ ! જીવરાજ પૂજા -પાઠ કરતો હતો. માળા-જપ પણ કરતો હતો. ધર્મક્રિયા કરતો હતો. પરંતુ તેના હૈયામાં શું હતું ?

નારદજી ભગવાનનું ખાસ વિમાન લઈને ફરી ઇન્દોર આવ્યા. પેલા મેદાનમાં વિમાનને ઉતારીને તે જીવરાજની દુકાને ગયા. શેઠે નારદજીનું સ્વાગત કર્યું. નારદજીએ કહ્યું : 'ચાલો શેઠ! તૈયાર થઈ જાવ વૈકુંઠમાં જવા માટે ! ભગવાન સાથે ઝઘડો કરીને તમારા માટે વૈકુંઠમાં એક કમરો બુક કરાવી દીધો છે. અને તમને લેવા માટે ભગવાનનું પોતાનું વિમાન લઈને આવ્યો છું તો ચાલો.'

'દેવર્ષિ ! આપ કેટલા બધા કરુણાવંત છો ! મારા જેવા અભાગી માટે આપે કેટલી બધી તકલીફ લીધી ? આપ દયાળુ છો ! પરહિતકારી છો ! આપનો ઉપકાર હું ક્યારેય નહિ ભૂલું....' જીવરાજે ગદ્ગદ્ કંઠે નારદજીની પ્રશંસા કરી અને તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા.

નારદજીએ કહ્યું : જીવરાજ ! મારો ઉપકાર પછી ગણાવજો. હવે તમે મારી સાથે જલ્દી ચાલો. ભગવાન આપણી રાહ જોતા હશે.'

જીવરાજ શેઠ બોલ્યા : 'ભગવન્ ! વૈકુંઠમાં જવાની મારી આકંઠ

ઈચ્છા છે. સંસારમાં મને હવે કોઇ રસ નથી. કોઈના માટે રાગ નથી. કોઈની ય આસક્તિ નથી. ખરેખર હવે તો મને વૈકુંઠના જ સ્વપ્ન આવી રહ્યા છે....'

નારદજીએ કહ્યું : 'જીવરાજ! તમે ભગવાનના ખરેખર ભક્ત છો. તમારી ભક્તિથી પ્રભાવિત થઈને જ હું તમને જાતે લેવા આવ્યો છું. તો ચાલો હવે આપણે જઈએ.'

'મહાત્મન્! જ્યારે આપ પહેલા પધાર્યા અને મને વૈકુંઠ લઈ જવાની વાત કરી ત્યારે મને ખૂબજ આનંદ થયો હતો. ઘરે જઈને મેં તુરત જ છોકરાની માને કહ્યું હતું કે હવે હું સંસારમાં નહિ રહું. મારે હવે વૈકુંઠમાં જવું છે. નારદજી મને લેવા આવવાના છે.' મારી આ વાત સાંભળી છોકરાની મા રડી પડી. રડતાં રડતાં તેણે કહ્યું : 'તમારે વૈકુંઠમાં જવું હોય તો ભલે જાવ. પણ જતાં પહેલાં છોકરાના લગન કરાવીને જાવ. તમને વૈકુંઠ જતાં હું રોકતી નથી. હવે તમારી વૃદ્ધાવસ્થા છે. ત્યારે તમને વૈકુંઠ જતાં હું કેવી રીતે રોકું ? પરંતુ છોકરાના લગન કરાવીને જાવ. લગનને હવે વાર પણ શી છે? મહા મહિનામાં તો મુહૂર્ત છે. તો લગન પતાવીને ભલે તમે સુખેથી વૈકુંઠ પધારજો.'

નારદજીએ પૂછયું : 'તમે શું કીધું, પછી?'

જીવરાજે કહ્યું : મેં કહ્યું કે છોકરાને લગન કરવા હશે તો એ કરશે. હવે મારૂ મન ક્ષણભર માટે પણ સંસારમાં નથી લાગતું.

મારી વાત સાંભળી છોકરાની મા ગુસ્સે થઈ ગઈ. આપને શું કહું કે એ શું શું બોલી! એ સાભળીને મને ખૂબજ દુઃખ થયું. પ્રભો! બૈરાંની જાત! આપને પણ ગાળો દીધી.... ત્યારે મારાથી ન રહેવાયું. મે કહ્યું : 'બસ બાબા! બસ! નારદજીને તું ગાળો ન દે. કહે છે તો છોકરાના લગન કરાવીને પછી જઇશ.' આમ કહ્યું ત્યારે તે શાંત થઇ ભગવંત! તમે જ કહો કે તમારી નિંદા મારાથી કેમ સહન થઈ શકે? હું તો તમારી સાથે હમણાં જ વૈકુંઠ આવવા

તૈયાર છું, પણ લોકો તમને ગાળો દે, તમારી નિંદા કરે....'

નારદજી ઘડીક વિચારમાં પડી ગયા. તેમણે કહ્યું : 'તો શેઠ! હવે તમારે શું કરવું છે?'

'પ્રભો! આપ મહા મહિનામાં જરૂર પધારજો. મારા માટે આટલી તકલીફ લેજો. ત્યારે હું તમારી સાથે ઘડીના ય વિલંબ વિના આવીશ. ખરેખર ભગવન્! મને તો આ સંસાર ખારો ઝેર લાગે છે. ખારો ઝેર!....'

'ભલે! તો હું જાઉં છું.' એમ કહીને નારદજી વિમાન પાસે ગયા અને તેમાં બેસી વિશ્વયાત્રાએ ઉપડી ગયા. વિમાનનો અવાજ બંધ થતાં જીવરાજ શેઠને શાંતિ થઈ!

જીવરાજ શેઠને વૈકુંઠમાં જવું ન હતું પણ વૈકુંઠ મને વ્હાલું છે—એવું દુનિયાને બતાવવું હતું. વૈકુંઠ જેને વ્હાલું હોય છે તેને દુનિયા માન આપે છે, આદર કરે છે. દુનિયા તેને મહાત્મા માને છે. જીવરાજ શેઠને પણ દુનિયાની નજરે ધર્માત્મા બનવું હતું. લોકોનું સન્માન તેમને જોઈતું હતું. તમે પણ કહો છો કે, 'અમારે મોક્ષ જોઈએ. અમારે મોક્ષમાં જવું છે....' જવું છે મોક્ષમાં? મહાવિદેહ ક્ષેત્રમાંથી સીમંધરસ્વામી કોઈ દેવને તમારી પાસે મોકલે અને એ દેવ આવીને તમને કહે : 'ચલો! મહાવિદેહમાં સીમંધર સ્વામી ભગવાનની પાસે. એ તમને મોક્ષમાં મોકલી આપશે'—તો તમે એ દેવની સાથે પહેર્યે કપડે ચાલી નીકળશો ને?'

## ચાહના હોય તેની જ માંગણી થાય :

**સભામાંથી** : પણ અમારે મોક્ષ જ માંગવો જોઈએ ને?

**મહારાજશ્રી** : માંગવાથી શું? જેની ચાહના નથી, જેની ચાહના નથી તે કદી મંગાય છે ખરું? ચાહો છો સંસાર અને માંગો છો મોક્ષ! વાહ! શું વાત કરો છો! જેની તમને ઇચ્છા નથી તે કદી બીજા પાસે માંગવા ગયા છો ખરા? પહેલાં મોક્ષને ચાહો! મોક્ષની ચાહના કરો, પછી માંગો!

ચાહો છો ને મોક્ષને ? મોક્ષમાં શું છે, શું નથી ? ત્યાં આત્મા કેવો બની રહે છે ? ત્યાં તે શું કરે છે ? મોક્ષમાં કેવું સુખ મળે છે ? વગેરે જાણો છો ?

લોકો પણ કેવી મૂર્ખતાભરી વાતો કરે છે? સાંભળીને આશ્ચર્ય થાય છે જે આત્માને જાણતા નથી તે મોક્ષની વાતો કરે છે ! મોક્ષના સ્વરૂપને જાણતા નથી તે મોક્ષની વાતો કરે છે ! કેમ કરે છે ? તે જાણો છો ? મોક્ષની વાતો કરવાથી દુનિયા આદર–સત્કાર કરે છે! 'અમે તો મોક્ષ મેળવવા ધર્મ કરીએ છીએ'–આવું કહેનારને સમાજ માનની નજરે જુવે છે.

પરંતુ આવી બોગસ વાત કરનારને સમાજ જ્યારે સીનેમાગૃહોમાં જુએ છે, હોટલ–રેસ્ટોરામાં જુએ છે, શરાબ-સીગારેટ પીતાં જુએ છે, અનીતિ અને અનાચાર સેવતાં જુએ છે ત્યારે શું થાય છે ? મોક્ષની વાતો કરનાર પ્રત્યે તિરસ્કાર જાગે છે. લોકોને પછી ધર્મ પ્રત્યે અભાવ પેદા થાય છે. જેમને મોક્ષનું બરાબર જ્ઞાન નથી, મોક્ષ મેળવવાની સાચી લગન નથી તેવા લોકોએ દુનિયા સમક્ષ મોક્ષની વાતો નહિ કરવી જોઈએ. એવો જ 'ભગત' થોડા દિવસ પહેલાં અમારી પાસે આવ્યો હતો કોઈ ઉપદેશકે તેને 'મોક્ષ' શબ્દ શીખવાડી દીધો હશે.

'તમે ધર્મક્રિયા કયા ઉદ્દેશ્યથી કરો છો ?

તેણે કહ્યું . 'મોક્ષના ઉદ્દેશ્યથી કરું છું.'

મેં પૂછ્યું : 'મોક્ષનું સ્વરૂપ જાણો છો ? ત્યાં મોક્ષમાં આત્માનો રંગ લાલ હોય છે કે કાળો ?'

તેણે તુરત જ કહ્યું : 'મોક્ષમાં તો આત્મા સિદ્ધ હોય છે. સિદ્ધનો રંગ લાલ હોય છે. આથી આત્માનો રંગ ત્યાં લાલ હોય છે.'

મને હસવું આવી ગયું. એ 'ભગત'ને એટલું પણ જ્ઞાન ન હતું કે મોક્ષમાં આત્મા અરૂપી હોય છે. આત્માના શુદ્ધ સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થયા વિના મોક્ષની ચાહના થઈ શકતી નથી. ચાહના

વિના માંગણી થઈ શકતી નથી ! આથી જ કહું છું કે મોક્ષની તમને ચાહના નથી, તેની માંગણી કરવાનો દંભ છોડી દો. એવો અભિનય કરવાથી શો ફાયદો ? દંભથી કમાયેલી આબરુ રેતીના મહેલ જેવી છે. એવા દંભ પાછળ સમય બગાડવાના બદલે મોક્ષનું સ્વરૂપ સમજવા માટે પ્રયત્ન કરો. આત્માનું શુદ્ધ સ્વરૂપ સમજો. એ સ્વરૂપ પસંદ પડી ગયું, મનને ગમ્યું, બુદ્ધિને જચ્યું, આત્માને ભાવ્યું તો સમજજો કે મોક્ષ પસંદ છે. મોક્ષ ગમે છે. આ કક્ષાએ પહોચો ત્યારે મોક્ષ માંગો !

**મોક્ષનું સ્વરૂપ :**

**સભામાંથી** : આપ મોક્ષનું સ્વરૂપ સમજાવો ને !

**મહારાજશ્રી :** મોક્ષના અસ્તિત્વ પર શ્રદ્ધા છે ને ? 'મોક્ષ છે એવું માનો છો ને ? મોક્ષ છે. સંસાર છે તો મોક્ષ હોવો જોઈએ. અશુદ્ધ આત્મા છે તો શુદ્ધ આત્મા હોવો જોઈએ. સંસારમાં જીવ-આત્મા અશુદ્ધ હોય છે, મોક્ષમાં આત્મા શુદ્ધ હોય છે, કર્મોની, આઠ કર્મોની અશુદ્ધિ છે ત્યાં સુધી સંસાર છે, આઠેય કર્મોનો ક્ષય એ આત્માનો મોક્ષ છે, કર્મોનો જેનાથી ક્ષય થાય છે, તેનું નામ છે ધર્મ. આથી ગ્રંથકારે કહ્યું કે 'ધર્મ મોક્ષ આપે છે.'

તમામ કર્મોનો ક્ષય થવાથી આત્મા પરમ શુદ્ધ-વિશુદ્ધ બને છે. એ વિશુદ્ધ આત્માનું સ્વરૂપ અનંત ગુણમય હોય છે. મુખ્ય કર્મ આઠ છે. તે સર્વનો નાશ થવાથી આત્મામાં મુખ્ય આઠ ગુણ પ્રગટ થાય છે.

જ્ઞાનાવરણ કર્મના ક્ષયથી અનંતજ્ઞાન પ્રગટે છે. દર્શનાવરણ કર્મના ક્ષયથી અનંતદર્શન પ્રગટે છે. મોહનીય કર્મના નાશથી વીતરાગતા પ્રગટે છે. અંતરાય કર્મના ક્ષયથી અનંતવીર્ય પ્રગટે છે. નામકર્મના નાશથી અરુપીપણું પ્રગટે છે. ગોત્રકર્મના નાશથી અગુરુ-લઘુ અવસ્થા પ્રગટ થાય છે. આયુષ્યકર્મના ક્ષયથી અક્ષય સ્થિતિ પ્રગટ થાય છે અને વેદનીય કર્મના ક્ષયથી અવ્યાબાધસ્થિતિ પ્રગટ થાય છે. મોક્ષમાં આત્માની અવસ્થા-સ્થિતિ આવી સર્વગુણસંપન્ન હોય છે. ત્યાં ગુણમૂલક અનંત આનંદની સર્વદા-શાશ્વત્ અનુભૂતિ થાય છે. આવી સ્થિતિ ઉપલબ્ધ થયા બાદ આત્મા ફરીથી કોઇ કર્મથી બંધાતો નથી, આથી તેને ફરીથી સંસારમાં આવવું નથી પડતું.

આત્માની આવી અશરીરી, અમોહી, અદ્વેષી સ્થિતિ પ્રાપ્ત કરવાની અભિલાષા છે તમને ? પરમાનંદપૂર્ણ, સચ્ચિદાનંદમય આત્મસ્થિતિ પ્રાપ્ત કરવાના મનોરથ જાગે છે ? 'મોક્ષ પામવાની અમારી ભાવના છે'–આવું બોલવા માત્રથી મોક્ષ મળવાનો નથી. કોઈને તેમ મળ્યો નથી. તો તમને માત્ર બોલવાથી કેવી રીતે મળશે ? થોડાક સમય માટે હવા ન મળે તો કેવી બેચેની અને શુંગળામણ થાય છે ? એવી જ બેચેની અને અકળામણ મોક્ષ વિના ક્યારે થઈ છે ? અશરીરી બનવાની મોટી મોટી વાતો કરો અને શરીરનો અપરંપાર મોહ કરો ! અરાગી–અદ્વેષી બનવાની વાતો કરો અને રાતદિવસ રાગ–દ્વેષની હોળી ખેલો ! અનંત જ્ઞાનમય આત્મસ્થિતિ પ્રાપ્ત કરવાની વાતો કરો અને જીવન આખું ઘોર અજ્ઞાનમાં જીવો ! આવી છે તમારી મોક્ષ મેળવવાની ઈચ્છા ! શા માટે આવી આત્મ-વંચના કરો છો ?

શરીરથી મુક્ત થવાની ક્યારેય પણ કલ્પના કરી છે ખરી ? મુક્તિની ઈચ્છા નથી અને મોક્ષની વાતો કરો છો.... પરમાત્મા પાસે મોક્ષ માંગો છો.... શું કરી રહ્યા છો તમે ? સંસારના સુખોમાં ડૂબ્યા રહેવું છે અને મોક્ષની વાતો કરી રહ્યા છો. કેવો વિસંવાદ અને વિરોધાભાસ છે આ ? કલ્પનામાં ભૂલથી પણ કદી શુદ્ધ આત્મદ્રવ્ય જોયું છે ? 'હું શુદ્ધ આત્મદ્રવ્ય છું,' એવો સહેજ પણ અણુસાર થયો છે ખરો ? આવી કલ્પના આવતી હોય, વારંવાર આવી કલ્પના થતી હોય તો સમજજો કે મોક્ષ સાથે પ્રેમ થયો છે. મોક્ષની ચાહના જાગી છે. મોક્ષ પ્રત્યે પ્રેમ થતાં જ ધર્મના પ્રભાવનો અનુભવ થશે. ધર્મથી મોક્ષ મળશે. મારું કહેવાનું તાત્પર્ય એ છે કે મોક્ષદશાને જાણો, સમજો. તેની ચાહના-કામના કરો અને પછી જુઓ ધર્મનો પ્રભાવ ! પેલા જીવરાજ શેઠને મોક્ષદશાનું જ્ઞાન જ ન હતું. તેમને મોક્ષની જરા પણ ચાહના ન હતી, મુમુક્ષુ- મોક્ષાર્થી તરીકે જગને દેખાડો કરવાની પ્રબળ ઈચ્છા હતી. કારણ કે તેમ કરવાથી તે નારદજીના સન્માનને પાત્ર બની

શકતા હતા. બની ગયા ને સન્માનને પાત્ર ! નારદજીએ ભગવાન આગળ શેઠના ગુણ ગાયા.

## જીવરાજ શેઠનો બીજો વાયદો :

નારદજી વિશ્વયાત્રા પૂરી કરીને, વૈકુંઠમાં ભગવાન પાસે ગયા. ભગવાને પૂછયું : 'પેલા ઇન્દોરવાળા શેઠ કયાં ?' નારદજીએ કહ્યું . 'ભગવાન ! એ તેમના છોકરાના લગ્ન કરાવીને પછી આવશે.' ભગવાને હસીને કહ્યું : 'નારદજી ! એ શેઠ લગ્ન બાદ પણ નહિ આવે.' નારદજીએ શેઠનો બચાવ કરતાં કહ્યું : 'ભગવંત ! સંસારમાં જીવોને પોતપોતાના વ્યવહાર તો સાચવવા પડે ને ? શેઠના હૈયે તો બસ આપ જ વસ્યા છો. એ તો અનાસક્તભાવથી લગ્નનો બધો વ્યવહાર કરશે ! ખરેખર ! જીવરાજ શેઠ આપના પરમભક્ત છે !'

મહા ગયો અને ફાગણ આવ્યો ! નારદજી ભગવાનનું વિમાન લઈ ફરી ઇન્દોર ગયા અને શેઠને મળ્યા. નારદજીને દૂરથી જોતાં જ શેઠ દુકાન પરથી નીચે ઉતરી તેમની સામે ગયા. વિનય અને નમ્રતાથી તેમનું સ્વાગત કર્યું. નારદજીએ કહ્યું : શેઠ ! હવે ચાલો, વૈકુંઠ લઈ જવા આવ્યો છું.'

શેઠે કહ્યું : હે ઉપકારી મહાપુરુષ ! આપની કરુણા કેટલી બધી છે ! આપ નિષ્કારણ વત્સલ છો ! મારા પરમ શ્રદ્ધેય છો ! પ્રભો ! વૈકુંઠમાં ચાલવાની મારી પૂરી તૈયારી છે. સંસારમાં મને કોઇ રસ નથી. સ્વપ્નવત્ છે આ સંસાર...'

નારદજીએ કહ્યું . 'તો પછી હવે શાની ખોટી છે ? ચાલો મારી સાથે....'

શેઠે કહ્યું : પ્રભો ! ઘડીનો ય વિલંબ નથી કરવો મારે. પણ મારા ઘરમાં વાત કરી તો છોકરાની માએ કહ્યું : તમે તો મનથી વૈકુંઠમાં જ છો. તમારા માટે તો ઘર જ વૈકુંઠ છે. છતાંય વૈકુંઠમાં જવું હોય તો છોકરાના ઘેર છોકરો થાય ત્યારે ખુશીથી જજો. હમણાં જશો તો કદાચ તમને થશે કે 'અરેરે ! છોકરાના છોકરાનું મોં પણ ન જોયું !' આવી વાસના મનમાં રહી જાય અને તમે વૈકુંઠ જાવ

તે યોગ્ય નથી. વધુ નહિ. બસ એકાદ વર્ષ, ઘરે છોકરાનું પારણું ઝૂલાવ્યા પછી જરૂર જજો....'

નારદજી તો વિચારમાં પડી ગયા.. પછી પૂછ્યું : 'પણ તમે હવે શું નિર્ણય કરો છો ? વૈકુઠમાં મારી સાથે આવવું છે કે નહિ ?'

શેઠે કહ્યું : મહર્ષિ ! જીવનભર જેની સાથે રહ્યો, તેની ઇચ્છાને કચડીને હમણાં વૈકુંઠ આવવું મને યોગ્ય નથી લાગતું. હા, મને મનથી તો કોઈના પ્રત્યે રાગ નથી. એકાદ વર્ષ સંસારમાં રહી જઈશ તો તેમનું મન રાજી રહેશે. આપ કૃપા કરી આવતા વર્ષે પધારશો તો આપનો ઉપકાર ભવોભવ નહિ ભૂલું....'

નારદજીને ભગવાનના વચન યાદ આવ્યા : 'એ શેઠ વૈકુંઠ નહિ આવે.' પરંતુ નારદજીએ ફરીથી પ્રયત્ન કરવાનો નિર્ણય કર્યો ! કારણ કે હવે પ્રશ્ન પ્રતિષ્ઠાનો બની ગયો હતો ! નારદજીએ ભગવાનની વાતને ખોટી પાડીને શેઠને વૈકુંઠમાં લઈ જવાની પ્રતિજ્ઞા કરી હતી ! પ્રશ્ન જ્યારે પ્રતિષ્ઠાનો બની જાય છે ત્યારે તેને ઉકેલવા માણસ પૂરેપૂરી તાકાત કામે લગાડી દે છે ! 'શેઠને વૈકુંઠમાં નહિ લઈ જઈ શકું તો મારી હાંસી થશે. આબરુ જશે મારી.' નારદજી આમ વિચારી રહ્યા હતા, પરંતુ જાતે પંડે વૈકુંઠમાં જવું સરળ છે. બીજાને વૈકુઠમાં લઈ જવા દુષ્કર કાર્ય છે !

હકીકતમાં નારદજી આબાદ ફસાઈ ગયા હતા. એ એવા માણસના હાથમાં પડ્યા હતા કે જે દભી હતો ! માયાવી હતો ! બહારથી ભક્ત હોવાનો દેખાવ કરતો હતો પરંતુ ભીતરથી સમસ્ત સંસાર પ્રત્યે તેને રાગ હતો. નારદજીએ બહારના દેખાવને સાચો માની લીધો અને ફસાઈ ગયા ! દુનિયામાં જે માણસો ફસાય છે તે બહારના દેખાવથી જ ફસાય છે. જો કે દુનિયામાં મોટા ભાગના લોકો સ્વાર્થવશ, લોભવશ ફસાય છે. નારદજીને એવો કોઈ સ્વાર્થ ન હતો. પરમાર્થ હતો તેમના હૈયે. પરમાત્મભક્તને મુક્તિ આપવાનો ભાવ હતો.

નારદજીએ શેઠની એક વર્ષની મુદત માની લીધી અને સીધા વૈકુંઠ પહોંચી ગયા. ભગવાને તેમને કહ્યું : 'નારદજી! એ શેઠને તમે હવે છોડી દો. હવે તે અહીં નહિ આવે.' પણ નારદજી ન માન્યા. તેમણે શેઠને વૈકુંઠમાં લાવવાના પોતાના નિર્ણયની જાણ કરી. ભગવાને એવો નિર્ણય ન કરવાનું સમજાવ્યું. પરંતુ નારદજી ભગવાનની ય વાત માનવા તૈયાર ન હતા. જિદ-હઠ એક એવી વસ્તુ છે. હઠની ભીતર 'અહમ્' બેઠો હોય છે. અહંકાર માણસને ગમે ત્યારે ગબડાવી દે છે! જમાલિ મુનિને કોણે ગબડાવ્યા હતા? ભગવાન મહાવીર સર્વજ્ઞ હતા, વીતરાગ હતા. તેમની વાત જમાલીએ ના માની! જાણો છો ને આ જમાલીનો પ્રસંગ?

**અહંકારના ભયંકર પરિણામ :**

ભગવાન મહાવીરની પુત્રી પ્રિયદર્શનાના લગ્ન રાજકુમાર જમાલી સાથે થયાં હતાં. લગ્ન બાદ બંનેએ ભગવાન પાસે ચારિત્ર ધર્મનો સ્વીકાર કર્યો હતો અને ભગવાનના શ્રમણસંઘમાં સમાઇ ગયા હતા. જમાલી મુનિ અગિયાર અંગના જ્ઞાતા બન્યા હતા. એક દિવસ તે બિમાર પડયા. સાંજે પ્રતિક્રમણ કર્યા બાદ બીજા શ્રમણો જમાલિ મુનિનો સંથારો પાથરી રહ્યા હતા. તેમણે પૂછયું : 'સંથારો તૈયાર છે?' શ્રમણે કહ્યું : 'હા, તૈયાર છે.' તુરત જમાલિ મુનિ ઊભા થયા અને સૂવા માટે સંથારા પાસે ગયા. તેમણે જોયું કે શ્રમણ સંથારો પાથરી રહ્યા છે. પાથરવાની ક્રિયા હજુ ચાલુ છે. જમાલી મુનિને આથી ગુસ્સો ચડયો. તે ઊંચા અવાજે બોલ્યા : 'તમે શ્રમણ છો. મૃષાવાદ-અસત્યનો તમે ત્યાગ કર્યો છે. તમે મહાવ્રતધારી છો. તમે જુઠું કેમ બોલ્યા? સંથારો તો હજી તૈયાર નથી, છતાંય તમે કેમ કહ્યું કે સંથારો તૈયાર છે?'

શ્રમણે બે હાથ જોડી વિનયથી કહ્યું : 'હે મહામુનિ! ભગવાન શ્રી મહાવીર સ્વામીએ કહ્યું છે કે જે ક્રિયા થઇ રહી હોય, જે ક્રિયા ચાલુ હોય તેના માટે ક્રિયા થઈ ગઈ એમ કહી શકાય છે! આ વ્યવહારની ભાષા છે. સર્વમાન્ય ભાષા છે. ભગવાને કહ્યું છે :

'કડેમાણે કડે' અર્થાત્ ક્રિયમાણ ક્રિયાને કૃતક્રિયા કહી શકાય છે.

જમાલિએ કહ્યું : 'જ્યાં પ્રત્યક્ષ વિરોધ દેખાય છે ત્યાં સિદ્ધાંતની વાત ટકતી નથી. ક્રિયા અપૂર્ણ છે, છતાંય કેવી રીતે કહી શકાય કે પૂર્ણ થઈ ગઈ ? મેં સગી આંખે જોયું કે સંથારો હજી પૂરો પથરાયો નથી છતાંય કેવીરીતે માની લીધું કે સંથારો તૈયાર છે ?'

શ્રમણોની સાથે જમાલી મુનિએ ખૂબ ચર્ચા કરી. વાત ભગવાન પાસે પહોંચી. ભગવાને જમાલિને ખૂબ સમજાવ્યા કે : 'ક્રિયા ભલે ચાલી રહી હોય, તે ક્રિયા થઈ ગઈ એમ વ્યવહાર ભાષામાં બોલાય છે. દા.ત. તમે રાજગૃહીથી કૌશાંબી જવા નીકળ્યા. હજી તો તમે રાજગૃહીના પ્રદેશમાં જ છો, તે સમયે કોઈ શ્રમણને પૂછે કે 'જમાલીમુનિ ક્યાં છે ?' તો શ્રમણ એમ જ કહેશે કે 'એ તો કૌશાંબી ગયા છે.' હજી તમે કૌશાંબી પહોંચ્યા પણ નથી છતાય બોલાય છે કે 'કૌશાંબી ગયા છે...'

ભગવાને આમ અનેક દાખલા-દલીલ અને તર્કથી જમાલી મુનિને સમજાવવાનો પ્રયત્ન કર્યો પરંતુ જમાલી મુનિ ન માન્યા ! કારણ પ્રશ્ન પ્રતિષ્ઠાનો બની ગયો હતો, વાત હવે જીદની બની હતી. હજારો મુનિઓ સાથે આ અંગે વાદવિવાદ કરીને અહંકાર પુષ્ટ બન્યો હતો. અહંકારે ભગવાનની સર્વજ્ઞતાને અવગણી ! ભગવાન પ્રત્યે જે શ્રદ્ધા હતી તે શ્રદ્ધાનો અહંકારે દાટ વાળ્યો. અને જમાલી મુનિ ભગવાનને છોડીને જુદા થઈ ગયા.

અહંકારયુક્ત જિદના ભયંકર પરિણામ આવે છે. જ્ઞાનયુક્ત જિદ અને અહંકારયુક્ત જિદમાં ઘણું જ અંતર છે. જ્ઞાનયુક્ત જિદવાળો માણસ જ્યારે પોતાની ભૂલ સમજે છે ત્યારે પોતાની જિદ તુરત છોડી દે છે. અહંકારયુક્ત જિદવાળો પોતાની ભૂલ સમજવા છતાંય જિદ નથી છોડતો. બિભીષણે રાવણને કેટલો સમજાવ્યો હતો ? સીતાદેવીને શ્રીરામને સન્માનપૂર્વક પાછા આપવા માટે કેટલી બધી સમજાવટ કરી હતી ? છતાંય રાવણે પોતાની જિદ ન છોડી તો શું આવ્યું આખર પરિણામ ? રાક્ષસ કુળનો કેવો વિનાશ થયો ?

સાધ્વી પ્રિયદર્શના પણ જમાલી મુનિનો પક્ષ લઈ શ્રમણી-સંઘથી અલગ થઈ ગઇ હતી. તેમની પણ હઠ હતી. પરંતુ પ્રજ્ઞાવંત મહાશ્રાવકે જ્યારે પ્રયોગાત્મક ઢંગથી પ્રિયદર્શનાજીને 'કડેમાણે કડે' નો સિદ્ધાંત સમજાવ્યો તો પ્રિયદર્શનાજી સમજી ગયાં. જિદ છોડી દીધી અને પાછાં ભગવાનનાં ચરણે અને શરણે ગયાં. સત્ય સમજ્યા બાદ પણ પણ અસત્યની જિદ નથી છૂટતી તો તેનાં પરિણામ ક્યારેય સારાં નથી આવતાં. નારદજીએ જીદ પકડી છે ઈન્દૌરના શેઠને વૈકુંઠ લઈ આવવાની ! પણ જો જો તેનું શું પરિણામ આવે છે !

કહેનાર કોણ છે ? ધર્મનો મહિમા બતાવનાર કોણ છે ?–તે વિચારજો, પાપોની જિદ છોડીને ધર્મના માર્ગે ચાલો. ધર્મ પર સંપૂર્ણ વિશ્વાસ રાખો. ધર્મ બતાવનાર ભવતારક તીર્થંકર પરમાત્મા છે. ધર્મનો પ્રભાવ બતાવનાર કરુણાવંત અરિહંત પરમાત્મા છે. પાપોનો આગ્રહ છોડવો જોઇએ. જીવનને પાપોથી મુક્ત બનાવવાનો આગ્રહ થવો જોઈએ. 'મારે પાપોથી મુક્ત થવું છે'–એવો સંકલ્પ થવો જોઈએ. ધર્મ જીવોને પાપમુક્ત કરે છે. પાપમુક્ત થવા માટે ધર્મનું શરણ લેવું જ પડશે કહો, થવું છે પાપમુક્ત ? પામવી છે મુક્તિ ? પાપોથી ક્તિ પામવાની અભિલાષા નથી. પુરુષાર્થ નથી તે માટે. અને તમને જોઈએ છે સિદ્ધશીલાવાળી મુક્તિ ! ક્યાંથી મળે એવી મુક્તિ તમને ?

## જીવરાજ શેઠ મરીને બિલાડો થયા !

જીવરાજ શેઠને મુક્તિથી બચવું હતું. આથી જ તે બહાનાં બતાવી રહ્યો હતો ! એક વર્ષ બાર નારદજી જીવરાજની દુકાને આવ્યા ત્યારે ગાદી ખાલી હતી ! જીવરાજ ગાદી પર ન હતા ! દુકાનની અંદર શેઠનો છોકરો બેઠો હતો. નારદજીએ તેને પૂછ્યું : ભાઈ ! શેઠજી ક્યાં છે ?' છોકરાએ કહ્યું : 'એ તો ગયા મહિને જ મરી ગયા....'

'હેં ! શેઠ મરી ગયા ?' નારદજી ચિંતાના સાગરમાં ડૂબી ગયા. નારદજીને શેની ચિંતા થઇ તે જાણો છો ? શેઠ મરી ગયા તેની નારદજીને ચિંતા નથી થઇ. પરંતુ શેઠને લીધા વિના વૈકુંઠમાં જઇશ તો

મારી આબરુનું શું થશે–તેની ચિંતા થતી હતી! નારદજીએ વિચાર્યું : 'શેઠ મરી ગયા, તો બીજે ક્યાંક તો એ જરૂર જન્મ્યા જ હશે. ક્યાંક ને ક્યાંક તો તેમના આત્માએ જન્મ લીધો જ હશે ત્યાં જઇને શેઠને પકડીશ અને તેમને વૈકુંઠમાં લઇ જઇને જ જંપીશ. હવે તો ભગવાન પાસે જઇને જ એ શેઠનું નવું એડ્રેસ પૂછું.'

ભગવાન પાસે નારદજી પહોંચ્યા. શરમથી તેમનું માથું નીચું હતું. ભગવાને કહ્યું : 'નારદજી! શેઠ મરી ગયા ને? હવે તમે એનો પીછો મૂકી દો. તે વૈકુંઠમાં નહિ આવે.'

'ભગવંત! એ શેઠ મરીને ક્યાં જન્મ્યા હશે? આપ તો બધું જ જાણો છો. મને તેમના નવા જન્મનું સરનામું આપો. ત્યાં જઇને હું એ શેઠને અહીં લઈ આવીશ. એ શેઠને તો વૈકુંઠમાં આવવું જ હતું. પરંતુ શું કરે બિચારા? આયુષ્ય તેમનું પૂરું થઇ ગયું. નહિ તો એ શેઠ જરૂર મારી સાથે વૈકુંઠમાં આવત....' નારદજીએ શેઠના ગુણ ગાયા! ભગવાન નારદજીના સ્વભાવને જાણતા હતા. તેમણે કહ્યું : 'દેવર્ષિ! એ શેઠ મરીને બિલાડો થયા છે!' નારદજી તો સાંભળીને સ્તબ્ધ થઇ ગયા. માથું ભમવા લાગ્યું : 'શું કહો છો ભગવાન? શેઠ મરીને તિર્યંચ-યોનિમા ગયા? બિલાડાનો ભવ મળ્યો?'

'હા, બિલાડાનો ભવ મળ્યો છે. એ બિલાડો અત્યારે શેઠના છોકરાના અનાજના ગોદામમાં છે. છોકરાએ અનાજનો મોટો વેપાર કર્યો છે. અનાજના મોટાં મોટાં કોઠાર ભર્યાં છે ત્યાં છે એ શેઠ!'

નારદજીએ ત્યાં જઇને બિલાડાને પ્રતિબોધ પમાડવાનું વિચાર્યું. 'બિલાડો થયા તો શું થયું? આખર તો એ આત્મા જ છે ને? જ્ઞાની પુરુષોની નજરમાં તો દેવ હોય કે માનવ, તિર્યંચ પશુ હોય કે નારકીનો નારક, બધા જ સમાન છે. કલેવર બિલાડાનું છે પણ છે તો એ સચ્ચિદાનંદ આત્મા જ ને?'

નારદજી પહોંચ્યા ઇન્દોર ત્યાં શેઠના છોકરાને મળ્યા અને કહ્યું : 'ભાઇ! મારે તારા અનાજના ભંડાર જોવા છે. ચાવી લઇને મારી સાથે આવીશ?'

'મહારાજ ! આપને અનાજ જોઈએ છે ને ? આપ કહો તો અહીં અનાજ મંગાવીને આપને આપું.' છોકરાએ કહ્યું :

'ના ભાઈ ! મારે અનાજ નથી જોઈતું, મારે તો અનાજના તારા ભંડાર જોવા છે.' છોકરાએ મુનિમજીને ચાવી આપીને નારદજી સાથે મોકલ્યો. મુનિમે ગોદામ ખોલી દીધાં. મુનિમને બહાર ઉભા રાખી નારદજી અંદર ગયા. અંદર ઘોર અંધારું હતું. ચારે બાજુ અનાજની ગુણો પડી હતી. નારદજી અંદર જવા લાગ્યા... જતાં તેમણે બિલાડાની રેડિયમ જેવી ચમકતી આંખો જોઈ. નારદજીને સંતોષ થયો, આનંદ થયો. કારણ કે તેમને શેઠ મળી ગયા !

નારદજી એકદમ બોલી ઉઠયા : 'અરે શેઠજી !'

'ઓહ પ્રભુ ! આપ અહીં પણ પધારી ગયા ? કેટલા બધા દયાળુ છો તમે ? ! મારા જેવા પાપીનો ઉદ્ધાર કરવાની કેવી ઉચ્ચ ભાવના છે આપના હૈયે !'

નારદજીને આ સાંભળી થોડોક ગુસ્સો ચડયો. પણ ગુસ્સો દબાવીને કહ્યું : 'શેઠ ! એ બધી વાતો છોડી દો. અને હવે જલ્દી ચાલો મારી સાથે વૈકુંઠમાં. અને જો ન આવવું હોય તો ના કહી દો મને.'

બિલાડો બોલ્યો : 'ઓહ, પ્રભુ ! વૈકુંઠ મને કેટલું વ્હાલું છે એ તમને કેવી રીતે બતાવું ? સંસાર પર મને કોઈ રાગ નથી. હું તો હમણાં જ આપની સાથે આવવા તૈયાર છું....'

'તો ચાલો ! હવે વિલંબ ન કરો. તમને શી ખબર કે કેટલી મુશ્કેલીએ મેં તમને શોધી કાઢયા છે !'

'દેવર્ષિ ! મને અહીં રહેવું જરાય પસંદ નથી. અહીં હું તદ્દન અપરિગ્રહી જીવન જીવું છું. માત્ર છોકરાના પ્રત્યે કરુણાભાવથી અહીં પડયો છું. છોકરાએ અનાજનો ધંધો કર્યો છે. હજારો કોથળા અનાજથી ભરેલા છે. અહીં ઉંદરોનો ઉપદ્રવ છે. અહીં હું બેઠો

છું તેથી કોઇ ઉંદર અહીં ફરકતો નથી તેથી અનાજનું રક્ષણ થાય છે, પ્રભો! '**પરોપકારાય સતાં વિભૂતય :**'ના સિદ્ધાંતનું પાલન કરી રહ્યો છું, કેમ ખરી વાતને ?'

જોઇને શેઠની દયા ? કેવા કરુણાવંત છે બિલાડા શેઠ ? નારદજી તો સાભળી જ રહ્યા ! 'તો તમે મારી સાથે આવતા નથી એમ ને ?' ગુસ્સાથી રાડ પાડીને નારદજીએ પૂછયું.

'ભગવંત! આવવાની હું કયાં ના પાડું છું ? માત્ર પંદરેક દિવસનો જ પ્રશ્ન છે. છોકરાએ માલ બધો વેચી નાંખ્યો છે પાર્ટી પંદરેક દિવસમાં માલની 'ડીલીવરી' લઇ જશે. બસ પ્રભો ! ત્યાર પછી હું તમારી સાથે વૈકુંઠમા જ રહીશ. હું ને તમે બંને વૈકુંઠમાં ! કેમ પ્રભો ! બોલ્યા કેમ નહિ ?'

જોયું, બિલાડાએ કેવી યુક્તિ લડાવી ? આવડે છે તમને આવી યુકિતઓ ? આવડે છે. આનાથી પણ ઘણી સરસ યુકિતઓ તમે જાણો છો ! તેથી તો ધર્મથી બચો છો હજી સુધી મોક્ષમાં નથી ગયા નહિ તો કયારનાય મોક્ષમાં પહોંચી ગયા હોત ! પણ મોક્ષમાં જવું હોય તો ને ? માત્ર મોક્ષ પામવાની, આત્માને વિશુદ્ધ કરવાની વાતો જ કરો છો તમે !

શું કયારેય પણ તમને સદ્ગુરુએ મુકિતનો ઉપદેશ નથી આપ્યો ? મોક્ષમાં જવા નથી કહ્યું ? કોઇએ કદાચ ન કહ્યું હોય તો હું આજ કહું છું કે ચાલો મારી સાથે ! આપણે સૌ સાથે મોક્ષમાર્ગ પર ચાલીશું. અને એક દિવસ જરૂર મોક્ષમાં પહોચીશું. ચાલવું છે ને ? બોલો ! ચલાવો તમારી ચાલાકી !

**સભામાંથી :** આપની સામે અમારી ચાલાકી નહિ ચાલે.

**મહારાજશ્રી :** તો તો મઝા આવશે, અહીં એ ચાલાકી નહિ ચલાવો તો મુકિતની ચાવી મળી જશે. આત્માની મુકતાવસ્થા પ્રાપ્ત કરવામાં વાર નહિ લાગે. પરંતુ 'ઉપાશ્રયમાં પ્રવચન સાંભળવા જઇશું તો ફસાઇ જઈશું આથી પ્રવચન જ

સાંભળવું નહિ, એવો વિચાર તો નહિ કરો ને ? પરંતુ હવે તો આવવું જ પડશે. પેલા જીવરાજ શેઠની યુક્તિઓ જાણવા માટે પણ ! આગળ તમને શેઠની ચાલબાજી બતાવીશ ! નારદજી તો ચાલ્યા ગયા પંદર દિવસની વિદેશયાત્રા પર. તેમને પણ ઈન્દૌર આવવા દો.

ધર્મ મોક્ષ આપે છે, પરંતુ તે મનુષ્યને આપે છે કે જેને મોક્ષ વિના ચેન ન હોય, જે મોક્ષ પામવા અત્યંત આતુર હોય. ધર્મના અચિન્ત્ય પ્રભાવના વિષયમાં આગળ વિચારીશું, આજે આટલું જ–

* અજ્ઞાનતાનો સ્વીકાર એ જ્ઞાનની ભૂમિકા છે. મૂર્ખ-માણસ પોતાની જાતને મહાબુદ્ધિમાન માનતો હોય છે! પાગલખાનાનો પાગલ પોતાની જાતને પાગલ નથી માનતો!

* તાનમાં ભાન નથી રહેતું! યુવાનપેઢી રૂપના તાનમાં ભાન ભૂલી છે અને જુની પેઢી રૂપિયાના તાનમાં ભાન ભૂલી છે! ધર્મસ્થાનોમાં પણ જાણે વેશ-સ્પર્ધા, કેશ-સ્પર્ધા અને રૂપ-સ્પર્ધાઓ યોજાઈ રહી છે!

* સર્વ સુખોનું કારણ નિષ્પાપ જીવન છે. ભૌતિક અને આધ્યાત્મિક, બધાં જ સુખોનું અસાધારણ કારણ નિષ્પાપ જીવન છે.

* જ્યા સુધી સંસારમાં જન્મ લેવો પડશે ત્યાં સુધી દુઃખ રહેવાનાં જ! એવો પુરુષાર્થ કરો કે જન્મ જ ન લેવો પડે! એ પુરુષાર્થ છે સમ્યગ્દર્શન,-જ્ઞાન અને ચારિત્રનો.

# પ્રવચન/૫

મહાન શ્રુતધર આચાર્યદેવ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી 'ધર્મબિન્દુ' ગ્રન્થના પ્રારંભમાં ધર્મનો પ્રભાવ બતાવે છેઃ

धनदो धनार्थिनां प्रोक्तः कामिनां सर्वकामदः ।
धर्म एवापवर्गस्य पारम्पर्येण साधकः ॥

જે તત્ત્વ પ્રત્યે માણુસની દૃષ્ટિ ગઈ નથી, જે વસ્તુનો માણુસને પરિચય નથી એ તત્ત્વ તરફ માણુસને આકર્ષિત કરવો હોય, એ તત્ત્વ પ્રત્યે પ્રેમ અને આદર પેદા કરવો હોય તો એ માણુસને એ તત્ત્વનો પ્રભાવ સમજાવવો જોઈએ. તત્ત્વની અસર તેને બતાવવી

જોઈએ. માણુસની સમજમાં ઉતરી જાય કે 'હું જે ચાહું છું તે મને પ્રાપ્ત થશે જ,' તો એ વસ્તુને—એ તત્ત્વને જરૂર અપનાવશે. માણુસની—સાધારણ માણુસની ફળની ઈચ્છા બળવાન હોય છે. ફળની ઇચ્છા વિના પ્રવૃત્તિ કરનારા કાં તો મૂર્ખ હોય છે અથવા તો યોગી હોય છે! ફળની—પરિણામની ઇચ્છા રાખ્યા વિના તમે લોકો શું કોઇ પ્રવૃત્તિ કરો છો? ફળેચ્છા જીવનો સ્વભાવ છે! 'હ્યુમન નેચર' છે. મૂર્ખ માણુસ, પાગલ માણુસ ફળનો—પ્રવૃત્તિના પરિણામનો વિચાર નથી કરતો! એની બુદ્ધિનો એટલો વિકાસ જ નથી થયો હોતો કે તે ફળની કલ્પના કરી શકે. સારા કે ખરાબ પરિણામની ભેદરેખા તે દોરી નથી શકતો.

જે અનાસક્ત યોગીઓ હોય છે તેઓ તો આત્મસ્વરૂપમાં જ લીન રહે છે. તેમનાં મનમાં ફળનો... પરિણામનો વિચાર જ નથી ઊઠતો. કોઈ જિજ્ઞાસા નહિ, કોઇ શંકા નહિ સહજ-સ્વભાવિકરૂપથી તેઓ આત્મરમણુતામાં લીન રહે છે. એવા યોગી પુરૂષો માટે ધર્મનો પ્રભાવ નથી બતાવવામાં આવ્યો. તેઓ તો ધર્મના પ્રભાવને જાણે જ છે. મૂર્ખ અને પાગલ માણુસને પણુ સમજાવવાનું લક્ષ્ય નથી. મૂર્ખને ઉપદેશ નથી અપાતો. પાગલ માણુસને ઉપદેશ નથી અપાતો. જે યોગી પણુ નથી અને મૂર્ખ પણુ નથી એવા લોકોને નજરમાં રાખીને ધર્મનો પ્રભાવ બતાવાયો છે. હું તમને બધાને યોગી નથી માનતો તેમ મૂર્ખ પણુ નથી માનતો! બરાબર છે ને?

## અજ્ઞાનતાનો સ્વીકાર એ જ્ઞાનની ભૂમિકા છેઃ

**સભામાંથી :** અમે લોકો તો મૂર્ખ જ છીએ.

**મહારાજશ્રી :** મૂર્ખ માણુસ કદી પોતાને મૂર્ખ નથી માનતો! પાગલ માણુસ ક્યારેય પણુ પોતાને પાગલ નથી માનતો! ક્યારેય તમે પાગલખાનામાં ગયા છો? પાગલ બનીને નહિ, પણુ પાગલખાનું જોવા માટે ગયા છો? પૂછજો ક્યારેક પાગલોના ડોકટરને કે—'પાગલખાનામાં આવનાર માણુસ શું માને છે કે 'હું પાગલ છું?' મૂર્ખ

માણસ પોતાની જાતને મહાબુદ્ધિશાળી માને છે! જેને એ વાત સમજાઈ જાય કે 'હું મૂર્ખ છું' તે તો બુદ્ધિશાળી છે. પોતાની મૂર્ખતાનું ભાન થવું, પોતાની અજ્ઞાનતાનું જ્ઞાન થવું એ નાનીસુની વાત નથી, ઘણી જ ગંભીર અને મહત્ત્વની વાત છે. મૂર્ખતાનો, અજ્ઞાનતાનો સ્વીકાર એ જ તો જ્ઞાની બનવાની ભૂમિકા છે. દંભ ન થવો જોઇએ. કપટ નહિ કરવું જોઇએ. મારી પાસે તમે મૂર્ખતાનો સ્વીકાર કરી લો અને અહીંથી બહાર જઇને 'હું તો મહા બુદ્ધિશાળી છું', એવો ગર્વ કરો તો એ દંભ ગણાશે. અજ્ઞાનતાનો સ્વીકાર જ નમ્રતા છે. નમ્રતામાંથી વિનય પેદા થાય છે. વિનયને ધર્મનું મૂળ કહ્યું છે. જો સાચા હૃદયથી કહેતા હો કે 'અમે બધા મૂર્ખ છીએ' તો તમે મોટી વાત કરી છે, ખૂબ જ સુંદર-'વેરી વેરી નાઇસ' વાત તમે કહી છે! ધર્મતત્ત્વને પામવાની યોગ્યતા તમે પ્રાપ્ત કરી લીધી.

તમે અને હું, આપણે તો અજ્ઞાની જ છીએ. કલિકાળસર્વજ્ઞ શ્રી હેમચંદ્રચાર્યજીએ પરમાત્મા સમક્ષ ગદ્‌ગદ્‌ સ્વરે શું કહ્યું છે તે ખબર છે? તેમનું 'વીતરાગસ્તોત્ર' ક્યારેય વાચ્યું છે?

कत्राहं पशोरपि पशु: ? પશુથી-જાનવરથી પણ મહા જાનવર છું હું.' શું કહ્યું એ મહાન આચાર્યે? કોણ હતા એ મહાપુરુષ? જાણો છો હેમચંદ્રસૂરિને? કલિકાળમાં સર્વજ્ઞ સમાન પરમ તેજસ્વી જ્ઞાની મહાત્મા હતા એ! તેઓ કહે છે-'હું તો પશુથી ય પશું છું'!' પરમાત્માની સમક્ષ, પરમાત્માની તુલનામા તેમને પોતાનું વ્યકિતત્વ પશુના વ્યકિતત્વ જેવું લાગ્યું. કેવું ગહન આત્મનિરીક્ષણ હશે એ મહાપુરુષનું!

તમે લોકો જો તમારી જાતને મૂર્ખ માનતા હો, અજ્ઞાની માનતા હો અને અહિંયા પ્રવચન સાંભળવા આવતા હો તો તો તમારું કામ થઇ ગયું. તમે ધર્મશ્રવણના અધિકારી બની ગયા જેને પોતાની અજ્ઞાનતાનું ભાન થાય છે તેનામાં જ્ઞાન પામવાની જિજ્ઞાસા હોય છે. જે માણસને પોતાની ગરીબાઇનો ખ્યાલ હોય છે તેને પૈસો મેળવવાની તાલાવેલી હોય છે. પૈસો મેળવવામાં તે પ્રમાદ નહિ કરે,

પુરુષાર્થ કરશો! જે માણસ પોતાને રોગી જાણે છે તે નિરોગી બનવા ચાહશે અને કાળજીથી દવા કરશે, ઉપચાર કરશે. તમને જો ધર્મ-વિષયક અજ્ઞાનતાનું ભાન થઈ ગયું છે તો ધર્મવિષયક જ્ઞાન મેળ-વવાનો તમે પુરુષાર્થ કરશો જ.

એ મૂર્ખ છે કે જે પોતાને જ્ઞાની માને છે! પોતાની જાતને જે ઘણી હોશીયાર માની બેસે છે, એવા મુર્ખાઓને ધર્મનો ઉપદેશ નહિ આપવો જોઈએ. તેમને આપેલ ઉપદેશનું અમૃત ઢોળાઈ જાય. ઉપદેશને તેઓ ગ્રહણ ન કરી શકે. જાપાનના ઝેન-સંપ્રદાયના ધર્મગુરુ નાન-ઈનની પાસે એક પ્રાધ્યાપક ગયો. તેણે નાનઇનને કહ્યું: 'આપ મને ઝેન સંપ્રદાયના સિદ્ધાંત બતાવો.' નાનઇને કહ્યું : 'પહેલાં તમે ચા પીવો, પછી વાત કરીશું.' નાનઈને કપમાં ચા કાઢી. કપ ચાથી ભરાઈ ગયો છતાય નાનઇન તેમાં ચા રેડતા જ રહ્યા. ચા કપની બહાર ઢોળાવા લાગી. આ જોઇ પ્રાધ્યાપકે કહ્યું : 'ચા નીચે ઢોળાઇ રહી છે. હવે કપમા ચા નહિ માય.' નાનઇને ખૂબ જ શાંતિથી કહ્યું : 'આ જ પ્રમાણે તમે તમારી માન્યતાઓ અને અનુમાનોથી છલોછલ ભરેલા છો. જ્યાં સુધી તમારા મગજનો કપ ખાલી ન કરો ત્યા સુધી હું તમારામાં શું રેડું?

**વ્યાખ્યાનમાં માળા કેમ ફેરવો છો?**

સંસારમાં ધર્મતત્ત્વની જાણકારીના દાવાદાર ઘણા છે. આપણે ત્યાં પણ આવા દાવા કરનાર હોય છે: તેઓ કહે છે. 'અમે તો ધર્મની આ બધી જ વાતો જાણીએ છીએ. અમે તો અહીં સામા-યિક કરવા, માળા ફેરવવા આવીએ છીએ!' જુઓ! અહીં પ્રવચન ચાલી રહ્યું છે અને આ જાણકાર લોકો માળા ફેરવે છે! જુઓ, છે ને? ધર્માત્માના 'સેમ્પલ' સામે જ છે! કારણ કે આ લોકોએ માની લીધું છે કે અમે ધર્મની બધી જ વાતો જાણીએ છીએ! હવે અમારે જાણવાનું કંઈ જ બાકી નથી રહ્યું! ચૌદ પૂર્વધર થઈ ગયા છે આ લોકો! પૂછો એમને કે 'તમે વ્યાખ્યાનના સમયમાં માળા કેમ ફેરવો છો? તમે પ્રવચન કેમ નથી સાંભળતા?' બેસે છે વ્યાખ્યાન-સભામાં અને ફેરવે છે માળા! આવા મુર્ખાઓને ધર્મનો ઉપદેશ કેવી રીતે આપવો?

**સભામાંથી :** વ્યાખ્યાનના સમયમાં શું માળા ન ફેરવાય ?

**મહારાજશ્રી :** એક સાથે બે કામ થઇ શકે છે શું ? માળા ફેરવવાની કે મણકા ફેરવવાનાં ? પરમેષ્ઠિ-પદોના ધ્યાન વિના માળા જાપ થઈ શકે ખરો ? મન કાં તો મંત્ર-જાપમાં રહેશે અથવા પ્રવચન-શ્રવણમાં ! ધર્મશ્રવણ કરવા આવ્યા હોય તો એકાગ્રતાથી શ્રવણ જ કરવું જોઈએ. મંત્રજાપ કરવો હોય તો મંદિરમાં જઇને કરો. ઘરમાં કરો. વ્યાખ્યાન સભામાં માળા-જાપ કરવો સર્વથા અનુચિત છે. પરંતુ આ ભગત લોકો માનશે આ વાત ? જાણકાર છે ને ? મહાન જ્ઞાની છે આ લોકો તો !

**સભામાંથી :** હવેથી નહિ કરીએ માળા જાપ. આજ સુધી અમને ખબર ન હતી.

**મહારાજશ્રી :** માની જશો તો સારું છે. તમને તમારી ભૂલ સમજાશે તો સુધારો થશે. મારા ભયથી માળા છોડી દેશો તો મારા ગયા બાદ એના એ જ હાલ રહેશે !

**ધર્મના ઉપદેશ માટેના અયોગ્ય પાત્રો :**

જેમ વિક્ષિપ્ત ચિત્તવાળાને ધર્મનો ઉપદેશ ન આપવો જોઈએ તેમ ઉન્મત્ત ચિત્તવાળાને પણ ધર્મોપદેશ ન આપવો જોઇએ. ઉન્માદ ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે. ઉન્માદ કોઇપણ હોય, ઉન્મત્ત માણસ ધર્મતત્ત્વને નહિ સમજી શકે. ધર્મનો પ્રભાવ અને તેની અસર તેના ભેજામાં નહિ ઉતરે. માત્ર દારૂનો જ ઉન્માદ-નશો નથી હોતો, બીજા પણ અનેક ઉન્માદ હોય છે. ધન દોલતનો નશો, બળનો નશો, જાતિનો નશો, રૂપનો નશો, બુદ્ધિનો નશો, જ્ઞાનનો નશો, આમ આવા અનેક નશા-ઉન્માદ છે. હા, આવા નશાબાજ-ઉન્માદી લોકો પણ ધર્મસ્થાનોમા આવે છે ! પણ ધર્મ કરવા કે ધર્મશ્રવણ કરવા નહિ, પરંતુ પોતાના પૈસાનું પ્રદર્શન કરવા ! રૂપનું પ્રદર્શન કરવા આવે છે. 'અમે ધર્મ કરી રહ્યા છીએ,' એવું સમાજને બતાવવા માટે ધર્મસ્થાનોમા આવે છે.

ઉન્માદ-નશો જ્ઞાનમાં પ્રતિબંધક છે. ધર્મતત્ત્વની પ્રાપ્તિમાં અવરોધક છે. ચિત્તમાં કોઈપણ પ્રકારનો ઉન્માદ હશે તો વાસ્તવમાં

ધર્મની આરાધના નહિ થાય. જુઓને ધર્મસ્થાનોમા રૂપ અને રૂપિયાનુ પ્રદર્શન કેટલું બધું વધી ગયું છે? યુવાન પેઢી રૂપના પ્રદર્શનમાં પાગલ બની છે અને તમે લોકો રૂપિયાના પ્રદર્શનમાં પાગલ બન્યા છો. ધર્મસ્થાનોમાં કેવા કપડા પહેરીને આવો છો ? છે કંઈ મર્યાદાનું ભાન? ભાન હોય કેવી રીતે? તાનમા છો ! **તાનમાં ભાન નથી રહેતું.** ફિલ્મના એક્ટરો અને એક્ટ્રેસોનું આંધળું અનુકરણ થઈ રહ્યુ છે. ધર્મસ્થાનોમા જાણે વેશ સ્પર્ધા, કેશ-સ્પર્ધા અને રૂપ-સ્પર્ધાના કાર્યક્રમ ચાલતા હોય તેમ લોકો બની ઠનીને, ઝુલ્ફાં શણગારીને અને દેહને ઠઠારીને આવે છે. એવા લોકોને અમારે ઉપદેશ આપવાનો ? તેમને ધર્મતત્વ સમજાવાનુ ? સમજી શકશે આવા લોકો ? ગાર્ડનમાં જેવાં કપડાં પહેરીને, બની ઠનીને ઘૂમો છો કે લગનના સમારંભમાં મ્હાલો છો, તેવી રીતે બની ઠનીને ધર્મસ્થાનો અને મંદિરોમાં જાવ તે શું યોગ્ય છે ? ધર્મને અનુરૂપ છે ? પણ નશો ચડી ગયો છે જીવનમાં !

જાણકારી પણ એક નશો છે. 'હુ તો બધું જ જાણું છું. મેં તો હજારો પ્રવચન સાંભળ્યા છે....' આવો નશો પણ ખતરનાક છે. તેનાથી જ્ઞાનપ્રાપ્તિના દ્વાર બંધ થઈ જાય છે. એવા નશાથી કોઈ નવુ જ્ઞાન મળતું નથી. મેળવેલું જ્ઞાન પણ આત્મસાત્ નથી થતું. જ્ઞાનનું ફળ 'વિરતિ' છે, તે ફળ જીવનમાં નથી આવતું. જાણકારીનું ઘમંડ લઈને માણસ ઘૂમે છે. પરંતુ **સર્વપ્રથમ જ્ઞાન તો પોતાના અજ્ઞાનનું જોઈએ !** આપણે કેટલા અજ્ઞાની છીએ, તેનું જ્ઞાન થવું જોઈએ. ત્યારે જ જ્ઞાન મેળવવાનો સાચો પુરુષાર્થ થશે.

### ધર્મનો પ્રભાવ :

ધર્મનો પ્રભાવ બતાવાય છે. આ જ્ઞાન હોવું નિતાન્ત આવશ્યક છે. પછી જિજ્ઞાસા થશે કે 'ધર્મનું સ્વરૂપ શું છે?' ધર્મના પ્રભાવનું જ્ઞાન, ધર્મના સ્વરૂપનું જ્ઞાન મેળવવા પ્રોત્સાહિત કરશે. ધર્મના પ્રભાવનું જ જો જ્ઞાન નહિ હોય તો ધર્મના સ્વરૂપને જાણવાનો

વિચાર પણ નહિ આવે. આથી જ ગ્રન્થકાર મહાત્મા ધર્મનો પ્રભાવ બતાવી રહ્યા છે. કેટલાકને તો પ્રભાવથી જ સંબંધ હોય છે ! તેમને સ્વરૂપ જાણવાની જિજ્ઞાસા જ નથી થતી ! જેમકે એક બાળક છે, તેને દૂધ પાવામાં આવે છે. એ બાળકને દૂધનો પ્રભાવ જ બતાવવામાં આવે છે ને ? 'દૂધ પીવાથી શરીર તંદુરસ્ત બને છે.' દૂધનું સ્વરૂપ જાણવાનો તેને કોઈ અર્થ નથી. દૂધ ક્યાંથી આવે છે, ગાય ભેંસ વગેરે દૂધ કેવી રીતે આપે છે, તે ખાય છે ઘાસ અને આપે છે દૂધ, આ કેવી રીતે થાય છે ? દૂધમાં કયા કયા તત્ત્વો છે, દૂધના આ સ્વરૂપનું જ્ઞાન બધાંને નથી હોતું. દૂધ પીનાર બધાને એ જ્ઞાન નથી હોતું. તેમને સંબંધ હોય છે શરીરનાં સ્વાસ્થ્યથી 'દૂધ પીવાથી શરીર સારુ બને છે.'–આટલું જ્ઞાન તેમના માટે પૂરતું બની જાય છે.

આપણા જીવનમાં રોજબરોજ ઉપયોગમાં આવનાર એવી કેટલીય વસ્તુઓ છે જેનો આપણે કેટલીયવાર ઉપયોગ કરીએ છીએ, પરંતુ એ વસ્તુઓનું સ્વરૂપજ્ઞાન આપણને નથી હોતું. આપણા રોજના ઉપયોગમાં આવનાર વસ્તુઓ વિશે વિચારો. દા. ત. સાબુ કપડાંને વધારે ઉજળા કરે છે, કેવો સાબુ શરીરની ચામડીને નુકસાન નથી કરતો અને શરીરના મેલને સાફ કરે છે-આટલું જ વિચારીએ છીએ. અર્થાત્ આમ વિચારીને સાબુના પ્રભાવને જ જાણીએ છીએ. પરંતુ આવું જાણનારા લોકો સાબુ કેવી રીતે બને છે, તે કઈ કઈ વસ્તુઓ મેળવીને સાબુ બનાવ્યો છે, કેટલા પ્રમાણમાં એ વસ્તુઓ મેળવી છે.... વગેરે વગેરે વાતો-બાબતોનો વિચાર કરે છે ખરા ? બધા તેના ઉપયોગનો જ, તેના પ્રભાવનો જ ખ્યાલ રાખે છે. પ્રભાવથી જ સૌ સંબંધ રાખે છે. બીજી વાત : તમારા ઘરમા લાઇટ છે ને ? સ્વીચ દબાવો છો અને અજવાળુ થાય છે. તમારે ઉજાશ જોઇએ છે. અજવાળુ જોઇએ છે. 'સ્વીચ દબાવવાથી અજવાળુ મળે છે.'– તમને આટલું જ્ઞાન છે. બસ ! એ પછી ઇલેક્ટ્રીસીટીનું તમને જ્ઞાન હોય કે ન હોય ! વિજળી કેવી રીતે ઉત્પન્ન થાય છે, કેવી રીતે તમારા ઘરમાં આવે છે અને પ્રકાશ આપે છે, એ બધી વાતો બધા જાણતા

નથી અને જાણવાની જિજ્ઞાસા પણ નથી રાખતા ! બહુ જ ઓછા માણસ એવા જિજ્ઞાસુ હોય છે જે વસ્તુના સ્વરૂપને જાણવા આતુર હોય છે અને જાણે છે.

એક બેબી હતી. રોજ સવારે તે દૂધ પીતી. એક સવારે તેના સમયે તેને ન મળ્યું. તે રડવા લાગી. માએ પૂછ્યું : 'કેમ રડે છે ?' બેબીએ કહ્યું : 'ભૂખ લાગી છે, મને દૂધ દે.' માએ કહ્યું : 'હજી ગાયનું દૂધ નથી આવ્યું. આવે એટલે તરત જ આપું છું.' મા બેબીને રોજ ગાયનું દૂધ આપતી. બેબીને તો દૂધથી સંબંધ હતો ગાયનું દૂધ હોય કે ભેંસનું ! બેબીએ કહ્યું : મા, મને ખૂબ જ ભૂખ લાગી છે, ગાયનું દૂધ ન આવ્યું હોય તો ભેંસનું, બકરીનું જેનું દૂધ હોય તે મને જલ્દી આપ.' બેબીને ભૂખ લાગી હતી. ભૂખ મટાડવા માગતી હતી. કારણ કે તેને દૂધના પ્રભાવનું જ્ઞાન હતું. દૂધથી ભૂખ મટે છે. પેટ ભરાય છે. આવું તે જાણતી હતી. ગાય-ભેંસના દૂધના ગુણદોષની તેને ખબર ન હતી. તે જાણવાની તેની તૈયારી પણ ન હતી.

**નિષ્પાપ જીવન સર્વ સુખનું કારણ :**

સંસારમાં જીવોને સુખ જોઇએ છે. જીવોનો તમામ પુરુષાર્થ, તેમની બધી જ દોડધામ સુખ પામવા માટેની જ છે. ચાહે તે સુખ ભૌતિક હોય કે આધ્યાત્મિક, તીર્થંકર ભગવાન તમામ પ્રકારના સુખ પામવાના માર્ગ બતાવે છે, એ માર્ગ છે ધર્મનો. તેમણે વિશ્વના બધાજ માણસોને લક્ષ્યમાં રાખીને કહ્યું કે : સુખ ધર્મથી મળશે, પાપોથી નહિ. સુખ મેળવવું છે તો પાપોનો ત્યાગ કરો. હિંસા, જુઠ, ચોરી, વ્યભિચાર, પરિગ્રહ વગેરે પાપોનો ત્યાગ કરવો જ પડશે, જો સુખી થવું હોય તો ! ધન-સંપત્તિ મેળવવા માટે પાપ કરવાની જરૂર નથી. પ્રિય વિષયસુખ મેળવવા માટે પાપાચરણ કરવું જરૂરી નથી. એ જ પ્રમાણે સ્વર્ગના સુખ પામવા માટે પણ પાપ કરવા જરૂરી નથી. મોક્ષ પાપથી પ્રાપ્ત થઇ શકે નહિ. નિષ્પાપ જીવન જ સર્વ સુખોનું અસાધારણ કારણ છે.

તમારે શું જોઇએ ? તમે લોકો કહેશો : મોક્ષ જોઇએ છે ! મોક્ષ ? જોઇએ છે મોક્ષ ? મોક્ષની ચાહના છે ? મોક્ષ પામવાની ભાવના જાગે એવી

ઇચ્છા છે ? શા માટે મોક્ષ જોઇએ છે ? સંસારમાં-સંસારની ચારે ગતિઓમાં દુઃખ છે એટલા માટે ને ? પેલા જીવરાજ શેઠને પણ મોક્ષની ચાહના હતી ! વૈકુંઠમાં જવાની તેની ભાવના કેવી હતી ? મરીને પશુયોનિમાં ગયા. ત્યાં પણ નારદજી પહોંચ્યા. કારણ શેઠને વૈકુંઠમાં લઇ જવા ચાહતા હતા. નારદજીએ શેઠના વચનો પર, તેની બાહ્ય ધર્મક્રિયાઓ પર વિશ્વાસ કરી લીધો હતો ! શેઠ નારદજીને ગોળ ગોળ ફેરવી રહ્યા છે ! તમે પણ આમ સાધુ-પુરુષોને ગોળ ગોળ ફેરવો છો ને ? અમે લોકો પણ તમારી વાતોમાં આવી જઇએ તો ?

**સભામાંથી :** અમે પણ ડૂબીએ અને આપને પણ ડૂબાડીએ.

**મહારાજશ્રી :** તમારા જેવા સજ્જન લોકો એવું કરે ખરા ? સજ્જન માયાવી નથી હોતો. સજ્જન કપટ નથી કરતો. બીજાને દગો નથી આપતો. હા, કયારેક પોતે દુઃખી થાય છે પણ તે બીજાને દુઃખી નહિ કરે. પોતે પડશે પણ સજ્જન બીજાને નહિ પાડે. એ તો સારું હતું કે નારદજી હતા. સાવધાન હતા. શેઠે બે મહિના પછી આવવાનો વાયદો કર્યો નારદજી ચાલ્યા ગયા બે મહિના જતાં વાર કેટલી ? વીતી ગયા બે મહિના અને નારદજી પહોંચ્યા ઈન્દૌર ! જઈને ઊભા રહ્યા જીવરાજ શેઠની દુકાન પર. છોકરાએ નારદજીનું સ્વાગત કર્યું અને આવવાનું પ્રયોજન પૂછ્યું. નારદજીએ અનાજના ગોદામની ચાવી માગી. છોકરાએ કહ્યું : 'ગોદામ ખુલ્લા જ છે, તેમા માલ નથી. નારદજી ત્યાથી સીધા ગોદામ પર ગયા. ગોદામ ખૂલ્લું જ હતું. અંદર ગયા બિલાડો જે જગ્યાએ મળ્યો હતો ત્યા પહોચી ગયા. પણ બિલાડો ન દેખાયો. આખુ ગોદામ જોઈ વળ્યા. કયાંય બિલાડો ન મળ્યો. નારદજીને ચિંતા થઇ બહાર આવ્યા. તેમને જોઇને કેટલાક મજુર તેમની પાસે આવ્યા. તેમને પ્રણામ કર્યા. તેમણે પૂછ્યુ : 'મહારાજ ? આપ શું શોધી રહ્યા છો ?

'ભાઈ ! આ ગોદામમાં એક બિલાડો હતો. તમે લોકોએ તેને જોયો ?'

'ના મહારાજ ! અમે નથી જોયો!

મજૂરો વિચારમાં પડી ગયા કે, 'નારદજીને વળી બિલાડાનું શું કામ હશે ?' બિચારા મજૂર! તેમને શું ખબર કે આ ગોદામના માલિકનો બાપ પેલો બિલાડો હતો ! ત્યાં એક મજુરે કહ્યું કે 'અમે ગોદામમાંથી ગુણોને ઊંચકીને બહાર જઈ રહ્યા હતા ત્યારે એક બિલાડો વચમાં આવ્યો હતો અને તેના પર ગુણ પડી હતી અને બિલાડો તેની નીચે દટાઇ મર્યો. પછી અમે તેને બહાર ફેંકી દીધો હતો.'

નારદજી વિચારમાં પડી ગયા. તે પોતાના વિમાન પાસે આવ્યા. 'હવે એ શેઠને શોધવા ક્યાં જઉં ? મરીને તે ક્યાં જન્મ્યા હશે ? ભગવાનને જ પૂછવું પડશે.' ભગવાનનો વિચાર આવતાં જ તે ધ્રુજી ઉઠયા : 'ભગવાનને હવે શું મોં બતાવીશ ? ભગવાન તો ના જ પાડતા હતા કે તે શેઠ વૈકુંઠમા નહિ આવે. આવવાની તેમની ઇચ્છા જ નથી.' છતાંય નારદજી હિંમત કરી પહોંચ્યા ભગવાન પાસે વૈકુંઠમાં. ભગવાને કહ્યું :

'કેમ નારદજી ! શું થયું પેલા જીવરાજ શેઠનુ ? તેમને લાવ્યા કે નહિ ? ૧૩ નંબરની રૂમ તેમના માટે ખાલી જ છે.'

'ભગવંત ! એ બિલાડો તો મારા જતાં પહેલા જ મરી ગયો.'

'નારદજી ! એ વૈકુંઠમાં નહિ આવે ! વૈકુંઠનું સુખ તેને જોઇતું જ નથી. તેને તો વિષયસુખ જ જોઇએ છે !'

'પરંતુ ભગવાન ! એ તો તમારું જ નામ જપતો હતો. તમારી જ રોજ પૂજા-ભક્તિ કરતો હતો.'

'હા, તમારી વાત સાચી છે નારદજી ! તેને જ્ઞાન હતું કે આ બધું કરવાથી સંસારનાં પ્રિય સુખો મળે છે....'

'તો પછી એ વૈકુંઠમાં આવવાની પોતાની તીવ્ર તાલાવેલી બતાવતો હતો તેનું શું ?'

'એ દંભ હતો. માત્ર દંભ ! વૈકુંઠનું નામ હોઠેથી બોલતો હતો,

હૈયે તો સંસાર જ ખદબદતો હતો !'

'ક્ષમા કરજો ભગવંત ! પણ મને લાગે છે કે હજી પણ એકવાર હું પ્રયત્ન કરી જોઉં. બસ આ છેલ્લો જ પ્રયત્ન....'

'કરો. તમને ના નથી કહેતો પણ તમારો પ્રયત્ન સફળ નહિ થાય. એ મરીને નગરની બહાર જે ગટર છે, કે જ્યાં શહેર આખાનું મેલું પાણી ઠલવાય છે ત્યાં, ડુક્કર બનીને જન્મ્યો છે. ભૂંડનો અવતાર પામ્યો છે.'

'શું કહો છો ભગવાન ? જીવરાજ શેઠ તમારો ભક્ત ! અને તે ગટરના ભુંડનો અવતાર પામ્યો છે ?'

'હા, તેને વિષયસુખોની ગટર જ પસંદ છે ને ! બીજાની નજરે ભુંડનું જીવન કેટલું દુઃખદ હોય છે ? પરંતુ એ ડુક્કરને-એ ભુંડને તો તેમાં પણ સુખ લાગે છે. તમે જાવ અને લઈ આવો તેને અહીં.'

નારદજી વિચારમાં પડી ગયા. ભગવાનની વાત તો મગજમાં બેસતી હતી પરંતુ છતાંય ફરીથી તે પેલા જીવરાજ શેઠને એક વખત -છેલ્લી વખત મળવા માગતા હતા. નારદજીને સંસારી જીવો વિષે ઘણા વિચાર આવ્યા. માનવ જીવન પામ્યા હતા જીવરાજ શેઠ ! એવી તો કઈ ભુલ કરી હતી તેમણે કે જેના લીધે તેમને પશુયોનિમાં ભટકવું પડે છે ? દુનિયા જેને ધર્મ કહે છે તેવો ધર્મ તો તે કરતા જ હતા. ક્રિયાત્મક ધર્મ તો હતો જ તેમની પાસે. પરંતુ ભગવાનના કહેવા મુજબ ભાવાત્મક ધર્મ તે નહોતા કરતા. લાગે છે કે તેમનામાં ક્ષમા, નમ્રતા સરલતા, નિર્લોભતા વગેરે નહિ હોય. સંસારથી તે વિરક્ત નહિ થયા હોય. તેમનું હૃદય વિષયરાગ અને કષાયોથી ભરપૂર હશે. ખાવા-પીવામાં આસક્ત હશે. નહિ તો આવો ધર્મી માણસ પશુયોનિમાં જન્મે કેમ ? કશો વાંધો નહિ, હજી પણ જો તે સમજી જાય તો સારું છે. સમજાવીને લઈ આવું વૈકુંઠમાં...'

## વૈકુંઠ-નિર્વાણ જાતે જ મેળવવું પડે :

કોઈના લઈ જવાથી વૈકુંઠમાં જઈ શકાતું હોત તો સંસારમાં કોઈ

જ ન રહે. બધા જ મોક્ષમાં જાય! કારણ કે દરેક તીર્થંકરના હૈયે એક જ ભાવના હોય છે કે એકેએક જીવ મુક્ત બને, સિદ્ધ બને. તીર્થંકરોમાં અપૂર્વ શક્તિ હોય છે. તે કેમ બધા જીવોને મોક્ષમાં ન લઈ ગયા? તીર્થંકર હોય કે અવતાર હોય! અલ્લાહ હોય કે ઇશ્વર હોય —કોઈ ગમે તેવી પૂર્ણ દિવ્ય વિભૂતિ હોય પણ તેઓ જીવાત્માની પ્રબળ ભાવના વિના તેને મોક્ષમાં લઈ જઈ શકતા નથી. કોઈ જ નિર્વાણ—મોક્ષ અપાવી શકતું નથી. એ તો સૌએ જાતે જ મેળવવું પડે છે.

**સભામાંથી :** માત્ર ભાવના હોય તો મોક્ષ મળી શકે ખરો? કોઈ મોક્ષ અપાવી શકે ખરું?

**મહારાજશ્રી :** મોક્ષ મેળવવાની પ્રબળ ભાવના હોય તો એ ભાવના પોતે જ તેવા પુરુષાર્થને જાગ્રત કરે છે. મોક્ષમાર્ગની સાધના પ્રબળ બને છે, કર્મોનો ક્ષય થાય છે અને બધાં જ કર્મોનો નાશ થઇ જાય છે ત્યારે આત્મા મોક્ષદશાને પ્રાપ્ત કરે છે. વાસ્તવમાં જોઈએ તો મોક્ષ મેળવવાની, મુક્ત બનવાની ભાવના જ ક્યાં જોવા મળે છે? અરે! એ મુક્તિ તો બહુ દૂરની વાત છે. મને તમે એ કહો તમે લોકો ઘર અને દુકાનથી મુક્ત થવા ઝંખો છો? ધન—દોલત અને ભોગ—વિલાસથી મુક્ત થવાની તમને ઈચ્છા થાય છે? જ્યાં સુધી અહીંના ભૌતિક—વૈષયિક સુખોથી મુક્તિ મેળવવાની ભાવના નથી થતી ત્યાં સુધી પેલી—કર્મક્ષયજન્ય મુક્તિની વાતો કરવી એ બનાવટ નથી? આત્મવંચના નથી? અંતરાત્માને ઢંઢોળો. આત્મનિરીક્ષણ કરો. ખરેખર મુક્તિની ભાવના હશે તો ધર્મ અવશ્ય મુક્તિ આપશે જ.

મોક્ષ....મુક્તિ....નિર્વાણ....કંઈપણ કહો, છે તે પામવાની ભાવના? મોક્ષની કલ્પના પણ છે તમને? કલ્પના તો છે તમને સંસારના વૈષયિક સુખોની અને મોટી વાતો કરો છો મોક્ષની! હા, મેં એવા લોકો જોયા છે જે કહે છે કે મને મોક્ષ જોઇએ છે, પણ મોક્ષના સ્વરૂપનું તેમને જરાય જ્ઞાન નથી. કહે છે કે મોક્ષમાં જવું છે.

પરંતુ ત્યાં જઈને શું કરવાનું છે તેની તેમને કશી જ ખબર નથી. કોણ માનશે તેમની વાત ? તેમનું પોતાનું જ મન નથી માનતું, તો બીજા કેમ માને ? પ્રિયજનોનો સહવાસ પ્રિય લાગે છે. તેમનાં મીઠાં વચન મધુરાં ને મીઠાં લાગે છે. રૂપ જોવાનું ગમે છે, જીભને ચટાકેદાર ખાવાનું ભાવે છે, મજેદાર પીવાનું મન થાય છે, ભોગ-વિલાસ વિના ચેન નથી પડતું અને વાતો કરવી છે મોક્ષની ! ! !

## ભૂંડના બે સવાલ :

નારદજીનો ઉત્સાહ ઢીલો પડી ગયો હતો. છતાંય એક દિવસ તેઓ ઇન્દોર જઈ પહોંચ્યા. વિમાનને પેલા મેદાનમા ઉતારીને, નગરની બહાર જ્યાં પેલી ગટર હતી ત્યાં તેઓ ગયા. તેમણે ત્યા પેલા શેઠજીને જોયા ! ગટરમાં ગેલ કરી રહ્યા હતા શેઠાણીની સાથે ! બાળકો પણ હતાં પાચ-સાત ! નારદજીએ દૂરથી જ બૂમ મારી :

'શેઠજી !'

પેલા ડુકરે-ભૂંડે નારદજી સામું જોયું અને બોલી ઊઠયું : 'ઓહો ! દેવર્ષિ ! આપ અહીં પણ પધારી ગયા !'

'આવવુ જ પડે ને ભાઈ ! તમને લઈ જવાનું કહ્યું હતું. ચાલો, વૈકુઠમા આવવા હવે તૈયાર થઈ જાઓ.'

'ભગવન્ ! વૈકુંઠમાં આવવાની મારી ભાવના હજી એવી જ અકબંધ છે. પણ........'

'પણ શું ? હવે શેઠ બહાના ન બતાવો.'

'ભગવન્ ! વૈકુંઠ વિષે મારે એકાદ બે પ્રશ્ન પૂછવા છે. કયા-રનો ય પૂછવાનો હતો, પરંતુ શરમને લીધે પૂછી ન શકયો આજ સુધી........'

'જલ્દી પૂછો.'

દેવર્ષિ ! મોડું ન લગાડશો. મારે એ પૂછવું છે કે આપ જે વૈકુંઠની વાત કરો છો તે વૈકુઠમાં આવી ગટર મળશે ? બીજું મારે એ

પૂછવું છે કે અહીંના જેવો પરિવાર મને ત્યાં મળશે કે નહિ? અથવા તો મારા આ બધા પરિવારને વૈકુંઠમાં લઈને આવી શકું છું?'

સાંભળ્યાને શેઠના પ્રશ્નો? બરાબર પૂછયા છે ને પ્રશ્નો? સાંભળીને તો નારદજી અવાચક જ બની ગયા. તેમણે કહ્યું :

'શેઠજી! તમને આ ગટર અને પરિવાર જ પસંદ અને પ્રિય છે તો પછી વૈકુંઠમાં આવવાની જરૂર જ શી છે? તમને તમારી ગટર મુબારક!' એટલું કહીને નારદજી તુરત જ ત્યાંથી ઉપડી ગયા. પછી એ કયારે ય ઈન્દોર આવ્યા નહિ. પેલા શેઠને પણ કદી મળ્યા નહિ. શી રીતે આવે? શા માટે આવે?

**સભામાંથી** : આપ પધાર્યા છો ને?

**મહારાજશ્રી** : ઠીક! તો આ કથાનો મર્મ તમે સમજી ગયા ખરા! ભલે આ કથા પૌરાણિક હો, પરંતુ તેનો મર્મ કેટલો ચોટદાર છે! કેટલી બધી બોધક અને પ્રેરક છે આ કથા? બહારથી ધર્મક્રિયા કરીએ છીએ એથી મોક્ષાભિલાષી છીએ, એમ માનવું કેટલું ખતરનાક છે? સમજો છો ને? ધર્મ બધું જ આપે છે, મોક્ષ પણ આપે છે, પરંતુ મોક્ષ મેળવવાની ઇચ્છા જ ન હોય તો, ધર્મ મોક્ષ કેમ આપશે? જે ભાવનાથી ધર્મ પાસે જશો તે ભાવના ધર્મ પૂરી કરશે. એ નિશ્ચિત છે. પુણ્ય કર્મના માધ્યમથી ધર્મ ધન આપે છે. ભોગ સુખ આપે છે. સ્વર્ગ આપે છે. કર્મક્ષયના માધ્યમથી ધર્મ મોક્ષ આપે છે.

## જન્મ છે ત્યાં સુધી દુઃખ જ દુઃખ છે :

જે ધર્મ-આરાધનાથી પુણ્યકર્મ બંધાય છે તે ધર્મ-આરાધના અને જે ધર્મ-આરાધનાથી કર્મક્ષય થાય છે તે ધર્મ-આરાધના બંને ભિન્ન છે. ફરી કયારેક તે સમજાવીશ. આજ તો આપણે એ વાતનો વિચાર કરી રહ્યા છીએ કે ધર્મનો પ્રભાવ કેટલો મહાન છે? કેવો અદ્‌ભુત છે? કેટલો વ્યાપક છે? વિચારવું પડશે. ખૂબ જ ઊંડાણથી ચિંતન-મનન કરવું પડશે. વગર વિચાર્યે-જાણ્યા-સમજ્યા

વિના માત્ર ગતાનુગતિક ધર્મારાધના કરવાથી વિશેષ કોઇ લાભ નથી. એમ તો આપણા આત્માએ ગયા જન્મમાં-અનંતા ગત જન્મોમાં ખૂબ ખૂબ ધર્મ કર્યો છે. છતાં પણ હજી આજે ય દુઃખપૂર્ણ, વેદનાપૂર્ણ સંસારમાં ભટકવાનું ચાલુ છે! કોઇ શાશ્વત્ સુખ, પૂર્ણ આનંદ પ્રાપ્ત નથી થયો. આ જીવનમાં પણ નહિ વિચારો તો શું થશે? આધિ-વ્યાધિ-ઉપાધિનો અંત નહિ આવે. જ્યાં સુધી જન્મ લેવો પડશે ત્યાં સુધી દુઃખ આવશે જ. ધર્મથી આપણે જન્મને મીટાવવાનો છે. ફરી ફરીને જન્મ ન લેવો પડે, ક્યારેય જન્મ લેવો જ ન પડે, તેવો ધર્મ-પુરુષાર્થ કરવો પડશે. આ પુરુષાર્થ ક્રમશઃ થશે. સંભવ છે પાચ-સાત જનમ પણ લાગી જાય. પણ શરૂઆત તો કરવી પડશે ને? દૃષ્ટિ ખુલવી જોઇએ. દૃષ્ટિ ખૂલી જાય તો પછી દુર્ગતિઓમાં એટલે કે નરકગતિ કે તિર્યંચગતિમા જવાનું બંધ થયું જ સમજો! ધર્મ તમને ઉચ્ચ મનુષ્યગતિ અને ઉચ્ચ દેવગતિમાં લઇ જ જશે

## સમ્યગ્દૃષ્ટિ : આમૂલ પરિવર્તનનું દિવ્ય અંજન :

**સભામાંથી** : ધર્મ કરનારની શું સદ્ગતિ જ થાય છે?

**મહારાજશ્રી** : હા, જીવાત્માની જ્ઞાનદૃષ્ટિ ખૂલી ગઇ હોય, જીવાત્માને સમ્યગ્દર્શન પ્રાપ્ત થયું હોય તો તે સદ્ગતિનું જ આયુષ્યકર્મ બાંધશે. સમ્યગ્ દર્શન હોય તો આયુષ્યકર્મ દેવગતિનું જ બંધાય છે. એવો નિયમ છે. સમ્યગ્દર્શન આત્માનો એક વિશિષ્ટ ગુણ છે આ ગુણ પ્રકટ થતાં જ વિશ્વને જોવાની, જડ અને ચેતન પદાર્થો જોવાની દૃષ્ટિમાં આમૂલ પરિવર્તન આવે છે. સમ્યગ્દર્શન પ્રગટ થતાં કષાયોની તીવ્રતા નથી રહેતી અને આત્મદર્શન-પરમાત્મ દર્શનની એક ઝાંખી થાય છે. સંસારનું ભીતરી રૂપ દેખાય છે. સંસારને તે હૃદયથી ચાહતો નથી, ધિક્કારે છે તેને. હા, આવો જીવ બાહ્યદૃષ્ટિએ સંસારના પાપોમા ફસાયેલો પણ હોઇ શકે સંસારના વૈષયિક સુખોમાં લીન થયેલો પણ જણાય, પરંતુ તેનું હૈયુ અનાસક્ત હોય! કારણ કે તે જાણે છે કે 'હું જે કરું છું તે કરવા જેવું નથી' આવી

જાગ્રત અવસ્થામાં જીવ દુર્ગતિમાં નથી જતો. તે જશે સદ્ગતિમાં! તે જશે દેવગતિમાં!

દેવગતિમાં એ જીવાત્માને વિપુલસુખ-ભૌતિકસુખ પ્રાપ્ત થાય છે. ત્યા તેને કોઈપણ પ્રકારનું ભૌતિક-શારીરિક દુખ નથી હોતુ. ધર્મનો આ પ્રભાવ છે. આવા અદ્ભુત ઐશ્વર્ય અને સુખોની વચ્ચે પણ જો આત્મા 'સમ્યગ્દર્શન'ના ગુણને જાળવી રાખે, જાગ્રત રાખે તો દેવભવનું આયુષ્ય પૂર્ણ થતા તે ઉચ્ચ માનવભવ પામે છે. દેવલોકના દિવ્ય સુખોના ઉપભોગમાં પણ અનાસક્ત રહે તો તે આત્માનું સત્વ ખૂબ જ વધે છે. દુઃખો તેના મનને દુઃખી નથી કરતાં. સુખો તેને લલચાવી શકતા નથી. મળેલા ભૌતિક-શારીરિક સુખોના સ્વેચ્છાથી કરાતા ત્યાગરૂપ મહાન ધર્મપુરુષાર્થને 'ચારિત્રધર્મ' કહે છે. આ ધર્મ-પુરુષાર્થ કર્મનો ક્ષય કરીને જીવને શિવ બનાવી દે છે. જનને જિન બનાવી દે છે. બંધાયેલાને મુક્ત કરી દે છે

'પારમ્પર્યેણ સાધક:'નો આ અર્થ છે. ધર્મ કાળક્રમે જીવને મોક્ષ અપાવે છે. ક્રમિક વિકાસ કરતો, ક્રમશઃ આધ્યાત્મિક વિકાસ કરતો જીવ છેવટે પરમપદને પ્રાપ્ત કરે છે. આ ગ્રન્થમાં આચાર્યદેવ શ્રી હરિભદ્રસૂરિએ ક્રમિક ધર્મ-પુરુષાર્થ બતાવ્યો છે. માણસ આ ક્રમથી ધર્મપુરુષાર્થ કરતો રહે તો પોતાના જીવનમાં તે ધર્મનો પ્રભાવ અનુભવ્યા વિના રહે જ નહિ. પરંતુ મોટે ભાગે લોકો ક્રમિક ધર્મારાધના કરતા નથી. જ્ઞાન જ નથી ધર્મપુરુષાર્થનું! જેના મનમાં જે આવ્યું તે કરી લીધુ! થઇ ગયો તે ધર્મ! જે ફાવ્યું તે કરી લીધું. કરી લીધો તે ધર્મ! શાળા-કોલેજમાં શું આવું ચાલી શકે? જેને જે કોર્સ-અભ્યાસક્રમ કરવાનો હોય તે આમ મન ફાવે તેમ કરી શકે? ના, ત્યાં તો પદ્ધતિસર-ક્રમિક જ અભ્યાસક્રમ કરવો પડે છે-પહેલા ધોરણમાં ભણો, પાસ થાઓ તો બીજા ધોરણમાં પ્રવેશ મળે. બીજા ધોરણમાં ભણો, પાસ થાઓ તો ત્રીજા ધોરણમા પ્રવેશ મળે. ત્રીજા ધોરણમા જાવ, પાસ થાવ તો ચોથા ધોરણમાં જવાય. શિક્ષણના ક્ષેત્રમાં જેમ ક્રમિક વિકાસને માન્ય કર્યો છે તેમ ધર્મક્ષેત્રમાં પણ ક્રમિક વિકાસને માન્ય કરો અને ધર્મ-આરાધના કરો તો ધર્મના અચિંત્ય પ્રભાવનો અનુભવ કરશો.

## ધર્મ : ઝેર ઉતારનાર પરમમંત્ર :

જેમ આ ધર્મનો ગ્રંથમાં પ્રભાવ બતાવ્યો છે, તેમ બીજા ધર્મ-ગ્રન્થોમાં પણ ધર્મનો પ્રભાવ બીજી દષ્ટિએ બતાવાયો છે. 'પંચસૂત્ર' ગ્રન્થમાં ધર્મના પ્રભાવનું વર્ણન કરતાં આચાર્યદેવે બતાવ્યું છે કે :

'ધર્મ દેવ અને દાનવોથી પણ પૂજિત છે. દેવ અને દાનવ પણ ધર્મનો આદર કરે છે.

ધર્મ મોહાંધકાર હટાવનાર સૂર્ય છે! ધર્મસૂર્યનો જીવન-ગગનમાં ઉદય થતાં જ મોહઅંધકાર દૂર થઈ જાય છે!

રાગ અને દ્વેષના ઝેર ઉતારનાર તે પરમ મંત્ર છે! ધર્મને રાગ-દ્વેષના ઝેર ઉતારનાર પરમ મંત્ર કહ્યો છે!

ધર્મ તમામ પ્રકારોના કલ્યાણનું કારણ છે. કોઈપણ કાર્ય કારણ વિના નથી થતું. આપણે જો કલ્યાણ પ્રાપ્ત કરવું હોય તો ધર્મનું આલંબન લેવું પડશે. ધર્મથી કલ્યાણ-પ્રાપ્તિ અવશ્ય થાય છે.

ધર્મ અનંત-અપાર કર્મ-વનને બાળી નાંખે છે!

ધર્મ સિદ્ધિગતિ-મોક્ષને આપે છે. કેટલો અદ્ભૂત પ્રભાવ બતાવ્યો છે ધર્મનો? જ્ઞાની પુરુષોએ ધર્મનું કેટલું વાસ્તવિક પ્રતિપાદન કર્યું છે?

પરંતુ આ બધું કયા ધર્મથી થઈ શકે છે? એ ધર્મનું સ્વરૂપ શું છે? દુનિયામાં અનેક પ્રકારના ધર્મ છે. શું એ બધા જ ધર્મો આ બધા પ્રભાવને પેદા કરી શકે? તમારા મનમાં જે આવ્યો તે ધર્મ કરવાથી શું આ બધા પ્રભાવનો અનુભવ થઈ શકે? આ બધી બાબતોને આપણે ખૂબ ધ્યાનથી વિચારવી પડશે. ગ્રન્થકાર મહર્ષિ આથી જ ધર્મનું સ્વરૂપ સમજાવશે. ધર્મનો પ્રભાવ બતાવ્યા બાદ, જીવ જ્યારે ધર્માભિમુખ બને છે, ધર્મ પુરુષાર્થ કરવા તત્પર બને છે ત્યારે ધર્મનું સ્વરૂપ સમજવું આવશ્યક બને છે. હવે આપણે ધર્મનું સ્વરૂપ વિચારીશું. આજે આટલું જ!

* કરુણા, સર્વજ્ઞતા અને વીતરાગતા, આ ઉચ્ચતમ ત્રણેય તત્ત્વો જે આત્મામાં પરિપૂર્ણ વિકસીત થઈ જાય, તે આત્મા જ ધર્મતત્ત્વનું યથાર્થ પ્રતિપાદન કરી શકે.
* બુદ્ધે કહ્યું: આત્મા અનિત્ય જ છે! કપિલે કહ્યું : આત્મા નિત્ય જ છે! ભગવાન મહાવીરે કહ્યું : આત્મા નિત્ય પણ છે, અનિત્ય પણ છે! દ્રવ્યદૃષ્ટિથી નિત્ય અને પર્યાયદૃષ્ટિથી અનિત્ય!
* અમને વેદોથી વેર નથી અને આગમોથી પ્રેમ નથી. અનેકાન્તદૃષ્ટિથી જ્યાં પ્રતિપાદન હોય ત્યાં અમને પ્રેમ છે, ત્યાં અમને શ્રદ્ધા છે.
* પ્રેમ જડમાં ચેતનનું દર્શન કરાવે છે! પરમાત્મપ્રેમી પત્થરમાં પરમાત્માનાં દર્શન કરે છે!

## પ્રવચન/૬

वचनाद् यदनुष्ठानमविरुद्धाद् यथोदितम् ।
मैत्र्यादि भावसंयुक्तं तद्धर्म इति कीर्त्यते ।।

પરમ કરુણાનિધાન પૂજ્ય આચાર્યદેવ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ ધર્મનું સ્વરુપ સમજાવી રહ્યા છે. ધર્મનું દ્વિવિધ સ્વરુપ બતાવાયું છે. એક છે ક્રિયાત્મક સ્વરુપ, બીજું છે ભાવાત્મક સ્વરુપ. ક્રિયાત્મક ધર્મ મનના તરંગો પ્રમાણે નથી કરી શકાતો. નામ બરાબર ધર્મનું, પણ મનફાવતી ક્રિયા કરવી, જ્યારે ઇચ્છા થાય ત્યારે કરવી. જ્યાં મન થયું ત્યાં કરવી એ ધર્મ નથી ધર્મના કપડાં પહેરી લે તેથી પાપક્રિયા ધર્મક્રિયા નથી બનતી.

## સર્વજ્ઞ અને વીતરાગ ઉપર જ વિશ્વાસ કરાય :

જિન-વચન પ્રમાણે ક્રિયાનુષ્ઠાન હોવું જોઇએ. જે 'જિન' સર્વજ્ઞ હોય તે જ વીતરાગ હોય. સર્વજ્ઞતા અને વીતરાગતા હોવાથી જ તેઓએ જે ધર્મ બતાવ્યો તે યથાર્થ ધર્મ બતાવ્યો. વાસ્તવિક ધર્મ બતાવ્યો. તેમણે જે ધર્મ-તત્ત્વનું પ્રતિપાદન કર્યું તેમાં કોઈ વિરોધ નથી. મતલબ કે તર્કની ભૂમિકા પર તેમાં કોઈ વિસંગતિ નથી. જે પોતાના આંતરિક રાગ-દ્વેષ આદિ દોષોનો સમૂળો નાશ કરી દે છે, તેમને પોતાના પરિપૂર્ણ જ્ઞાનમાં જે દેખાય છે તેવું જ બતાવે છે. જે વસ્તુ જેવી દેખાય છે તેવી જ જણાવે છે. ખોટી વાત તો ત્યારે કહેવામાં આવે છે કે જ્યારે કોઈ વસ્તુ કે વ્યક્તિ પ્રત્યે રાગ હોય કે દ્વેષ હોય, આપણે કોઇપણ વાત ખોટી છે, એવું ત્યારે જ કહીએ છીએ કે જ્યારે આપણી પાસે પદાર્થને જોવાનું પૂર્ણ જ્ઞાન નથી હોતું અથવા તો કોઈ પ્રત્યે રાગ હોય કે દ્વેષ હોય !

દા.ત. તમારી પાસે સોનાનો હાર છે, થોડાં વર્ષ પહેલાં એ હારને તમે ક્યાંક મૂકી દીધો છે. તમે હવે ભૂલી ગયા છો કે તમારી પાસે સોનાનો હાર છે. તમારો મિત્ર એક દિવસ તમને પૂછે છે : 'તારી પાસે સોનાનો હાર છે ? તો બે દિવસ માટે આપ.' તમે શું કહેશો ? 'મારી પાસે સોનાનો હાર નથી !' એમ કહેવાનાને ? તમારી પાસે એ હાર તો છે જ. પરંતુ 'છે' તેનું જ્ઞાન નથી ! આથી તમે ખોટું બોલ્યા. એ જ પ્રમાણે તમારી પાસે હીરાનો હાર છે પરંતુ હીરા સાચા છે કે ઇમીટેશન તેનુ તમને જ્ઞાન નથી. તો તમે અજ્ઞાનતાના કારણે હીરાનુ સાચું સ્વરુપ નહિ બતાવી શકો.

## અજ્ઞાન અને રાગ-દ્વેષ અસત્ય બોલાવે :

તમારી પાસે સોનાનો હાર છે, તમને જ્ઞાન છે કે 'મારી પાસે સોનાનો હાર છે.' પરંતુ તમને એ હાર પર રાગ છે. આથી તમે તે કોઈને આપવા નથી ઇચ્છતા. તમારા મિત્રે એ હાર માંગ્યો. તમે શું કહેશો ? 'હમણા મારી પાસે નથી....' અથવા તૂટી ગયો છે....' અથવા કોઇ લઈ ગયું છે....' આવું જ કંઇક કહેશો ને ? કેમ ?

કારણ કે એ હાર ઉપર રાગ છે! રાગ જુઠું બોલાવે છે. એવી રીતે માનો કે હાર પર તમને રાગ નથી, પરંતુ માગનાર પર દ્વેષ છે! તેને તમારે હાર આપવો નથી, તો પણ તમે ખોટું બોલશો! આનો શું અર્થ? અજ્ઞાન, રાગ અને દ્વેષથી માણસ ખોટી વાત કહે છે. જુઠું બોલે છે. આથી અજ્ઞાની અને રાગી, દ્વેષી માણસની વાત પર ભરોસો નથી રાખી શકાતો. ભરોસો કર્યો, વિશ્વાસ મૂકયો તો દગો થવાનો. છળ થવાનું. બનાવટ થવાની.

## ધર્મસ્થાપન કોણ કરી શકે?

'ધર્મ' તત્ત્વ એટલું મહાન છે કે તેનું કોઇ મૂલ્ય નથી. સોનું, ઝવેરાત, પ્લેટિનમ કે રેડિયમ ઇત્યાદિ અતિમૂલ્યવાન ધાતુઓથી પણ ધર્મનું મૂલ્ય નથી થઈ શકતું. આવા અમૂલ્ય ધર્મને શું અજ્ઞાની અને રાગી-દ્વેષી મનુષ્ય સમજી શકે ખરો? અને જે પોતે ધર્મને નથી જાણતો તે બીજાને તેનું સાચું સ્વરુપ કેવી રીતે બતાવી શકે? હા, અજ્ઞાની અને રાગી-દ્વેષી માણસો પાસે બુદ્ધિનો વૈભવ હોઈ શકે છે, તર્ક-જાળ પાથરવાની કુશાગ્ર બુદ્ધિ હોઈ શકે છે, પણ 'ધર્મ' માત્ર બુદ્ધિથી જાણવાની વસ્તુ નથી, માત્ર બુદ્ધિથી સંસારને ધર્મ બતાવી ન શકાય.

અજ્ઞાન થોડું દૂર થયું હોય, શાસ્ત્રોનું, ગ્રંથોનું જ્ઞાન પ્રાપ્ત થયું હોય, રાગ-દ્વેષ પણ ઓછાં થઈ ગયા હોય, પરંતુ અતીન્દ્રિય જ્ઞાન ન હોય, આત્મપ્રત્યક્ષ જ્ઞાન ન હોય, વીતરાગતા ન હોય એવો માણસ ભલે થોડાક લોકોની નજરમાં 'મહાપુરુષ' દેખાતો હોય છતાં પણ તેની કરેલી ધર્મસ્થાપના નિર્દોષ નથી હોતી. ભલે તે અભિનવ ધર્મ બતાવતો હોય છતાં તે દોષમુક્ત નથી હોઈ શકતો. ધર્મસ્થાપના માટે અજ્ઞાન અને રાગદ્વેષનો સમૂળો ઉચ્છેદ થવો અનિવાર્ય છે. સંસારના સમસ્ત જીવો પ્રત્યે કરુણા હોવી અનિવાર્ય છે.

કરુણા, સર્વજ્ઞતા અને વીતરાગતા-આ ઉચ્ચતમ ત્રણેય તત્ત્વ જે આત્મામા પરિપૂર્ણ વિકસિત થઇ જાય તે આત્મા જ ધર્મનું વાસ્તવિક-યથાર્થ પ્રતિપાદન કરી શકે છે. તેમનું વચન 'અવિરુદ્ધ'

હોય છે. આવો આત્મા જ 'જિન' કહેવાય છે. શ્રમણ ભગવાન મહાવીર પરમાત્મા આવા 'જિન' હતા. આથી તેમનો ઉપદેશ અવિરુદ્ધ છે. સૂક્ષ્મ, નિર્મળ અને ઉત્કૃષ્ટ બુદ્ધિવાળાને ભગવાન મહાવીરના વચન યથાર્થ અને વિરોધરહિત પ્રતીત થાય છે.

## 'જિન' કેવી રીતે બનાય?

પરમાત્મા મહાવીર 'જિન બન્યા હતા. 'જિન' એટલે વિજેતા મહાવીર સ્વામી વિજેતા બન્યા હતા! અનંત અનંત જન્મોથી આત્મભૂમિ પર અડ્ડો જમાવીને બેઠેલા રાગ અને દ્વેષ, મોહ અને અજ્ઞાન ઇત્યાદિ અસંખ્ય શત્રુઓની સાથે તેઓ લડ્યા. તેમની સાથે ભીષણ યુદ્ધ કર્યું અને એ શત્રુઓને પોતાની આત્મભૂમિ પરથી મારી હટાવીને આત્મસ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યું આમ તે આત્મજયી-આત્મવિજેતા બન્યા. અંતરંગ શત્રુઓ સાથે મહાવીરે મહાવીર બનીને જે પ્રચંડ યુદ્ધ કર્યું હતું, તેનો રોમાંચક ઇતિહાસ તમે વાંચો, તો તમને યથાર્થ ખ્યાલ આવશે કે 'જિન' કેમ બનાય છે? માત્ર નાચવા કૂદવાથી કે ભાષણ કરવાથી 'જિન' નથી બની શકાતું!

## તત્ત્વપ્રતિપાદનમાં સર્વજ્ઞતા અનિવાર્ય :

જે જિન નથી, જેઓએ પોતાના રાગ-દ્વેષ અને અજ્ઞાનનો સમૂળો નાશ નથી કર્યો, તેમનું વચન 'અવિરુદ્ધ' નથી હોતું. તેમના વચન મોક્ષ-માર્ગથી વિરુદ્ધ, આત્મકલ્યાણથી વિરુદ્ધ હોય છે. અરે! એટલું જ નહિ, ખૂદ તેમના જ વચન પરસ્પર વિરોધી હોય છે. હા. જે સર્વજ્ઞ ન હતા અને વૈરાગ્યની વાતો બતાવનાર હતા, તેમનો ઉપદેશ કલ્યાણ-પ્રેરિત હતો, ત્યાગ અને વૈરાગ્યની વાતો બતાવનાર હતો, કામક્રોધાદિ આંતરશત્રુઓ પર વિજય મેળવવા માટે હતો, પરંતુ તેઓ સર્વજ્ઞ ન હતા. જિન ન હતા, આથી અગોચર-અતીન્દ્રિય 'આત્મા', 'કર્મ' જેવા તત્ત્વોને યથાર્થ ન બતાવી શક્યા. આત્મા વગેરે અતીન્દ્રિય તત્ત્વોના તેમના પ્રતિપાદનમાં વિરોધ આવી ગયો. તર્કની કસોટીમાં તે પાસ ન થયા. અનુભવ જ્ઞાનમાં પણ એ

.૭ તત્ત્વો તેમના બતાવ્યા પ્રમાણે સાબિત ન થયાં. કપિલ, બુદ્ધ, ઇસુ

આદિએ કરુણાથી ધર્મનો ઉપદેશ તો આપ્યો પરંતુ તેઓ 'જિન નહોતા. વીતરાગ–સર્વજ્ઞ ન હતા. આથી અતીન્દ્રિય વિષયોમાં ક્યાંક ને ક્યાંક વિરોધ આવી ગયો! એકાતદૃષ્ટિવાળા બની ગયા! તેઓ આત્મા વગેરે અતીન્દ્રિય તત્ત્વોનાં સ્વરૂપ નિર્ણયમા એકાંતવાદી બની ગયા! વસ્તુનાં બહુવિધ સ્વરુપ હોય છે એક સ્વરુપ પકડીને 'આ પદાર્થ એવો જ છે.' એવું પ્રતિપાદન કર્યું. બીજી બાજુ 'આ પદાર્થ આવો છે જ નહિ,' એવો વિરોધ કર્યો!

બુદ્ધે કહ્યું : 'આત્મા ક્ષણિક જ છે! અનિત્ય જ છે!' સાથોસાથ 'આત્મા નિત્ય છે જ નહિ,' તેવો વિરોધ પણ કર્યો. એ જ પ્રમાણે **વેદાંતીઓએ** કહ્યું : 'આત્મા નિત્ય જ છે!', સાથે જ 'આત્મા અનિત્ય નથી.' એમ વિરોધ કર્યો. એકે આત્માનું અનિ-ત્યત્વ જ જોયું, નિત્યત્વ ન જોયું! બીજાએ આત્માનું નિત્યત્વ જ જોયું, પણ અનિત્યત્વ ન જોયું! આથી તેમનો ઉપદેશ પરસ્પર વિરોધી બની ગયો!

**સર્વજ્ઞતાની સાક્ષી અનેકાન્તવાદ :**

**ભગવાન મહાવીર** 'જિન' હતા, સર્વજ્ઞ હતા. તેમણે આવું ન કર્યું. તેમણે આત્માના બધાં ગુણોને, આત્માના બધા જ પર્યાયોને જોયા. અને એ રીતે બતાવ્યાં કે, **'આત્મા દ્રવ્યથી નિત્ય છે. પર્યાયથી અનિત્ય છે!** આત્મા તો ત્યાનો ત્યાં જ રહે છે! તેની અવસ્થાઓ બદલાય છે. વસ્તુની અવસ્થાઓ બદલાતી રહેવી એ તેની અનિત્યતા છે. આમાં કોઇ વિરોધ નથી; કોઇ વિસંવાદ નથી! ભગવાન મહાવીરે જે અનેકાંન્ત દૃષ્ટિ આપી, તે જ તેમની સર્વજ્ઞ-તાની સાક્ષી છે.

ભગવાન મહાવીર જ્યારે સર્વજ્ઞ અને વીતરાગ બન્યા ત્યારે તેમની પાસે એ સમયના પ્રસિદ્ધ વિદ્વાન્ બ્રાહ્મણ ઇન્દ્રભૂતિ ગૌતમ ગયા. શ્રદ્ધા અને ભક્તિથી નહિ, પણ ભગવાનને વાદવિવાદમાં હરાવવા માટે ગયા! મહાવીર જ્ઞાતા હતા, માત્ર જ્ઞાતા હતા! એ જાણકારીમાં રાગ દ્વેષ ન હતા. તેઓ માત્ર જ્ઞાતા હતા! ભગવાને તેમને આદરથી બોલાવ્યા અને ઇન્દ્રભૂતિના મનમાં અતીન્દ્રિય તત્ત્વ વિષે જે શંકા

હતી, જે શંકાનું પોતે સમાધાન આજ સુધી નહોતા પામી શકયા, તે શંકા પોતાના જ્ઞાનમાં જાણીને ભગવાન મહાવીરે તેનું સમાધાન આપ્યું ! ઈન્દ્રભૂતિને કંઈ બોલવું ન પડ્યું. તેમના મનમાં જે તાત્વિક વિરોધ હતો, ભગવાન મહાવીરે એ વિરોધને દૂર કરી અવિરોધ કરી દીધો. વિવાદ ખત્મ કર્યો અને સંવાદ સ્થાપ્યો. ઈન્દ્રભૂતિને અનેકાન્ત દૃષ્ટિ આપી. આ દૃષ્ટિ સંવાદ સ્થાપિત કરવાની દિવ્ય દૃષ્ટિ છે.

ઈન્દ્રભૂતિને ભગવાન મહાવીર પાસેથી અવિરુદ્ધ વચન મળ્યું. તેમના મનમાં ચાલતા તત્વ વિષયક વિરોધો શમી ગયા. અવિરુદ્ધ વચન એ છે કે જે જીવોના મનના વિરોધોને ઉપશાંત કરે, જો કે તેનો બીજો અર્થ પણ છે કે, જે વચનમા અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ, અસંભવ દોષ ન હોય, તે અવિરુદ્ધ વચન છે !

## જીવનમાં ધર્મને સ્થાન આપો :

'અવ્યાપ્તિ વગેરે દોષોનું જ્ઞાન છે ? નથી ને ? કોને પડી છે અધ્યયન કરવાની ? પણ અધ્યયન કરવાથી પૈસા મળતા હોય તો ? બધુ જ પૈસા માટે કરવાનું ?!!! જીવનનું લક્ષ્ય ભૌતિક સુખ અને ભૌતિક અને ભૌતિક સુખો માટે પૈસા ! પછી આત્માનુ શુ થશે ? પરલોકમા શું થશે ? મૃત્યુ પછી ફરી જન્મ કયાં લેવો છે ? કંઈ વિચારો છો કે નહિ ? જે મનુષ્યે પોતાના જીવનમા ધર્મને સ્થાન નથી આપ્યું, તેનો પુનર્જન્મ કયાં થશે ? ત્યાં દુર્ગતિમાં જ ને ? તિર્યંચયોનિ કે નરકયોનિમાં જ ને ? ત્યાં શું ફરીથી પાચે ઇન્દ્રિયના વિષય સુખ મળશે ? શાંત ચિત્તે આ બધું વિચારો. જીવનમાં ધર્મને સ્થાન આપો. આ માટે ધર્મને સમજો. ધર્મના સ્વરૂપને જાણો. આ માટે જ્ઞાની ગુરુજનોના ચરણે બેસીને થોડુંક અધ્યયન કરો.

## અવ્યાપ્તિ : અતિવ્યાપ્તિ : અસંભવ :

ધર્મતત્વના સ્વરૂપનો નિર્ણય કરતાં પહેલાં સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરવો જોઈએ. કોઈપણ વસ્તુનું લક્ષણ આ અવ્યાપ્તિ આદિ ત્રણ દોષોથી મુક્ત હોવું જોઈએ. દોષોનું જ્ઞાન મેળવવું મુશ્કેલ નથી.

ગભરાશો નહિ! 'અવ્યાપ્તિ' એને કહે છે કે જે લક્ષણ જે વસ્તુનુ બનાવ્યું, એ વસ્તુમા એ લક્ષણ થોડુંક દેખાય, થોડુંક ન દેખાય! જેમકે 'ગાય સફેદ હોય છે,' એવું લક્ષણ બનાવ્યું. કેટલીક ગાયો સફેદ હોય છે, કેટલીક કાળી પણ! કાળી ગાયમાં તે લક્ષણ નથી. આથી તેમા 'અવ્યાપ્તિ' દોષ આવ્યો. 'અતિવ્યાપ્તિ' દોષ એને કહે છે કે જે વસ્તુનું જે લક્ષણ બનાવ્યું તે લક્ષણ તે વસ્તુમાં તો હોય જ પરંતુ બીજી વસ્તુમાં પણ તે લક્ષણ હોય!

દા.ત. : 'જેને શીંગડા હોય તે બળદ!' શીંગડા બળદને હોય જ છે દરેક બળદને હોય છે. પરંતુ ગાય અને ભેંસને પણ શીંગડા હોય છે! તો લક્ષણ ગાય-ભેંસમાં પણ ચાલ્યું ગયું! આથી આ લક્ષણ 'અતિવ્યાપ્તિ' દોષવાળું બની ગયું. 'અસંભવ' દોષ સમજવો તો ખૂબ જ સરળ છે. કોઈએ ગધેડાનું લક્ષણ બતાવ્યું કે 'જેને શીંગડા હોય તે ગધેડો!' કોઈપણ ગધેડામાં શીંગડા નથી દેખાતાં. ગધેડાને શીંગડા અસંભવ! અર્થાત્ લક્ષ્યમાં લક્ષણ રહ્યું જ નહિ!

જિનવચનમાં આ ત્રણ દોષોમાંથી એક પણ દોષ નથી હોતો. આથી જિનવચનમાં કોઈપણ પ્રકારનો વિરોધ નથી. હા, કેટલાક અન્ય ધર્મસ્થાપકોની વાતો પણ અવિરુદ્ધ હોઈ શકે છે, ભલે એ ધર્મસ્થાપક જિન ન હતા, સર્વજ્ઞ ન હતા!

### અનેકાંતદૃષ્ટિમાં જ સંવાદિતા :

**પ્રશ્ન :** તેનું શું કારણ? અવિરુદ્ધ વચન તો જિનેશ્વરનું જ હોય ને?

**ઉત્તર :** બીજા ધર્મસ્થાપક ધર્મની વાતો લાવ્યા ક્યાંથી? મૂળ સ્રોત તો જિનેશ્વરનું વચન જ ને? જિન-વચનમાંથી કેટલીક વાતો એકાન્ત દૃષ્ટિથી ઉપાડી લીધી અને ચલાવ્યો પોતાનો અલગ મત, અલગ ધર્મ. તેમાં મૂળભૂત છે જિનવચન. આથી માર્ગાનુસારી બુદ્ધિવાળા માણસને કેટલીક વાતો જિનવચન જેવી લાગે છે. પરંતુ એકાન્ત, દૃષ્ટિ હોવાથી આથી આગળ જતાં તેમાં વિરોધ આવવાનો જ! એકાન્તવાદીઓની વાતો અવિરુદ્ધ હોઈ શકે જ નહિ!

પ્રશ્ન : વેદોને આ 'અપૌરુષેય' માને છે. શું વેદવચન અવિરુદ્ધ નથી?

ઉત્તર : એક વાત બરાબર સમજી લો. એકાન્તવાદિતા જ્યાં પણ હોય ત્યાં અવિરોધ—સંવાદિતા હોઇ શકે નહિ. **અમને વેદોથી વેર નથી, આગમથી પ્રેમ નથી. જ્યાં અનેકાંતદષ્ટિથી પ્રતિપાદન હોય ત્યાં અમને પ્રેમ છે, શ્રદ્ધા છે.**

બીજી વાત : કોઈ પણ વચન '**અપૌરુષેય**' હોઈ શકે જ નહિ! પુરુષ વિના વચન આવ્યું ક્યાંથી? માણસ બોલે જ નહિ, મોં જ ન ઉઘાડે તો વચન આવે ક્યાંથી? કહે છે કે "વેદ કોઈએ બનાવ્યા નથી! અનાદિકાળથી છે!' બીજી બાજુ આ કહેનારા કહે છે કે આ સૃષ્ટિની રચના ઇશ્વરે કરી! તો શું જ્યારે સૃષ્ટિ નહોતી ત્યારે વેદ હતા? શા માટે હતા? આ માન્યતાનો ઘોર વિરોધ થવા લાગ્યો! ત્યારે કેટલાકે કહ્યું કે 'વેદ ઇશ્વિરોચ્ચરિત છે!' અર્થાત્ ઇશ્વરે વેદોની રચના કરી. ભલે ઇશ્વરે વેદો રચ્યા પણ વેદોમાં શું અનેકાંતદૃષ્ટિએ તત્ત્વવ્યવસ્થા છે? છે તો વેદોને માનવામાં કોઇ વિરોધ નથી! પરંતુ અનેકાંતદૃષ્ટિ નથી, આથી તો તેના તત્ત્વોમાં સંવાદિતા નથી.

જિનવચનની વિશેષતા છે અનેકાંતદૃષ્ટિ! આથી જિનવચન શ્રેષ્ઠ છે. ભગવાન મહાવીરના ધર્મશાસનમાં આવી અવિરુદ્ધ તત્ત્વવ્યવસ્થા જોવા મળે છે. આથી તો મહાવીરના ધર્મશાસનને '**જૈનં જયતિ શાસનમ્**' કહે છે. બધા ધર્મશાસનો ઉપર જૈનશાસન વિજેતા છે! અનેકાતદૃષ્ટિથી તે વિજેતા બન્યું છે!

## અવિરુદ્ધ વચન ઉપાદેય :

જિનવચન અવિરુદ્ધ છે આથી ઉપાદેય છે, સ્વીકાર્ય છે. આવા જિનવચન અનુસાર અનુષ્ઠાન-ક્રિયા કરવામાં આવે તે ધર્મ છે. કોઇપણ ક્રિયા-અનુષ્ઠાન કરો, તે જિનવચનાનુસાર હોવાં જોઇએ! બસ, તે જ ધર્મ છે! આ ધર્મનું ક્રિયાત્મક રૂપ છે. અહીં એક કાળજી

રાખવાની છે. કે તે ક્રિયા જેમ તેમ નથી કરવાની, પોતાની કલ્પના મુજબ નથી કરવાની. 'યથોદિત' કરવાની છે જિનવચનમાં જે પ્રમાણે ક્રિયા કરવાનું કહ્યું છે તે પ્રમાણે કરવાની છે.

ધર્મનું સ્વરૂપ બતાવતા આચાર્યશ્રી કહે છે કે 'અવિરુદ્ધ જિનવચનાનુસાર' અર્થાત્ જે પ્રકારે જે અનુષ્ઠાન કરવાનું કહ્યું છે તે પ્રકારે તે અનુષ્ઠાન કરાય, તે ધર્મ છે.' ધર્મ કરનાર મનુષ્યનું હૈયું મૈત્રી, કરુણા, પ્રમોદ અને માધ્યસ્થભાવથી નવપલ્લવિત હોવું જોઇએ.

કોઇપણ ધર્મક્રિયા હોય, જિનવચન-જિનાજ્ઞા અનુસાર હોવી જોઇએ. જે પ્રકારે, એ ધર્મક્રિયા કરવાની કહી છે તે પ્રકારે કરવી જોઈએ. હા, દરેક ધર્મક્રિયા કરવા માટે કેવી ધર્મક્રિયા ક્યાં કરવી, ક્યારે કરવી, ક્યા ઉપકરણોથી કરવી અને ક્યા પ્રકારના ભાવથી કરવી, તેનું સુરેખ માર્ગદર્શન જ્ઞાની મહાપુરુષોએ આપ્યું છે.

**જિનવચનને સમજ્યા છો ?**

તમે લોકો જૈન કુટુંબમા જન્મ્યા છો, આથી જન્મથી જ તમને અરિહંત પરમાત્મા મળ્યા છે. તમનું ધર્મશાસન મળ્યુ છે. આથી જિનવચનની અવિરુદ્ધતાનો વિચાર કરવાની પણ જરૂર નથી. સહજરૂપે જિનવચન મળી ગયુ છે. કસોટી કરવાની જરૂર જ નથી રહી. વંશપરંપરાથી ઘરમા સાચો હીરો છે ઝવેરીને તે બતાવવાની કોઈ જરૂર જ નથી ! મતલબ કે તમને લોકોને જિનવચન તો મળી જ ગયું છે. પણ ઘરમા પડેલા મૂલ્યવાન રત્નને તમે જુઓ જ નહિ, તેનો ઉપયોગ જ કરો નહિ અને ભટકતા ફરો તે અલગ વાત છે ! જિનવચન અર્થાત્ જિનશાસન તમારી પાસે છે. તમે ક્યારેય તેના તરફ જોયું છે ! તેને કદી સમજ્યા છો ખરા ? ક્યારેય તેનું મૂલ્યાંકન કર્યું છે ?

**રોગ ઉપરની દવા : ધર્મક્રિયાઓ :**

કેટલું અપૂર્વ ! કેટલું અદ્‌ભુત છે જિનવચન ! અનેકાંતવાદની દિવ્ય દૃષ્ટિ દેનાર જિનશાસન જ એક એવું ધર્મશાસન છે કે જે

વિશ્વમાં સંવાદિતા લાવી શકે છે. સમાજમાં અને કુટુંબમાં સંવાદિતા સ્થાપી શકે છે. માણસના મનનું સમાધાન કરી શકે છે. જિનવચને જે મોક્ષમાર્ગ બતાવ્યો છે તે ખૂબ જ સ્પષ્ટ, ખૂબ જ વ્યવસ્થિત અને એકદમ સરળ બતાવ્યો છે. જિનશાસનમાં જે અનેક ધર્મક્રિયાઓ –ધર્માનુષ્ઠાન બતાવ્યાં છે તે એટલાં તો વૈજ્ઞાનિક છે કે તમે કદી તેનો વિચાર પણ નહિ કર્યો હોય. પણ તમે લોકો ક્યારેય ધર્મનો વિચાર જ નથી કરતા ! ધર્મક્રિયા કરો છો પણ ધર્મના વિષયમાં વિચારતા નથી. અરે ! વિચારો ભલે નહિ, પણ તમે સમજો તો ખરા ! એટલી સમજ તો તમારામાં હોવી જોઈએ કે કયું ધર્માનુષ્ઠાન ક્યારે કરવું જોઈએ, ક્યાં કરવુ જોઈએ, કયા કયા ઉપકરણોથી કરવું જોઈએ, કેવા કેવા ભાવથી કરવું જોઈએ. તમને આટલું વિચારવાનું પણ પસંદ ન હોય. આટલુ ય સમજવાની તૈયારી ન હોય તો ધર્મ નહિ કરી શકો. ભલે તમે માનો કે તમે ધર્મ કરો છો, પણ એ તમારી ભ્રમણા છે. મિથ્યા કલ્પના છે. તમારા ઘરમાં તમારો છોકરો બિમાર પડયો, ફેમીલી ડોક્ટર આવ્યા. છોકરાને તેમણે તપાસ્યો અને દવા લખી આપી. તમે બજારમા જઈને દવા લઈ આવ્યા. ડોક્ટરે એ દવા ક્યારે કેટલી અને કેવી રીતે લેવી તે સમજાવ્યું અને ચાલ્યા ગયા. હવે છોકરો દવા તો લે છે પરંતુ ડોક્ટરે કહ્યું છે તે પ્રમાણે દવા નથી લેતો. જ્યારે મન થાય ત્યારે લે છે. જેટલી ઇચ્છા થાય તેટલી દવા લે છે. મનસ્વીપણે દવા કરે છે તો શું થાય ? આને ઉપચાર કહેવાશે ખરો ? દવા લીધી કે લે છે એમ કહેવાશે ? આમ મન ફાવે તેમ દવા લેવાથી બિમારી દૂર થશે ? ફરી તે સાજો થશે ? છોકરાને તમે આમ મનફાવે તેમ દવા લેવા દેશો ખરા ? છોકરો કહેશે 'મારે દવા લેવાનુ કામ છે ને ? તે હું લઉં છું ક્યારે પણ લઉં, કેટલી ય લઉં તેની સાથે શું સંબંધ ?' તો તમે તેને શુ કહેશો ? તેને મરજી મુજબ દવા લેવા દેશો કે તેને રોકશો ? ના, ત્યાં તો તમે એને ડોક્ટરની સૂચના મુજબ જ દવા લેવાનું કહેશો. 'મન ફાવે તેમ દવા કરીને તારે મરી જવું છે ?'

ધમકાવશો તેને, અને જાત દેખરેખ રાખીને તેને સમયસર સૂચના પ્રમાણે દવા આપશો. શરીરના રોગને મટાડવા માટે ડૉક્ટરની સૂચના પ્રમાણે દવા લેવી પડે છે. અને તમે બરાબર ધ્યાન રાખીને દવા લો છો તો અનંત જન્મોથી આત્માને વળગેલા રાગ-દ્વેષ, કામ-ક્રોધ, મદ-માન ઇત્યાદિ અસંખ્ય રોગોને મટાડનાર ધર્મ શું જિનાજ્ઞાનુસાર નહિ કરવાનો? જિનાજ્ઞાને ધ્યાનમાં રાખ્યા વિના જેમ તેમ ધર્મક્રિયા કરવાથી શું રાગ દ્વેષના રોગો મટી જશે? ના. નહિ મટે. એટલું જ નહિ, તેનુ રીએકશન-પ્રતિક્રિયા એવી આવશે કે તમારા હાલ બેહાલ થઇ જશે. મોત કમોત થઈ જશે.

## જટાશંકરની ફજેતી :

જટાશંકરના પેટમાં દુઃખાવો થયો. તેને ખબર હતી કે હિંગાષ્ટક ચૂર્ણ લેવાથી પેટનો દુઃખાવો મટી જાય છે. વાંચ્યું હશે કોઈ ચોપડીમાં અથવા કોઇ પાસેથી સાભળ્યું હશે! તે સીધો ગયો બજારમાં દસ તોલા હિંગાષ્ટક ચૂર્ણની શીશી લઈ આવ્યો! શીશી ઉપર લેબલ હતું તેમાં લખ્યું હતું 'સવાર-સાંજ પા તોલો લેવું.' જટાશંકરે 'પા' નો અર્થ કર્યો સવા પાંચ તોલા! બે ટંકમાં જ આખી શીશી પૂરી કરી નાખી! રાતે પેટમાં ભયંકર બળતરા થવા લાગી. દુઃખાવો વધી ગયો. જટાશંકર દોડીને પહોંચી ગયો વૈદરાજ પાસે. જટાશંકરની વાત સાભળી વૈદરાજ હસ્યા. ખૂબ હસ્યા. કહ્યું: 'જટાશંકર! દવાઓ આ પ્રમાણે પોતાની કલ્પના મુજબ નહિ લેવી જોઇએ. અમે કહીએ તે પ્રમાણે જ લેવી જોઇએ. પા તોલાને બદલે સવા પાંચ તોલા ચૂર્ણ તુ ખાઈ ગયો! એ તો સારું થયું કે તું જલ્દી મારી પાસે આવી ગયો!'

લખેલું પણ વાંચતાં તો આવડવું જોઇએ ને? વાંચ્યું, વાંચ્યા પછી તેનો ખરો અર્થ પણ સમજવો જોઇએ. જટાશંકરે લેબલ વાંચ્યું. બરાબર વાંચ્યું. પણ સમજ્યો નહિ. બરાબર સમજ્યો નહિ. ભળતું જ સમજ્યો. ખોટું સમજ્યો. ખોટાને ખરું માનીને પા તોલાને બદલે સવાર-સાંજ સવા પાંચ તોલા લઈ પૂરા દસ તોલા ચૂર્ણ

એક દિવસમાં જ ખાઈ ગયો ! કેવું આવ્યું તેનું રીએક્શન ?

## સેલ્ફ-ડ્રાઈવીંગ ન આવડે તો ડ્રાઈવર રાખો !

ધર્મને, ધર્મગ્રન્થોને, વાંચતાં આવડવા જોઈએ. વાંચીને તેને સમજવા જોઈએ. સમજવા માટે ધર્મગ્રન્થોના જ્ઞાતા ગુરુઓનો સહવાસ કરવો જોઇએ. તે માટે બુદ્ધિ પણ સૂક્ષ્મ જોઇએ. માની લીધું કે તમારી પાસે બુદ્ધિ નથી. સૂક્ષ્મ બુદ્ધિ નથી. તો ધર્મમય જીવન જીવનાર ત્યાગી, શાસ્ત્રજ્ઞ સદ્ગુરુના ચરણોમાં એવું સમર્પણ કરવું જોઇએ કે તેઓશ્રી જે કંઇ ધર્માનુષ્ઠાન કરવાનું ફરમાવે તે જરાય તર્ક-કુતર્ક કર્યા વિના, તેમનાં કહેવામાં રજમાત્ર પણ શંકા રાખ્યા વિના, પૂરી શ્રદ્ધાથી અને પૂરા ભાવથી કરવું જોઇએ. તમને મોટર ચલાવતા નથી આવડતી. મોટરમાં બેસો અને ડ્રાઇવર તમને જયાં લઈ જાય ત્યાં ચાલ્યા જાવ. મોટર ચલાવતાં આવડતું નથી અને મોટર ચલાવવા જશો તો ભૂંડે હાલે માર્યા જશો. આ માટે તો ચૂપચાપ મોટરમા બેસો અને ડ્રાઇવર પર ભરોસો રાખો અથવા તો જાતે મોટર ચલાવતા શીખો ? એ બે જ વિકલ્પ છે. બોલો, તમારે શું કરવું છે ?

## સંમૂચ્છિંમ ધર્મક્રિયાઓ ઉપર અભિમાન !

જિનાગમોમાં, જિનગ્રન્થોમાં જિનવચન ભરપૂર છે, તમારે તે વાંચવા છે ! સમજવા છે તમારે તે ? તો આવો મારી પાસે ! પણ હા, તે માટે તમારે ઘર અને દુકાનની મમતા છોડવી પડશે, રાત-દિવસ અધ્યયન કરવું પડશે. ના, માત્ર થોડાક રાત-દિવસ નહિ, જિંદગી સુધી સતત, લગાતાર અભ્યાસ-સ્વાધ્યાય કરતા રહેવું પડશે ! તમારી આ માટે તૈયારી ન હોય તો પછી તમને જેમ ધર્માનુષ્ઠાન કરવાનું કહેવામાં આવે તેમ કરો. અમારૂં કહેવુ કહો, માનશો ને ? જે સમયે જે સ્થાનમા અને જે જે ઉપકરણોથી ધર્મક્રિયાઓ કરવાની છે, તે પ્રમાણે આદરપૂર્વક એ બધી ધર્મક્રિયા કરશો ? ધર્મક્રિયા કરતા રહેવું પડશે ! તમારી આ માટે તૈયારી ન હોય તો ધર્મક્રિયા કેવી રીતે કરશો ? કરવાના કોઈ ઢંગ નથી, તે માટે કોઇ આદર નથી, સમય-સ્થળનો ખ્યાલ નથી, હૈયે કોઇ ભાવ નથી, આવી

સંમૂર્ચ્છિમ ક્રિયા કરો છો અને વળી પાછો તેનો અહંકાર કરો છો? શરમ આવવી જોઇએ, દુ:ખ થવું જોઇએ. આવી મૂઢ અને સંમૂર્ચ્છિમ ક્રિયા કરતાં હવે થોભો! સાવધાન બનો! નહિ તો તેનું ખૂબ જ ભયાનક રીએક્શન નોંતરશો!

## ખોટું કર્યાનું હૈયે દુઃખ છે?

આ તો જાણે સમજ્યા કે તમે જિનવચનાનુસાર ધર્મક્રિયા નથી કરતા, સંમૂર્ચ્છિમ જેવી કરો છો, પણ એ તો કહો કે તમે એ સંમૂર્ચ્છિમ ક્રિયા કરો છો તેનું તમને ભાન છે કે નહિ? ભાન છે તો તેનો તમે સ્વીકાર કરો છો? સ્વીકાર કરો છો તો તેનુ હૈયે દુ.ખ છે ખરું? તમે ખરા હૃદયથી સ્વીકાર કરો છો કે 'જિનવચનાનુસાર ધર્મક્રિયા હું નથી કરતો. મારું ધર્માનુષ્ઠાન વિવેકશૂન્ય અને ભાવશૂન્ય છે જેઓ જિનાજ્ઞા મુજબ, જિનવચન પ્રમાણે ધર્માનુષ્ઠાન કરે છે તેઓ ખરેખર ધન્ય છે! હું એ પ્રમાણે ધર્માનુષ્ઠાન ક્યારે કરી શકીશ? એવું સૌભાગ્ય મને ક્યારે મળશે?...' આવું કદી વિચારો છો ખરા? ખોટું કરો છો અને તે ખોટું છે એમ પણ તમારે નથી માનવું? તો ખોટું કર્યાનું દુઃખ તો તમને થવાનું જ કેવી રીતે? સાચી રીતે ધર્માનુષ્ઠાન કરનારાઓ માટે બહુમાન થવાનું કેવી રીતે? યથાવિધિ ધર્માનુષ્ઠાન કરવાનું લક્ષ જ નથી તો આ જીવનમાં તમે ધર્મને નહીં પામી શકો. એ નક્કી માનજો. આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજી ધર્માનુષ્ઠાન 'યથોદિત' કરવાનુ કહે છે. 'યથોદિત' કરો તો જ ધર્મ. જિનવચનાનુસાર પૂર્વાચાર્યોએ બતાવેલી વિધિ પ્રમાણે કરો તો જ તે ધર્મ. અન્યથા નહિ જ.

## જિનાજ્ઞાનો અનાદર ન કરો :

ધર્મનું સ્વરૂપ બતાવવામાં આવે છે ધર્મની સાથે માત્ર આ જીવાતા જીવનનો જ પ્રશ્ન સંકળાયેલો નથી. ભવિષ્યનો, જનમો જનમનો પ્રશ્ન સંકળાયેલો છે. ગફલત થઈ જાય, શરતચૂક થઇ જાય, વિધિમાં ગરબડ થઈ જાય, તો ભવિષ્યના અનેક જન્મો બગડી જાય. મારો કોઇ આગ્રહ નથી કે તમે આજને આજ જ બધા ધર્માનુષ્ઠાન

કરવાનું શરૂ કરી દો! પણ મારો આ આગ્રહ જરૂર છે કે જે કંઈ ધર્મક્રિયા કરો જે કંઈ નાનું-મોટું ધર્માનુષ્ઠાન કરો તે જિન જ્ઞાને સમજીને કરો. કઈ ધર્મક્રિયા ક્યારે કરવી, ક્યા કરવી, ક્યા ભાવથી કરવી, ક્યા ક્યા ઉપકરણોથી કરવો, તેના ખ્યાલ સાથે કરો. હા, ક્યારેક ભુલ થઈ જાય. ભૂલ થઈ શકે છે. પણ એવું ક્યારેય ન માનો અને બોલો કે 'બધું ય ચાલે, બધા જ આમ જ કરે છે, આ જમાનામાં આટલું ય કોણ કરે છે? અમે તો આમ જ કરીશું! શાસ્ત્રમા તો ઘણું બધું લખ્યું છે. એ બધું કરવાનો ક્યાં વખત છે?....' આવી તુચ્છ અને તકલાદી વાતો ન કરો. જિનાજ્ઞાનો કદી ય અનાદર ન કરો. ધર્મ ન થઇ શકતો હોય તો ન કરો પણ ગમે તેમ મન ફાવે તેમ ધર્માનુષ્ઠાન કરીને અવિધિ ઉપર વિધિની મ્હોર ન મારો.

ધ્યાન રાખો. ધર્મક્રિયામાં અવિધિ થઇ જાય તે મોટો અપરાધ નથી. પરંતુ અવિધિને આવકારવી, વિધિનો અનાદર કરવો એ ઘોર પાપ છે. એ નર્યો અધર્મ જ છે. જાણતાં-અજાણતા જીવનમાં પાપ થઈ જાય તેજ પાપ છે, એમ નહીં, પાપને કરણીય માનવુ, એ પાપમાં મજા માણવી, એ પાપનો પુરસ્કાર કરવો તે ખૂબજ ખતરનાક પાપ છે. તેનાથી નિકાચિત કર્મ બંધાય છે. એ કર્મબંધમાથી છૂટકારો મેળવતાં અસંખ્યાતા જનમ-મરણ, રોગ-શોક વગેરેની દારૂણ વેદનાઓમાંથી પસાર થવું પડે છે.

## ધર્મક્રિયાઓમાં વિધિનું પાલન ક્યારે થાય?

આજકાલ ચારેબાજુ જોવા મળે છે કે ધર્માનુષ્ઠાન કરનાર લોકો મોટા ભાગે વિધિનું યથાવત્ પાલન નથી કરતા એટલુ જ નહિ અવિધિથી કરે છે અને તેને જ વિધિ માને છે! સાચી વિધિ કોઈ તેમને બતાવે તો તેમનો તિરસ્કાર કરે છે ઉતારી પાડે છે તેમને! વાસ્તવમાં આવા લોકો ધર્મપ્રેમી નથી હોતા. તેઓ હોય છે ધર્મદ્વેષી! તેમનાં હૈયે ધર્મ માટે પ્રેમ નથી હોતો, હોય છે ધર્મ પ્રત્યે દ્વેષ! પ્રેમ હોય તો વિધિની ઉપેક્ષા સંભવિત નથી સહજતાથી જ ત્યાં વિધિની અદબ જળવાય છે, વિધિનું પાલન થાય છે.

## પરમાત્મપૂજન વખતે પરમાત્મપ્રેમ :

મારા કહેવાનો આશય સમજો. તમે જે કંઈ ધર્માનુષ્ઠાન કરો તેના પ્રત્યે અંતરના ય અંતરનો પ્રેમ રાખો અને એ ધર્માનુષ્ઠાન જે પ્રકારે કરવા માટે જિનાજ્ઞા હોય તેનું અક્ષરશઃ પાલન કરો. દા.ત. તમારે પરમાત્મપૂજનનું અનુષ્ઠાન કરવું છે. તો તમારા હૈયે પરમાત્મા પ્રત્યે પ્રેમભાવ હોવો જોઈએ. નિઃસ્વાર્થ પ્રેમ હોવો જોઈએ. નિરુપાધિક પ્રેમ હોવો જોઈએ. પરમાત્મા પાસેથી કંઈક મેળવવાનો ભાવ ન હોવો જોઇએ. પરમાત્માની પૂજા કરતાં માત્ર એક જ ભાવ પરમાત્માને જ પામવાનો જ ભાવ હૈયે ઘોળાવો જોઈએ ! પરમાત્માને જ પામવાનો ભાવ ઉત્કટ બનશે ત્યારે તમે તમારૂં સર્વસ્વ પરમાત્માના ચરણે ન્યોચ્છાવર કરી દેશો. ત્યારે તમને પરમાત્મા સિવાય બીજું કંઈ જ પ્રિય નહિ લાગે ! હૈયે પરમાત્મ–પ્રેમની ભરતી આવશે ત્યારે એ ભરતીમાં તમારી બધી જ ભૌતિક વાસનાઓનો કચરો તણાઈ જશે. પરમાત્મા માટે આવો ઉત્કટ પ્રેમ ઉભરાશે ત્યારે તેમની મૂર્તિનાં દર્શન વિના જીવને ચેન નહિ પડે. પરમાત્માની પૂજા કર્યા વિના ગળે ખાવાનું ય નહિં ઉતરે.

## પ્રેમ જડમાં ચેતનનું દર્શન કરાવે !

પરમાત્મા માટે હૈયે પ્રેમ હશે તો સવારમાં ઉઠતાંવેત જ પરમાત્માની યાદ આવશે ! આંખો બંધ કરી તમે તેના ધ્યાનમાં લીન બની જશો. પરમાત્માનું નામ લેતા તમારું હૈયું તેના દર્શન કરવા માટે બાવરું બની જશે ! શરીરની બધીજ ક્રિયાદોની અવગણના કરીને, શુદ્ધ વસ્ત્રો પહેરીને તમે પરમાત્માના મંદિરે જવા નીકળી પડશો. બીજી કોઈ જગ્યા નથી કે જ્યા તમે પરમાત્માના દર્શન કરી શકો ! તમે કહેશો કે' મંદિરમાં તે કંઇ પરમાત્મા હોતા હશે ? ત્યાં તો પથ્થરની પ્રતિમા હોય છે.' હા, પથ્થરની પ્રતિમા જ હોય છે મંદિરમાં, પણ એ પથ્થરમાં ય પરમાત્માનો પ્રેમી પરમાત્માનાં દર્શન કરે છે ! પ્રતિમામાં પરમાત્માને જીવંત જુએ છે પ્રભુનો પ્રેમી ! આ જ તો પ્રેમનો પરિચય છે, લક્ષ્મણજીના મૃત શરીરમાં શ્રી રામ જીવતા લક્ષ્મણને

જોતા હતા. છ છ મહિના સુધી લક્ષ્મણજીના મૃત દેહને લઈને શ્રી રામ અયોધ્યામાં ઘૂમ્યા હતા! બળદેવના મૃતદેહને ખભે લઈ શ્રી કૃષ્ણ છ મહિના સુધી દ્વારિકામાં ફર્યા હતા! શું હતું આ? શ્રી રામનો લક્ષ્મણ પરનો પ્રગાઢ પ્રેમ! શ્રી કૃષ્ણનો બળદેવ ઉપરનો દિવ્ય પ્રેમ! જડમાં પણ ચેતન જીવે છે! પ્રેમથી શૂન્ય હૈયું ચેતનમાં પણ જડનું દર્શન કરે છે!

પાષાણમાં પરમાત્માનું દર્શન કરનાર પરમાત્મપ્રેમી જ જીવ માત્રમાં સચ્ચિદાનંદ આત્માનું દર્શન કરી શકે છે, જે પાષાણે પરમાત્માનો આકાર ધારણ કર્યો, પરમાત્મપ્રેમી માટે તે પાષાણ દર્શનીય, પૂજનીય, આરાધ્ય અને શ્રધ્ધેય બની જાય છે. એવો માણસ એ પ્રતિમાના માધ્યમથી પરમાત્માની પાસે પહોંચી જાય છે. પરમાત્મ-ભાવમાં તે તણાતો જાય છે. હર્ષાશ્રુથી તેની આંખો છલકાઈ જાય છે. ગળુ ગદ્ગદ્ બની જાય છે તેનું રોમે રોમ પુલકિત બની જાય છે. તેમા ભાવલોકમાં પરમાત્મા સાક્ષાત-જીવંત બની રહે છે.

પરમાત્માના પ્રેમી બની જાઓ, પછી તેમાં કોઈ જ તર્ક-કુતર્ક પેદા નહિ થાય. પ્રેમની પરિભાષા નહિ સમજનાર લોકો, પ્રેમામૃતની અનુભૂતિ નહિ કરનાર લોકો મિથ્યા તર્કની જાળમાં ફસાઈ જાય છે. તમારા હૈયે પરમાત્મ-પ્રેમ હશે તો સવારમાં તમે પરમાત્માનું દર્શન કરશો જ. તમે જાણો છો મહામનિષી શાસ્ત્રકારોએ પરમાત્મ દર્શનનો સમય સવારનો જ બતાવ્યો છે. અને પ્રીતિ અનુષ્ઠાનમાં પ્રધાનતા 'ભાવ'ની જ હોય છે 'કાલ'ની અગત્યતા ગૌણ હોય છે. પ્રેમ અને ભક્તિ આવ્યા એટલે 'દ્રવ્ય' અને 'કાલ' આવી જ જાય. પરમાત્મ-પ્રેમીને જ્યારે પણ 'ચાન્સ' મળશે ત્યારે પરમાત્માના દર્શન માટે તે મંદિરે દોડી જ જવાનો! પછી સમય બપોરનો હોય કે સાંજનો. કદાચ કોઈ દિવસ તે મંદિર નહિ જઈ શકે તો તેનો આત્મા તે દિવસે સતત રડતો રહેવાનો. પરમાત્મ દર્શન માટે તે તરસતો અને તરફડતો રહેવાનો.

### જ્યાં પ્રેમ ત્યાં વિધિનો આદર :

આવા પરમાત્મ–પ્રેમીને, પરમાત્મભક્તને કોઈ જ્ઞાની પુરુષ પર માત્મપૂજનની વિધિ બતાવે તો એ ભક્ત ગુસ્સે નહિ થાય, જ્ઞાની પુરૂષનો તે અનાદર નહિ કરે. જ્ઞાની પુરૂષને તે ઉત્સુકતાથી સાંભળશે. તેમની બતાવેલી વિધિનો તે આનંદથી સ્વીકાર કરશે. જેમકે, જિન-મંદિરમાં 'નિઃસીહિ' બોલીને દાખલ થવું, ત્રણ પ્રદક્ષિણા દેવી, ત્રણ વાર પ્રણામ કરવા, ત્રણ પ્રકારની અંગપૂજા,અગ્રપૂજા અને ભાવપૂજા કરવી, પરમાત્માની ત્રણ અવસ્થાઓનું છદ્મસ્થ અવસ્થા, કૈવલ્ય અવસ્થા અને રૂપાતીત અવસ્થાનું-ચિંતન કરવું, પરમાત્માની મૂર્તિ તરફ જ જોવું, સૂત્ર, અર્થ અને પ્રતિમાનું આલંબન લેવું વગેરે બાબતો પર તેનું ધ્યાન જવાનું જ.

### જ્યાં પ્રેમ ત્યાં સમર્પણ :

જેને પરમાત્મા સાથે પ્રેમ થઈ ગયો, પરમાત્માને પ્રિયતમ માન્યા, તે શું પોતાના પ્રિયતમને મળવા ખાલી હાથે જશે ? મેલાં ઘેલાં કપડાં પહેરીને જશે ? તમે બધાં મંદિરે જાઓ છો ને ? મંદિરમાં કોની પાસે જાઓ છો ? પાષાણ પાસે કે પરમાત્મા પાસે જાઓ છો ? કેવા દ્રવ્ય લઈને જાઓ છો ? પોતાના ઘરેથી જ પૂજન–સામગ્રી લઈને જાઓ છો ને ? ધોયેલાં અને સારા કપડાં પહેરીને જાઓ છો ને ? ચંદન કેસર દીપક, ધૂપ, ફળ, નૈવેદ્ય વગેરે લઈને પરમાત્માના મંદિરે જાઓ છો ને ?

### પરમાત્મા પાસે લેવા જાઓ છો કે આપવા ?

**સભામાંથી :** અમે તો કશું જ મંદિરે લઇને જતા નથી. કપડાં પણ મંદિરના જ પહેરીએ છીએ

**મહારાજશ્રી :** તો તમે ગરીબ હશો ! માટે તમે પૂજન સામગ્રી તમારા ઘરેથી નહિ લઇ જતા હો અથવા તમે સ્વાર્થી હશો ! કંઈક લેવા જતા હશો મંદિરે ! સ્વાર્થી હમેશા લેવામાં જ સમજે છે !

એક દિવસ ભગવાન શંકરે જટાશંકરને દર્શન આપ્યાં જટાશંકરને કહ્યું: 'બેટા! હું તારા પર પ્રસન્ન થયો છું. તું માંગ તે તને આપું.'

જટાશંકરે પૂછ્યું: 'ભગવાન! આપની દેવાની પદ્ધતિ શું છે?'

ભગવાને કહ્યું: 'વત્સ! હું એકના સો આપું છું. તું મને એક રૂપિયો આપીશ તો તને રૂા. સો આપીશ.'

જટાશંકરે વિચાર કર્યો કે: ભગવાનની આ પ્રથમ મુલાકાત છે. સાંભળ્યું છે કે ભગવાન જે હોય છે તે ક્ષણવારમા અદૃશ્ય પણ થઇ જાય છે! આથી તેમના પર એકદમ કેમ વિશ્વાસ મૂકી શકાય? તેમને એક રૂપિયો આપું અને તે એકદમ અદૃશ્ય થઇ જાય તો? મારો તો રૂપિયો પણ જતો રહે. જટાશંકર બુદ્ધિશાળી હતો. તેણે ખૂબજ વિચારીને કહ્યું:

'ભગવાન! આપ તો ખૂબ જ દયાળુ છો. એક રૂપિયાના બદલામાં આપ સો રૂપિયા આપો છો. તો ભગવાન! આપ એમ કરો કે એક રૂપિયો કાપીને મને ૯૯ રૂપિયા આપી દો!'

ભગવાન શંકર તો સાંભળીને સ્તબ્ધ જ રહી ગયા!

જટાશંકરને માત્ર લેવું જ હતું. દેવામાં આપવામાં તે સમજ્યો જ ન હતો. તમારી શી સ્થિતિ છે? તમે કેવા છો? ભગવાન પાસે તમે લેવા જાઓ છો કે દેવા? શું દેવા જાઓ છો? પૂજા કરવા જાઓ છો, તો ઉત્તમ દ્રવ્યો લઇને જાઓ છો? સુંદર વસ્ત્ર પહેરીને જાઓ છો? કે પછી મંદિરમા મૂકેલા લાલ-પીળા અને ઘણાં માણસોએ પહેરીને ગંદા કરી મૂકેલા કપડા પહેરીને પૂજા કરો છો? પછી તમારા હૈયે ઊંચા અને ઉમદા ભાવ જાગે જ કયાંથી?

ઉત્તમ ક્ષેત્રમાં-તીર્થભૂમિમાં જાઓ છો તો ત્યાં તમારા પોતાના દ્રવ્યથી જ પૂજા કરો છો ને? ત્યાં તો નીતિ-નિયમોનું પાલન કરો છો ને? તીર્થયાત્રા કેમ કરવી તેનું જ્ઞાન તમને છે? નથી, કોઇ જિનાજ્ઞાનું જ્ઞાન નથી. એકેય ધર્માનુષ્ઠાનની વિધિની ખબર નથી. નથી પરમાત્મા માટે પ્રેમ નથી તેના માટે ભક્તિ છતાંય તમે 'ધર્મ' કરો છો એમ

માનો છો ? લોકોને કહેતા ફરો છો. કેટલું ઘોર અજ્ઞાન છે તમારું આ !

ધર્માનુષ્ઠાન-ધર્મક્રિયા, જિનવચનાનુસાર કરવાની છે. તેમ કરતાં 'યથોદિત'નું પૂરેપૂરું ધ્યાન રાખવાનું છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી 'યથોદિત' ધર્મક્રિયા કરશો તો પરમપદ પ્રાપ્ત કરશો અને એક દિવસ તમારો આત્મા સિદ્ધ બુદ્ધ, મુક્ત બની જશે.

આજે આટલું જ-

* ધર્મગ્રન્થોની સત્યતા-અસત્યતાનો ભેદ જાણવા માટે સૂક્ષ્મ બુદ્ધિ જોઈએ, નિપુણ બુદ્ધિ જોઈએ.

* સૂક્ષ્મ બુદ્ધિ જો નિર્મળ-અનાગ્રહી નથી તો ધર્મક્ષેત્રમાં પણ વાદ-વિવાદ ઊભા કરી દે છે! પોતાના જીવનમાં પણ અનિશ્ચિતતા અને ચંચળતા પેદા કરે છે.

* જૈન શ્રમણપરંપરામાં અન્ય ધર્મોના અધ્યયનની પરંપરા ચાલુ છે, જ્યારે બીજા ધર્મોમાં જૈન ધર્મના અધ્યયનની પરંપરા નથી!

* બુદ્ધિશાળીને તર્ક અને પ્રેમથી જ સમજાવી શકાય છે. ગુસ્સો કરવાથી કે તિરસ્કાર કરવાથી તો તે વિદ્રોહી બની જાય છે.

* પારલૌકિક અને પરોક્ષ તત્ત્વોના વિષયમાં રાગીદ્વેષી મનુષ્યોની તર્કયુક્ત વાતો પણ માનવા જેવી નહીં.

## પ્રવચન/૭

મહાન શ્રુતધર આચાર્યશ્રી હરિભદ્રસૂરીશ્વરજી 'ધર્મબિન્દુ' ગ્રન્થમાં ધર્મનું સર્વાંગીણ સ્વરૂપ સમજાવે છે. ધર્મનો પ્રભાવ કેવો અને કેટલો છે, તે વિષે આજ સુધીના પ્રવચનોમાં વિવેચન કર્યું. હવે, આચાર્યશ્રીએ બતાવેલું ધર્મનું સ્વરૂપ સમજીએ. તેઓશ્રી ફરમાવે છે કે,

" वचनाद्यदनुष्ठानमविरुद्धाद्यथोदितम ।
मैत्र्यादिभावसंयुक्त तद्धर्म इति कीर्त्यते ॥

કેવો માર્મિક ઢંગ છે!

ધર્મના સ્વરૂપનું દર્શન કરાવવાનો કેવો માર્મિક ઢંગ છે! ધર્મક્ષેત્રમાં પ્રવેશ
ધર્મના અદ્દ્ભુત પ્રભાવોને સાંભળીને કે જોઈને, ધર્મક્ષેત્રમાં પ્રવેશ
કરવા માટે આવેલા મનુષ્યને દ્વાર પર જ રોકીને આચાર્યશ્રી કહે છે:
તમારે ધર્મક્ષેત્રમાં પ્રવેશ જોઈએ છે? ધર્મના અપૂર્વ પ્રભાવનો તમારે
અનુભવ કરવો છે? તો સર્વ પ્રથમ તમારે આગમ અર્થાત્ શાસ્ત્રને
માનવાં પડશે. ધર્મતત્ત્વનું પ્રતિપાદન કરતાં શાસ્ત્રોની માન્યતાનો
સ્વીકાર કરવો પડશે. દરેક ક્ષેત્રમાં પ્રમાણિત શાસ્ત્રોની, પ્રમાણિત
ગ્રન્થોની માન્યતા જરૂરી મનાઈ છે. ન્યાયના ક્ષેત્રમા ન્યાયના શાસ્ત્રોની,
વિજ્ઞાનના ક્ષેત્રમાં વિજ્ઞાનના માન્ય ગ્રન્થોની, આયુર્વેદમાં આયુર્વેદના
ગ્રન્થોની અને એલોપથીમાં એલોપથીના ગ્રન્થોની માન્યતાનો સ્વીકાર
કરવો પડે છે. એ જ પ્રમાણે ધર્મના વિષયમાં પણ ધર્મગ્રન્થોને
પ્રામાણિક માનવા પડશે.

**ધર્મક્ષેત્રમાં ધર્મગ્રન્થો માનવા જ પડે :**

જેવી રીતે બીજા ક્ષેત્રોમાં માણસ પોતાનું મનમાન્યું નથી કરી
શકતો, તેવી રીતે ધર્મક્ષેત્રમાં પણ મનમાની નથી ચાલી શકતી.
વિજ્ઞાનના ક્ષેત્રમાં સિદ્ધાંતના આધાર પર જ પ્રયોગ કરાય છે. પ્રયોગ-
સિદ્ધ સિદ્ધાત સર્વમાન્ય શાસ્ત્ર બની જાય છે, પ્રમાણિક ગ્રન્થ બની
જાય છે. વિશ્વમાં અનેક પદાર્થવિજ્ઞાન છે, શરીર વિજ્ઞાન છે, મનો-
વિજ્ઞાન છે, તેના પ્રમાણિત ગ્રન્થો છે અને એ ગ્રન્થોના આધારે
અધ્યયન અને પ્રયોગ થાય છે. આ બધાં જ પ્રત્યક્ષ વિજ્ઞાન છે.
આવું એક વિજ્ઞાન આત્મવિજ્ઞાન છે. આત્મવિજ્ઞાન પરોક્ષ વિજ્ઞાન છે.
પ્રત્યક્ષ અને પરોક્ષ બે પ્રકારના વિજ્ઞાન છે. પ્રત્યક્ષ વિજ્ઞાનના પ્રતિ-
પાદક ગ્રન્થોને માન્ય કરતાં આપણે જરાય ખમચાતા નથી. પણ
પરોક્ષ વિજ્ઞાન-આત્મવિજ્ઞાનને પ્રતિપાદન કરતા ધર્મગ્રન્થોને સ્વીકારતાં
અચકાઈએ છીએ। શાથી ભાઈ? જેઓએ ધર્મ કરવાનો ઉપદેશ
આપ્યો છે, તેઓએ ધર્મ કેવી રીતે કરવો જોઈએ, તે પણ બતાવ્યું
જ હશે ને? એ જાણ્યા વિના ધર્મ કેવી રીતે થઈ શકે? એ જાણવા
માટે પ્રામાણિક ધર્મગ્રન્થોનું અધ્યયન કરવું જ પડશે. પ્રામાણિક

ધર્મગ્રન્થોનો આધાર લીધા વિના તમે ધર્મનું આચરણ સાચા રૂપમાં નહિ કરી શકો. ધર્મ કરવા જશો તો અધર્મ જ કરી બેસશો! દેખાદેખીથી કે આંધળા અનુકરણથી ધર્મ કરનારાનાં જીવન જુઓ! નથી તેમનામાં કોઇ ધર્મચેતનાનો આવિર્ભાવ કે નથી કોઇ ઉર્ધ્વ-મુખી જીવન–પરિવર્તન!

## આંધળું અનુકરણ; એક દષ્ટાંત :

એક ગામમાં એક સાધુ–મુનિરાજ પધાર્યા. રાજસ્થાનનું પછાત ગામ હતું. ગામમાં થોડાંક જૈન કુટુંબ પણ હતા. સાધુ–મુનિરાજને જોઈને તેમને આનંદ થયો. તેઓ ઉપાશ્રયે ગયા. મુનિરાજને વંદન કર્યું. ભિક્ષા–ગોચરી માટે પોતાના ઘરે લઇ ગયા. મુનિરાજનું સુંદર સ્વાગત કર્યું. મુનિરાજે એ ભક્તોને કહ્યું : 'સાજે ઉપાશ્રયે આવજો અને મારી સાથે પ્રતિક્રમણ કરજો.'

ભક્તોએ કહ્યું. 'મહારાજ સાહેબ! અમે જરૂર આવીશું પણ અમને પ્રતિક્રમણ કરતાં નથી આવડતું' મુનિરાજે કહ્યું: 'ચિંતા ન કરો. હું જેમ કરું તેમ તમે કરજો' ભક્તો બધા સહમત થયા. સાંજે ઉપાશ્રયે ગયા. પ્રતિક્રમણની ક્રિયા શરૂ થઈ. મુનિરાજ જે પ્રમાણે ધર્મક્રિયા કરતા, તેમ તેમને જોઇ જોઇને ભક્તો પણ કરતા. તેઓ માત્ર ક્રિયા જ કરતા હતા. સમજતા કશું જ નહિ!

હવે બન્યું એવું કે મુનિરાજને પ્રતિક્રમણ કરતાં કરતાં 'ફીટ' આવી. તેમને ફીટનું દર્દ હતું અને અવારનવાર ફીટ આવી જતી. પ્રતિક્રમણ કરતાં કરતાં ફીટ આવી એટલે તેઓ લાંબા થઈને પડી ગયા. હાથ–પગ પછાડવા લાગ્યા. મોંમાં ફીણ આવી ગયું. પ્રતિક્રમણ ચાલુ હતું. મુનિરાજ જેમ કરતા હતા તેમ જ ક્રિયા કરવાની હતી. ભક્તો પણ લાંબા થઈને સૂઈ ગયા. હાથ–પગ પછાડવા લાગ્યા! પણ ઘણું કરવા છતાંય તેમના મોમાથી ફીણ ન નીકળ્યું!

પ્રતિક્રમણ પૂરું થયું. મુનિરાજે ભક્તોને પૂછ્યું : 'કેમ, બરાબર પ્રતિક્રમણ કર્યું ને! હું જેમ કરતો હતો તેમજ બધું કર્યું ને?'

જવાબમાં એક ભક્તે કહ્યું : 'સાહેબ! ક્રિયા તો બધી જ કરી, પરંતુ એક ક્રિયા અધૂરી રહી ગઇ. મુનિરાજે પૂછ્યું : 'કઇ ક્રિયા અધૂરી રહી ગઇ?' ભક્તે કહ્યું : 'સાહેબ! આપના મોમાંથી ફીણ નીકળ્યું હતું, અમે ઘણુંય પ્રયત્ન કર્યો પરંતુ અમારા મોમાંથી ફીણ ન નીકળી શક્યું! હા, અમે પણ તમારી જેમ લાંબા સૂઇ ગયા હતા.... હાથ-પગ પછાડયા હતા....તમારી જેમ જ બધુ જ કર્યું હતું.... પરંતુ મોમાંથી ફીણ ન નીકળ્યું! બસ, સાહેબ! આટલી ક્રિયા અધૂરી રહી ગઇ....!'

## ધર્મક્રિયાઓ સમજીને કરો :

દેખાદેખીથી ધર્મક્રિયા કરનારાઓએ તો ધર્મનું રૂપ કુરૂપ કરી નાંખ્યું છે! ભલે એ ભક્તોએ પ્રતિક્રમણની ધર્મક્રિયા કરી પરંતુ એ લોકો પ્રતિક્રમણનો અર્થ પણ નહોતા જાણતા! પ્રતિક્રમણ કરનારાઓએ 'આવશ્યક-સૂત્ર'ને પ્રમાણિક ગ્રન્થ માનીને, એ ગ્રન્થનું બરાબર અધ્યયન કરી. સૂત્ર અને અર્થ સમજીને પ્રતિક્રમણની ક્રિયા કરવી જોઇએ.

**સભામાંથી :** અમે લોકો તો પ્રતિક્રમણનો શબ્દાર્થ પણ નથી જાણતા!

**મહારાજશ્રી :** એટલે જ તો પ્રતિક્રમણ કરવા છતાંય પાપો પ્રત્યે તમને હજી નફરત-ઘૃણા પેદા નથી થઇ. જીવનમાંથી પાપાચરણ ઓછાં નથી થયાં. 'પાપ કરવા જેવું નથી,' એ વિચાર પણ દૃઢ નથી થયો. પ્રતિક્રમણની ધર્મક્રિયાનું પ્રતિપાદન કરનારા શાસ્ત્રોને વાંચ્યા વિના, તેનો અભ્યાસ કર્યા વિના, તેને બરાબર સમજ્યા વિના, માત્ર દેખાદેખીથી ક્રિયા કરવાથી તમે શું મેળવ્યું?

રોજ પ્રતિક્રમણ કરનારા તો થોડાંક જ ભાઇ-બહેનો મળશે, પરંતુ પર્યુષણ મહાપર્વ જેવા પવિત્ર દિવસોમાં તો લાખો જૈન ભાઇ-બેન સવાર-સાંજ પ્રતિક્રમણની ધર્મક્રિયા કરે છે ને? કેવી હોય છે તેમની એ ધર્મક્રિયા? ક્રિયા તો તમે ગમે તેમ કરી લો છો, પરંતુ એ ક્રિયા બતાડનાર શાસ્ત્ર પ્રત્યે તમને આદર અને શ્રદ્ધા છે? નથી,

તો એ ક્રિયા ધર્મક્રિયા નથી બની શકતી. જે પણ ધર્માનુષ્ઠાન કરો, એ ધર્માનુષ્ઠાન બતાવનાર શાસ્ત્રને માન્ય કરવું જ પડશે અને એ શાસ્ત્રમાં બતાવ્યા મુજબ ધર્માનુષ્ઠાન કરવું પડશે.

## ધર્મને સમજવા બુદ્ધિ સૂક્ષ્મ જોઈએ :

આચાર્યશ્રીએ વિશાળ અને ઉદાર દષ્ટિબિંદુથી **'અવિરુદ્ધાદ્ વચનાદ્'** કહ્યું છે. વચન એટલે શાસ્ત્ર. કોઈપણ શાસ્ત્ર હોય, કોઈએ પણ બનાવ્યું હોય, પણ તે હોવું જોઈએ અવિરુદ્ધ! એ શાસ્ત્રમા કોઈ વિરોધ ન હોવો જોઈએ શાસ્ત્રની યુક્તિ સમજવા માટે અને શાસ્ત્રની પરીક્ષા કરવા માટે બુદ્ધિ જોઈએ. સ્થૂળ બુદ્ધિ નહિ, સૂક્ષ્મ બુદ્ધિ જોઈએ. આથી જ આચાર્યશ્રીએ અન્યત્ર કહ્યું છે કે **'ધર્મો સૂક્ષ્મ-બુદ્ધિગ્રાહ્યઃ'** ધર્મતત્ત્વને સમજવા માટે સૂક્ષ્મ બુદ્ધિ જોઈએ ધર્મગ્રન્થોની સત્યતા-અસત્યતાનો ભેદ જાણવા માટે સૂક્ષ્મ બુદ્ધિ-એટલે કે તીક્ષ્ણ-નિપુણ બુદ્ધિ જોઈએ.

## સંસ્કૃત-પ્રાકૃત ભાષા જાણવી જોઈએ :

**સભામાંથી :** આપણા ધર્મગ્રન્થો તો સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં લખાયેલા છે. એ ભાષાઓ તો અમને આવડતી નથી. તો એ ગ્રન્થો કેવી રીતે અમે વાંચી શકીએ? વાંચતા જ ન આવડે તો પછી સમજવાની તો વાત જ ક્યાં રહી?

**મહારાજશ્રી :** તમારે વિજ્ઞાનના ઉચ્ચ કોટિના ગ્રન્થ વાંચવા હોય, શરીરવિજ્ઞાન કે ભૌતિકવિજ્ઞાનના ગ્રન્થ વાંચવા હોય અને એ ગ્રન્થો અંગ્રેજી ભાષામાં હોય તો તમે અંગ્રેજી ભાષા શીખો છો કે નહિ? તો તમારે ધર્મગ્રન્થો સમજવા હોય તો તમારે સંસ્કૃત અને પ્રાકૃત ભાષા પણ શીખવી જોઈએ અને આજે તો આ ગ્રન્થોના અધ્ય-યન માટે ઘણી જ સરળતા થઈ ગઈ છે! કેટલાય ગ્રન્થો આજ ગુજરાતી અને હિન્દી ભાષામાં અનુદિત થયા છે. એ ધર્મગ્રન્થો તમે તમારી ભાષામાં તો વાંચી શકો ને? છે તમન્ના તે વાંચવાની? ધર્મગ્રન્થોની વાતો ન સમજી શકતા હો તો સમજાવનારા વિદ્વાન સાધુ

પુરુષો પણ છે. તેમનો સત્સંગ કરો. તેમનાં ચરણે શ્રદ્ધાથી બેસો! બુદ્ધિ તો તમારી પાસે છે જ. તેને જરા સૂક્ષ્મ અને તીક્ષ્ણ બનાવો. આથી તર્કશાસ્ત્રનો પણ થોડોક અભ્યાસ કરવો જોઈએ.

**સભામાંથી :** એ તો અધ્યયન કાળમાં બની શકત. હવે તો ભણવાનો સમય પણ નથી અને તે માટે જોઈતા રસ અને રૂચિ પણ નથી. તો શું કરવું અમારે?

**અર્થપ્રધાન અને કામપ્રધાન માનવી !**

**મહારાજશ્રી :** અધ્યયન-કાળ જેમનો છે, તેઓ પણ ક્યાં આજ સંસ્કૃત-પ્રાકૃત ભાષા શીખે છે? ભણે છે તો માત્ર પાસ થવા માટે! ધર્મગ્રન્થોનો અભ્યાસ સ્કૂલના ભાષાજ્ઞાનથી નથી થઈ શકતો. અંગ્રેજોના શાસનકાળ દરમિયાન સંસ્કૃત ભાષાનો અભ્યાસ નહિવત્ થઈ ગયો. અભ્યાસનું ધ્યેય માત્ર અર્થપ્રાપ્તિ બની રહ્યુ. માણસ અર્થપ્રધાન અને કામપ્રધાન બની ગયો. જીવનમા ધર્મપુરૂષાર્થનું સ્થાન જ ન રહ્યું. જુઓ! આપણા દેશની એકપણ યુનિવર્સિટીમા ધર્મજ્ઞાનની શાખા નથી! કાયદો, વિજ્ઞાન, વાણિજ્ય, કળા વગેરેની શાખાઓ છે પણ ધર્મ-જ્ઞાનની કોઇ જ શાખા નથી! પ્રાદેશિક ભાષાઓ સાથે અંગ્રેજી ભાષા શીખવામાં આવે છે. પણ સંસ્કૃત-પ્રાકૃત ભાષાઓ પ્રત્યે ઉપેક્ષા કરાય છે. આપણા દેશના તમામ ધર્મોના ગ્રન્થ મોટા ભાગે સંસ્કૃત-પ્રાકૃત ભાષામાં છે. આ ભાષાઓના કેટલા વિદ્વાન છે? ભાષાનું જ્ઞાન આપવામાં આવે તો પણ તેનો અભ્યાસ કરવાની તમન્નાવાળા કેટલા? સંસારના કોઇપણ વ્યવસાયમાં સંસ્કૃત-પ્રાકૃતભાષાની ઉપયોગિતા નથી! ધર્મપુરૂષાર્થનું લક્ષ્ય જ નથી! તો પછી સસ્કૃત-પ્રાકૃત કોણ ભણે? જીવનમાં ધર્મપુરૂષાર્થની અનિવાર્યતા છે એવું સમજાય નહિ ત્યાં સુધી ધર્મગ્રન્થોના અભ્યાસ માટે રસ-રૂચિ પેદા નહિ થાય. સમગ્ર જીવન પર અર્થ અને કામ છવાઈ ગયા છે. જીવનમાં ધર્મનું કેટલું અને કેવું સ્થાન છે? ક્યાંય તેનું જીવનમાં સ્થાન છે ખરૂં? ધર્મને જ સમજ્યા નથી, પછી તેનું સ્થાન ક્યાં અને કેવું! કેમ ખરૂં ને? તો ધર્મનું સ્વરૂપ સમજો. કારણ કે તમારી પાસે તેને સમજવાની સૂક્ષ્મબુદ્ધિ છે.

**સભામાંથી :** બુદ્ધિ તો છે, પણ સૂક્ષ્મ બુદ્ધિ નથી.

**મહારાજશ્રી :** બુદ્ધિ છે તો તે સૂક્ષ્મ પણ બનશે. તેને સૂક્ષ્મ બનાવવા પુરૂષાર્થ કરવો પડશે. આથી જ કહું છું કે તર્કશાસ્ત્ર [લોજિક] ભણો. પરંતુ ભણવાની ફુરસદ ક્યાં છે? પ્રયત્ન કર્યા વિના, પુરૂષાર્થ કર્યા વિના કાર્યસિદ્ધિ કેવી રીતે થશે?

## સૂક્ષ્મબુદ્ધિ નિર્મળ જોઈએ :

બીજી વાત પણ બરાબર ધ્યાનથી સાંભળી લો. જાણી લો. બુદ્ધિ સૂક્ષ્મ થવા માત્રથી જ ધર્મતત્ત્વની યથાર્થતા અને સત્યતા સિદ્ધ નથી થઈ શકતી. બુદ્ધિ સૂક્ષ્મ થવી જોઈએ એ ખરું, પણ સાથોસાથ તે નિર્મળ પણ થવી જોઇએ. ધર્મ કોઈ વાદવિવાદની વસ્તુ નથી. બુધ્ધિ નિર્મળ નથી તો ધર્મતત્ત્વનો નિર્ણય કરવાની જિજ્ઞાસા નથી થતી. તો સૂક્ષ્મ-તીક્ષ્ણ બુદ્ધિ ધર્મક્ષેત્રમાં પણ વાદ-વિવાદ ઊભો કરી દે છે. આજ કેટલા અલગ અલગ પંથ અને સંપ્રદાય દેખાય છે? તે ક્યાંથી નીકળ્યા છે? બુધ્ધિશાળીઓની તો એ પેદાશ છે! સૂક્ષ્મ બુધ્ધિ જ્યારે દુરાગ્રહી બને છે, હઠાગ્રહી બને છે, ત્યારે ધર્મક્ષેત્રને તે વાદ-વિવાદનું ક્ષેત્ર બનાવી મૂકે છે. માણસના પોતાના જીવનમાં પણ તે અનિશ્ચિતતા અને ચંચળતા પેદા કરી દે છે.

## જૈન શ્રમણપરંપરામાં અન્ય ધર્મોના અધ્યયનની પરંપરા :

આપણા જૈન શ્રમણ-પરંપરાના ઇતિહાસમાં તેનું એક બેજોડ ઉદાહરણ જોવા મળે છે, સિધ્ધર્ષિગણિનું! ભરજવાનીમાં સિધ્ધર્ષિ શ્રમણ બન્યા. કુશાગ્ર બુધ્ધિ હતી તેમની જૈન દર્શનનું અધ્યયન કર્યા બાદ તેમણે અન્ય ભારતીય ષડ્દર્શનોનું અધ્યયન કર્યું. જૈન પરંપરાની આ અસાધારણ વિશેષતા છે. જૈન સાધુ-સાધ્વી માત્ર જૈન પરંપરાના અને જૈન દર્શનના ગ્રન્થો જ વાંચે છે, ભણે છે એવું નથી. જેમની બુધ્ધિ કુશાગ્ર-તીક્ષ્ણ હોય છે તેવા સાધુ-સાધ્વીઓને ભારતના અન્ય ધર્મો અને દર્શનોના ગ્રન્થોનું પણ અધ્યયન કરાવાય છે. તેઓ કરે પણ છે. આ ઘણી જ પ્રાચીન પરંપરા છે. આજ પણ આ

પરંપરા ચાલુ છે. જૈન આચાર્યોએ ષડ્દર્શનનું પ્રામણિક નિરૂપણ કર્યું છે. ખંડન પણ કર્યું છે ત્યાં પૂર્વપક્ષની પ્રામાણિક સ્થાપના કરીને ખંડન કર્યું છે. બીજી બાજુ જોઈએ તો બીજા ધર્મના સાધુ-સંન્યાસી જૈન દર્શનનું ભાગ્યે જ અધ્યયન કરે છે. આથી તેઓ જૈન દર્શનના તત્ત્વોનું યથાર્થ પ્રામાણિક નિરૂપણ નથી કરી શકતા ડૉ. રાધાકૃષ્ણન્ જેવા વિશ્વપ્રસિદ્ધ દાર્શનિક તત્ત્વચિંતકે પોતાના **'હીસ્ટરી ઓફ ફીલોસોફી'** નામના ગ્રન્થમા જૈન દર્શનના 'અનેકાન્તવાદ' વિષયનું પ્રામાણિક નિરૂપણ નથી કર્યું. કારણ કે તેમણે જૈન દર્શનનું અધ્યયન નહોતું કર્યું. શંકરાચાર્યજીએ જેવી રીતે અનેકાન્ત ।દની પરિભાષા કરી હતી, તેવી જ રીતે ડૉ રાધાકૃષ્ણને કરી છે.

**સભામાંથી :** બીજા ધર્મવાળા જૈનદર્શન અને બૌદ્ધદર્શનનું અધ્યયન કેમ નથી કરતા ?

**મહારાજશ્રી :** કારણ કે વેદાન્તી લોકો જૈન અને બૌદ્ધને નાસ્તિક માને છે. આસ્તિક અને નાસ્તિકની તેમની પોતાની જ આગવી અને અદ્ભુત વ્યાખ્યા છે! વેદને માને તે આસ્તિક. વેદને ન માને તે નાસ્તિક. દર્શનોના ગ્રન્થ વાંચતાં તેઓ ભડકે છે! નાસ્તિક દર્શનગ્રન્થો વાંચવાથી નાસ્તિક બની જવાય તો?' સંભવ છે આવો ભય હશે તેમનાં મનમાં! જૈન પરંપરામાં આવો ભય નથી. બુદ્ધિમાન હોય તર્કશાસ્ત્ર ભણ્યા હોય, તાર્કિક ભુમિકાથી સત્ય –અસત્યનો નિર્ણય કરી શકતા હોય, તેઓને બધા જ ધર્મોનું અધ્યયન કરવાની છૂટ છે પોતાની વિવેક દૃષ્ટિ ખૂલી ગઈ હોય, પછી કોઈપણ ધર્મગ્રન્થ વાચો, તેથી કોઈ જ ખરાબી, કોઈ જ બુરાઈ તમને નહિ ચોંટે! નિર્ભય બનીને, વિવેક દૃષ્ટિથી બેધડક કોઈપણ ધર્મના ગ્રન્થને વાંચો!

### સિદ્ધર્ષિને બૌદ્ધદર્શન આકર્ષે છે :

સિદ્ધર્ષિએ જૈન દર્શનનું અધ્યયન કરી લીધા બાદ વેદાન્તદર્શન, બૌદ્ધદર્શન આદિ ધર્મદર્શનોનું અધ્યયન કર્યું, તેમની સૂક્ષ્મબુદ્ધિને બૌદ્ધદર્શનની તર્કજાળ ખૂબ જ પસંદ પડી. બૌદ્ધદર્શનનું અધ્યયન તે એક બૌદ્ધ આચાર્યની પાસે રહીને કરતા હતા. બૌદ્ધ આચાર્ય

સિદ્ધર્ષિની પારદર્શક પ્રજ્ઞાથી ખૂબ જ પ્રભાવિત હતા ! તેમના મોંમાં પાણી આવી ગયું હતું,–'જો સિદ્ધર્ષિ બૌદ્ધધર્મ સ્વીકારી લે તો !' બૌદ્ધાચાર્યને લાગ્યું કે: સિદ્ધર્ષિ બૌદ્ધદર્શનથી ખૂબજ પ્રભાવિત થઈ રહ્યા છે અને બૌદ્ધધર્મની પ્રશંસા કરી રહ્યા છે. એક દિવસ એ આચાર્યે સિદ્ધર્ષિને ખૂબજ પ્રેમથી કહ્યું : સિદ્ધર્ષિ ! બૌદ્ધ ધર્મ તમને ખૂબજ ગમે છે ને ?' સિદ્ધર્ષિએ કહ્યુ : 'હા, મને બૌદ્ધદર્શનની વાતો ખૂબજ બુદ્ધિગમ્ય લાગે છે !' 'તો પછી સત્યનો સ્વીકાર કરી લો ને ! બૌદ્ધ સંઘ તમારું સ્વાગત કરશે. તમે બૌદ્ધ ધર્મના મહાન આચાર્ય બની શકો તેમ છો. દુનિયાને તથાગતનો નિર્વાણમાર્ગ બતાવી શકો તેમ છો.'

બૌદ્ધ આચાર્યની પ્રેમપૂર્ણ વાતોથી સિદ્ધર્ષિ મોહિત થઈ ગયા. તેમને મનમા થયું: 'મને જૈનધર્મથી પણ બૌદ્ધધર્મ વધુ તર્કસંગત અને બુદ્ધિગમ્ય લાગે છે. બુદ્ધનો મધ્યમમાર્ગ શ્રેષ્ઠ લાગે છે. તો પછી મારે બૌદ્ધધર્મ સ્વીકારી લેવો જોઈએ. પરંતુ આમ મારે ગુરુનો વિશ્વાસઘાત કરીને અહીં ન રહેવું જોઈએ. મારા ગુરૂદેવ પાસે જઈને તેમને મારા મનની વાત કહેવી જોઈએ અને પછી મારે બૌદ્ધધર્મનો સ્વીકાર કરવો જોઈએ.' આમ વિચારીને તેમણે બૌદ્ધ આચાર્યને પોતાના મનની વાત કહી. બૌદ્ધ આચાર્ય પણ ઘણા જ બુદ્ધિશાળી હતા. તેમણે વિચાર્યું. 'સિદ્ધર્ષિ જૈનાચાર્ય પાસે જઈને બૌદ્ધધર્મ સ્વીકારવાની વાત કરશે ત્યારે જૈનાચાર્ય અનેકાન્તવાદના અકાટ્ય તર્કોથી બૌદ્ધદર્શનનું ખંડન કરશે. સિદ્ધર્ષિને એ તર્ક ગમી જશે પછી એ જૈન ધર્મને જ શ્રેષ્ઠ માનવા લાગશે....' આમ વિચારીને બૌદ્ધ આચાર્યે કહ્યું 'જુઓ સિદ્ધર્ષિ ! તમે ભલે તમારા જૈનાચાર્યને વાત કરો, તે પણ તમને જૈન દર્શનના તર્કોથી તમને પ્રભાવિત કરી શકશે. એ સમયે તમને જૈન ધર્મજ શ્રેષ્ઠ લાગવાનો છે. તો બૌદ્ધ ધર્મ તમારે સ્વીકારવો ન હોય તો પણ અહી આવીને મને કહી જજો !'

## સિદ્ધર્ષિ જૈનાચાર્ય પાસે જાય છે :

સિદ્ધર્ષિનું હૈયુ સરળ હતું. બૌદ્ધ આચાર્યની વાત તેમણે માની લીધી અને તે પોતાના ગુરૂદેવ પાસે આવ્યા. તેમણે પોતાના ગુરૂદેવને બૌધ્ધ દર્શનના તર્ક બતાવ્યા અને બૌદ્ધ ધર્મની શ્રેષ્ઠતા સમજાવી. ગુરૂદેવે શાંતચિત્તે અને પ્રેમથી શિષ્યની બધી વાત સાંભળી. જરાય ગુસ્સે ન થયા! વાત્સલ્ય પણ સહેજેય ઘટયું નહિ! આપણા શ્રમણ સંઘમાં આ ઘણી જ મોટી અને મહત્ત્વની વાત છે. પોતાનો શિષ્ય બીજાં ધર્મની પ્રશંસા કરે, બીજાના ધર્મને શ્રેષ્ઠ કહે, એ કેવીરીતે સહન થઈ શકે? આજે તો આવું સાંભળીને ગુરૂનો ગુસ્સો સાતમા આસમાને ચડી જાય!

સિધ્ધર્ષિના ગુરૂ મહાનજ્ઞાની અને સ્થિતપ્રજ્ઞ હતા. તેઓ બરાબર જાણતા હતા કે બુદ્ધિશાળી શિષ્યના મનમાં બૌધ્ધ દર્શનના તર્ક ખળભળાટ પેદા કરી શકે તેવા છે સાથોસાથ એ પણ બરાબર સમજતા હતા કે બુદ્ધિશાળીઓને તર્ક અને પ્રેમથી જ સમજાવી શકાય છે. ગુસ્સો કરવાથી કે શિષ્યનો તિરસ્કાર કરવાથી તે વિદ્રોહી બની જાય છે! માત્ર પૂર્વપક્ષ સાંભળીને જ આવેશમાં આવી જનાર વિદ્વાન શ્રેષ્ઠ ઉત્તરપક્ષ સ્થાપિત નથી કરી શકતા. સિદ્ધર્ષિ ખરેખર ભાગ્યશાળી હતા કે તેમને આવા બહુમુખી પ્રતિભાવાન ગુરૂ મળ્યા હતા. એવા ગુરૂ ન મળ્યા હોત તો જૈન પરંપરાને સિદ્ધર્ષિ જેવા મહાન વિદ્વાન્ સાધુ ન મળ્યા હોત.

ગુરૂદેવે સિદ્ધર્ષિની વાત સાંભળી પછી એક એક દલીલની સામે અકાટ્ય તર્કો કરી તે દરેક દલીલનું તળીયાઝાટક ખંડન કર્યું! સિધ્ધર્ષિ તો આશ્ચર્યચકિત થઈ ગયા! ઓહો! જૈન દર્શનના તર્ક તો ગજબ છે! બૌદ્ધ દર્શન તો તેની આગળ કંઇ જ વિસાતમાં નથી! તેમણે પોતાના ગુરૂદેવને કહ્યું : 'ગુરૂદેવ! જૈન દર્શન શ્રેષ્ઠ છે. હવે મને બૌદ્ધધર્મ અંગીકાર કરવાની ઇચ્છા નથી. પરંતુ મારે આ નિર્ણયની જાણ બૌદ્ધાચાર્યને કરવી પડશે.'

ગુરુદેવે પણ નનૈયો ના ભણ્યો. તેમને જરાય ભય ન હતો કે

'શિષ્ય ચાલ્યો જશે તો ! હવે આ જશે અને ફરી બૌદ્ધાચાર્યની તર્ક જાળમાં ફસાઈ જશે તો !' ના. એવો કોઈ જ ભય ગુરૂદેવના મનમાં ન હતો. તે નિશ્ચિંત હતા સિદ્ધર્ષિ પર તેમને વિશ્વાસ હતો કે 'મને જાણ કર્યા વિના એ ત્યાં નહિ જ રહી જાય. ત્યાંની વાતોથી ફરી પ્રભાવિત થશે તો પણ તેની મને જાણ કરવા આવશે જ. ત્યારે ફરી હું તેને સંભાળી લઈશ.'

## સિદ્ધર્ષિ પુનઃ બૌદ્ધાચાર્ય પાસે :

અને એમ જ થયું. સિદ્ધર્ષિ બૌદ્ધચાર્ય પાસે ગયા. તેમણે બૌદ્ધચાર્યને જૈનધમની શ્રેષ્ઠતા સિદ્ધ કરતા તર્ક આપ્યા. બૌદ્ધાચાર્યે પ્રતિતર્ક કરી બૌદ્ધ ધર્મની શ્રેષ્ઠતા ફરી સિદ્ધ કરી. તર્કપ્રિય સિદ્ધર્ષિને એ તર્ક ગમી ગયા. ફરી તે પોતાના ધર્માચાર્ય-ગુરૂદેવ પાસે આવ્યા. બૌદ્ધાચાર્યે જે તર્કો કર્યા હતા તે બધા જ તર્ક કહ્યા. જૈનાચાર્યે ફરી એ તર્કોનું ખંડન કરીને જૈનધર્મની શ્રેષ્ઠતા સાબિત કરી ! સિદ્ધર્ષિને એ તર્કો અકાટ્ય લાગ્યા ! સિદ્ધર્ષિની સૂક્ષ્મ બુદ્ધિ ચંચળ બની ગઈ. એકવીસ એકવીસવાર તે બૌદ્ધાચાર્ય અને જૈનાચાર્ય પાસે આવ્યા અને ગયા ! ! !

## સિદ્ધર્ષિ 'લલિત વિસ્તરા' વાંચે છે :

એકવીસમી વખત સિદ્ધર્ષિ પોતાના ગુરૂદેવ પાસે આવ્યા ત્યારે તેમણે શિષ્ય સાથે વાદવિવાદ ન કર્યો. તર્કની કોઈ જ જાળ ન પાથરી. પોતાના આસન પર એક ધર્મગ્રન્થ મૂકીને તે જંગલ જવા માટે જતા રહ્યા. સિદ્ધર્ષિએ વિચાર્યું કે : ગુરૂદેવને પાછા ફરતાં એકાદ કલાક લાગી જશે. ત્યાં સુધી શું કરું ?' તેમણે ગુરૂદેવના આસન ઉપર પડેલો ધર્મગ્રન્થ હાથમાં લીધો અને વાંચવા લાગ્યા.

એ ધર્મગ્રન્થનું નામ હતું 'લલિતવિસ્તરા.' 'નમોત્થુણં' સૂત્ર પર લખાયેલી એ વિવેચના હતી. જાણો છો તેના લખનારા કોણ હતા ? એ જ, આજ મહાન આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજી ! જેમણે 'ધર્મબિન્દુ' ગ્રન્થની રચના કરી છે. સિદ્ધર્ષિ 'લલિતવિસ્તરા' ગ્રન્થના

પાનાં એક પછી એક વાંચતાં જ ગયા. વાંચતા જ ગયા...ગુરૂદેવે જાણી-સમજીને 'લલિતવિસ્તરા' ગ્રન્થ મૂક્યો હતો. તેમનું અનુમાન પાકુ હતું કે સિદ્ધર્ષિ 'લલિતવિસ્તરા' વાંચશે જ. સિદ્ધર્ષિ જેમ જેમ એ ગ્રન્થ વાંચતા ગયા તેમ તેમ તેમને ધર્મની યથાર્થતાનો બોધ થતો ગયો. જિનવચનની સત્યતા-યથાર્થતા પરની શ્રદ્ધા દૃઢ થતી ગઇ. એ ધર્મગ્રન્થના વાંચનથી તેમની બુદ્ધિ, મન અને આત્માનું સમાધાન થતું ગયું. તેમને પરમ સંતોષ થયો. એ ગ્રન્થ વાચીને 'જિનવચન જ શ્રેષ્ઠ છે' તેની તેમને દૃઢ પ્રતીતિ થઈ!

## સિદ્ધર્ષિ જૈનદર્શનમાં સ્થિર થાય છે:

ગુરૂદેવ જ્યારે પાછા ફર્યા ત્યારે સિદ્ધર્ષિ તેમનાં ચરણોમાં આંસુ-ભીની આંખે નમી પડયા. ગુરૂદેવે શિષ્યને પ્રેમથી ગળે લગાડયો. સિધ્ધર્ષિએ ગદ્‌ગદ્ કંઠે કહ્યું : 'ગુરૂદેવ! આપે મારા પર પરમ કરૂણા કરી છે. અમાપ ધીરજથી મને સંભાળ્યો છે. આપનો મારા પર આ અનંત ઉપકાર છે.' સિધ્ધર્ષિએ જે 'ઉપમિતિ ભવપ્રપંચ કથા' લખી છે તે વિશ્વનો એક અદ્વિતિય ઉપનય-ગ્રન્થ છે. વાચજો ક્યારેક એ ગ્રન્થને

કંઇ સમજ્યા તમે આ ઘટનાથી? 'લલિતવિસ્તરા'એ સિધ્ધ-ર્ષિને જિનવચનમા પૂર્ણ શ્રધ્ધાળુ બનાવ્યા. તેમનું જીવન તેથી જિનમય બની ગયું. ચારિત્રધર્મની આરાધનાથી તેમણે જીવન સફળ બનાવી દીધું. 'જિનવચન અવિરુધ્ધ છે,' તે નક્કી કરવા માટે તો સક્ષ્મ બુદ્ધિ જોઇએ. નિર્ણયની માથાકુટમાં નથી પડવું તો વિશ્વાસ રાખો, શ્રધ્ધા રાખો કે જિનવચન અવિરુધ્ધ જ હોય છે! જેમનામાં રાગ નથી દ્વેષ નથી એવા વીતરાગ સર્વજ્ઞ પરમાત્માનું વચન વિરોધી હોઇ શકે જ નહિ, તેવો વિશ્વાસ મૂકો. રાગી અને દ્વેષી માણસના વચન વિશ્વસનીય-ભરોસાપાત્ર નથી બની શકતાં. હા, ખૂબ જ મહત્ત્વની વાત તમને કહી રહ્યો છું.

## રાગી-દ્વેષીના તર્ક પણ કુતર્ક:

આજકાલ રાગી-દ્વેષી માણસોની વાતો પર તમે વધુ ભરોંસો

મૂકો છો. સાંસારિક ક્ષેત્રમાં તમારે એવો વિશ્વાસ મૂકવો હોય તો તે તમે જાણો, પરંતુ આત્મકલ્યાણના ક્ષેત્રમાં, પારલૌકિક અને પરોક્ષ તત્ત્વોના વિષયમા રાગી અને દ્વેષી મનુષ્યોની તર્કયુક્ત વાતો પણ માનવા જેવી નથી કારણ કે તેમના તર્ક પણ કુતર્ક હોય છે. કુતર્કની જાળ એવી ગુંથાયેલી હોય છે કે એ કુતર્ક પણ સુતર્ક લાગે! મારા મતે તો તમારે લોકોએ આવા પ્રપંચથી દૂર રહેવું જોઈએ. પારલૌકિક અને પારમાર્થિક તત્ત્વોનો નિર્ણય વાદવિવાદથી નથી કરી શકાતો. આમ તર્ક-વિતર્કથી, તર્ક-પ્રતિતર્કથી તત્ત્વનો નિર્ણય લેવાતો હોત તો તો ક્યારનોય સર્વસંમત તત્ત્વનિર્ણય થઇ જાત. પરંતુ તેમ નથી થયું. નથી થઇ શક્યું.

**તત્ત્વજ્ઞાન માટે આડાઅવળા ન ભટકો:**

તમારે લોકોએ જો ધર્મની આરાધના કરવી છે, આરાધના માટે ધર્મનું સ્વરૂપ જાણવું છે તો આમતેમ ભટકવાની-આથડવાની જરાય જરૂર નથી. તમને પરમાત્મા જિનેશ્વરદેવનું ધર્મશાસન મળ્યુ છે. સર્વજ્ઞ પરમાત્માનું ધર્મશાસન મળ્યું છે. તમે આ ધર્મશાસનના તત્ત્વોને સમજવાનો પ્રયત્ન કરો. જિનશાસન ઘોર અજ્ઞાનના ઘનઘોર અંધકારને મટાડનાર કેવો અપૂર્વ તત્ત્વજ્ઞાનનો પ્રકાશ આપે છે! આ તત્ત્વજ્ઞાનથી આત્માના ક્લેશ-કંકાશ, સંતાપ-પરિતાપ વાદવિખવાદ બધું જ દૂર થઈ જાય છે. પરસ્પર વિરોધી વિચારોમાં પણ સુસંવાદ સ્થાપિત કરનારા 'અનેકાંતવાદ'ને વાંચો! પોતપોતાના મંતવ્યોને દૃઢતાથી આગળ ધરનાર નયવાદનું અધ્યયન કરો! સમગ્ર જીવસૃષ્ટિનો પરિચય કરાવનાર જીવવિજ્ઞાનને વાંચો! જાણો! નવ તત્ત્વની સર્વાંગ સંપૂર્ણ સુવ્યવસ્થાને સમજો! જે તત્ત્વજ્ઞાન તમને સરળતાથી મળી શકે છે તેના તરફ તમે ધ્યાન આપતા નથી અને અહીં તહીંનું તત્ત્વજ્ઞાન મેળવવા ફાંફા મારો છો! પણ ધ્યાન રાખજો ક્યાંક ગોથું ન ખાઈ જાઓ! ક્યાંક ભૂલા ન પડી જાઓ!

**સભામાંથી:** જ્યાં સારું સાંભળવાનું મળે ત્યાં તો જઇ શકીએ ને?

**મહારાજશ્રી :** સારું તમે કોને કહો છો? સાભળવામાં મજા આવે તે સારૂં? સાંભળવામાં આનંદ આવે તે સારૂં? સારૂં શું અને ખરાબ શું તેનો ભેદ કરતાં તમને આવડે છે? ઉપરથી સારૂં લાગનાર ક્યારેક ભીતરથી ખરાબ હોય છે તેની તમને ખબર છે ખરી? ઝેર ભેળવેલા લાડવા પણ નાના બાળકને સારાં લાગે છે! કારણ કે તે લાડુને જુએ છે. તેમાં રહેલું ઝેર તેને દેખાતું નથી. ધર્મની વાતોમાં પણ એવું થાય છે. ઉપરથી તો ધર્મની જ વાત લાગે! ભીતર હોય અધર્મની વાત! હા, પહેલાં તમે સમજદાર અને વિવેકી બની જાઓ, પછી ચિંતા નથી. વિવેકબુદ્ધિ ઘણી જ મહત્વની વસ્તુ છે. એવી વિવેકબુદ્ધિ પૂરી વિકસિત ન થાય ત્યાં સુધી ગમે ત્યાં ગમે તે સાંભળવા દોડી ન જાઓ. ગમે તેવું આલતું-ફાલતું સાહિત્ય પણ ન વાંચો. નહિ તો મુંઝાઇ મરશો. જ્યાં આત્માનો પ્રશ્ન છે, પરલોકનો પ્રશ્ન છે, પારમાર્થિક પ્રશ્ન છે, ત્યાં મુંઝવણ નહિ જોઇએ. ત્યાં તો સ્પષ્ટતા જ ખપે! રસ્તો એકદમ સાફ અને સ્પષ્ટ દેખાવો જોઇએ પરંતુ શાસનને સમજવું પડશે. આથી ધર્મગ્રન્થોનું શ્રવણ, અધ્યયન અને ચિંતન-મનન કરવું પડશે.

આચાર્યશ્રી ધર્મનું સ્વરૂપ સમજાવી રહ્યા છે. તેમાં તેઓશ્રી કહે છે કે અવિરૂધ્ધ શાસ્ત્ર અનુસાર જે પ્રવૃત્તિ થાય છે તેને ધર્મ કહે છે ધર્મપ્રવૃત્તિની પ્રામાણિકતા ધર્મશાસ્ત્ર પર નિર્ભર છે. વીતરાગ સર્વજ્ઞપ્રણિત શાસ્ત્ર જ પ્રામાણિક મનાય છે. અપ્રમાણિક બનાવનાર હોય છે રાગ, દ્વેષ અને મોહ! અસત્ પ્રવૃત્તિ કરાવનાર પણ આ જ રાગ વગેરે હોય છે.

**રાગ, દ્વેષ અને અજ્ઞાનની ભયાનકતા :**

રાગ પક્ષપાત કરાવે છે. દ્વેષ બીજાઓ પ્રત્યે તિરસ્કાર કરાવે છે. બીજા ખરા હોય તો પણ દ્વેષ એ સત્યનો સ્વીકાર નથી કરવા દેતો. પોતાની વાત ખોટી હોય પરંતુ રાગ ખોટી વાતને પણ ખરી સિદ્ધ કરવાનો પ્રયત્ન કરાવે છે. મોહ એટલે અજ્ઞાન અજ્ઞાન તો બધાજ દોષોનું જન્મસ્થાન છે. આત્માના અજ્ઞાનના કારણે જ તો જીવ સંસારમાં દુઃખી થાય છે. જે લોકોના હૈયે રાગ, દ્વેષ અને

મોહ હોય તેવાઓની વાતમાં રખે વિશ્વાસ મૂકતા! કારણ કે તેઓ ખોટી વાત પણ બતાવી શકે છે.

મરિચિએ પેલા રાજકુમાર કપિલને ભુલાવામાં પાડી જ દીધો હતો ને? રાજકુમારે મરિચિને પૂછ્યું: 'આપની પાસે ધર્મ નથી? આપ મને આપનો શિષ્ય કેમ નથી બનાવતા? શા માટે આપ મને ભગવાન ઋષભદેવના શ્રમણોની પાસે મોકલો છો?' એ સમયે મરિચિએ શું વિચાર્યું હતું? ત્યારે તેમનો વિચાર રાગથી રંગાયેલો હતો. 'હું બિમાર છું. ભગવાનના સાધુ મારી સેવા કરતા નથી. મારે એક શિષ્યની જરૂર છે. આ રાજકુમાર મારો શિષ્ય બની શકે તેમ છે. મારે જેવો જોઇએ તેવો શિષ્ય મને મળ્યો છે.' આમ શિષ્યરાગથી શિષ્યમોહથી પ્રેરિત થઈને મરિચિએ કહ્યું: 'કપિલ! ધર્મ જેવો ઋષભદેવના શ્રમણો પાસે છે તેવો જ ધર્મ મારી પાસે પણ છે.' વાસ્તવમાં મરિચિ શ્રમણ ન હતા. શ્રમણત્વનો તેમણે ત્યાગ કર્યો હતો. છતાંય રાગે તેમના પાસે અસત્ય બોલાવરાવ્યું. મરિચિએ તો અસત્ય કહીને પોતાની અધોગતિ નોંતરી લીધી પણ કપિલને પણ ભૂલો પાડી દીધો. આથી જ આચાર્યદેવ કહે છે કે વીતરાગ સર્વજ્ઞ પરમાત્માનું વચન જ વિશ્વસનીય છે શ્રદ્ધેય છે, વીતરાગને અસત્ય બોલવાનું કોઇ જ કશું જ પ્રયોજન નથી. તેમને નથી કોઇ પ્રત્યે રાગ, નથી કોઇ પ્રત્યે દ્વેષ! તો પછી તે શા માટે મિથ્યા ભાષણ કરે?

ધર્માનુષ્ઠાનની પ્રથમ શરત આ છે કે એ ધર્માનુષ્ઠાન અવિરુધ્ધ શાસ્ત્ર-અનુસાર હોવું જોઇએ. અવિરૂધ્ધ શાસ્ત્ર તેનું પ્રમાણ હોવુ જોઈએ. મન કલ્પિત અનુષ્ઠાન ધર્મ નહિ કહેવાય. જિનપ્રણીત શાસ્ત્રોને પ્રમાણભૂત માનીને, એ શાસ્ત્રોની આજ્ઞા મુજબ ત્યાગ અને સ્વીકારની તમારી પ્રવૃત્તિ હોવી જોઈએ.

### ધર્મશાસ્ત્રોનું જ્ઞાન મેળવવું જ પડશે:

આ બધી વાતો સાંભળીને તમે કેમ સ્તબ્ધ બની ગયા? ધર્મનો પ્રભાવ સાંભળીને તો મોંમાં પાણી છૂટતું હતું! ધર્મથી મળનારા ઉત્તમ ફળની વાતો સાંભળીને આંખો નાચી ઊઠી હતી! અને હવે

કેમ મોં વકાસો છો? આખો કેમ ઝીણી અને ચૂંચી બની ગઈ છે? તો શું તમે જેમ મનફાવે તે ક્રિયા કરો તેને ધર્મ માનો છો? વિધિને સાચવ્યા વિના આડેધડ અનુષ્ઠાન કરો છો તેને ધર્મ ગણો છો? એવા ધર્મનું ફળ સ્વર્ગ અને મોક્ષ માનો છો? તો તમારા હૈયે બરાબર કોતરી રાખો કે આવી ધર્મશાસ્ત્ર–નિરપેક્ષ ધર્મક્રિયા કરવાથી સ્વર્ગ કે મોક્ષનું ફળ નથી મળતું. ધર્મક્રિયાઓ, ધર્માનુષ્ઠાન તો ધર્મશાસ્ત્રોના કહ્યા પ્રમાણે જ કરવાં પડશે. આ માટે ધર્મ-શાસ્ત્રોનું જ્ઞાન પ્રાપ્ત કરવું પડશે. એટલું જ નહિ, આચાર્યદેવે આ ગ્રન્થમાં જે બીજી પણ વાતો કહી છે તેનું પણ બરાબર ધ્યાન રાખવું પડશે. તમે સૌ તે શાંતિથી સાંભળો, એ વાતો પર વિચારો અને ધર્મના સ્વરૂપને બરાબર સમજો. જાણો!

આજે બસ આટલું જ.

* પરમાત્મપૂજન કરીને તમે ૧. દુઃખોના ભયથી મુક્ત બન્યા છો? ૨ ગુણવાન પુરુષો પ્રત્યે અદ્વેષી બન્યા છો? ૩. પવિત્ર કાર્યોમાં નિત્ય ઉલ્લસિત બન્યા છો?

* બીજા મનુષ્યોની પ્રગતિ-ઉન્નતિ જોઈને રાજી થનારા માણસો બહુ ઓછા હોય છે. ઈર્ષ્યાથી પ્રેરાઈને માણસ ખોટી આક્ષેપબાજી કરતો હોય છે.

* ભય અને પ્રલોભન પર સંપૂર્ણ કાબૂ મેળવ્યા વિના સાધુ પણ સ્મશાન શૂન્યગૃહ વગેરે સ્થાનોમાં રાત્રિ-નિવાસ નથી કરી શકતા તો સાધ્વી કેમ જ કરી શકે?

* 'જહાસુક્ખ' જૈન શ્રમણ પરંપરાનું અનુપમ સૂત્ર છે. કેટલો સુંદરભાવ છે આ સૂત્રનો! સમજાવાય એટલું તમને સમજાવ્યું... છતાં ન માનો તો તમને સુખ ઉપજે તેમ કરો! પોતાનું કહ્યું ન માને, તેના માટે પણ સુખની જ કામના!

# પ્રવચન/૮

યાકિનીમહત્તરાસુનુ મહાન શ્રુતધર આચાર્યદેવશ્રી હરિભદ્રસૂરિજી 'ધર્મબિંદુ' ગ્રન્થમાં ધર્મનું સ્વરૂપ સમજાવી રહ્યા છે:

वचनाद्यनुष्ठानमविरुद्धाद्यथोदितम् ।
मैत्र्यादिभावसंयुक्तं तद्धर्म इति कीर्त्यते ॥

૧૭ કોઈપણ ક્રિયા, કોઈપણ અનુષ્ઠાન સફળતાની દૃષ્ટિથી કરાય છે. ઇચ્છિત પરિણામ મેળવવાના ખ્યાલથી કરાય છે. કાર્ય નાન

હોય કે મોટું, એ ત્યારે જ સફળ બને છે જ્યારે એ કાર્યને જે પ્રમાણે કરવું જોઈએ તે પ્રમાણે કરવામાં આવે ત્યારે! કાર્ય કરવાની પદ્ધતિ આપણને ખબર નથી હોતી તો આપણે એ કાર્યના નિષ્ણાત પાસે પહોંચી જઈએ છીએ અને એ કાર્ય કેમ કરવું તેની જાણકારી મેળવીએ છીએ. એ જાણકારી મુજબ કાર્ય કરીએ છીએ તો એ કાર્યમાં સફળતા પ્રાપ્ત કરી શકીએ છીએ.

**વકીલનું કહ્યું માનો છો તેમ જ્ઞાનીનું કહ્યું માનો :**

માની લો કે તમે કોઈ મામલામાં અટવાઈ ગયા છો. કોર્ટમાં જવાની નોબત આવી છે. કોર્ટમાં ખટલો પણ મંડાઈ ગયો છે. તમને ખબર નથી કે જજની સામે શું બોલવું, કેમ બોલવું! તમે ઇચ્છો છો કે તમારો નિર્દોષ છૂટકારો થાય અને ખટલો નીકળી જાય. તો તમે કોની પાસે જવાના?

**સભામાંથી :** વકીલની પાસે.

**મહારાજશ્રી :** બરાબર. તમે વકીલની પાસે જ જવાના કારણ કે કોર્ટના મામલામાં તમે વકીલને પ્રમાણિક માનો છો. વકીલ તમારો કેસ હાથમાં લે છે. કેસનો તે અભ્યાસ કરે છે અને પછી, કોર્ટમાં કેમ બોલવું, શું બોલવું તે તમને સમજાવે છે. વકીલ જેમ કહે તેમજ તમે કોર્ટમાં બોલો છો ને?

**સભામાંથી :** એમ જ બોલવું પડે, નહિ તો કેસ માર્યો જાય.

**મહારાજશ્રી :** તમારી દૃષ્ટિ કાર્યસિદ્ધિની હોય છે. તમે માનો છો કે વકીલ કહે તે પ્રમાણે બોલવાથી કેસ જીતી જવાય છે. આથી વકીલ જેટલું બોલાવે અને જેવું બોલાવે તેવું જ અને તેટલું જ તમે કોર્ટમાં બોલો છો. આ જ દૃષ્ટિ ધર્માનુષ્ઠાન, ધર્મક્રિયાના વિષયમાં પણ ખૂલી જાય તો તમારું કાર્ય સિદ્ધ થઈ જાય. તમારો બેડો પાર થઈ જાય!

**'યથોદિતં અનુષ્ઠાનમ્'** ધર્મ બને છે. જે પ્રકારે શાસ્ત્રોમાં અનુષ્ઠાન કરવાનું બતાવાયું છે તે જ પ્રકારે તે જ રીતે અને તે જ

ઢબે અનુષ્ઠાન કરવામાં આવે તો એ અનુષ્ઠાન ધર્મ કહેવાય છે. ધર્મગ્રંથોમાં તમામ પ્રકારના અનુષ્ઠાન બતાવાયાં છે. એ અનુષ્ઠાન ક્યારે કરવું, ક્યાં કરવું, કેટલા સમયમાં કરવું, કેવીરીતે કરવું, કયા ઉપકરણોથી કરવું વગેરે વિસ્તારથી વિગતવાર બતાવાયું છે. વિચારવાનું એ છે કે ધર્મથી આપણે કાર્યસિદ્ધિ કરવી છે કે નહિ? કાર્યસિદ્ધિની તમન્ના હોય છે ત્યાં આપણે તેના માટે બધું જ કરી છૂટવા તૈયાર અને તત્પર હોઇએ છીએ.

એક ભાઇ છે, મારા પરિચિત છે, ગ્રેજ્યુએટ છે. ધર્મસ્થાન અને ધર્મગુરુઓનો તેમને પરિચય ન હતો. સારી કમાણી હતી. પત્ની પણ અનુકૂળ મળી હતી નિરોગી, તંદુરસ્ત હતા. બધું જ કામકાજ તેમનું બરાબર ચાલતું હતું. એ સમયે તે કહેતા : 'હું ધર્મક્રિયા કરવામાં નથી માનતો. આ ક્રિયા આમ કરવી જોઇએ અને તેમ કરવી જોઇએ, વગેરે બંધનો ધર્મક્રિયા માટે ન હોવા જોઇએ' આવું તો તે ઘણું બધું કહેતા. એક દિવસ તેમની પત્નીને ભૂત કે વ્યંતરનો વળગાડ વળગ્યો. પત્નીની તબિયત લથડતી ગઈ. એ મહાશય ચિંતામાં પડી ગયા. ડોક્ટરોની દવાઓથી ફાયદો ન થયો. હકીમોનો ઇલાજ પણ કામયાબ ન થયો કોઇએ તેમને કહ્યું : 'તમે અમુક પીરની દરગાહ પર જાવ અને ત્યાંનો ફકીર જેમ કહે તેમ કરો' ભાઈ દોડયા ત્યાં. એક જ ધૂન હતી, એક લક્ષ્ય હતું કે પત્ની સાજી થઇ જાય. વળગાડ તેનો દૂર થઇ જાય. આથી આ માટે તે બધું જ કરી છૂટવા તૈયાર હતા જે કોઈ ધર્મક્રિયા કે અનુષ્ઠાન કરવું પડે તે કરવાની તેમની તૈયારી હતી. ફકીરે તેમને અમુક અનુષ્ઠાન કરવાનું કહ્યું. તેની વિધિ બતાવી. એ મહાશયે એ જ વિધિ પ્રમાણે અનુષ્ઠાન કર્યું ! ત્યારે તેમને વિધિપૂર્વકના અનુષ્ઠાનનું મહત્ત્વ સમજાયું. પછી તો વિધિપૂર્વક પરમાત્મપૂજન વગેરે ધર્મક્રિયાઓ કરતા થઈ ગયા.

## ધર્મક્રિયાઓમાં વિધિનો આદર કરો :

ધર્મક્રિયા જે પ્રકારે કરવી જોઇએ. એ જ પ્રકારે શા માટે નથી કરતા ? ધર્માનુષ્ઠાનથી કોઇ કાર્યસિદ્ધિ કરવાની તમન્ના જ

નથી ! આથી મન ફાવે તેમ ધર્મક્રિયા કરો છો. તે પણ એટલા માટે કે 'આવી પણ પ્રમાદયુક્ત ધર્મક્રિયા કરવાથી પુણ્યકર્મ બંધાય છે...' આવું ક્યાંક સાંભળી લીધું ! આવું ઉદાહરણ ક્યાક કાને પડી ગયું ! અને તમે એના પર વિશ્વાસ મૂકી દીધો ! આસન, મુદ્રા, કાલ, શુદ્ધિ, ક્ષેત્ર વગેરે, વાતોને ધ્યાનમા રાખ્યા વિના ધર્મક્રિયા કરવા મંડી પડયા ! તેમાં સંતોષ માની લીધો ! થોડોક અહંકાર પણ કરી લીધો ! બરાબર કહું છું ને ? છે કંઈ આમાં ખોટું ? અવિધિ અને અનાદરથી કરેલી ધર્મક્રિયાનું પણ અભિમાન કરવાનું ? 'મેં તો આટલી બધી ધર્મક્રિયાઓ કરી !' આમ કહેવું એ મિથ્યાભિમાન છે. અભિમાન ન કરો. નહિ તો ડૂબી મરશો ભવસાગરમાં.

વિધિની ઉપેક્ષા વિધિ પ્રત્યેનો અનાદર છે. આ ઉપેક્ષા અને અનાદર ધર્મક્રિયા પ્રત્યેની દુશ્મનાવટ છે. પરમાત્માના મંદિરે જાઓ છો ને ? પરમાત્મા પ્રત્યે પ્રેમ અને ભક્તિભાવથી પ્રેરાઈને જાઓ છો ? પરમાત્મા માટે પ્રેમ છે તો તેમના મંદિર પ્રત્યે પણ પ્રેમ હોવો સ્વાભાવિક છે. કેવી રીતે જાઓ છો મંદિરે ? કયા સમયે જાઓ છો ? કેવાં કપડાં પહેરીને જાઓ છો ? શું લઈને જાઓ છો મંદિરે ? પરમાત્માનાં દર્શન–પૂજનની વિધિનું જ્ઞાન છે ખરું ? મંદિરમાં કેવી રીતે જવું ? ત્યાં જઈને કેમ ઊભા રહેવું, ક્યાં ઊભા રહેવું, કેવી રીતે બેસવું, કેવીરીતે સ્તુતિ-વંદના કરવી અને પાછા કેવી રીતે નીકળવું, વગેરે વિધિને તમે જાણો છો ?

## ધર્મક્રિયાઓમાં ભાવોલ્લાસ ક્યારે પ્રગટે ?

**સભામાંથી :** અમને તો એવી કંઈ જ ખબર નથી. બસ, એમ જ ચાલ્યા જઈએ છીએ મંદિરમાં !

**મહારાજશ્રી :** આટલા મોટા થયા અને આટલા વર્ષોથી મંદિરે જાઓ છો પણ મંદિર જવાની વિધિની કશી જ ખબર નથી ! તેનું કોઇ જ જ્ઞાન મેળવ્યું નથી ! ખરેખર દુઃખની વાત છે. હવે મારી વાત સમજાય છે કે મંદિરમાં જવા છતાં પણ તમારાં હૃદય કેમ શુષ્ક રહે છે ? હૈયે ભાવોલ્લાસ કેમ પ્રગટતો નથી ?

પરમાત્મદર્શન એક અનુષ્ઠાન છે. પરમાત્મ-પૂજન એક અનુષ્ઠાન છે અનુષ્ઠાન એટલે ક્રિયા. એ અનુષ્ઠાનને 'ધર્મ' બનાવવા માટે 'યથોદિત' જ્ઞાની પુરુષોએ જે પ્રકારે એ અનુષ્ઠાન કરવાનું કહ્યું છે તે પ્રકારે કરવું પડશે. એ પ્રકારે કરવા માટે તમારા મનમા કોઇ કાર્યસિદ્ધિનું ધ્યેય હોવું જોઇએ. શ્રધ્ધા હોવી જોઇએ કે 'આ અનુષ્ઠાનથી મારી કાર્યસિધ્ધિ અવશ્ય થશે જ.' છે ને આવી શ્રધ્ધા? કાર્યસિદ્ધિનું ધ્યેય રાખ્યું છે ને? કયું કાર્ય સિદ્ધ કરવું છે? સુખ જોઇએ છે કે શુદ્ધિ? શું મેળવવું છે સુખ કે શુદ્ધિ? જ્ઞાની પુરુષોએ, અનુભવી પુરુષોએ કહ્યુ છે કે પરમાત્મપૂજનથી ચિત્તની વ્યગ્રતા અને વ્યાકુળતા દૂર થાય છે અને હૈયે અપૂર્વ પ્રસન્નતાની પ્રાપ્તિ થાય છે. વીતરાગની પૂજાથી રાગ-દ્વેષનાં તોફાન શાંત થાય છે. તેનાથી ચિત્ત પ્રસન્ન બને છે કોઇ ભય નથી રહેતો. કોઇ વ્યાકુળતા નથી રહેતી. તમારે બનાવવું છે ને આવુ ચિત્ત? નિભય બનવું છે ને? પરમાત્મપૂજનથી અવશ્ય આ કાર્ય સિદ્ધ થાય છે.

### લક્ષ્ય નક્કી કરી ધર્મક્રિયા કરો :

ભૌતિક સુખોની પાછળ પાગલ ન બનો. ઇન્દ્રિયોના વિષય-સુખોમાં ગુલતાન ન બનો. વૈષયિક સુખોમાં તો ઘોર અશાંતિ અને સંતાપ જ મળવાના છે. વીતરાગની ભક્તિથી વૈષયિક સુખોની વાસનાને બાળીને ખાખ કરી નાખો લક્ષનો નિર્ણય કરવો જ પડશે. એ લક્ષની સિદ્ધિ માટે પરમાત્માના મંદિરે જાઓ. દર્શન-પૂજનની વિધિ પ્રત્યે આદર અને આસ્થા રાખો. પરમાત્માને પરમ પ્રિયતમ માની તેનુ શરણુ લો. ગળે ઉતરે છે મારી વાત? મારી વાત જચતી હોય તો પરમાત્મપૂજનનું અનુષ્ઠાન 'ધર્મ' બની જશે. નહિતર અનુષ્ઠાન માત્ર ઠાલું અનુષ્ઠાન જ રહેશે. તે માત્ર ફાલતું ક્રિયા જ બની રહેશે. એવી ક્રિયાઓથી કોઇ વિશેષ લાભ નહિ થાય.

તમે લોકો સંસારના વ્યવહારમાં પણ વિધિનું પાલન કરો છો કે નહિ? વેપાર કરવા માટે લાયસન્સ લો છો કે નહિ? સેલ્સ-ટેક્ષનંબર લો છો કે નહિ? ઇન્કમટેક્ષનું ફોર્મ ભરો છો ને?

કેટલી લાંબી–લચક એ બધી વિધિઓ હોય છે ? છતાંય તમે તે કરો છો ! ગમે કે ન ગમે તો પણ કરો છો ! કારણ કે તમારે ધંધો કરવો છે. વેપાર કરવો છે. પૈસા કમાવા છે. એક લક્ષ છે, ધ્યેય છે. કંઈક મેળવવાની પ્રબલ ઇચ્છા છે, અહીં ધર્મના વિષયમાં પણ આ જ વાત છે. કંઇક પામવાની પ્રબળ ઇચ્છા જાગ્રત થતાં વિધિ પ્રત્યે અનાદર, તિરસ્કાર કે અરૂચિ નહિ થાય, બલ્કે આદર અને રૂચિ હશે તો વધશે. તે નહિ હોય તો જાગ્રત થશે. અનુષ્ઠાનને બરાબર સમજીને સમય, આસન, મુદ્રા આદિની ઠીક કાળજી રાખી વિધિપૂર્વક તે કરશો જ.

## પરમાત્મપૂજન ક્યારે કરો છો ?

'આ અનુષ્ઠાનમાં કયો સમય અપેક્ષિત છે,' એ વિચાર કરવો જોઈએ. 'મારે પરમાત્મપૂજન કરવું છે પણ મને તો સવારનો સમય જ મળે છે. બપોરનો સમય નથી. ભાઇ ! આપણું મન પવિત્ર જોઈએ. પરમાત્માની પૂજા કોઈપણ સમયે કરો....' આવી મૂર્ખાઈ ભરેલી વાતો આજ ઘણા કરે છે બુદ્ધિશાળી પણ આવી બેઢંગી વાતો કરે છે ! આવા લોકો સંસારના વ્યવહારમાં સમયની અદબ જાળવે છે. સમયને યથાયોગ્ય સલામ ભરે છે પણ ધર્મની વાતમાં આ લોકો સમયાતીત બની જાય છે ! કારણ કે આવા લોકો ધર્મક્રિયા માત્ર દેખાડવા માટે કે ગણાવવા માટે કરતા હોય છે અથવા કોઈના કહેવાથી, કોઈનું માન રાખવા કરે છે ! તેમના હૈયે પરમાત્મા પ્રત્યે પ્રેમ કે ભક્તિ નથી હોતી. પોતાની અનુકૂળતાએ ધર્માનુષ્ઠાન કરનારાઓમાં મોટા ભાગનાના હૈયે પ્રેમ–ભક્તિનો અભાવ જ જોવા મળશે. મુંબઈ જેવા મોટા શહેરોમાં તો હવે સૂર્યોદય પહેલાં જ ભક્તો મંદિરમાં જઇ પૂજા પતાવી દે છે ! ન પૂજનપદ્ધતિનું જ્ઞાન, ન હૈયે ભક્તિના ઉભરાતા ભાવ ! એ જ બેઢંગી રફતાર ! એ જ દેખાદેખી ! એ જ ગાડરિયો પ્રવાહ ! પરમાત્મપૂજનમાં ન એકાગ્રતા, ન પ્રસન્નતા, ન પવિત્રતા ! જેવા ગયા હોય મંદિરમાં, એવા જ કોરાધાકોર મંદિરની બહાર આવે છે ! કહે છે કે 'કંઇક પુણ્ય તો

આ લોકો મેળવતા હશે ને ?' કમાતા હો તેમને પુણ્ય. કમાતા હશે પુણ્ય. પણ આવા લોકો પાપ પણ કમાય છે. અવિધિ અને અનાદરથી પાપકર્મ પણ બંધાય છે. પાપ-પુણ્યની વાત જવા દો હમણા ! પરમાત્મપૂજન જેવા શ્રેષ્ઠ ધર્માનુષ્ઠાનની આ જીવન પર કોઇ અસર પડે છે ખરી ?

**૧. દુઃખોના ભયથી તમે મુક્ત બન્યા ?**

**૨. ગુણવાન પુરુષો પ્રત્યે અદ્વેષી બન્યા ?**

**૩. ધર્માનુષ્ઠાનોમાં-પવિત્ર કાર્યોમાં નિત્ય ઉલ્લસિત બન્યા ?**

તમે જો વિધિપૂર્વક 'યથોચિત' પરમાત્માપૂજન કરતા હો તો આ ત્રણ પ્રભાવ તમારા જીવન પર અચૂક પડશે. આ સંદર્ભમાં મને મહામંત્રી પેથડશાહના જીવનનો એક પ્રસંગ યાદ આવે છે.

**મહામંત્રી પેથડશાહનું પરમાત્મપૂજન :**

માલવદેશના યશસ્વી મહામંત્રી પરમાત્મા જિનેશ્વરદેવના પરમ ઉપાસક હતા. તેમના જીવનમા મહત્ત્વપૂર્ણ ધર્માનુષ્ઠાન પરમાત્મપૂજનનું જ વાંચવા મળે છે. જો કે તેમના જીવનમા અપૂર્વ ગુણ સમૃદ્ધિનાં દર્શન થાય છે. તેનો અભ્યાસ કરતાં જાણી શકાય છે કે એક પણ ધર્માનુષ્ઠાન વિધિપૂર્વક, આદરપૂર્વક અને ભાવપૂર્ણ હૃદયથી કરવામા આવે તો જીવન પર તેનો અપરિમેય પ્રભાવ પડે છે. તે હંમેશા મધ્યાહ્નકાળે પરમાત્મપૂજન કરતા. પૂજનનો સમય પણ મધ્યાહ્નનો જ છે. સ્નાનાદિથી શરીર શુદ્ધ કરી, શુદ્ધ અને સ્વચ્છ કપડા પહેરીને, યથોચિત પૂજનસામગ્રી લઇને તે પરમાત્માના મંદિરે જતા. 'નિઃસીહિ' બોલી પ્રવેશ કરવો, પરમાત્માને ત્રણ પ્રદક્ષિણા દેવી, ત્રણવાર પ્રણામ કરવા, અંગપૂજા અને અગ્રપૂજા કરવી. ભાવપૂજામાં પ્રવૃત્ત થવા માટે ઉત્તરીય વસ્ત્રના છેડાથી જમીનની પ્રમાર્જના કરવી. પરમાત્માની મૂર્તિ સામે જ નજર સ્થિર કરવી, સૂત્રપાઠનું શુદ્ધ ઉચ્ચારણ કરવું, સૂત્રના અર્થ અને ભાવ સાથે મનને જોડવું. પર-

આત્મસ્તવનામાં લીન-તલ્લીન બનવું, 'પ્રાર્થના સૂત્ર'ના માધ્યમથી માર્ગાનુસારિતાથી માંડી નિર્વાણ સુધી માંગવું અને હૈયે અપૂર્વ ભવોલ્લાસથી સભર બની ઘરે પાછા ફરવું-આ તેમનું રોજનું ધર્માનુષ્ઠાન હતું.

માનવું જ પડશે કે આ પવિત્ર ધર્માનુષ્ઠાનના પ્રભાવથી જ પેથડશાહ ક્યારેય દુ:ખોમાં ગભરાયા નથી, દીન બન્યા નથી. દુ:ખ અને સંકટ તો દરેક માણસના જીવનમાં આવે છે પરંતુ થોડાક જ ધીર અને વીર પુરુષ હોય છે કે જે દુ:ખના પ્રસંગે દીન નથી બનતા અને રોકકળ કે હાયવોય નથી કરતા. જેની પરમાત્મ-શ્રદ્ધા આત્માના એક એક પ્રદેશમા વણાઇ ગઇ હોય તેને કઈ વાતનો ભય ? એ તો અભય હોય છે અને બીજાને પણ અભય કરે છે મહામંત્રી પેથડશા એવા જ ધીર વીર મહાપુરુષ હતા. તે નિર્ભય હતા ગુણીજનોનો આદર કરનારા અને પોતાના ઉચિત કર્તવ્યો કરવામાં નિત્ય ઉત્સાહી અને ઉમંગી હતા. ક્યારેય કોઈ ધર્માનુષ્ઠાનમાં આળસ નહિ. કંટાળો નહિ. થાક નહિ. પરમાત્મપૂજનના વિધિપૂર્વક ધર્માનુષ્ઠાનનો આ પ્રભાવ હતો તે ભૂલશો નહિ. અલબત્ વિધિ તેમના માટે સહજ-સ્વાભાવિક બની ગઈ હતી. તેમને એ વિચાર પણ નહિ આવતો હોય કે મારે આવી વિધિનું પાલન કરવાનું છે ! પરમાત્માની મૂર્તિના માધ્યમથી પેથડશાહ પરમાત્માના જ દર્શન કરતા હશે. નહિ તો પાષાણની પ્રતિમામાં આટલી બધી તલ્લીનતા સંભવે જ શેની ?

પેથડશા પરમાત્માની પુષ્પ-પૂજા કરતા ત્યારે પરમાત્મા સાથે એટલાં બધાં તદ્રૂપ અને તદાકાર બની જતા કે તેમની બાજુમાં કોણ ઊભું છે, કોણ બેઠું છે, તેનું પણ તેમને ધ્યાન ન રહેતું. જયસિંહ માંડવગઢનો રાજા હતો. બીજા કેટલાક ઈર્ષાળુ રાજપુરુષોએ પેથડશાહ વિરુદ્ધ રાજાના કાન ભંભેર્યા. રાજાને મહામંત્રી પર પૂરો વિશ્વાસ હતો, અદેખા લોકોએ રાજાને કહ્યું : 'મહારાજ ! આપ ભલે પેથડશા પર વિશ્વાસ રાખો પરંતુ તે આપને પદભ્રષ્ટ કરી તમારી રાજગાદી પચાવી પાડવા પેંતરા રચે છે.' રાજાએ પૂછ્યું : 'આનો કોઈ

પુરાવો છે તમારી પાસે? તમારા કહેવાથી હું આવી વાત માની શકું નહીં, હોય તો પુરાવો હાજર કરો।'

**પેથડશાહની વિરુદ્ધ ષડ્યંત્ર :**

રાજા જયસિંહ બુદ્ધિશાળી હતો. તે સમજતો હતો કે પેથડશાની કીર્તિ દિન પ્રતિદિન વધી રહી છે. રાજ્યની પ્રજાને પેથડશાના પ્રત્યે અમાપ પ્રેમ અને આદર છે. આથી બીજા રાજપુરુષોના હૈયે ઈર્ષ્યાની આગ સળગી છે. **બીજાની પ્રગતિ જોઈને, બીજાની ઉન્નતિ જોઈને રાજી થનારા માણસો બહુ ઓછા હોય છે, આ સંસારમાં.** ઈર્ષ્યાથી પ્રેરાઈને માણસ સાવ ખોટા આરોપ મૂકે છે. યશકીર્તિના શિખર પરથી ગબડાવી મૂકવા તે પોતાના બધા જ પ્રયત્ન કરે છે. અદેખા રાજપુરુષોની વાત રાજાએ સાંભળી લીધી પણ પુરાવો-આધાર માંગ્યો. રાજપુરુષોએ કહ્યું : 'મહારાજા મહામંત્રી પરમાત્માની પૂજા માટે મધ્યાન્હ સમયે મંદિરે જાય છે ત્યારે તે ત્યાં બીજા શત્રુ રાજાઓને મળે છે અને આપના વિરૂદ્ધ ષડયંત્ર રચે છે. આપ મહામંત્રી પર વધુ પડતો વિશ્વાસ ન મૂકો.'

રાજપુરૂષોની આ વાત સાંભળી રાજાના મનમાં પેથડશા વિરૂદ્ધ જરાય શંકા ન થઈ. મહામંત્રીની નિષ્ઠામાં સહેજ પણ સંદેહ ન થયો. રાજપુરૂષોને વિદાય કરીને રાજાએ મધ્યાહ્નના સમયે જિનમંદિરે જવાનો નિર્ણય કર્યો. મધ્યાહ્નનો સમય થયો. પેથડશા જે જિનમંદિરે જતા હતા ત્યાં તે જઈ પહોંચ્યો. મંદિરમાં જતાં તેણે જે દૃશ્ય જોયું તેથી આનંદથી તે પુલકિત થઈ ગયો. આંખોમાં હર્ષના આંસુ આવી ગયાં. જિનમંદિરમાં પ્રશમ-રસથી પરિપૂર્ણ પરમાત્માની નયનરમ્ય પ્રતિમા હતી. એ પ્રતિમા સામે મહામંત્રી પેથડશા અપ્રમત્તપણે એકાગ્ર બની બેઠા હતા અને પુષ્પપૂજા કરી રહ્યા હતા. પરમાત્માને સુગંધી પુષ્પોથી સજાવી રહ્યા હતા. પેથડશાની નજર પરમાત્માની પાવનકારી પ્રતિમા પર સ્થિર હતી. શુદ્ધ ઘીના દીપક પ્રજ્વળી રહ્યા હતા. સુગંધી ધૂપની સુવાસથી મંદિર મઘમઘી રહ્યું હતું. વાતાવરણ એટલું બધું તો આહ્‌લાદક હતું કે રાજા જયસિંહનું તન-મન પ્રફુલ્લિત બની રહ્યું. જરા પણ અવાજ ન

થાય તેમ ચૂપચાપ તે મહામંત્રીની પાસે પહોંચી ગયો. ઈશારાથી ત્યાં બેઠેલા એક પુરૂષને દૂર જવાનું જણાવી રાજા પોતે તેના સ્થાને બેસી ગયો. રાજાએ પુષ્પોને અનુક્રમમાં ગોઠવવાનો પ્રયત્ન કર્યો પણ ગોઠવી ન શકયો. ખોટા ક્રમમાં પુષ્પ હાથમાં આવ્યું એટલે પેથડશાએ મોં ફેરવીને જોયું તો ત્યાં પોતાના માણસના બદલે રાજાને બેઠેલો જોયો! ક્ષણભર તો રાજાને એ જોઈ જ રહ્યા! પરંતુ રાજાએ તુરત પેલા માણસને ફરી તેના સ્થાને બેસાડયો અને પુષ્પપૂજા પૂરી કરવા કહ્યું. રાજા પોતે મંદિરની બહાર આવી ગયો. રાજાના મનમાં અનેક વિચાર ઉભરાવા લાગ્યા.

'આવો પરમાત્મભક્ત મહામંત્રી શું કયારેય પણ વિશ્વાસઘાત જેવું ઘોર પાપ કરે ખરો? કદી નહિ. પરમાત્મ-પૂજનમાં આટલી તલ્લીનતા વિશ્વાસઘાતીના જીવનમાં આવી શકે જ નહિ. કારણ કે પાપીનું મન ચંચળ અને અસ્થિર હોય છે. મહામંત્રીના મનમાં રાજ્યની લાલસા હોય તો તે આટલા નિશ્ચળ અને સ્થિર ચિત્ત રહી શકે જ નહિ. આટલી પ્રસન્નતા અને પવિત્રતા તેમના ચહેરા પર છલકાઈ જ ન શકે. મારૂં સૌભાગ્ય છે કે મને આવો ગુણસમૃદ્ધ મહામંત્રી મળ્યો છે!'

## ઇર્ષ્યા માનવસહજ નિર્બળતા :

પેથડશાની પરમાત્મપૂજાએ રાજાને પ્રભાવિત કર્યો. રાજાના મનમાં આ પ્રસંગથી પેથડશા પ્રત્યેનો આદર દ્વિગુણિત બન્યો રાજાએ એ ઈર્ષાળુ રાજપુરૂષોને સેવામાંથી હાંકી કાઢયા. પેથડશાને એ રાજપુરૂષો પ્રત્યે પણ કોઈ દ્વેષ ન થયો. માનવસહજ નિર્બળતાને તેઓ જાણતા હતા. ઈર્ષ્યા માનવ સહજ નિર્બળતા છે. બીજાનો ઉત્કર્ષ જોઈને પ્રસન્ન થનાર ગુણવાન પુરૂષ તો સંસારમાં ગણ્યાં ગાંઠયાં જ! તેમાં પણ આ તો રાજકારણ! રાજકારણમાં તો એકબીજાના પગ ખેંચવાની જ રમત ચાલતી હોય છે. 'બીજાને ખુરસી પરથી ઉઠાડો અને હું બેસી જાઉં,' આમ જ ચાલે છે ને રાજકારણમાં?

**સભામાંથી :** અનુષ્ઠાન 'યથોદિત' કરવું જોઈએ, એમ કરવાથી લાભ પણ સારો મળે છે; એ બધું ખરૂં. પરંતુ માનો કે 'યથોદિત' અનુષ્ઠાન ન કર્યું તો શું નુકશાન થાય છે?

**મહારાજશ્રી :** અવશ્ય! નુકશાન જ થશે. તેમાં પૂછવા જેવું છે શું? કોર્ટમાં વકીલે તમને જે પ્રમાણે બોલવાનું કહ્યું હોય તે પ્રમાણે ન બોલો અને મનમાં આવે તે બકો તો નુકશાન થાય કે નહિ? મકાન બાંધવું છે, એન્જીનીયરે જે પ્રકારે કહ્યું હોય એ પ્રકારે ન બાંધો તો નુકશાન થાય કે નહિ?

## દ્રૌપદીને પાંચપતિ કેમ કરવા પડયા?

દ્રૌપદીના પાંચ પતિ હતા. પાંચ પાંડવોની પત્ની હતી. દ્રૌપદી ને તો જાણો છો ને? દ્રૌપદીને કેમ પાંચ પતિ કરવા પડયા? પૂર્વજન્મની એક ઘટના તેનું કારણ છે. કારણ વિના કાર્ય નથી બનતું. કાર્ય છે તો કારણ હોવું જ જોઈએ. દ્રૌપદી પોતાના પૂર્વભવમાં સાધ્વી હતી. તેણે ચારિત્ર ધર્મ અંગીકાર કર્યો હતો. તીર્થંકરોએ, ગણધરોએ જે પ્રકારે ચારિત્રધર્મનું પાલન કરવાનું કહ્યું છે તે પ્રમાણે પાલન કરવું જોઈએ. ચારિત્રનું અનુષ્ઠાન ત્યારે જ ધર્મ બને છે. સાધુનો સંયમધર્મ અને સાધ્વીનો સંયમધર્મ સમાન હોવા છતાંય મર્યાદાઓ ભિન્ન છે. લક્ષ હોય છે વ્રતપાલનનું.

એ સાધ્વીના મનમાં આવ્યું કે 'હું પણ સાધુઓની જેમ શ્મશાનમા જઈને રાતના સમયે ધ્યાન ધરૂં! સાધુ એકલા રાતે શ્મશાને જઇ શકતા હોય તો સાધ્વી શા માટે ન જઈ શકે?' તેમણે પોતાની ગુરૂણીને વાત કરી અને સ્મશાનમાં જઈ ધ્યાન ધરવાની અનુમતિ માગી. ગુરૂણીએ કહ્યું : જો, દરેક બાબતમાં સાધ્વી સાધુનું અનુકરણ નથી કરી શકતી. તારે ધ્યાન ધરવું છે તો આપણા સ્થાનમાં ઉપાશ્રયમાં રહીને કર! રાતના સમયે સાધ્વીએ બંધ મકાનમાં જ રહેવું જોઈએ. એ ન ભૂલ કે આપણું શરીર સ્ત્રીનું છે.'

ગુરૂણીની વાત શિષ્યાના ગળે ન ઉતરી. તેણે કહ્યુ : 'મોક્ષમાર્ગ

તો એક છે, પછી તેમાં ભેદ શા માટે? સાધુ અને સાધ્વીની આચાર. મર્યાદાઓમાં ભેદ કરવો ઉચિત નથી. સાધ્વી પણ કર્મક્ષય કરી મોક્ષમાં જઇ શકતી હોય તો પછી, સાધ્વી એકલી ન રહી શકે. સાધ્વી રાતે મકાનની બહાર ન જઈ શકે, વગેરે નિયમ મને બરાબર નથી લાગતા.'

**સાધનામાં બાધક ભય અને પ્રલોભન:**

શિષ્યાની વાત શાંતિથી સાંભળીને ગુરૂણીએ ખૂબ જ પ્રેમથી કહ્યું: 'તપસ્વિની! સર્વજ્ઞ પરમાત્મા પ્રત્યે શ્રદ્ધા અને વિશ્વાસ હોય તો આવા વિચાર નહિ કરવા જોઇએ, ખૂબજ ગંભીરતાથી અને શાંતચિત્તે વિચારીશ તો તને પોતાને જ પ્રતીતિ થશે કે સંયમ-પાલનના હેતુ માટે આપણા સાધ્વી-સંઘ માટે જે નિયમો બનાવ્યા છે તે ઉચિત છે. સર્વથા ઉચિત છે. **ભય અને પ્રલોભન પર સંપૂર્ણ કાબૂ મેળવ્યા વિના સાધુ પણ શ્મશાન, શુન્યગૃહ વગેરેમાં રાત્રિનિવાસ નથી કરી શકતા. ભય અને પ્રલોભનની વૃત્તિઓ કેટલી ઊંડી છે તે સમજવું જોઈએ. સાધના-માર્ગમાં આ બે વૃત્તિઓ બાધક છે, અવરોધક છે. માણસ સાધના-માર્ગમાંથી શાથી નીચે પટકાય છે? ભય અને પ્રલોભનથી જ.**

ગુરૂણી પોતાની શિષ્યાને જે વાત કહી રહી છે તે ઘણી જ મહત્ત્વની છે. જે કોઇને પણ મોક્ષમાર્ગની આરાધના કરવી છે, કોઇ પણ પ્રકારની સાધના કરવી છે તો તેણે પ્રથમ ભયને જીતવો પડશે તમામ પ્રલોભનોથી છૂટકારો મેળવવો પડશે. જેઓએ ભય પર વિજય મેળવ્યો હતો, નિર્ભય બન્યા હતા એવા મહાત્માઓ રાતે શ્મશાનમાં કે નિર્જનગૃહમાં રહીને ધ્યાન ધરતા હતા. ભય પર વિજય મેળવવાના માર્ગ ધર્મગ્રન્થોમાં બતાવાયા છે. નિર્ભય થવાનો ક્રમિક માર્ગ બતાવાયો છે.

## ધ્યાન માટે શ્મશાનમાં ક્યારે જઈ શકાય ?

પહેલાં મકાનમાં અખંડ રાત ધ્યાનમાં ઉભા રહેવાનો અભ્યાસ કરવો જોઇએ. એ ધ્યાન સહજ-સ્વાભાવિક બની જાય પછી કડકડતી ઠંડી રાતે નિર્વસ્ત્ર બનીને અખંડ રાત ધ્યાનનો અભ્યાસ કરવો જોઇએ. શરીર ઠંડી સહન કરી શકે ત્યાં સુધી ઉભા ધ્યાન કરવાનો અભ્યાસ ચાલુ રાખવો જોઇએ. પછી મકાનની બહાર બારણાં આગળ ઉભા રહીને ઊભાં ઊભાં અકંપ ધ્યાન ધરવાનું. કૂતરા, બિલાડી, ઉંદર, વગેરે જંતુઓ કે પશુઓ કરડે તો પણ હાલવાનું નહિ. ધ્યાનનું સ્થાન બદલવાનું નહિ. આમ સહજતાથી ઉપદ્રવોથી નિર્ભય બન્યા બાદ, શેરીના નાકા પર રાતની વેળાએ કાયોત્સર્ગ ધ્યાન ધરવાનું. અહીં ચોર, ડાકુ, લૂંટારા કે ચોકીદાર આદિ હેરાન કરે, સતાવે તો નિર્ભયતાથી ચલિત થયા વિના ધ્યાન ધરવાનુ ! કેટલાય દિવસો સુધી આ પ્રમાણે રાત્રિ-ધ્યાન ધર્યા બાદ અને તેમાં સહજ સફળ થયા બાદ, નિર્ભય અને નિષ્કંપ રહ્યા બાદ નગરની બહાર નગરના દ્વાર પર ધ્યાનદશામાં રાત્રિ પસાર કરવાની. નગરની બહાર, નગરના પ્રવેશ-દ્વાર પર તો જંગલી પશુઓના ઉપદ્રવ પણ થઇ શકે છે. સાપ જેવા ઝેરીલા જંતુઓના ઉપદ્રવ પણ થઇ શકે છે. એ સમયે નિર્ભય અને નિષ્કંપ રહેવાનો સતત અભ્યાસ કરવાનો. અભ્યાસમાં સફળતા મળ્યા બાદ નિર્જનગૃહો ખંડેરોમા જઇ રાતે ધ્યાન ધરવાનું. ખડા પગે ઉભા રહેવાનું પરમાત્મામાં જ મનને લીન રાખવાનું દેહભાવ ભૂલી જવાનો. ખંડેરોમાં પશુ-પક્ષીઓના જે કંઇ ઉપદ્રવ થાય તેને શાંત ચિત્તે સહન કરવાના. ભૂત-પિશાચ-વ્યંતરના પણ ઉપદ્રવ થઈ શકે છે. એ સમયે જરા પણ ડરવાનું નહિ. ભયભીત નહિ બનવાનું. અહીં ખંડેરોમાં ભય પર વિજય મેળવ્યા બાદ શ્મશાનમાં જઈને કાર્યોત્સર્ગ ધ્યાન કરવાનું છે. શ્મશાનમાં તો અનેક પ્રકારના ઉપદ્રવની સંભાવના હોય છે પરંતુ ત્યાં સાધક સિંહની જેમ નિર્ભય અને અવિચળ રહીને પરમાત્મ-ધ્યાનમાં લીન બની રહે છે.

જે રીતે અને જે પ્રકારે ઉપદ્રવ-ઉપસર્ગ થઇ શકે છે એવાં

સ્થાનોમાં, તેવી રીતે પ્રલોભનો પણ આવી શકે છે! એવા પ્રસંગે વિરાગી અને અનાસક્ત બની રહેવાનું હોય છે. રાગ નહિ! ભય નહિ! અને કહે છે, સાધના! સમજો છો સાધના–માર્ગને? રાગ–દ્વેષ અને ભયથી ઘરમાં બેઠાં બેઠાં શું તમને મોક્ષ મળી જશે? સાધના માર્ગનું માર્ગદર્શન મેળવ્યા વિના, ગમે તેમ સાધના કરવાથી શું તમને સિદ્ધિ મળી જશે? યાદ રાખો, જે કંઇ આરાધના, જે કંઈ સાધના કરવી હોય તેનું માર્ગદર્શન વિશેષજ્ઞ જ્ઞાની પુરુષો પાસેથી મેળવી લઇને કરો. તેમાં તમારૂં ડહાપણ ન ડહોળો. એ સાધ્વી પોતાની ગુરુણીની વાત નથી માનતી. તેના મનમાં પ્રબળ ઇચ્છા જાગ્રત થઇ હતી કે 'શ્મશાનમાં જઇને રાત્રિ વ્યતીત કરું અને રાતભર આત્મધ્યાન કરું.'

## રાત્રે એકલી સાધ્વી શ્મશાનમાં જાય છે!

ધ્યાન કરવાની પ્રબળ ઇચ્છા તો સારી છે પરંતુ 'સ્થાન'નો આગ્રહ ખરાબ છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળનો એવો આગ્રહ નહિ હોવો જોઇએ કે જેથી પોતાના રાગ–દ્વેષ વધુ પ્રબળ અને પ્રગાઢ બની જાય. ધર્મ. આરાધનાનું મૂળ રહસ્ય ભૂલી જઇને, ધર્મના નામે આજ માણુસ દ્રવ્ય, ક્ષેત્ર અને કાળને આગળ ધરીને ભયંકર ઝઘડા કરી રહ્યો છે. એ સમજદારોને કોણ સમજાવે? દ્રવ્ય, ક્ષેત્ર અને કાળને અનુલક્ષીને માર્ગદર્શન આપી શકાય છે. તે માટે ઝઘડવાની કોઇ જ જરૂર નથી. એ સાધ્વીએ શ્મશાનમાં જઇને આત્મધ્યાન ધરવાનો દૃઢાગ્રહ કર્યો ત્યારે ગુરુણીએ કહ્યું: 'જહા સુક્ખ' તને જેમ સુખ લાગે તેમ કર!'

'જહા સુક્ખ' જૈન શ્રમણ–પરંપરાનું અનુપમ સૂત્ર છે. કેટલો સુંદર ભાવ છે આ સૂત્રનો! સમજાવાય તેટલું સમજાવ્યું; કહેવાનું હતું તેટલું કહ્યું, છતાંય તમને માન્યામાં ન આવતું હોય, કહ્યું ગળે ન ઉતરતું હોય તો તમને જેમ સુખ લાગે તેમ કરો! પોતાનું કહ્યુ ન માને તેમના માટે પણ સુખની કામના! કેટલી

ઉંચી વાત અને ભાવના ! એવું નહિ કે 'મારી વાત ન માની તો જા તારૂં અકલ્યાણ થશે. દુ:ખી દુ:ખી થઈ જઈશ. તું નીકળ અહીંથી. દૂર થા મારી નજરથી. આવો કોઈ રોષ ઉકળાટ નહિ. કોઈ તાણ નહિ. કોઇ તંગદીલી નહિ. નો ટેન્શન ! પોતાની ફરજ બજાવી દીધી, પ્રેમથી સમજાવ્યું. તર્કથી સમજાવ્યું. સાચો માર્ગ જણાવી દીધો. છતાંય નથી માનતો તો બીજો શું ઉપાય છે ? હવે તમે જ તમારા સુખનો માર્ગ સમજી લો, નક્કી કરી લો ! પોતાની સારી વાત પણ બીજા ન માને તો તેના અહિતનો વિચાર નહિ કરવો જોઈએ. ગુરૂણી પોતાની શિષ્યાને કહે છે 'જહા સુક્ખ' અને એ સાધ્વી જાય છે, રાતના જાય છે. એકલી જાય છે. શ્મશાનમાં જાય છે. આત્મધ્યાન ધરવા માટે !

## સાધ્વીનું માનસિક પતન થાય છે :

શ્મશાન બહુ દૂર ન હતું. નગરની બહાર નજીકમાં જ હતું. અંધારું થઈ ગયું હતું. શ્મશાનની ભયાનકતાથી તે ભયભીત ન બની તેણે કાયોત્સર્ગ ધ્યાન ધર્યું. નગર તરફ મોં કરીને તે કાયોત્સર્ગ ધ્યાનમાં ઉભી છે. જ્યાં એ ઉભી હતી એની બરાબર સામે દૂર એક મકાન હતું. એ મકાનમાં દીવાની રોશની હતી. મકાનમાંથી સંગીતના મધુર અવાજો રેલાતા હતા. સાધ્વીએ પોતાના મનને આત્મામાં એકાગ્ર કરવાનો પ્રયત્ન કર્યો. પાંચે ઈન્દ્રિયોને આત્મામાં સ્થિર કરવા ભરચક પ્રયત્ન કર્યો, પણ એકાગ્રતા ન આવી શકી. તેનાં કાન રહી રહીને મધુર સંગીત સાંભળવા દોડી જતા મને પણ કાનને સાથ આપ્યો. 'કેવું મધુર સંગીત ! ક્યાંથી આ ગીત અને સૂર સંભળાય છે ?' મને વિકલ્પ કર્યો. વિકલ્પે ચક્ષુરિન્દ્રિયને સતેજ કરી. આંખો ખુલી ગઈ. આંખે સામે જોયું. રોશનીથી ઝગમગતું મકાન દેખાયું. મનના સહારે હવે આંખ અને કાન એ મકાન તરફ જડાઈ રહ્યાં. મન આત્મધ્યાનના બદલે મકાનધ્યાન અને સંગીતધ્યાનમાં ચાલ્યું ગયું.

તમે લોકો માળા ફેરવો છો ને ? પંચ પરમેષ્ઠિનું ધ્યાન ધરતાં ધરતાં તિજોરીધ્યાનમાં પહોંચી જાવ છો ને ? રસોઈઘરમાં મન જતું

રહે છે ને? કેવા કેવા વિચાર-પ્રવાહમાં તણાઇ જાઓ છો? **આત્મધ્યાનમાં સ્થિરતા પામવા માટે ઇન્દ્રિયવિજય અતિ આવશ્યક છે.** ઇન્દ્રિયોની ચંચળતા આત્મધ્યાનમાં સ્થિર રહેવા નથી દેતી. એ સાધ્વીનું મન પણ ચંચળ થઇ ગયું. જે મકાન તરફ એ સાધ્વી આંખ માંડી રહી હતી એ મકાન એક વેશ્યાનું હતું. વેશ્યા મકાનના ઝરુખે આવીને બેઠી. વિવિધ શૃંગારથી તેણે પોતાનો દેહ શણગાર્યો હતો. તેની આસપાસ પાંચ પુરુષ બેઠા હતા. એ પાંચેયની સાથે વેશ્યા હાસ્ય-વિનોદ કરી રહી હતી. પાંચે પુરૂષ વેશ્યાને પ્રસન્ન કરવા વિવિધ ચેષ્ટાઓ કરી રહ્યા હતા. સાધ્વી આ વિલાસી દૃશ્ય એકાગ્રતાથી જુએ છે. તેમના હસવાના અવાજ સાંભળે છે અને તેથી તેનું મન વિકલ્પોની જાળ ગુંથવા માંડયું.

'આ સ્ત્રી કેટલી પુણ્યશાળી છે! પાંચ પાંચ પુરૂષોનું તેને એક સાથે સુખ મળી રહ્યું છે! એ પુરૂષો તેને કેટલો બધો પ્રેમ કરે છે! ખરેખર એ સ્ત્રી કેટલી બધી સૌભાગ્યશાળી છે!'

સાધ્વીને એ દૃશ્ય સારું લાગ્યું. સ્ત્રી-પુરૂષની મોહચેષ્ટાઓ તેને ગમવા લાગી. માણસનો આ સ્વભાવ છે તેને જે ગમવા લાગે તે મેળવવા તે આતુર-આકુળવ્યાકુળ બની જાય છે. સાધ્વી પણ વિચારે છે: 'મને પણ આવું સુખ જોઈએ. પણ હું તો સાધ્વી છું. આ જીવનમાં તો આવું સુખ મને મળે તેમ નથી, પરંતુ આવતા જન્મમાં મને મળી શકે! મારી તપસ્યાના ફળસ્વરૂપે મને જરૂર આવું સુખ મળી શકે. મારે આવતા ભવે બસ, આવું જ સુખ જોઈએ છે....'

સાધ્વીનું ચિત્ત વૈષયિક ભોગસુખ પ્રત્યે અત્યંત આકૃષ્ટ થઈ ગયું. મન વ્યગ્ર બની ગયું. ચિત્ત વિહ્વળ બની ગયું. તેના મનમાં, રોશનીથી ઝગમગતું મકાન....એ ઝરુખો....એ સ્ત્રી....પાંચ પુરુષ... એ બધાની મોહચેષ્ટાઓ બધું છવાઈ ગયું. બહારથી દેખીતી રીતે તો એ ઉત્કૃટ ધર્મસાધનામાં નિમગ્ન હતી. શ્મશાનમાં કાયોત્સર્ગ ધ્યાનમાં ખોવાઇ ગઇ હતી.

સાધ્વીએ 'યથોહિત'નું ઉલ્લંઘન કર્યું! જિનાજ્ઞાનો ભંગ કર્યો. શ્મશાનમાં રાતના સમયે સાધ્વીએ એકલા ન જવું જોઈએ, છતાંય તે ગઈ હતી. જિનાજ્ઞાનું આ ઉલ્લંઘન હતું. શું પરિણામ આવ્યું તેનું? તેના મનમા સંસારસુખની વાસના દૃઢ થઇ ગઈ. તેણે મનમાં સંકલ્પ કર્યો: મારી તપસ્યાના ફળસ્વરૂપે મને આવતા ભવમાં પાંચ પુરૂષનું સુખ મળે!' તેણે તપસ્યાનો સોદો કર્યો. મહાન કર્મનિર્જરા કરનાર તપશ્ચર્યાનું લિલામ કરી નાખ્યું. તેને સંસારના તુચ્છ અસાર ભોગસુખ આપીને તપશ્ચર્યા સમાપ્ત થઈ ગઈ.

કેમ થયું આમ? પતન શાથી થયું? પ્રલોભને એ સાધ્વીને પછાડી. એ વેશ્યાના વિલાસનું દર્શન સાધ્વીના માટે પ્રબળ પ્રલોભન બની ગયું. ભય અને પ્રલોભન પર વિજય મેળવ્યા વિના સાધનામાં સિદ્ધિ પ્રાપ્ત નથી થઈ શકતી. જ્ઞાની પુરૂષોએ મોક્ષમાર્ગની જે આરાધના બતાવી છે, તેના જે નીતિ-નિયમ બતાવ્યા છે, વિધિ-વિધાન બતાવ્યા છે તે એ દૃષ્ટિકોણથી બતાવ્યા છે કે સાધક ભય અને પ્રલોભનમાં લપસીને પટકાય નહિ. આપણે ઊંડાણથી વિચારવું જોઈએ. તો વિધિ પ્રત્યે, મર્યાદાઓ પ્રત્યે અરૂચિ નહિ થાય, તિરસ્કાર નહિ થાય-આમ આ પ્રમાણે જિનાજ્ઞાને ધ્યાનમાં રાખીને જ્ઞાની પુરૂષોએ બતાવેલ માર્ગે ચાલો અને આત્મકલ્યાણની સાધના કરો એ જ શુભ કામના. આજે આટલું જ—

* ગુણવાન બનવું હજી સરળ છે, ગુણાનુરાગી બનવું સરળ નથી. બીજા મનુષ્યમાં ગુણ જોઈ રાજી થાઓ છો?

* જે જડ કે ચેતન વસ્તુ માણસના શુભ અને શુદ્ધ ભાવોની જાગૃતિમાં નિમિત્ત બને છે, તે નિમિત્ત માણસ માટે દર્શનીય, પૂજનીય અને વંદનીય બને છે.

* તીવ્ર રાગ-દ્વેષથી એકપણ પાપ ન કરો. પાપને પાપ માનો. પાપત્યાગને આદર્શ બનાવો. હૈયે પાપાચરણનું તીવ્ર દુઃખ રાખો.

* માતાપિતાનો સંતાનો સાથેનો અનુચિત વ્યવહાર સંતાનોને ધર્મવિમુખ કરી દે છે. તેમનાં મન વિદ્રોહી બની જાય છે. માટે સારી ભાવનાની અભિવ્યક્તિ સારા શબ્દોમાં કરો.

* સંઘર્ષ વિના શાન્તિ નહીં, શક્તિ વિના સિદ્ધિ નહીં.

## પ્રવચન-૯

યાકિનીમહત્તરાસુનુ મહાન્ શ્રુતધર આચાર્યશ્રી હરિભદ્રસૂરીશ્વરજી 'ધર્મબિન્દુ' ગ્રન્થમાં ધર્મનું સ્વરૂપ સમજાવતાં ફરમાવે છે કે,

" वचनाद्यदनुष्ठानमविरुद्धाद्यथोदितम् ।
मैत्र्यादिभावसयुक्तं तद्धर्म इति कीर्त्यते ॥

આ ગ્રન્થમાં આચાર્યશ્રી અનુષ્ઠાનાત્મક ધર્મની વ્યાખ્યા આપી રહ્યા છે, તે ધ્યાનમાં રાખજો. અનુષ્ઠાનાત્મક ધર્મને વ્યવહાર-ધર્મ

પણ કહી શકાય. ક્રિયાત્મક ધર્મ પણ કહી શકાય. અલબત્ ક્રિયાત્મક ધર્મ ભાવશૂન્ય નથી હોતો. ભાવશૂન્ય ક્રિયા અનુષ્ઠાનધર્મ નથી બની શકતી. આપણા જીવનની દરેક ક્રિયા ધર્મ બની શકે છે, જો એ ક્રિયા-અનુષ્ઠાન ૧ અવિરુદ્ધ વચનથી પ્રમાણિત હોય, ૨ જે પ્રકારે એ અનુષ્ઠાન કરવાનું શાસ્ત્રમાં વિધાન હોય એ જ પ્રમાણે તે કરવામાં આવે, ૩. એ અનુષ્ઠાન મૈત્રી, પ્રમોદ કરૂણા અને માધ્યસ્થ ભાવ સાથે કરવામાં આવે તો.

## ધર્મમય જીવન જ શાન્તિપૂર્ણ બને :

માત્ર ધાર્મિક ક્રિયાઓની જ વાત નથી જીવનની દરેક ક્રિયાને ધર્મની આ પરિભાષા સ્પર્શ કરે છે. ગ્રન્થકાર મહાત્માએ આજ ગ્રન્થમાં એ ક્રિયાઓ બતાવી છે અને તેનું માર્ગદર્શન આપ્યું છે. મકાન ક્યાં અને કેવું બનાવવું, લગ્ન કોની સાથે અને ક્યારે કરવા, ધનપ્રાપ્તિ કેમ કરવી વગેરે વાતોનું ગ્રન્થકારે યથોચિત માર્ગદર્શન આપ્યું છે. તમે લોકો જો આ માર્ગદર્શન પ્રમાણે જીવન જીવો તો તમારૂં સમગ્ર જીવન ધર્મમય બની શકે છે. જીવનને ધર્મમય બનાવવા ઇચ્છો છો ને? ધર્મમય જીવન જ શાતિપૂર્ણ હોઈ શકે છે. તમે આ પ્રમાણેના ધર્મમય જીવનથી ભયમુક્ત બનશો, દ્વેષરહિત બનશો અને અખિન્ન બનશો. ધર્મમય જીવનના આ પ્રત્યક્ષ લાભ છે. બે-ચાર ધર્મક્રિયા કરવા માત્રથી જીવન ધર્મમય નથી બની જતું.

**સભામાંથી :** અમે લોકો તો એમજ માનીએ છીએ કે બેચાર ધર્મક્રિયા કરવાથી ધાર્મિક બની જવાય છે.

**મહારાજશ્રી :** એ માન્યતા તમારે બદલવી પડશે. આ માન્યતા ભ્રાન્તિપૂર્ણ છે. મિથ્યા છે. અરે! બે-ચાર ધર્મક્રિયા પણ તમે કેવી રીતે કરો છો? વિધિપૂર્વક કરો છો? ભાવપૂર્ણ હૃદયથી કરો છો? ઔચિત્ય જાળવીને કરો છો? તમે તમારી જાતને ધાર્મિક કેવી રીતે માની લીધી? દુ:ખોનો ભય તમને સતાવે છે ને? ગુણવાન પુરૂષો પ્રત્યે દ્વેષ થઈ જાય છે ને? ધર્મક્રિયા કરતા ખેદ, ગ્લાનિ, થાક, કંટાળો અનુભવો છો ને? ધાર્મિક માણસના જીવનમાં આ

બધાંને સ્થાન નથી હોતું. ધાર્મિક માણસનું જીવન ઔચિત્યપૂર્ણ હોય છે. તે સર્વત્ર ઔચિત્યનું પાલન કરે છે. તેના જીવનમાં અનુચિત પ્રવૃત્તિ નથી હોતી. કેમ બરાબરને? છે તમારું આવું જીવન?

**ગુણાનુરાગી બનવું કઠીન છે :**

માંડવગઢના મહામંત્રી પેથડશાના જીવનની એક રોચક અને બોધક ઘટના છે. માળવામાં એ સમયે તામ્રાવતી નગરીમાં ભીમ નામનો સોનાનો વેપારી રહેતો હતો. એ શ્રીમંત-ધનાઢ્ય તો હતો જ, સાથોસાથ તે પરમ ગુરૂભકત પણ હતો. પોતાના ગુરૂદેવનું સ્વર્ગગમન થતાં તેને એટલો ઊંડો આઘાત થયો કે તેણે અન્નનો ત્યાગ કર્યો અને સંપૂર્ણ બ્રહ્મચર્યવ્રતનું પાલન કરવા લાગ્યો. એક દિવસ તેના મનમાં ભાવના જાગી કે 'મારા દેશના બધાજ બ્રહ્મચારી સ્ત્રી પુરૂષોનું સન્માન કરૂં.' તેણે દરેક બ્રહ્મચારીને પાંચ પાંચ વસ્ત્ર અને એક રેશમી વસ્ત્ર પરમાત્મપૂજન માટે મોકલ્યા. બ્રહ્મચારીને બીજા બ્રહ્મચારી માટે પ્રેમ હોય છે. જે ગુણ, જે ધર્મસાધના તમને પ્રિય હોય છે, તે ધર્મસાધના, એ ગુણ બીજાના જીવનમાં તમે જુઓ તો તમને શું થાય છે? પ્રસન્નતા અનુભવો છો ને? તેમની ભકિત કરવાના ભાવ હૈયે જાગે છે ને? તમારા હૈયાને તપાસો. તમારા જીવનનું ચિંતન કરો. ગુણવાન બનવું હજી સરળ છે પણ ગુણાનુરાગી થવું એટલું સરળ નથી! પિતા સ્વયં બ્રહ્મચારી હોય અને તેનો છોકરો બ્રહ્મચારી બનવા ઈચ્છે તો એ પિતા પુત્રને શું કહેશે?

**સભામાંથી :** ના પાડશે. 'નાની ઉંમરમાં બ્રહ્મચર્યનું પાલન નથી કરવાનું,' એમ કહેશે.

**મહારાજશ્રી :** આનો અર્થ તો એ થયો કે બ્રહ્મચર્ય વ્રત સારું છે એટલા માટે પિતાએ વ્રત નથી લીધું પણ ભોગસુખ ભોગવવાની શકિત નથી રહી એટલે વ્રત લીધું છે! શકિત હશે ત્યાં સુધી એ વ્રત નહિ લે! કેમ બરાબર ને? નહિ તો યુવાન પુત્રને બ્રહ્મચારી થવા માટે બ્રહ્મચારી પિતા કદી ના પાડે ખરા? બ્રહ્મચર્ય-વ્રત જેને પ્રિય લાગ્યું અને એ વ્રત લીધું તો એવો પિતા

પોતાના સંતાનોના લગ્નમાં પણ ભાગ ન લે. કર્તવ્યથી ભાગ લેવો પડે તો પણ એ લગ્નના વ્યવહારમાં નિરસ જ રહેવાનો. ઉદાસીન ભાવે જ પોતાનું કર્તવ્ય પૂરું કરવાનો. તેને બ્રહ્મચર્યવ્રત ધારણ કરનાર બધા ખૂબ જ વ્હાલા લાગવાના. બ્રહ્મચર્યવ્રત તો ઉદાહરણ રૂપે કહું છું. કોઈપણ ગુણ જે પોતાનામાં હોય, એ ગુણ બીજાનામાં જોઇને આનંદ જ થવો જોઇએ. ગુણવાન પુરૂષો પ્રત્યે સ્નેહ અને સદ્ભાવ હોવા જોઇએ. જો સ્નેહ અને સદ્ભાવ હૈયે ન જાગે તો સમજવું કે તમારૂં મન ધાર્મિક નથી બન્યું.

**સભામાંથી :** અમે લોકો તો ગુણવાનોમાં પણ દોષ જોઇએ છીએ!

**મહારાજશ્રી :** તમે લોકો ઘણા બધા બુદ્ધિશાળી છો ને? ગુણવાન પુરુષોમાં પણ દોષ જોનારા અને દ્વેષ કરનારા ધર્મક્ષેત્રમાં પ્રવેશ કરવા માટે પણ અયોગ્ય છે. પરંતુ આજે તો એવા લોકો જ મોટાભાગે ધર્મક્ષેત્રમાં જોવા મળે છે ને? કારણ કે તેમને કોઇ રોકનાર નથી, જેના મનમાં આવ્યું તે ઘૂસી આવ્યા ધર્મક્ષેત્રમાં! ઘોર અવ્યવસ્થા પેદા થઇ છે આજે. ધર્મક્ષેત્રમાં આજે એવા અયોગ્યને બહાર કાઢનાર કોઈ નથી અને યોગ્ય આત્માર્થીની કદર કરનાર કોઇ નથી!

## ભીમશ્રાવક પેથડશાહને ભેટ મોકલે છે:

મહાનુભાવ ભીમ પોતે બ્રહ્મચારી હતા. બ્રહ્મચર્ય-વ્રત તેને ખૂબજ વ્હાલુ હતું. આથી બીજા બ્રહ્મચારી પણ તેમને વ્હાલા હતા તેમનું સન્માન કરવાની ભાવના જાગી. બધા જ બ્રહ્મચારીને વસ્ત્ર મોકલ્યા તેમ મહામંત્રી પેથડશાને પણ વસ્ત્ર મોકલ્યા. જો કે પેથડશા બ્રહ્મચારી ન હતા. પરંતુ તત્કાલીન જૈન સંઘના તે સર્વમાન્ય શ્રેષ્ઠ શ્રાવક હતા. આથી ભીમે તેમને પણ વસ્ત્રો ભેટ મોકલ્યા. ભીમે પોતાના બે મિત્રોને વસ્ત્રો લઈને માંડવગઢ મોકલ્યા હતા. એ બંને માંડવગઢ પહોંચ્યા. પેથડશાની હવેલી પર પહોચીને બંને મિત્રોએ

ભીમનો સંદેશો જણાવ્યો તો તે સાંભળીને પેથડશા ગદ્‌ગદ્‌ થઈ ગયા. ભીમના માટે તેમના હૈયે અનહદ પ્રેમ ઉભરાઈ આવ્યો. પણ મહામંત્રીએ ભીમની ભેટ એમને એમ ન સ્વીકારી. તેમણે બંને આગંતુકોને કહ્યું : 'હું તમારા બંનેનું સ્વાગત કરું છું. આપ મહાનુભાવ ભીમ તરફથી ઉત્તમ ભેટ લઈને આવ્યા છો, તેનો સ્વીકાર હું અહીં નહિ કરું. આપ નગરની બહાર ધર્મશાળા છે ત્યાં પધારો. આ ભેટનું હું ઉચિત સ્વાગત કરીશ અને પછી તેનો સ્વીકાર કરીશ.

પેલા બંને આગંતુકોને આ સાંભળી ઘણું જ આશ્ચર્ય થયું. 'મહામંત્રી આ વસ્ત્રોનું સ્વાગત કરશે ?' બિચારા ! મહામંત્રીના ભવ્ય આદર્શને તેઓ કેવી રીતે સમજી શકે ? મહાપુરૂષોનો સંકેત હરકોઈ માણસ સમજી નથી શકતો. તમે સમજી શક્યા છો મહામંત્રીના સંકેતને ? હવેલી પર તેમણે શા માટે ભેટનો સ્વીકાર ન કર્યો ? પેલા બે આગંતુકો પાસેથી મહામંત્રીએ મહાનુભાવ ભીમના જીવન વિષે ઘણી વાતો સાંભળી હતી. એ સાંભળતા સાંભળતાં મહામંત્રીના હૈયે વૈષયિક સુખો પ્રત્યે વૈરાગ્ય જન્મ્યો હતો. ઉત્તમ ભાવના જાગ્રત થઈ હતી. પેલી ભેટ ઉત્તમ ભાવનાને જગાડવામાં નિમિત્ત બની હતી આવા શુભ નિમિત્તનો આદર-સત્કાર કરવો જોઈએ કે નહિ ? **જે જડ કે ચેતન વસ્તુ માણસના શુભ અને શુદ્ધ ભાવોની જાગૃતિમાં નિમિત્ત બને છે તે નિમિત્ત માણસ માટે દર્શનીય, પૂજનીય અને અભિનંદનીય બને છે. પછી ત્યાં જડ-ચેતનનો ભેદ નથી કરાતો.**

## સારાં નિમિત્તોનો ઉપકાર માનો :

કેટલાક લોકો એવો તર્ક કરે છે કે 'પરમાત્માની મૂર્તિ તો જડ હોય છે, પથ્થર કે ધાતુની હોય છે, તેનાથી શું મળવાનું છે ? પથ્થરની ગાય દૂધ નથી આપતી....' કેટલો મૂર્ખતાપૂર્ણ તર્ક છે આ ! શિલ્પી પથ્થરની ગાય બનાવી ને બજારમાં વેચે છે તો દૂધ તો શું હજારો રૂપિયા તે કમાય છે. પરમાત્માની મૂર્તિ ભલે જડ હોય પરંતુ આપણા રાગ-દ્વેષના દુર્ભાવોને તે મટાડે છે અને વૈરાગ્ય

તથા ભક્તિભાવ વગેરે શુભ ભાવ જાગ્રત કરે છે. અર્થાત્ શુભ ભાવોની જાગ્રતિમાં તે નિમિત્ત બને છે. આથી એ મૂર્તિ દર્શનીય, અને પૂજનીય બને છે. જેનાથી આપણને શુદ્ધ ભાવોની પ્રાપ્તિ થાય, આપણા માટે તે વંદનીય અને પૂજનીય બને છે. જેનાથી આપણને શુભ ભાવોની પ્રાપ્તિ થાય. તે આપણા માટે વંદનીય અને પૂજનીય ! આ કૃતજ્ઞતા ગુણ છે. ઉપકારી પ્રત્યે સન્માનની દૃષ્ટિ, પૂજ્યદૃષ્ટિ થયા વિના આપણે ધાર્મિક નથી બની શકતા. શું માનવતાથી પણ ગયા ' ! નિમિત્તનો ઉપકાર તો માનવો જ પડશે. નિમિત્તને જો ઉપકારી નહિ માનો તો પછી ગુરુને પણ ઉપકારી નહિ માની શકો. ગુરૂ પણ નિમિત્ત માત્ર છે.

**સભામાંથી :** ગુરૂ તો ચેતન છે ને?

**મહારાજશ્રી :** તો જેટલા ચેતન છે તે સૌને ગુરૂ માની લો! કૂતરો પણ ચેતન છે, તેને ગુરૂ માની લો! કૂતરા અને ગધેડામાં ચૈતન્ય હોવા છતાંય તેને કેમ ગુરૂ નથી માનતા? કારણ કૂતરો કે ગધેડા તમારા મનમાં ઉચ્ચભાવ પેદા નથી કરતા. અર્થાત્ ઉત્તમ ભાવોની જાગ્રતિમાં તે નિમિત્ત નથી બનતાં. હા, કોઇના આત્મવિકાસમાં કૂતરો પણ નિમિત્ત બની જાય તો એ કૂતરો પણ ગુરૂ બની જાય. નિમિત્ત જડ છે કે ચેતન, તે મહત્ત્વનું નથી. મહત્ત્વનું તે છે કે કોણ શુભ ભાવ જગાડે છે!

મહામંત્રી પેથડશાના હૈયે બ્રહ્મચર્ય-વ્રત પ્રત્યે આદર હતો. આથી બ્રહ્મચારી ભીમ શ્રાવક પ્રત્યે પણ આદર હતો. અને આ કારણે જ એ બ્રહ્મચારીની ભેટ પ્રત્યે પણ આદરભાવ જાગ્યો હતો. ખરેખર જો આપણે ગુણના રાગી હોઇએ તો ગુણીજનો પ્રત્યે આપણને આદરભાવ થવાનો જ. ગુણવાન પુરૂષોની ઈર્ષ્યા થાય, તેમના પ્રત્યે તેજોદ્વેષ તિરસ્કાર આદિ કુત્સિત ભાવ હૈયે જાગે તો સમજવું કે આપણે ગુણાનુરાગી નથી, બ્રહ્મચર્ય એક ઉત્તમ ગુણ છે. એ ગુણ માટે આપણને આદર અને અનુરાગ છે, તો એ ગુણ જે જે વ્યક્તિમાં દેખાય તે તે વ્યક્તિ માટે આદર થવાનો જ. અને જે વ્યક્તિ માટે

આદરભાવ હશે તે વ્યકિતની મામુલી ભેટ પણ આપણે સહર્ષ સ્વીકારવાના.

## વીતરાગમાં પણ દોષ જોવાની દૃષ્ટિ :

તમે લોકો આત્મનિરીક્ષણ કરશો તો તમને જણાશે કે તમારામાં ગુણાનુરાગ છે કે નહિ. ગુણવાન પુરૂષો માટે અદ્વેષ છે કે વિદ્વેષ? હા, એક વાત બરાબર યાદ રાખો. આ સંસારમાં કોઇપણ માણસ દોષરહિત ગુણવાન નહિ મળે. તમે કેવા છો? દોષરહિત ગુણવાન છો? હું તો એવો દોષરહિત ગુણવાન નથી. તમે લોકો જો હો તો મને કહો. તમને દોષરહિત ગુણવાન જાણીને મને ખૂબજ પ્રસન્નતા થશે. એક પણ દોષ ન હોય અને માત્ર ગુણ હોય એવી વ્યકિત તો માત્ર વીતરાગ જ હોઈ શકે. માત્ર વીતરાગ જ સર્વગુણ સંપન્ન હોય છે. પણ આજે વીતરાગ પણ જો અહીં આવી જાય તો તેમનામાં ય તમે દોષ જોઇ લેવાના! છે ને આવી પાવરફુલ દોષદૃષ્ટિ તમારી પાસે?

## પાપોને પાપ જ માનો, ભલે આચરતા હો!

ભલે બીજા માણસમાં દોષ હોય, તમે તે દોષ ન જુઓ. તમારે માત્ર ગુણ જ જોવાના છે. જોવાની નજર કેળવશો તો બીજામાં તમને એકાદ ગુણ તો અચૂક દેખાશે જ. પેથડશામાં એવી ગુણદૃષ્ટિ હતી. ભીમ શ્રાવકના બ્રહ્મચર્ય ગુણ પ્રત્યે તેમને ખૂબ જ આદરભાવ જાગ્યો હતો. બ્રહ્મચર્યનું તે ઉચ્ચતમ મૂલ્ય આંકતા હતા. જો કે તે પોતે બ્રહ્મચારી ન હતા. અબ્રહ્મનું સેવન કરતા હતા પરંતુ અબ્રહ્મને યોગ્ય અને સારું નહોતા માનતા! અબ્રહ્મને આચરણીય, ઉપાદેય નહોતા માનતા. કારણ કે તેઓ સમ્યગ્દૃષ્ટિ ગૃહસ્થ હતા. તેમની પાસે જ્ઞાનદૃષ્ટિ હતી. પાપને તે પાપ માનતા. પાપને હેય–ત્યાજય માનતા. એવું કાંઇ જરૂરી નથી કે આપણે જે પાપ આચરતા હોઇએ તેને ત્યાજય ન સમજીએ. સંભવ છે કે પાપોને ત્યાજય સમજવા છતાંય એ પાપોનો ત્યાગ કરવાનું ન બની શકે. જ્ઞાનદૃષ્ટિવાળા માણસના જીવ-

નમાં પણ કોઈ પાપનું આચરણ હોઈ શકે છે. પરંતુ એવો માણસ પાપને જુએ છે. પાપને તે ત્યાજ્ય માને છે. પાપ કરતાં પણ તેનું હૈયું ડંખે છે અને તે વિચારે છે : 'ક્યારે મારું મન મજબૂત બનશે? આ પાપથી મારે દૂર થવું છે. તેને છોડવું છે. હે પ્રભો! મને બળ આપો!' પેથડશા અબ્રહ્મ-મૈથુનનું સેવન કરતા હતા પરંતુ મૈથુનને પાપ માનતા હતા. મૈથુનને તે સારું ગણતા નહિ. બ્રહ્મચર્ય તેમનો આદર્શ હતો.

જેમની પાસે જ્ઞાનદૃષ્ટિ નથી હોતી તેઓ ક્યારેક ભૂલ કરી બેસે છે કે જે પાપાચરણ પોતે કરે છે તેને તેઓ કર્તવ્ય માની લે છે! પાપને ઉપાદેય-યોગ્ય આચરણીય ગણે છે! આથી તેઓ કદી પાપથી છૂટી શકતા નથી. તેમાં થોડોક અહંકાર પણ કામ કરે છે. થોડીક બુદ્ધિ પણ ભાગ ભજવે છે! પાપોને કર્ત્તવ્યરૂપ સિદ્ધ કરવામાં તેઓ પોતાની બુદ્ધિમત્તા સમજે છે. મુક્ત મને તો જ પાપ થઈ શકે ને? આવા લોકો કહે છે, 'પાપ કરવામાં પણ મન પર ભયનું દબાણ ન હોવું જોઈએ. નિર્ભય બની પાપ કરવું જોઇએ.' તેઓ 'પાપ' શબ્દ નથી બોલતા. પાપને કર્તવ્ય કહે છે. આવા બુદ્ધિના ઘમંડી પુરૂષોને કોણ સમજાવે? આવા લોકો સમજાવ્યા છતાં કદી સમજતા નથી.

## પાપ કર્યાનો પસ્તાવો હૈયે છે?

જે લોકો પાપનો ત્યાગ નથી કરી શકતા, એ માટે પૂરતું મનોબળ નથી, એ બરાબર જાણે છે અને વિવશતાથી, લાચારીથી ન છૂટકે પાપનું સેવન કરવું પડે છે, માટે કરે છે. તેઓના હૈયે પાપનો ડંખ હોય છે. પાપાચરણનું તીવ્ર દુઃખ હોય છે. આવેગ અને આવેશમાં, મનની નિર્બળતાથી પાપ તો કરી બેસે છે પણ પાપ કર્યા બાદ તેમનું હૈયુ પસ્તાવાની આગમાં - સતત શેકાતું રહે છે. આવા માણસોને પાપાચરણથી જે કર્મબંધ થાય છે તે શિથિલ કર્મબંધ થાય છે. અર્થાત્ તેઓ અલ્પ કર્મબંધ કરે છે. તેમના કર્મનો બંધ પ્રગાઢ નથી થતો. તેની સામે જે અજ્ઞાની અને અહંકારી લોકો

પાપાચરણ કરે છે, પ્રચૂર રાગ-દ્વેષથી પાપનું સેવન કરે છે તેમને જે કર્મબંધ થાય છે તે પ્રગાઢ હોય છે. તેમને એ પાપોના કડવામાં કડવાં ફળ ભોગવવાં જ પડે છે.

## કર્મોનો વિપાકોદય અને પ્રદેશોદય.

**સભામાંથી :** તો શું એવાં કર્મ પણ બંધાય છે કે જે કર્મોના ફળ જીવને ભોગવવા ન પડે?

**મહારાજશ્રી :** હા, એવાં પણ કર્મ બંધાય છે કે જે કર્મોનું ફળ જીવને ભોગવવું નથી પડતું. જીવને ખબર પણ નથી પડતી કે તેના કર્મો ઉદયમાં આવ્યા છે અને એ નષ્ટ થઈ રહ્યા છે! જેમકે તમે ઘરમાં સૂતા છો અને કોઈ ચૂપચાપ આવીને ચાલ્યું જાય, તમને એના આવ્યા-ગયાની ખબર પણ નથી પડતી.

કર્મોનો ઉદય બે પ્રકારનો છે. **વિપાકોદય અને પ્રદેશોદય.** જે કર્મનો વિપાકોદય હોય તે કર્મ જીવને સુખ-દુઃખનો અનુભવ કરાવે જ. જે કર્મનો પ્રદેશોદય હોય છે તે કર્મ જીવને સુખ-દુઃખની અનુભૂતિ થવા દેતુ નથી. એ કર્મ ઉદયમાં આવ્યું કે નષ્ટ થયું, નથી તેનું કોઈ જ સંવેદન જીવને થતું નથી. કહો, તમને કેવો કર્મોદય પસંદ છે? વિપાકોદય કે પ્રદેશોદય? કર્મના આ બે પ્રકારના ઉદયની વાત તો તમે સમજી ગયા ને?

ધર્મઆરાધનાથી જે કર્મ બંધાય તે કર્મોનો વિપાકોદય થાય તે સારો અને પાપાચરણથી જે કર્મ બંધાય તેનો પ્રદેશોદય થાય તે સારો! પણ કર્મોના ઉદયમાં આપણું કંઈ જ ચાલતું નથી. આપણું ચાલી શકે માત્ર કર્મ બાંધવામાં. જેવા ઉદયની ઈચ્છા હોય તેવા કર્મ બાંધવા જોઈએ. તમે મન-વચન અને કાયાથી ધર્મારાધના કરશો તો તેવાં કર્મ બંધાશે કે એનો વિપાકોદય થવાનો. મતલબ કે તમને એ કર્મો સુખનો અનુભવ કરાવશે. ભરપૂર પ્રેમથી દાન આપ્યું, છલકાતી દયા-કરૂણાથી પરોપકાર કર્યો, ધૂણવતા શુભ ભાવથી

પરમાત્માની પૂજા કરી, અખૂટ સ્નેહ અને સદ્ભાવથી સદ્ગુરૂની સેવા કરી, નિઃસ્વાર્થ અને નિરપેક્ષ પ્રેમથી સીદાતા સાધર્મિકોના આંસુ લૂંછયા, તેમના હૈયાને સાંત્વન આપ્યું, ભારોભાર શ્રદ્ધાથી ધર્મતીર્થોની રક્ષા કરી....વગેરે ધર્માચરણથી જે કર્મ બંધાશે અને જ્યારે તેનો વિપાકોદય થશે ત્યારે એ જીવને અપૂર્વ સુખનો અનુભવ કરાવશે. દિવ્ય સુખોનું સંવેદન કરાવશે. લાંબા સમય સુધી સુખની અનુભૂતિ આપશે. આનો તાત્પર્યાર્થ એ થયો કે જે ક્રિયામાં પ્રબળ અને પ્રગાઢ રાગ-દ્વેષ મીક્સ (mix) થાય છે, ભળે છે. એ ક્રિયાથી જે કર્મબંધ થાય છે તેનો વિપાકોદય થાય છે. પછી એ ક્રિયા ધર્મની હોય કે અધર્મની, પુણ્યની ક્રિયા હોય કે પાપની, તીવ્ર રાગ-દ્વેષથી પાપક્રિયા કરશો તો એ ક્રિયાથી એવો કર્મબંધ થશે કે જ્યારે તેનો ઉદય થશે ત્યારે એ કર્મ પારાવાર દુઃખનો અનુભવ કરાવશે. આથીજ વીતરાગ સર્વજ્ઞ પરમાત્મા વારંવાર ભારપૂર્વક કહે છે કે-

'તીવ્ર રાગ-દ્વેષથી એક પણ પાપ ન કરો. પાપને પાપ માનો પાપત્યાગને આદર્શ બનાવો અને હૈયે પાપાચરણનું તીવ્ર દુઃખ રાખો.'

આ પ્રમાણે જીવનમાં પાપ થઈ જાય છે તો તેનાથી અલ્પ કર્મબંધ થાય છે અને એવા કર્મોનો પ્રદેશોદય પણ થઈ શકે છે. મારે તમને આ જ વાત સમજાવવી છે કે તમે પાપને ભૂલથી પણ કર્તવ્ય ન માનો. પાપને કરવા યોગ્ય ન સમજો. પાપનો કદી બચાવ ન કરો. પાપને નખશીખ પાપ જ સમજો, ગણો, માનો ! અને પાપ કરી બેસો, નિર્બળતાથી પાપ થઈ જાય તો તેનો તીવ્ર પસ્તાવો કરો. થઈ ગયેલા પાપ માટે રડો, સાચા આંસુ સારો.

### પેથડશાહનું ચિંતન :

મહામંત્રી પેથડશા ત્યારે ઉંમરમાં કંઈ મોટા ન હતા. માત્ર ૩૨ વર્ષની ઉંમર હતી. જુવાનજોધ હતા. પત્ની પ્રથમિણી રૂપાળી

અને ગુણીયલ હતી. સંસ્કારી અને સુજ્ઞ હતી. પતિ માટે તેને અનહદ પ્રેમ હતો. પેથડશાનું લગ્નજીવન સુખી અને સંવાદી હતું. પત્નીની કોઈ જ ફરિયાદ ન હતી. બધી રીતે પતિને અનુકૂળ હતી. છતાંય પેથડશા બ્રહ્મચર્યના ચાહક હતા! અબ્રહ્મસેવનની વાસના હતી, તો સાથોસાથ બ્રહ્મચર્યપાલનની ચાહના અને ભાવના પણ હતી. આવા સંજોગમાં ભીમ શ્રાવક તરફથી બ્રહ્મચારીઓ માટે ભેટ આવી, મહામંત્રીએ આ ઉત્તમ ભેટનું ભવ્ય સ્વાગત કરવાનું નક્કી કર્યું. આ માટે તેમણે વિચાર્યું: 'એક મહાન્ બ્રહ્મચારી સાધર્મિક મિત્રની ભેટનો અસ્વીકાર મારાથી કેમ થાય? હું બ્રહ્મચારી નથી એ મહામના ભીમ જાણતા જ હશે. છતાં પણ તેમણે મારા માટે ભેટ મોકલી છે તો મારે તેનો સ્વીકાર કરવો જોઈએ. ભેટ જરૂર સ્વીકારીશ પરંતુ એ ભેટનો ઉપયોગ હું નહિ કરું. જ્યાં સુધી હું બ્રહ્મચર્યનું પાલન ન કરતો થાઉં, ત્યાં સુધી એ ભેટનો ઉપયોગ નહિ કરું. એ ભેટના હું રોજ દર્શન કરીશ અને તેના દર્શનથી બ્રહ્મચર્ય-વ્રત અંગીકાર કરવાની પ્રેરણા લઈશ.'

## વિવેક અને ઔચિત્ય ધર્મના પ્રાણ:

પેથડશાની વિચારધારા કેટલી વિવેકપૂર્ણ અને ઔચિત્યપૂર્ણ છે! જેના હૈયે ધર્મ વસ્યો હોય છે તેના વિચાર અને આચારમાં વિવેક અને ઔચિત્યનાં દર્શન સહેજે થવાનાં. ધાર્મિક માણસના જીવનમાં અવિવેક અને અનૌચિત્યને સ્થાન નથી હોતું. એ બંને હોય તો સમજી લેવું કે તેના જીવનથી ધર્મ કરોડો માઈલ દૂર છે. પછી તમે ભલે મંદિર અને ઉપાશ્રયના પગથિયા ઘસી નાંખતા હો! મંદિરમાં પણ ઔચિત્યનું પાલન નહિ, ઉપાશ્રયમાં વિવેકપૂર્ણ આચરણ નહિ તો પછી તમે ઘર અને દુકાનમાં તો ન જાણે શું યે કરતા હશો? વિવેક અને ઔચિત્ય ન તો તમારા હૈયે સ્વયં સ્ફુરે છે કે ન તો શીખવ્યા તમે શીખો છો!

તમને કેટકેટલીવાર સમજાવ્યું છે કે પરમાત્માના મંદિરમાં અને

ઉપાશ્રયમાં વિવેકથી આવો, વિવેકથી જાઓ. વિવેકથી ઉભા રહો. વિવેકથી બેસો, વિવેકથી બોલો પણ મંદિરના પગથિયે જો બે બેનો મળી ગઈ તો બસ! વાતોના તડાકા ચાલુ! ભગવાનને અભિષેક કરવાના સમયે, ભગવાનની પૂજા કરવાના સમયે પણ આડીઅવળી વાતો કરો છો ને? તમે શું મૌનને પાપ માનો છો? બોલવું એ ધર્મ, મૌન રહેવું તે અધર્મ? વાતો કરવી એ પુણ્ય અને ચૂપ રહેવું તે પાપ? શું તમે આવું સમજી બેઠા છો? જે બોલવું જરૂરી છે, તે તમે બોલતા જ નથી અને જે બોલવું પાપ છે, અવિવેકપૂર્ણ છે, તે જ બસ, બકે રાખો છો! કેટલો ઘોર અવિવેક તમારા જીવનમાં છવાઈ ગયો છે? જીવનના કયા ક્ષેત્રમાં તમે લોકો વિવેકપૂર્ણ અને ઔચિત્યપૂર્ણ વ્યવહાર કરો છો, એ જરા કહેશો?

પેથડશાનું જીવન આદર્શ જીવન કહેવાય છે. હજારો રૂપિયાનો સદ્વ્યય કરી પેથડશા શ્રાવક ભીમની ભેટનું ભવ્ય સ્વાગત કરીને, એ ભેટને વાજતે-ગાજતે પોતાના ઘરે લઈ આવે છે અને પરમાત્માની પૂજા માટેના એ વસ્ત્રોને સુયોગ્ય પવિત્ર સ્થાન પર પ્રેમથી પધરાવીને પછી રોજ તેના દર્શન કરે છે. આ ભેટ શુભ ભાવનાને જાગ્રત કરવામાં નિમિત્ત બની છે. મહામંત્રી તેનું કેટલું ઊંચુ મૂલ્યાંકન કરી રહ્યા છે! યાદ રાખો, સંસારના તમામ વૈભવ પ્રાપ્ત થવા દુર્લભ નથી, દુર્લભ તો છે મનની શુભ ભાવનાની જાગૃતિ. શુભ વિચાર, પવિત્ર મનોભાવ! ઉત્તમ અધ્યવસાય અનંતા-અનંતા કર્મોની નિર્જરા કરે છે! એક જ શુભ વિચાર દેવલોકના અસંખ્ય વર્ષોનું આયુષ્ય કર્મ બાંધી શકે છે. અનંતા જન્મોમા આ જીવે શું નથી મેળવ્યું? અનંતીવાર તેણે દેવલોકનું સુખ ભોગવ્યું છે. પરંતુ કર્મ-નિર્જરા માટે અસાધારણ કારણભૂત શુભ અને શુદ્ધ અધ્યવસાય તેને નથી મળ્યા! આત્મગુણોના આવિર્ભાવમાં નિમિત્તભૂત શુભ વિચાર-વૈભવ તેને નથી મળ્યો!

### વ્રત લેતાં વિવેક જરૂરી :

સતત એવા નિમિત્તોના સંપર્કમાં રહેવું જોઈએ કે જે નિમિત્તોથી

શુભ વિચારધારા સતત અસ્ખલિત વહેતી રહે. જ્યારે શુભ વિચારધારા વહેતી રહેશે ત્યારે જીવન-વ્યવહાર પણ શુદ્ધ બનશે અને જીવનમાંથી અશુદ્ધિઓ આપોઆપ દૂર થઇ જશે. મહામંત્રી પેથડશાએ એ ભેટનું નિમિત્ત પકડી લીધું. રોજ એ ભેટનું દર્શન કરતા રહ્યા. એ વસ્ત્રોને તે પહેરતાં નહિ, રોજ તેનું ભાવથી દર્શન કરતા. એક દિવસ મહામંત્રીની ધર્મપત્નીએ પૂછ્યું : સ્વામીનાથ ! ભેટમાં આવેલ આ પૂજાના વસ્ત્રોને તમે પહેરતા કેમ નથી ? મહામંત્રીએ કહ્યું. 'દેવી ! આ વસ્ત્રોની ભેટ બ્રહ્મચારી માટે છે. હું બ્રહ્મચારી નથી, આથી તેનો મારાથી ઉપયોગ કેવી રીતે થઇ શકે ? પત્ની પ્રથમિણી વિચારમાં ખોવાઇ ગઇ. પછી ફરી પૂછ્યું : 'નાથ ! તો શું તમે બ્રહ્મચર્ય-વ્રત અંગીકાર કરવા ચાહો છો ? ત્યારે પેથડશાએ કહ્યું : તમારી જ્યારે ભાવના થશે ત્યારે આપણે બંને સાથે બ્રહ્મચર્ય વ્રત લઇશું. હું તમારી ભાવના શી છે તે જાણવા માગું છું.'

કેટલી ગંભીર દૃષ્ટિ છે મહામંત્રીની ! પત્નીના હૈયે બ્રહ્મચર્ય વ્રત લેવાની ભાવના ન જાગે ત્યાં સુધી પોતે બ્રહ્મચર્ય-વ્રત લેવા નથી ઇચ્છતા. વ્રત ધારણ કર્યા વિના ભલે મૈથુનનો ત્યાગ કરાય, પણ પત્નીની સંમતિ વિના વ્રત ધારણ કરવા નથી ચાહતા. પત્નીને તે એમ પણ નથી કહેતા કે 'મારે બ્રહ્મચર્ય-વ્રત લેવું છે. તારી ભાવના હોય તો તું પણ લે, નહિતર હું તો એ વ્રત લેવાનો જ છું. તારી વાત તું જાણે,' આવા ઉપેક્ષિત વચન તે નથી બોલતા. આવું કહેત તો સંભવ છે કે પ્રથમિણી વિરોધી વિચાર રજૂ કરત. આપણાં સ્વજનોને જો ધર્મઆરાધનામાં જોડવાની ઇચ્છા હોય તો તે માટે જોડવાની પ્રબળ ભાવના આપણા હૈયે હોવી જોઇએ અને તે માટેની યોગ્ય પદ્ધતિ પણ આવડવી જોઇએ.

### સારી ભાવનાની અભિવ્યક્તિ સારી કરો :

દીકરો પરમાત્માના મંદિરે નથી જતો. તમે ઇચ્છો છો કે તેણે મંદિરે જવું જોઇએ. આ માટે તમે તેને બેચાર વખત પ્રેરણા પણ કરી છે. છતાંય તે નથી જતો ત્યારે તમે શું કરો છો ? 'નાસ્તિક

છું, તું....સાવ ઉદ્ધત પાક્યો....બાપનું કહ્યું નથી માનતો....? મંદિરે જવાની ના પાડે છે....? નરકમાં જઇશ નરકમાં...'આવા જ કડવા અને કડક શબ્દો બોલો છો ને? એમ કહેવાથી શું તમારો દીકરો મંદિરે જતો થઇ જશે? તેથી તમારૂ કહ્યું તે માનશે? આવા વ્યવહારથી તો કેટલાય છોકરાઓ વિદ્રોહી દિમાગના બની ગયા છે. માતા-પિતાની ધર્મારાધનાના કડવા ટીકાકાર બની ગયા છે. તમારામાંથી ઘણાં માતા-પિતા છો. તમને આવો અનુભવ હશે જ. માતા પિતાનો અનુચિત વ્યવહાર સંતાનોને ધર્મથી વિમુખ કરી દે છે. ભલે પછી માતા પિતાની ભાવના સારી હોય. સિદ્ધાંત જાણવો તે એક વાત છે અને તેનો પ્રયોગ કરવો તે બીજી વાત છે. સિદ્ધાંત જાણનારા બધા યોગ્ય-સાચા જ પ્રયોગ કરે, એવો અફૂટ નિયમ નથી. 'અમારા હૈયે કુટુંબનું હિત છે. એ હિતભાવનાથી કહીએ છીએ,, આવો જ કોઇ તર્ક કરો છો ને? ભાવના તમારી સારી છે, પરંતુ ભાવનાની અભિવ્યકિત, તેનો અભિગમ બરાબર નથી. કુટુંબીજનોને તમારી સારી ભાવનાની પ્રતીતિ નથી થતી. કારણ કે પ્રેરણા કરવાની તમારી પદ્ધતિ બરાબર નથી હોતી.

મહામંત્રી પેથડશા પોતે બ્રહ્મચર્ય-વ્રત ધારણ કરવા ઇચ્છતા હતા- તે ધારત તો પત્નીને પ્રેરણા આપીને કે તેના પર દબાણ કરીને પત્નીની સંમતિ મેળવીને સ્વયં બ્રહ્મચારી બની જાત! વ્રત ધારણ કરવું પૂરતું નથી. ધારણ કર્યા બાદ તેના પાલનની ક્ષમતા પણ હોવી જોઇએ બ્રહ્મચર્યવ્રતનું આજીવન પાલન કરવું સરળ વાત નથી. જવાનીમાં કામવાસનાનો આવેગ પ્રબળ હોય છે. એ આવેગ પર સંયમ રાખવો તે નાની સુની વાત નથી માણસનો પોતાનો હાર્દિક સંકલ્પ હોય અને વ્રતપાલન કરવાની ક્ષમતા પર વિશ્વાસ-શ્રદ્ધા હોય તો વ્રત-પાલન થઇ શકે છે. કોઇના દોરવ્યા દોરવાઇ જઇને, કોઇના દબાણને વશ થઇને વ્રત લેનાર મોટાભાગે વ્રતનું યથાયોગ્ય પાલન નથી કરી શકતા. આથી જેને વ્રત આપવું હોય તેને એ વ્રતનું મહત્ત્વ સમજાવો. એ વ્રત ગ્રહણ કરવાની તેની ભાવનાને

જગાડો. શુભ ભાવનાને કાર્યાન્વિત કરવામાં ઉતાવળ ન કરો, વ્રત-પાલન કરવા માટેનો તેનામાં વિશ્વાસ પેદા કરો. તેની શ્રદ્ધાને સ્થિર અને સુદૃઢ કરો.

## પેથડશાહની પત્ની સાથે વ્રત લે છે :

માનવું પડશે કે પેથડશાના શુભ ભાવોનો પ્રભાવ તેમની ધર્મ-પત્ની પર પણ પડયો. પથમિણીએ કહ્યું : 'નાથ! આપની ભાવના ઉત્તમ છે. હું પણ બ્રહ્મચર્યવ્રત લેવા ચાહુ છું. આપ આપની પવિત્ર ભાવના સાકાર કરો!' વિચારો તમે, પત્નીની આ વાત સાંભળીને પેથડશાને કેટલો આનંદ થયો હશે? હૈયુ તેમનું કેવું પ્રસન્ન થયું હશે? અને પથમિણીના આનંદ અને પ્રસન્નતાનું તો પૂછવું જ શું?! પતિની પ્રસન્નતામાં જ તેની પ્રસન્નતા સમાઈ હતી. પતિ-પત્ની બન્નેએ બ્રહ્મચર્યવ્રત ધારણ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. ખૂબ સ્વાભાવિકતાથી વ્રતનું પાલન કેમ થાય તે દિશામાં ખૂબજ ચિંતન-મનન કરવા લાગ્યા. બ્રહ્મચારીનો જીવનવ્યવહાર કેવો હોવો જોઈએ, તે અંગે જ્ઞાની પુરુષોનું માર્ગદર્શન લીધું.

બત્રીસ વર્ષની ભરજવાનીમાં બ્રહ્મચર્ય જેવું કઠીન વ્રત લેવું એ કંઈ 'એક હતો રાજા અને એક હતી રાણી,' જેવી મામુલી વાત નથી. પેથડશાનું જીવનચરિત્ર વાંચતા સમજાય છે કે એ મહા પુરૂષનું સમગ્ર જીવન ધર્મમય હતું. જીવનનો દરેક વ્યવહાર દરેક કર્મ અને ક્રિયા ધર્મના ગાઢ રંગથી રંગાયેલા હતાં. રાજાની સાથે અને પોતાના પરિવારની સાથે-સૌની સાથે તેમનો વ્યવહાર ઔચિત્ય-પૂર્ણ હતો! શું તમે લોકો પણ તમારું જીવન આવું વિવેકપૂર્ણ અને ઔચિત્યપૂર્ણ ન બનાવી શકો? જો જૈન સંઘના સભ્ય કુટુંબોનું આવું જીવન બની જાય તો સમસ્ત વિશ્વને એક આદર્શ મળી શકે. અન્ય સમાજના કુટુંબોને તો આટલું સ્પષ્ટ અને સુરેખ માર્ગદર્શન નથી મળતું. તમને લોકોને તે મળી રહ્યું છે. તમે તેના મહત્ત્વને સમજો અને જીવનપરિવર્તનનો સંકલ્પ કરો. કરશો ને સંકલ્પ?

**તમારા જીવનના દ્રષ્ટા બનો :**

'મારે જીવન-પરિવર્તન કરવું જ છે,' 'મારે આર્યદેશના સદ્‌ગૃહસ્થ બનવું છે.' આવો દૃઢ સંકલ્પ કરો. હા, એક વાત છે. તમને તમારું આજનું જીવન સારું નહિ લાગતું હોય તો જ તમે જીવનપરિવર્તન કરવાનો સંકલ્પ કરી શકશો. તમારા વર્તમાન જીવનનું શાંતચિત્તે અવલોકન કરો, જીવનના દરેક પ્રવૃત્તિને એક પ્રેક્ષક બનીને-દ્રષ્ટા બનીને જુઓ. તો તમને જણાશે, તમને દેખાશે કે તમારો જીવન-પ્રવાહ ગંગા જેવો નિર્મળ છે કે ગટર જેવો મલીન !

**સભામાંથી :** ગટર જેવો ગંદો પ્રવાહ વહી રહ્યો છે.

**મહારાજશ્રી .** મને ખુશ કરવા કહો છો ? તમે જો આત્મ-નિરીક્ષણ કરીને કહેશો કે ગંગા જેવો નિર્મળ જીવનપ્રવાહ વહી રહ્યો છે, તો મને આનંદ થશે. તમને એમ દેખાય કે ગટર જેવો ગંદો જીવનપ્રવાહ વહી રહ્યો છે તો તમારે શુદ્ધિકરણ કરવું પડશે. નિરાશ બની ગટર જેવું ગંદુ જીવન જીવવાની કોઈ જ જરૂર નથી. ઉમંગ અને ઉલ્લાસથી જીવનશુદ્ધિનું કાર્ય કરવું જોઈએ. અર્થપ્રધાન અને કામ-પ્રધાન આજના યુગમાં તમારે પૂરેપૂરી તાકાતથી જીવનશુદ્ધિનો પ્રયોગ કરવો પડશે. આ કાર્યમાં 'ધર્મબિન્દુ' ગ્રન્થ તમને સારામાં સારું માર્ગદર્શન આપી શકે તેમ છે. માનવ-જીવનની એક એક પ્રવૃત્તિનું આ ગ્રન્થમાં સુચારુપણે માર્ગદર્શન અપાયું છે. પરંતુ મૂળ- પાયાની વાત ન ભૂલતા કે જીવન-પરિવર્તન માટે ખૂદ તમારો દૃઢ સંકલ્પ અનિવાર્ય છે. તેના વિના અમે લોકો પણ કંઈ કરી શકીએ તેમ નથી. વિદ્યાર્થી ભણવા માટે કૃત--સંકલ્પ હોય તો અધ્યાપક તેને ભણાવી શકે છે. અધ્યયનમા તેને સહયોગી બની શકે છે.

**સભામાંથી :** અધ્યાપક વિદ્યાર્થીમાં અધ્યયનની રૂચિ પણ જાગ્રત કરાવી શકે છે ને ?

**મહારાજશ્રી :** એ જ કામ તો હું કરી રહ્યો છું. ધર્મમય જીવન જીવવાની તમને અભિરૂચિ થાય તે માટે તો રોજેરોજ પ્રવચન

આપું છું. પ્રવચનથી તમારો 'મૂડ' બદલું છું. તમારા 'મુડ' ને કેળવુ છું. તમારો 'મૂડ' આવી જાય તો કામ થઈ ગયું ! પણ તમારો 'મૂડ' જલ્દી 'ઓફ' થઇ જાય છે ! 'મૂડ' કાયમ ટકી રહેવો જોઇએ. તમારા મિત્રો, તમારું કુટુંબ એવુ હોવું જોઇએ કે જે તમારા જીવન પરિવર્તનના 'મૂડ' ને 'ઓફ' ન કરી દે.

## સંઘર્ષ વિના શાન્તિ નહી :

## શકિત વિના સિધ્ધિ નહી :

એક વાત સાફ સાફ સમજી લો કે જીવનપરિવર્તન માટે તમે જેવા શ્રીગણેશ કરશો કે વિઘ્ન તો તેમાં હજારો આવશે. દુનિયાની નજરે તમે થોડા પણ જીવન-માર્ગ બદલ્યો કે દુનિયાવાળાની દૃષ્ટિ બદલાઇ જશે. માનો કે તમે સરકારી ઓફિસર છો, આજ દિવસ સુધી તમે લાંચ લેતા આવ્યા છો, કાલે ઓફિસમાં જઇને તમે લાંચ લેવાનો ઈન્કાર કરો છો, તો તમારી આજુબાજુના લાંચિયાઓ તમને બીજી જ નજરે જોવા લાગશે. તમારી મશ્કરી કરશે. લાંચ લેવા માટે તમને સમજાવશે. તમાર પર દબાણ લાવશે. જેને એ લાંચમાંથી ભાગ મળે છે તે બધાં જ તમને ઘેરી લેશે. એ સમયે તમારી કસોટી થશે. ઘરે પહોંચતા બીજી કસોટી શરૂ થશે. ઘરના બધા મોજમજાનું જીવન જીવવા માગતા હશે. લકઝૂરીયસ-વિલાસી જીવન જીવવાનું પસંદ કરતા હશે તો તેઓ તમને લાંચ લેવા મજબૂર કરશે. હા, અવરોધો અને અડચણો તો આવશે જ. એ બધા પ્રસંગે દૃઢ મનોબળ હશે તો જ તમે શુદ્ધ રહી શકશો. તમારા નિર્ણયમાં ટકી શકશો.

સંઘર્ષ વિના શાંતિ નથી. શક્તિ વિના સિદ્ધિ નથી ! સંઘર્ષમાં શક્તિશાળી જ સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે. અશક્ત, કમજોર, માણસ ભૂંડી રીતે પછડાય છે. જીવનપરિવર્તન એક સંઘર્ષ છે. પ્રચંડ તાકાતથી અશુભ અને અશુદ્ધ સામે લડતા રહો. જીતો ત્યાં સુધી ઝઝૂમતા રહો.

આજ બસ, આટલું જ.

* તમારા જીવનને સૂક્ષ્મ નજરે જુઓ : ભયનાં ભૂત તમને ડરાવે છે? ચોતરફ દ્વેષની જ્વાલાઓ ભભૂકે છે? હૈયે ખેદ અને ગ્લાનિની ગંદગી ખદબદે છે?

* જરા સમજો તો ખરા કે સંસાર જો દુઃખપૂર્ણ અને યાતનાપૂર્ણ ન હોત તો અમે સંસાર શા માટે છોડયો? સંસારનાં સુખ ખતરનાક છે. અનંત દોષોથી આ સંસાર ભરેલો છે.

* સાંભળેલી વાત પર કે સગી આંખે જોયેલી ઘટના પર પણ ઉતાવળે નિર્ણય ન કરો. તેના પર ગંભીરતાથી વિચારો. પૂરતી તપાસ કરો. જે નિર્ણય કરો, તે પણ કઠોરતાથી કે નિર્દયતાથી ન કરો.

* આપણા હૃદયમાં ધર્મ છે તો તે ધર્મ જ આપણી રક્ષા કરશે. ધર્મના ચરણે નિર્ભય રહો!

* દુરાચાર-વ્યભિચારના માર્ગે ચાલીને શા માટે તમારી અને બીજાની જીંદગી બરબાદ કરો છો? એ માર્ગેથી પાછા વળો.

## પ્રવચન/૧૦

મહાન શ્રુતધર ધર્મપુરંદર પૂજ્ય આચાર્ય શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ 'ધર્મ બિન્દુ' ગ્રન્થમાં ધર્મતત્ત્વનું સ્વરૂપ સમજાવતાં ફરમાવે છે કે—

"वचनाद्यदनुष्ठानमविरुद्धाद्यथोदितम् ।
मैत्र्यादिभावसंयुक्तं तद्धर्म इति कीर्त्यते ॥

માણસ એકવાર પોતાનું ધ્યેય નક્કી કરી લે કે 'મારે આત્મ-વિશુદ્ધિ કરવી છે' તો એ ધ્યેયને સિદ્ધ કરવા, આત્મશુદ્ધિનો માર્ગ શોધીને જ રહેશે. આ માર્ગ છે ધર્મનો. સર્વપ્રથમ તમે એ શોધી કાઢો કે જીવનની અશુદ્ધિયો પ્રત્યે તમને નફરત થઈ છે? થાય છે? અશુદ્ધિજન્ય સુખો પ્રત્યે દુર્ભાવ થયો છે? અશુદ્ધિમાં અકળામણ અનુભવો છો? કપડાં અશુદ્ધ હોય તો કેવું લાગે છે? શરીર અશુદ્ધ ગંદુ હોય તો કેવુ લાગે છે? સ્વચ્છ કરવાનું વિચારો છો ને? કપડાં અને શરીર ચોખ્ખાં કરવાનો પ્રયત્ન કરો છો ને? અશુદ્ધ કપડાં નથી ગમતાં અશુદ્ધ-ગંદુ શરીર નથી ગમતું, એ જ પ્રમાણે અશુદ્ધ આત્મા નહિ ગમે તો તેની વિશુદ્ધિ માટેનો વિચાર જરૂર આવશે.

**આત્મતત્ત્વનું અજ્ઞાન :**

પણ આ વિચિત્ર સંસારમાં એવા ય લોકો હોય છે કે જેમને ગંદા કપડાં જરા ય ખટકતાં નથી! ગંદુ શરીર જરાય અકળાવતું નથી! ત્યાં આવા માણસોને આત્માની તો કલ્પના પણ નથી હોતી. આત્મા જેવી અણમોલ તત્ત્વની ખબર ન હોય ત્યાં તેને આત્માની અશુદ્ધિ અને વિશુદ્ધિનો તો વિચાર જ ક્યાથી આવે? એવા વિચાર વિના ધર્મનો વિચાર પણ ક્યાથી જાગે? પણ આવા માણસો ય ધર્મનાં અનુષ્ઠાન કરતા દેખાય છે! કાં તો ગતાનુગતિકતા હોય છે અથવા તો કોઇ સુખ પામવાની કામના હોય છે. આત્મસુખ મેળવવાની નહિ, ભૌતિક સુખ મેળવવાની કામના! ઈન્દ્રિયોના વિષય-સુખ પ્રાપ્ત કરવાની કામના! વૈષયિક સુખ મેળવવાની કામનાથી જે ધર્માનુષ્ઠાન કરવામાં આવે છે તેમાં અભય, અદ્વેષ અને અખેદ નથી હોતા. કારણ કે સુખરાગમાંથી દુઃખભય જ પેદા થાય છે. દુઃખ દેનાર પ્રત્યે દ્વેષ ઉત્પન્ન થવાનો જ અને સુખ નહિ મળવાથી ધર્માનુષ્ઠાનમાં ખેદ આવી જ જવાનો। વૈષયિક સુખોની સ્પૃહા એક મોટી અશુદ્ધિ છે, આ વાત તમને જચી છે ખરી?

**વૈષયિક સુખોની સ્પૃહા ઉલેચી નાંખો :**

તમારા હૈયે જ્યાં સુધી વૈષયિક સુખોની સ્પૃહા સળવળે છે ત્યાં

સુધી તમારા જીવનમાં અભય, અદ્વેષ અને અખેદ—આ ત્રણ ગુણો પ્રગટ નહિ થાય અને આ ત્રણ ગુણો વિના તમે સાચી યથાર્થ ધર્મ-આરાધના પણ નહિ કરી શકો. તમે તમારા આંતરબાહ્ય જીવનને સૂક્ષ્મ નજરે જુઓ. અનેક પ્રકારના ભયના ભૂત તમને ડસવતા જણાશે! ચોતરફ તમને દ્વેષની જ્વાળાઓ ભભૂકતી દેખાશે. હૈયે ખેદ અને ગ્લાનિની ગંદગી ખદબદતી જણાશે. આથી જ જ્ઞાની પુરુષો કહે છે કે હૈયામાંથી વૈષયિક સુખોની સ્પૃહાને પહેલાં બહાર ઉલેચી નાંખો! 'પરસ્પૃહા મહાદુઃખમ્' પરપદાર્થોની સ્પૃહા જ મહા દુઃખ છે.—આ કથન કેટલું યથાર્થ છે, તેનો ગંભીરતાથી તમે વિચાર કરો.

**ભય, દ્વેષ અને ખેદ :**

દાન દેવાના પ્રસંગે મનમાં શું થાય છે? હૈયે આનંદ છલકાય છે કે આંખમાં ગુસ્સો સળગે છે? દેવું જ પડે તેમ હોય તો કેટલું આપો છો? થોડુંક કે વધારે? મનમાં ભય છે: વધારે આપી દઈશ તો મારી પાસે શું બચશે? નહિ બચે તો હું શું કરીશ?' આવો ડર છે હૈયે, આથી વધુ હોવા છતા પણ ટૂકડો ફેંકો છો! દાન દેવાના પ્રસંગે દાતા જો લેનારની ઇચ્છાનુસાર દાન ન આપે તો લેનારને શું થાય છે? દાતા પર ગુસ્સો ચડે છે ને? દ્વેષ થાય છે ને? 'જોયો ન હોય તો મોટો દાનવીર! નામ બડા ઓર કામ છોટા....'આવી જ કંઈ લાગણી થાય છે ને મનમા? માની લો કે તમારી ઇચ્છા મુજબ દાન મળી ગયું, ત્યારે તમારા ઘરના લોકોનો ડર લાગે છે ને? ઘરવાળાઓને ખબર પડી જશે કે-'હું આટલા બધા રૂપિયા લાવ્યો છું' તો નાહક તેઓ મને હેરાન કરશે. આથી તેમને સાચી વાત જ નહિ કહું....'આ વિચારો શું બતાવે છે? ભય જ ને?

એ જ પ્રમાણે તપશ્ચર્યા કરવાનો પ્રસંગ આવ્યો, ત્યારે હૈયે ઉલ્લાસ ઉછળે છે કે ખિન્નતા? પરોપકાર કરવાનો અવસર મળે છે

ત્યારે મનેમાં શું થાય છે? ઉત્સાહ કે ખેદ? ધર્મપ્રવૃત્તિ કોઈપણ હોય, તેમાં સુખના ત્યાગની જ વાત મુખ્ય રહેશે. તમારું મન ભય દ્વેષ અને ખેદથી મુક્ત હશે તો જ ધર્મારાધના કરવામાં તમને આનંદ આવશે.

કોઈપણ ધર્મારાધનામાં તમારુ ચિત્ત સ્થિર રહે છે? કેમ સ્થિર નથી રહેતું? મનમાં ભય છે. ભય જ મનને ચંચળ અને અસ્થિર બનાવે છે. જ્યાં સુધી તમારું મન ભયથી ઘેરાયેલું છે ત્યાં સુધી સ્થિરતાની કોઈ જ આશા નથી. ભયના કારણે પરમાત્માના નામની માળા પણ સ્થિરતાથી નહિ ફેરવી શકો.

**સભામાંથી** : એવું જ બને છે! હાથ માળા ફેરવે છે અને મન વિષયોમાં ફરતું રહે છે.

**મહારાજશ્રી** : જ્યાં સુધી અભય નહિ બનો ત્યાં સુધી આવી બેહાલી રહેવાની જ! જ્યાં સુધી વિષયની સ્પૃહા હશે ત્યાં સુધી ભય હૈયે અડ્ડો જમાવીને રહેવાનો! ભયથી ચંચળતા અને ચંચળતાથી ધર્મારાધનામાં વિક્ષેપ! આથી જ કહું છું કે દૃષ્ટિમાં આમૂલ પરિવર્તન કરો. વૈષયિક દૃષ્ટિને બદલી નાખો. આત્મદૃષ્ટિ ઉઘાડો. આત્મદૃષ્ટિવાળો માણસ જ આત્મશક્તિ મેળવે છે. આ આત્મશક્તિ જ માણસને અભય બનાવે છે! માંડવગઢના મહામંત્રી પેથડશાનું વ્યક્તિત્વ તમને એટલા માટે જ બતાવી રહ્યો છું. એક એવા ઐતિહાસિક મહાપુરુષ થઈ ગયા કે તેમના ઉચ્ચતમ વ્યક્તિત્વે મને ઘણો જ પ્રભાવિત કર્યો છે. તેમનું આંતરિક વ્યક્તિત્વ ઘણું જ અદ્ભુત હતું. મહામંત્રી જેવા ઊંચા હોદ્દા પર હોવા છતાંય તેમને સત્તાનો મોહ ન હતો. સત્તાનો મદ ન હતો. સુવર્ણસિદ્ધિ હોવા છતાં સંપત્તિનો ઘમંડ ન હતો. તેની કોઈ આસક્તિ ન હતી. સુંદર અને નિરોગી દેહ હોવા છતાંય વિષયવાસના ન હતી. યૌવનનો ઉન્માદ ન હતો. વિલક્ષણ પ્રતિભાવાન રાજપુરુષ હોવા છતાંય રાજ્ય અને રાજા પ્રત્યે પૂર્ણ નિષ્ઠાવાન હતા. રૂપાળી અને પ્રેમાળ પત્ની હોવા છતાંય બ્રહ્મચર્યના ઉપાસક હતા! આવું વ્યક્તિત્વ

હોવાથી તે સદાય અભય રહ્યા ! અદ્વેષી અને અખિન્ન રહ્યા ! હા, તેમના જીવનમાં ય ઉપાધિઓ આવી હતી છતાંય તે ક્યારે ય ભયભીત કે ભયાકુળ નહોતા બન્યા. ગુનેગાર પ્રત્યે પણ દ્વેષવાળા ન બન્યા. નિરાશ ન થયા. ન વિવશ બન્યા, ન ખિન્ન બન્યા.

## પેથડશાહ પર કલંક આવે છે:

એક વખત મહામંત્રી અકારણ જ એક આફતમાં ફસાઈ ગયા. તેમની પાસે માલવનરેશે આપેલ સવા લાખ રૂપિયાનું વસ્ત્ર હતું. મહામંત્રી આ વસ્ત્ર પરમાત્માની પૂજા માટે પહેરતા. એ વસ્ત્રમાં એવો પ્રભાવ પેદા થયો હતો કે, કોઈને તાવ આવે અને એ વસ્ત્ર ઓઢે તો તેનો તાવ ઉતરી જાય. મહામત્રીની પત્ની વસ્ત્રના આ પ્રભાવને જાણતી હતી. આ પ્રભાવ મહામંત્રીના અણિશુદ્ધ બ્રહ્મચર્ય પાલનનો હતો.

રાજકુટુંબ સાથે મહામંત્રીના કુટુંબનો સંબંધ હોય તે સ્વાભાવિક હતું. માલવનરેશની બે રાણી હતી : એક હતી લીલાવતી બીજી હતી કદંબા. રાજાને લીલાવતી પર વધુ પ્રેમ હતો. આથી કદંબા લીલાવતી તરફ ઈર્ષ્યાથી જોતી અને અદેખાઈની આગમાં બળતી. માણસનો સ્વભાવ પણ કેવો છે! લીલાવતીને કદંબા પ્રત્યે જરાય દુર્ભાવ ન હતો. તો ય કંદબા લીલાવતીને જોઈને બળતી હતી. 'મને થોડો અને લીલાવતીને વધુ પ્રેમ કેમ મળે ?' હા, લીલાવતીને પણ ઓછું સુખ મળતું હોત, જેટલું કદંબાને મળતુ હતું તેટલું જ, તો કદંબાને લીલાવતીની ઈર્ષ્યા ન થાત, પરંતુ આ જ ઈર્ષ્યાએ મહાસતી સીતાના હર્યાં ભર્યાં જીવનમાં આગ ચાંપી દીધી હતી ને ? શ્રી રામચંદ્રજીને સીતાજી માટે અત્યંત પ્રેમ હતો તે બીજી રાણીઓથી સહન ન થયું અને ત્રણ રાણીઓએ ભેગાં મળીને ષડ્યંત્ર રચ્યું. તેમાં સરલ સીતાજી ફસાઈ ગયાં. તેમના પર કલંક આવ્યું. શ્રી રામે સીતાજીને જંગલમાં કાઢી મૂક્યા. ખેર ! સીતાજીની એ ભવિતવ્યતા હતી એમ માની લો, પણ પેલી ત્રણ રાણીઓને સીતાજીના જવાથી

વધુ સુખ મળ્યું ખરું ? ના ! માણસની આ ભ્રમણા છે કે 'બીજાને દુઃખી કરવાથી પોતાને વધુ સુખ મળશે.' પણ વાત અને વાસ્તવિકતા આથી ઉલટી છે. બીજાનું સુખ છીનવી લેવાથી જે રહ્યું સહ્યું સુખ હોય છે તે પણ ચાલ્યું જાય છે ! પરંતુ અદેખાઈની આગમાં બળનારાઓને આ સત્ય કેવી રીતે સમજાવાય ? સમજાવવા છતાંય તેઓ સમજવા તૈયાર જ નથી થતા ! માલવનરેશની રાણી કદંબા પણ એવી જ હતી. લીલાવતી માટે રાજાને અભાવ થઈ જાય તો જ મારા માટે તેમનો પ્રેમ વધે. નહિ તો આ ભવમાં તો રાજાનું સુખ મને મળનાર નથી અને પ્રેમ વિનાની જિંદગીમા બીજું શું છે ?' કદંબાની આવી વિચારધારા હશે. કદંબા એ પણ જાણતી હતી કે જ્યાં સુધી રાજા લીલાવતીનો કોઈ મોટો દોષ નહિ જુએ ત્યાં સુધી તેમનો પ્રેમ ઓછો નહિ થાય. દોષદર્શનથી જ પ્રેમ મરે છે !

જ્યાં સુધી તમને આ સંસારમાં દોષદર્શન નહિ થાય ત્યાં સુધી સંસાર પરનો તમારો મોહ નહિ છૂટે ! આથી જ્ઞાની પુરુષો સંસારની ખૂબ ખૂબ નિંદા કરે છે. સંસારના અસંખ્ય દોષ બતાવે છે. તમારા મન પર એક પણ દોષની છાપ પડી જાય તો સમજી લેજો કે તમારો સંસાર-રાગ ખતમ !

## ગુણદર્શનથી રાગ, દોષદર્શનથી વિરાગ :

**સભામાંથી :** તો તો આપનું પ્રવચન સાંભળવામાં જોખમ છે ! આપ સંસાર છોડાવીને જ રહેશો !

**મહારાજશ્રી :** સંસારમા જોખમ છે—'ડેન્જર' છે. તે નથી દેખાતું અને આ મહાપુરુષને અહીં જોખમ દેખાય છે ! સંસારમાં ડગલે ને પગલે ભય છે. ક્ષણ ક્ષણ જોખમ છે, તે જાણો છો ? અમારું કર્તવ્ય છે કે અમે તમને લોકોને આવા ખતરનાક જોખમ-ભરપુર સંસારથી ઉગારી લઈએ. સંસારથી મુક્ત કરીએ. એટલું તો જરા સમજો કે સંસાર દુઃખપૂર્ણ અને યાતનાપૂર્ણ નહોત તો અમે સંસાર શું કરવા છોડયો હશે ? સંસારનાં સુખ જ ખતરનાક છે. અનંતા દોષોથી આ સંસાર ભરેલો છે. તમે લોકો સંસારમાં

ગુણદર્શન કરી રહ્યા છો, આથી તમને સંસારમાં આસક્તિ છે, તેના પર મોહ છે. તમે સંસારમાં ગુણદર્શન કરો છો અને અમે કરીએ છીએ દોષદર્શન! ગુણદર્શનથી રાગ થાય છે અને દોષ-દર્શનથી વિરાગ થાય છે.

જટાશંકર પોતાના ઘરમાં એક બાળમંદિર ચલાવતો હતો. કોઈ બાળકની તે ફી નહોતો લેતો. પૈસા નહોતો લેતો. બાળકો પણ જ્યારે પોતાના ઘરે મીઠાઈ થતી ત્યારે જટાશંકર માટે પ્રસાદરૂપે લઈ આવતા. એક છોકરો એવો આવતો હતો કે તે ક્યારેય જટા-શંકર માટે પ્રસાદ નહોતો લાવતો. જટાશંકરની નજરમાં એ આવી જ ગયું હતું પરંતુ તેણે છોકરાને કશું જ ન કહ્યું.

એક દિવસની વાત છે. પેલો છોકરો માસ્તર સાહેબ માટે માટીના વાસણમાં ભરીને દૂધપાક લઈ આવ્યો. છોકરાએ જટાશંકરને કહ્યું: 'આજ મારા નાના ભાઈનો જન્મદિવસ હતો તેથી મારી માએ દૂધપાક બનાવ્યો હતો. તમારા માટે તેણે મોકલ્યો છે!' જટાશંકર તો આથી ખુશ થઈ ગયો! તેણે તો ત્યાં જ બાળકોની સામે જ દૂધપાક પીવો શરૂ કરી દીધો! અર્ધું કૂંડું દૂધપાક પીધા બાદ જટાશંકરે એ છોકરાને પૂછ્યું. 'બેટા! આજ તારી મા આટલી બધી ઉદાર કેમ થઈ ગઈ? કૂંડું ભરીને આજ દૂધપાક મોકલવા જેવી ઉદારતા તેનામાં કેવી રીતે આવી?'

છોકરાએ કહ્યું: 'મારી માએ દૂધપાક એક મોટી થાળીમાં કાઢયો હતો અને તે પાણી ભરવા ગઈ હતી. હું બહાર રમતો હતો, ત્યાં એક કાળો કૂતરો આવ્યો અને દૂધપાક પીવા લાગ્યો, પાણી ભરીને મારી મા આવી તો તેણે કૂતરાને દૂધપાક પીતો જોયો. તેણે કૂતરાને બહાર કાઢી મૂક્યો. પણ હવે દૂધપાક તો એંઠો થઈ ગયો, અપવિત્ર થઈ ગયો! અમે લોકો તો દૂધપાક ખાઈ શકીએ તેમ ન હતા. આથી મારી માએ કહ્યું, 'જા તારા માસ્તર સાહેબને આ દૂધપાક આપી દે જે! એટલે માટીનાં વાસણમાં ભરીને અહીં લાવ્યો.'

આ સાંભળીને જટાશંકરને જે ગુસ્સો ચડયો, તેણે વાસણ જમીન પર પછાડયું. વાસણ ફૂટી ગયું. બાકીનો દૂધપાક બધો ઢોળાઇ ગયો અને ગુસ્સામાં મોટેથી રાડ પાડીને બોલ્યો : નાલાયક! મને અપવિત્ર કર્યો ?' છોકરો મોટેથી રડવા લાગ્યો. જટાશંકરે પૂછયું : 'તું કેમ રડે છે ?' છોકરાએ કહ્યું : 'આ વાસણ ફૂટી ગયું. હવે મારી મા મને મારશે.' જટાશંકર ગુસ્સામાં હતો. તેણે કહ્યું : 'શું બળ્યું હતું આ વાસણમાં ? માટીનું તો વાસણ હતું. જા જઇને તારી માને કહે જે કે માસ્તરસાહેબે વાસણ ફોડી નાખ્યું....' છોકરાએ ફરીથી રડતાં રડતાં કહ્યું : 'પણ સાહેબ, મારી મા તો મારા નાના ભાઇને આજ વાસણમાં છી કરાવતી હતી....!' આટલું કહીને છોકરો ઝડપથી ભાગ ગયો. આ સાંભળીને તો જટાશંકરની આંખો ચાર થઇ ગઇ!!!

## સંસારમાં દોષદર્શન કરો :

પહેલાં તો દૂધપાક જોતાં જ જટાશંકર ગટગટાવવા લાગ્યો હતો! કારણ તેમાં તેણે ગુણ જોયો હતો. પણ છોકરાએ કહ્યું કે 'આ દૂધપાક કૂતરાએ એંઠો કર્યો છે,' તો એ જ દૂધપાકમાં તેને દોષ દેખાયો. રાગ ઉતરી ગયો. ફેંકી દીધો દૂધપાક. સમજ્યાને ? સંસારનો પણ તમે આ રીતે ત્યાગ કરી શકો છો. બસ, દોષદર્શન થઇ જવું જોઇએ! ભર્તૃહરિને શું થયું હતું ? સંસારમાં દોષ દેખાઇ ગયો.' 'વિશ્વાસુ પત્નીએ વિશ્વાસઘાત કર્યો ?' પત્ની સંસારનું એક મહત્વપૂર્ણ પાત્ર છે. સગી પત્નીએ દગો દીધો ? તો પછી બીજા પર તો વિશ્વાસ મૂકાય જ કેમ ? છોડી દીધો સંસાર! ફગાવી દીધો સંસાર! તમને લોકોને સંસારમાં શું કોઇ દોષ જ દેખાતો નથી ? તેમાં માત્ર ગુણ જ નજરે ચડે છે ? આટલી બધી ભારે પછડાટ ખાવા છતાંય ?!!

**સભામાંથી** સંસારમાં પછડાટ તો ઘણી બધી અને જોરદાર ખાઇએ છીએ પણ તેમાં 'મધુબિન્દુ'વાળું સુખ મળે છે એટલે દુઃખ ભૂલી જવાય છે!

**મહારાજશ્રી :** દુઃખ ૨૩ કલાકનાં અને સુખ માત્ર એકાદ

કલાકનું ! તો ય તમે કંટાળી નથી જતા ? કમાલ છો તમે લોકો ! ક્ષણિક વૈષયિક સુખ....અલ્પ ક્ષણોનું ભોગસુખ મેળવવા તમે લોકોએ તમારી આસપાસ ન જાણે કેવી જાળ ગૂંથી રાખી છે ! જુઓ તો જરા, એ જાળમાં તમે કેવા ફસાઈ ગયા છો ? શું થશે તમારું પરલોકમાં ? વૈષયિક સુખ પણ કેવા મળ્યાં છે ? કેટલાં ગંદા ! કેટલાં બીભત્સ ! અને કેવા જુગુપ્સનીય ? ! ગટરની ગંદગીમાં મોજમજા ? ! મનુષ્યગતિ અને તિર્યંચગતિનાં સુખ ગટરની ગંદગી જેવાં સુખ છે. તે પણ શું તમે હંમેશા ભોગવી શકો છો ? શરીરમાં ટી. બી. કે કેન્સર જેવો રોગ થઈ ગયો તો ? ભલે ત્યારે તમે યુવાન હો પત્ની પણ તમારી ખૂબજ રૂપાળી અને સુંદર હોય, છતાં તમારે રોગના લીધે આંસુ સારીને બેસી રહેવું પડે છે. અને જ્યારે મોત આવે છે ત્યારે ? પત્ની ઉભી ઉભી આંસુ પાડે છે. લોકો આવીને તમારા મૃત દેહને બાંધીને લઇ જાય છે....મસાણમાં ! એક પળ માટે આંખ બંધ કરીને એ દ્દશ્યની જરા કલ્પના કરી જુઓ !

## વિષયાંધ માણસનું ગણિત :

કદંબા રાણી રાજાને લીલાવતીમાં દોષદર્શન કરાવવા માગતી હતી. જેથી રાજાનો તેના પરથી રાગ ઉતરી જાય. વિષયાંધ માણસનું ગણિત કેટલું બધું ખોટું હોય છે ! રાજાનો પ્રેમ મેળવવા એ બીજાના જીવનમા આગ લગાડવાનું વિચારે છે ! આથી કદંબા લીલાવતીના જીવનમાં દોષ જ શોધતી ફરે છે. એવા દોષ એ શોધી રહી છે કે તે જાણીને રાજાને લીલાવતી પ્રત્યે ઘૃણા અને તિરસ્કાર થઈ જાય, ફરી તેના સામે જુએ જ નહિ, ત્યારે જ અને તો જ કદંબાને રાજાનો પૂરેપૂરો પ્રેમ મળી શકે.

એક દિવસ રાણી લીલાવતી બિમાર પડી, રાણીને તાવ આવ્યો. એક દિવસ તાવ રહેતો. બીજા દિવસે ઉતરી જતો. એકાંતરિયો તાવ આવતો. રાજાએ ઘણી દવાઓ કરાવી ઘણા ઉપચાર કરાવ્યા, પરંતુ તાવ ઉતરતો નથી. રાજા અને સમગ્ર રાજપરિવાર ચિંતામાં ડૂબી

ગયો. રાણીનું શરીર સૂકાતું જતું હતું. વૈદ્યો પણ નિરાશ થઇ ગયા હતા.

લીલાવતીની દાસી મહામંત્રી પેથડશાના ઘરે પથમિણીને મળવા અને લીલાવતીના સમાચાર આપવા ગઈ હતી. દાસીનો ચહેરો ઉદાસ હતો. પથમિણીએ ઉદાસીનું કારણ પૂછયું તો દાસી રડી પડી. રડતાં રડતાં કહ્યું : 'મહારાણીને ઘણા દિવસથી તાવ આવે છે. કોઇ જ દવા કામ નથી આવતી. મહારાણીનું શરીર કંતાતું જાય છે. મહારાજા ખૂબજ ચિંતામાં છે. આખુંય રાજકુટુંબ ઊંડા શોક અને ચિંતામાં ડુબી ગયું છે....' પથમિણીએ દાસીની વાત શાંતિથી અને સહાનુભૂતિથી સાંભળી. થોડીવાર વિચારીને તેણે દાસીને કહ્યું : 'તાવ ઉતારવાનો એક ઉપાય મારી પાસે છે.' દાસીની આંખો આનંદથી ચમકી ઉઠી. બોલી : 'છે તમારી પાસે ઉપાય ? તો બતાવો બહેન ! તમારો ઘણો ઉપકાર થશે.' અને પથમિણીને તે વળગી પડી. પથમિણીએ કહ્યું : 'સાંભળ, મહામંત્રી પરમાત્માની પૂજા માટે જે વસ્ત્ર પહેરે છે એ વસ્ત્ર ઓઢીને રાણી સૂઇ જાય તો તેમનો તાવ મટી જશે. પણ હા, તાવ આવતાં પહેલાં એ વસ્ત્ર ઓઢી લેવું જોઇએ.'

'દેવી ! એક પળનો ય વિલંબ કર્યા વિના એ વસ્ત્ર મને આપવાની કૃપા કરો. જઇને તરત જ એ વસ્ત્ર રાણીબાને આપી દઇશ અને તમે કહ્યું તેમ કરવા કહીશ.' દાસીએ કરગરતાં કહ્યું. પથમિણીએ તરત જ સવા લાખ રૂપિયાનું એ વસ્ત્ર દાસીને આપી દીધું. જેમના હૈયે પરોપકાર કરવાની ઉત્કૃષ્ટ ભાવના હોય છે તેઓ, જડ પદાર્થ ગમે તેટલો મૂલ્યવાન હોય તો પણ ચેતન આત્માની સામે તેનું જરાય મહત્ત્વ નથી રાખતા. ચેતનના માટે મોંઘાદાટ જડ પદાર્થનો પણ સરળતાથી ત્યાગ કરી દે છે. રાણીની વેદના સાંભળીને મંત્રી-પત્નીનું હૈયું ભરાઇ આવ્યું. તેમણે કરુણાથી સવાલાખની કિંમતનું વસ્ત્ર વિના વિલંબે આપી દીધું. 'આ વસ્ત્ર પાછું નહિ આવે તો ? દાસી જ વચમાં આ વસ્ત્રને કયાંક ગાયબ કરી દેશે તો ?' ના. આવો કોઇ જ વિકલ્પ, આવો કોઇ જ ભય મંત્રીપત્નીને ન લાગ્યો

## રાણી લીલાવતીનો તાવ ગયો :

દાસી એ દેવતાઇ વસ્ત્ર લઇ દોડીને પહોંચી રાજમહેલે, રાણી લીલાવતી પાસે જઈને એ વસ્ત્ર બતાવ્યુ, તેનો મહિમા બતાવ્યો, અને ક્યારે તે ઓઢવું તે સમજાવ્યું. રાણીને પણ મહામંત્રી પર શ્રદ્ધા હતી. તેને હૈયે વિશ્વાસ બેસી ગયો. તાવ ચઢવાનો સમય થયો ત્યારે રાણી એ વસ્ત્ર ઓઢીને સૂઇ ગઇ. તાવ ન આવ્યો. દાસી નાચી ઊઠી. રાજમહેલમાં આનંદ આનંદ છવાઈ ગયો. માત્ર કદંબાને આનંદ ન થયો! કેવી રીતે તેને આનંદ થાય? જેના પ્રત્યે માણસને ઇર્ષ્યા હોય છે તેનાં દુઃખમાં ઇર્ષાળુને મઝા આવે છે! તેના સુખમાં તો એ ઊભો ને ઊભો સળગી જાય છે! લીલાવતીનો તાવ ઉતરી ગયો. એ જાણીને કદંબા ખૂશ ન થઇ બીજાના સુખને જોઇને પ્રસન્ન થનાર માણસ જ ધર્મક્ષેત્રમાં પ્રવેશ કરવાને યોગ્ય છે. બીજાના દુઃખ જોઇને દુઃખી થનાર માણસ જ ધર્મનો અધિકારી છે. પરંતુ કદંબાને ધર્મથી શું લેવા-દેવા? તે તો સંસારનાં સુખોની ભિખારણ હતી!

## રાણી કદંબાનો આક્ષેપ :

લીલાવતીનો તાવ મહામંત્રીના પ્રભાવપૂર્ણ વસ્ત્રથી ઉતર્યો છે, એ હકીકત કદંબાએ જાણી તો તેના મનમાં ભયંકર વિચાર આવી ગયો. એ સીધી પહોંચી મહારાજા પાસે. ગંભીર ચહેરો કરીને તેણે રાજાને કહ્યું : મહારાજા! એક ઘણી જ ગંભીર વાત કરવા આવી છું. કદાચ તમે મારી વાત નહિ પણ માનો. ખેર! તમે માનો કે ન માનો, પણ મારી ફરજ છે કે આપને સાચી વાત જણાવવી જોઇએ' રાજાએ પૂછ્યું : 'એવી તે શું વાત છે? જરાય સંકોચ વિના કહો.'

કદંબાએ કહ્યું : 'તમે મારા પર નારાજ ન થશો. પણ તમને ખબર છે કે લીલાવતી મહામંત્રીના પ્રેમમાં છે?' આવો ભયંકર આક્ષેપ સાંભળીને રાજા ગુસ્સે થઈ ગયો. તે બોલ્યો! 'તુ આ ખોટો આક્ષેપ કરી રહી છે. શું પુરાવો છે તારી પાસે એનો?' કદંબાએ

શાંતચિત્તે કહ્યુ: 'મને ખબર જ હતી કે મારી વાત તમે ખોટી જ માનશો. પણ મારા વ્હાલા પ્રાણનાથ! મારી પાસે એનો પુરાવો છે, પ્રમાણ છે. પ્રમાણ ન હોત તો આપની સામે આવી વાત કરત જ નહિ આપ જઈને જુઓ, આપની પ્રિય રાણી મહામંત્રીના વિરહમાં તેમનું પહેરેલું જ વસ્ત્ર ઓઢીને સૂતી છે! આ આપ જાતે જ જઈને જુઓ અને ખાતરી કરો! પ્રેમનું આથી વિશેષ પ્રમાણ બીજું શું હોઈ શકે?'

## રાજા લીલાવતીને કલંકિત માને છે:

લીલાવતીએ કે પેલી દાસીએ મહામંત્રીના પૂજન-વસ્ત્રની વાત રાજાને કહી ન હતી. ઉતાવળમાં આવી ભૂલ થઈ જાય છે. રાજાએ કદંબાને કહ્યું: 'ભલે, હું પોતે જ જઈને જોઉં છું.' કદંબા પોતાના નિવાસે ચાલી ગઈ. રાજાના મનમા તોફાન જગાડીને ગઈ! રાજાની કલ્પનામાં મહામંત્રી અને લીલાવતી રમવા લાગ્યા. બંનેના ચરિત્ર પર રાજાને વિશ્વાસ હતો પણ કદંબાની વાતે શંકા પેદા કરી દીધી. માણસના જીવનમા કયારે ભૂલ થઈ જાય, કંઇ ભરોસો નહિ. હું હવે જાતે જ તેની ખાતરી કરુ" રાજા લીલાવતીના નિવાસખંડમાં પહોંચ્યા. લીલાવતી એ સમયે સૂઈ રહી હતી તેણે મહામંત્રીનું વસ્ત્ર ઓઢયું હતું. રાજાએ એ વસ્ત્રને ઓળખી લીધું: આ તો મેં જ મહામંત્રીને ભેટ આપ્યું હતું. મહામંત્રીએ આ વસ્ત્ર રાણીને આપી દીધુ? આટલું બધું મૂલ્યવાન વસ્ત્ર રાણીને ભેટ આપી દીધું, તેનો શું અર્થ?' રાજાને ખૂબ જ ગુસ્સો ચડયો તે પોતાના આવાસમાં આવ્યો. કદંબાની વાત રાજાના મનમાં દૃઢ થઈ ગઈ. તેણે મહામંત્રી અને લીલાવતીને પૂછવાનું પણ ન વિચાર્યું. મહામંત્રી અને લીલાવતીના માટે તેના મનમાં ખોટી ધારણા ઘર કરી ગઈ.

અજ્ઞાની અને ઓછી બુદ્ધિવાળા માણસોની આ જ તકલીફ હોય છે! તેમાંય જયારે આવા લોકો 'વડીલ' હોય છે, સત્તાસ્થાને બેઠેલા હોય છે ત્યારે તો ઘણો મોટો અનર્થ થઈ જાય છે! આવા લોકો

નાનાને રમકડાં સમજી બેસે છે અને મનફાવે એ રીતે તેમની સાથે ખેલે છે! રાજા માટે રાણી ભોગનું માત્ર રમકડું હતું! રાજાએ લીલાવતીને એ પણ પૂછવાની તસ્દી ન લીધી કે મહામંત્રીનું વસ્ત્ર તારી પાસે કેવી રીતે આવ્યું? મહામંત્રીને પણ બોલાવીને ન પૂછ્યું કે 'મેં આપેલું સવાલાખનું વસ્ત્ર ક્યાં છે?' આમ પૂછ્યું હોત તો સત્ય વાતની ખબર પડત અને બે પવિત્ર આત્માઓને અન્યાય ન થાત.

## પુરતી તપાસ કરી નિર્ણય કરો:

કોઈપણ વાત સાંભળીને કે કોઈપણ પ્રસંગ જોઈને ગાઢ રાગમાં કે ઘેરા દ્વેષમાં તણાઈ ન જાઓ. પોતાની રાગ-દ્વેષની વૃત્તિઓ પર સંયમ રાખો, નહિ તો તમે સાચો વિચાર નહિ કરી શકો. સાંભળેલી વાત પર કે સગી આંખે જોયેલી ઘટના પર પણ ઉતાવળે નિર્ણય ન બાંધી લો. તેના પર ગંભીરતાથી વિચાર કરો, પુરતી તપાસ કરો. અને પછી નિર્ણય કરો. તે પણ કઠોરતાથી કે નિર્દયતાથી ન કરો.

## લીલાવતીને દેશનિકાલની સજા:

મહામંત્રી પેથડશા પર રાજાને કેટલો બધો વિશ્વાસ હતો! રાજાને ખબર હતી કે પેથડશાએ બ્રહ્મચર્ય વ્રત લીધું છે. બ્રહ્મચારી મહામંત્રી માટે પ્રજાને પણ ખૂબ જ સદ્‌ભાવ છે. છતાંય આવા બ્રહ્મચારી મહામંત્રીને દુરાચારી ધારી લીધો! માત્ર એક વસ્ત્રના કારણે! મંત્રીનું વસ્ત્ર રાણીની પાસે જોઈને રાણીનો તાવ કેમ ચાલ્યો ગયો, તેટલું પૂછવાનું પણ રાજાને ન સૂઝ્યું. જે લીલાવતી માટે તેને અનહદ પ્રેમ હતો એ રાણીને પણ વ્યભિચારિણી માની લીધી! આ છે તમારો સંસાર! એક ક્ષણમાં રાગ, દ્વેષમાં બદલાઈ જાય! ક્ષણમાં દ્વેષ, રાગમાં બદલાઈ જાય! રાજાનું મન તીવ્ર દ્વેષથી ભરાઈ ગયું. મહામંત્રી અને મહારાણીને આકરામાં આકરી સજા ફટકારવા તેનું મન વિચારી રહ્યું. પરંતુ મહામંત્રીને સજા કરવાની રાજામાં હિંમત ન હતી. રાજા તો નામનો હતો. સર્વેસર્વા તો

મહામંત્રી પેથડશા જ હતા. મહામંત્રીને સજા કરવાની રાજાની હિંમત નહોતી ચાલતી, નિર્બળને સૌ સતાવે, બળિયાને કોઇ સતાવતું નથી, દુનિયાનો આ નિયમ છે. રિવાજ છે. રાજાની નજરે મહામંત્રી બળિયા હતા, રાણી નિર્બળ! રાજાએ લીલાવતીને બોલાવીને સજા સંભળાવી: 'મારા રાજ્યમાંથી તું દૂર ચાલી જા. તારું મોં પણ મને બતાવીશ નહિ.' અને રાજાએ આ સજા મહામંત્રીની હાજરીમા ફટકારી! રાજાએ એમ વિચાર્યું હશે કે 'મહામંત્રી રાણીના પ્રેમમાં છે. આથી તે પણ રાણીની સાથે રાજ્ય છોડી જશે!' માણસ કેવી ભ્રમણાઓમાં ભટકે છે! રાજાને મહામંત્રીના આંતરિક વ્યક્તિત્વની કયાં ખબર હતી? રાજાએ લીલાવતીને સજા સંભળાવી તો મહામંત્રી મૌન રહ્યા. એક હરફ પણ ન ઉચ્ચાર્યો.

## મહામંત્રી સ્વસ્થ અને શાન્ત:

લીલાવતીની દાસી ચતુરાને આ બધી વાતની ખબર પડી ગઈ હતી. કદંબાના નિવાસસ્થાનેથી મહામંત્રી અને લીલાવતીના પ્રેમની વાત ફેલાવવામાં આવી હતી, એની તેને જાણ થઇ ગઇ હતી. તરત જ તે મહામંત્રીનું વસ્ત્ર લઇને પથમિણી પાસે પહોંચી અને રાજમહેલની બધી કરુણ કથા કહી અને ધ્રુસકે ધ્રુસકે રડી પડી. 'મેં તો મહારાણીના ભલા માટે આ ઉપચાર કર્યો હતો, પરંતુ રાણી બા મોટી આફતમાં આવી પડયાં અને સાથે પવિત્ર મહામંત્રી પર પણ કલંક આવ્યું.' પથમિણીએ દાસીને આશ્વાસન આપ્યું. અને ચિંતા નહિ કરવા સમજાવ્યું. પરંતુ પથમિણીના હૈયે ખળભળાટ શરૂ થઇ ગયો હતો. નારાજ રાજા શું કરી શકે, આશ્રિતોની તે કેવી બેહાલી કરી શકે તે પથમિણી બરાબર સમજતી હતી. તેના મનમાં થોડોક ભય થડકી રહ્યો. ચિંતા પણ ચચરી રહી. એટલામા મહામંત્રી હવેલીમાં આવ્યા. તે સ્વસ્થ અને શાંત હતા. તેમનો ચહેરો નિરાકુળ અને નિર્વિકાર હતો. તેમને પ્રતીતિ થઇ ગઈ હતી કે 'રાજા મારા પર નારાજ છે અને મારા પર ઘોર કલંક મૂકાયું છે.' પણ આની તેમના મન પર કોઈ અસર ન પડવા દીધી.

દાસી ચતુરાને વિદાય કરીને મહામંત્રીએ પથમિણી સામે જોયું. પથમિણી પતિના ચરણોમાં બેસી ગઈ. તેની આંખોમાં આંસુ છલકાઈ પડયા. 'મારા નિમિત્તે મારા પતિ પર કલંક આવ્યું. રાણી પર કલંક આવ્યું....' આ વાતનું તેને દુઃખ હતું. મહામંત્રીએ પથમિણીને કહ્યું:

**'શા માટે રડી રહી છે? શું કરવા ચિંતા કરે છે? નિષ્કલંક હોવા છતાંય કલંક આવ્યું છે. આ કોઈ મારા પૂર્વભવના પાપનું ફળ છે. કોઈ ભવમાં મેં કોઈ અકલંક જીવ પર કલંક મૂકવાનું પાપ કર્યું હશે. એ પાપ આજ આ ભવે ઉદયમાં આવ્યું છે. ત્યારે એ પાપનું ફળ તો સમતાથી ભોગવવું જોઈએ. ચિંતા નં કરો દેવી! આપણાં હૃદયમાં ધર્મ છે. ધર્મ જ આપણી રક્ષા કરશે. ધર્મના ચરણે અભય રહો! રાજાનો આમાં કશો જ દોષ નથી. મારા પાપકર્મે રાજાને નિમિત્ત બનાવ્યા છે. દેવી! રાજા પર જરાય રોષ ન કરશો....'**

પથમિણી મહામંત્રીના વાણી પ્રવાહમા અને વિચારપ્રવાહમાં વહેતી ગઈ. જાણે ગંગાના પ્રવાહમાં વહી રહી હોય! દુઃખનાં આંસુ હર્ષનાં આંસુમાં બદલાઈ ગયાં. ન કોઈ ભય! ન કોઈ દ્વેષ! મંત્રીપદ ચાલ્યા જવાનો કોઈ ભય ન હતો. ખોટું કલંક મૂકનાર રાજા કે કદબા રાણી પર કશો જ દ્વેષ ન હતો. આવો આત્મા **'યથોદિત'** ધર્માનુષ્ઠાન કરી શકે છે અને ધર્માનુષ્ઠાનમાં સ્થિરચિત્ત બની રહે છે. આવા આત્માના હૈયે ભયજન્ય ચંચળતા નથી હોતી. દ્વેષ-જન્ય ઉન્મત્તતા પણ નથી હોતી.

## પથમિણીને લીલાવતીની ચિંતા થાય છે:

પથમિણીને એક બીજો વિચાર આવ્યો અને તેના ચહેરા પર ઉદ્વેગ છવાઈ ગયો. તેમણે મહામંત્રીને કહ્યું: 'સ્વામીનાથ! બિચારી નિર્દોષ લીલાવતીનું શું થશે? રાજાએ તો તેમને દેશવટો દીધો છે ને? એ હવે ક્યાં જશે?' મહામંત્રી આ જ પ્રશ્નની રાહ જોતા

હતા. તેમણે પૂછયું : 'દેવી ! તમે જ બતાવો. મહારાણીને બચાવવા આપણે શું કરી શકીએ તેમ છીએ ? શું કરવું જોઇએ ?' પથમિણીએ કહ્યું : 'હું આપને શું બતાવું ? આપ જ એવો કોઇ ઉપાય વિચારો કે જેથી મહારાણી જંગલી પશુઓનો શિકાર ન બની જાય. મને તેમની ઘણી જ દયા આવે છે. એ પવિત્ર અબળાને આપ જ બચાવી શકો તેમ છો. કેટલી નાની ઉંમરમાં એ બિચારીને આ મહાદુઃખ આવી પડયું ! આપ એને કોઇપણ રીતે બચાવી લો....'

પથમિણીનું હૈયું ભરાઈ આવ્યું. મહામંત્રીના મનમાં તો રાણીને બચાવી લેવાની યોજના તૈયાર જ હતી. પરંતુ આ યોજનાને પાર પાડવા માટે પથમિણીની સંપૂર્ણ અને સહર્ષ સહમતી અનિવાર્ય હતી. કારણ કે એ યોજના ઘણી જોખમી હતી મહામંત્રીએ કહ્યુ : 'જુઓ દેવી ! એ રાણીને તમે જ સુરક્ષિત રાખી શકો તેમ છો. ગુપ્ત રીતે તમે રાણીને તમારી હવેલીના ભોંયરામાં રાખો. કલંક દૂર થશે ત્યારે તે રાજાના મહેલે ચાલી જશે. બોલો છે તમારી આ માટે તૈયારી ?' મહામંત્રીએ આટલું કહીને પથમિણી સામે જોયું. જે રાણી પર, મહામંત્રીના પ્રેમમાં હોવાનો આરોપ છે એને પોતાની જ હવેલીમાં આશરો આપવો, એ કંઈ જેવું તેવું સાહસ ન હતું ! ઘણું મોટુ સાહસ હતું. ભારે જોખમ હતું. તોય પથમિણીએ જરાય ખચકાટ વિના નિઃસંકોચ આ માટે સંમતિ આપી. પતિ ઉપર પથમિણીનો કેવો અવિચળ વિશ્વાસ હતો તેનો આ પ્રસંગ જ્વલંત દાખલો છે. મારા પતિ નૈષ્ઠિક બ્રહ્મચારી છે. તેમનાં મનમા કયાય વિષયવિકાર નથી....' આવો નિઃશક વિશ્વાસ પથમિણીના હૈયે હતો.

## આજે પતિએ પત્નીનો વિશ્વાસ ગુમાવ્યો છે :

પેથડશાએ પણ આવો અવિચળ વિશ્વાસ સંપાદન કર્યો હશે ને ? તમે લોકોએ તમારી પત્નીનો આવો વિશ્વાસ મેળવ્યો છે ? તમારી પત્નીને તમારા પર વિશ્વાસ છે ને ? 'મારા સિવાય દુનિયાની બીજી બધી જ સ્ત્રીઓ મારા પતિને મા–બેન સમાન છે. તેઓ કદી પણ

બીજી સ્ત્રી સામે વિષયવિકારથી જુએ જ નહિ, વિચારે પણ નહિ....!' આવો વિશ્વાસ તમારા માટે છે ને?

**સભામાંથી :** તો તો અમને સ્વર્ગનું સુખ અહીં જ મળી જાય ને? પણ એવાં પુણ્ય અમારા ક્યાથી?

**મહારાજશ્રી :** પુણ્ય તો તમારા છે. પરંતુ તમારા એવા લક્ષણ નથી! કહો, હૈયે હાથ મૂકીને કહો, તમે તમારી પત્નીને વફાદાર છો? પરસ્ત્રીનો ક્યારેય રાગથી સ્પર્શ નથી કર્યો ને? આ વિલાસી યુગમાં તમે સ્વપત્નીને પરિપૂર્ણ વફાદાર રહ્યા હોય તો મારા તમને લાખ લાખ ધન્યવાદ છે! પરસ્ત્રીનું રૂપ નહિ જોવાનું, પરસ્ત્રી સાથે એકાતમા વાત પણ નહિ કરવાની. સિનેમાના પડદા પર પણ સ્ત્રીઓની અર્ધનગ્ન કાયા નહિ જોવાની. નથી જોતાને સિનેમામાં?

## વાસનાઓ ડાકણ બનીને સતાવશે :

**સભામાંથી :** શ્રીમતીજી પણ સિનેમા જોવા આવે છે ને! એ પણ પરપુરુષોને જોતી હોય છે ને?

**મહારાજશ્રી :** એમ? તમે અરસપરસ સમજૂતી કરી લીધી છે કે 'હું પરસ્ત્રીને જોઉં તો તારે ડખડખ નહિ કરવાની અને તું પરપુરૂષોના રૂપ જોઈશ તો હું પણ તને કંઇ નહિ બોલું!' આવી જ વાત છે ને? પણ આ સમજૂતી જોવા સુધીની જ છે ને? આગળ વધીને બીજી કોઈ સમજૂતી તો નથી કરીને? શા માટે તમે જાણી જોઇને, ઉઘાડી આંખે નરકનાં કર્મ બાંધો છો? વર્તમાન જીવનમાં દુરાચાર-વ્યભિચારના માર્ગે ચાલીને શા માટે તમારી અને બીજાની જિંદગી બરબાદ કરો છો? શું સ્વપત્ની અને સ્વપતિમાં વિષયવાસના શાંત નથી થતી? તમારી વિષય-વાસના તો દાવાનળ છે. વિષયસુખ ભોગવવાથી દાવાનળ શાત નથી થતો, ઉલ્ટો વધે છે. વાસના ભોગવવાથી વધુ પ્રબળ બને છે. શરીર અશક્ત બનશે, ઇન્દ્રિયો શિથિલ બનશે ત્યારે વાસનાઓ

તમને લાકડુ બનીને સતાવશે. પતિ-પત્નીનું સદાચારી જીવન આપણા આર્યદેશની સંસ્કૃતિ છે. સદાચારી અને એક બીજાને વફાદાર પતિ-પત્નીના જ સંતાન આર્ય-સંસ્કૃતિના સંવાહક અને મોક્ષમાર્ગના આરાધક બની શકે છે. પેથડશા અને પદ્મિણીને એક જ સુપુત્ર હતો ઝઝણશા. કેવો હતો એ પુત્ર? જેવો બાપ તેવો બેટો! પેથડશા જેવો જ સુશીલ, દાનવીર અને પરમાત્મભક્ત! ગુણવાન્, શ્રદ્ધાવાન અને ચારિત્રવાન્! તમારે કેવાં સંતાન જોઈએ? સંતાનની ચિંતા છે તમને? સંતાનના આત્માની ચિંતા છે? તમને ખુદ તમારા આત્માની જ ચિંતા નથી પછી તમે તમારા સંતાનના આત્માની ચિંતા તો શું કરવાના?

દેશના હિતચિંતકો કહેવડાવનારાઓએ સમાજના કહેવાતા ઉદ્ધારકોએ, મહિલાઓને સુખી કરવાનો ઠેકો લેનારાઓએ, દુરાચાર અને વ્યભિચારને ફેલાવવાનું ઘોર પાપ કર્યું છે અને કરે છે. કેટલાક બજારૂ સાહિત્યકારોએ, કલાકારોએ અને શ્રીમંતોએ દુરાચાર અને વ્યભિચારનો ફેલાવો કરવાનો અક્ષમ્ય અપરાધ કર્યો છે, અને કરે જાય છે. અરે! વ્યભિચારીઓને રક્ષણ આપવાના કાયદા બન્યા છે. ગર્ભપાત જેવાં ઘોર પાપ આજ કાયદાની સથવારે બિન્ધાસ્ત થઈ રહ્યા છે. શું આવા પાપી કાયદાઓનું પાલન કરવાનું? આવા કાયદાઓનું ડોકટરોએ ઉલ્લંઘન કરવું જોઈએ, તેનો અસરકારક અને જોરદાર વિરોધ કરવો જોઈએ. પ્રજાને નિઃસત્ત્વ અને નિર્વીર્ય બનાવનાર પગલાઓનો અસરકારક સખ્તમાં સખ્ત વિરોધ કરવો જોઈએ. સદાચારના જેઓ સુદૃઢ પક્ષપાતી હશે, તેઓ જ આવો વિરોધ કરી શકશે. જેમને દુઃખનો ભય નહિ હોય અને સુખનું પ્રલોભન નહિ હોય તેઓ જ આ સામે વિરોધનો ઝંડો ઉચકી શકશે. કેવા રાષ્ટ્રમાં જીવન જીવવાનું છે? કહે છે કે કોંગ્રેસ ગાંધીજીના સિદ્ધાંત અનુસાર રાજ્ય કરે છે. મારી નજરે તો આજ ગાંધીજીના સિદ્ધાંતોની ખૂલ્લે આમ હત્યા થઈ રહી છે, નિર્દયતાથી કતલ થઈ રહી છે. આ દેશ મહાવીર, બુદ્ધ, રામ અને કૃષ્ણનો છે. એમના જ દેશમાં શીલ અને

સદાચારનો આ ઉપહાસ? પ્રજાને દુરાચારી અને વ્યભિચારી બનાવવાની યોજનાઓ?

હા, આવા સમાજની વચમાં, આવા દેશમા રહીને પણ આપણે શીલ અને સદાચારનું પાલન કરવાનું છે! પતિ-પત્નીના સંબંધોને પવિત્ર રાખવાના છે. પેથડશા અને પથમિણીના સંબંધો કેવા પવિત્ર હશે? એકબીજા માટે કેટલો બધો વિશ્વાસ હશે? મહામંત્રી ગુપ્ત માર્ગે લીલાવતીને પોતાની હવેલીએ લાવીને તેની જવાબદારી પથમિણીને સોંપી દે છે. અભય, અખેદ અને અદ્વેષની જીવંત મૂર્તિ પેથડશા વાસ્તવમાં ધર્માત્મા હતા. ધર્મનું જેવું સ્વરૂપ બતાવ્યું છે એ રૂપ-સ્વરૂપવાળા ધર્મના આરાધક આ મહાપુરૂષ હતા. આજ બસ આટલું જ!

* પરમાત્મા સાથે સંબંધ બાંધવાની ચાર ભૂમિકા: ૧ સ્મરણ ૨. દર્શન ૩. સ્તવન ૪. સ્પર્શન.
* પ્રેમતત્વને સમજનાર જ મૂર્તિપૂજાનું રહસ્ય સમજી શકે. પરમાત્મપ્રેમ તમને આપોઆપ મંદિરે ખેંચી જાય.
* તમે જો બંગલામાં બેડરૂમ, ડ્રોઈંગરૂમ, બાથરૂમ....બનાવી શકો છો તો એક 'ગોડરૂમ' ન બનાવી શકો?
* ગદ્‌ગદ્ કંઠે અને ભાવવિભોર હૈયે ભીલે પોતાની આંખથી ભગવાન શંકરની પૂજા કરી! ભગવાન શંકરે જટાશંકરને કહ્યું: 'જેઓ મને સંપૂર્ણ અને સર્વસ્વનું સમર્પણ કરે છે, તેનો હું બની જાઉં છું!'

## પ્રવચન/૧૧

યાકિનીમહત્તરાસુનુ મહાન્ શ્રુતધર આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ 'ધર્મબિન્દુ' ગ્રન્થમા ધર્મનું સ્વરૂપ સમજાવતાં ફરમાવે છે કે-

वचनाद्यदनुष्ठानमविरुद्धाद्यथोदितम् ।
मैत्र्यादिभावसंयुक्त तद्धर्म इति कीर्त्यते ।।

આ વાતને જાણીને તમારા હૈયે ક્યારેય કદી બેચેની થઈ છે ખરી કે 'આટ આટલાં વર્ષોથી ધર્માનુષ્ઠાન હું કરું છું, છતાંય હજી સુધી નથી વિચારશુદ્ધિ થઈ કે નથી આચારશુદ્ધિ થઈ. તો હવે હું શું કરું? શું હું અવિધિથી અનુષ્ઠાન કરું છું? ધર્માનુષ્ઠાન જે પ્રકારે કરવું જોઈએ તે પ્રકારે શું નથી કરતો? આત્મામાં પ્રશમભાવ હજી કેમ પ્રગટતો નથી? ક્યાં ગૂંચવાઇ ગયો છું? નાનકડી જિંદગી છે. ખબર નથી જીવનદીપ ક્યારે બુઝાઈ જશે? ન માલુમ મારો આત્મા

પરલોકમાં ક્યાં જશે ? ફરીને પાછા ૮૪ લાખ યોનિના ચક્કરમાં તો ચકરાવું નહિ પડે ને ?....'

**આત્મચિંતા થાય છે ખરી ?:**

આવી આત્મચિંતા તમને થાય છે ? મકાનમાં લાઇટ-ફીટીંગ કરાવ્યું, મીટર પણ લગાડયું, સ્વીચ પણ ઓન કરો છો, પરંતુ લાઇટ ન થાય તો 'કેમ લાઇટ નથી થતી ?' તેની ચિંતા કરો છો ને ? ત્યારે વિચારો છો ને કે 'ફિટિંગ તો બધું જ કરાવ્યું' છે, મીટર પણ લગાડયું છે, છતાંય લાઇટ કેમ નથી થતી ? ગરબડ ક્યાં છે ? ત્યારે ઇલેકટ્રીશ્યનને બોલાવો છો ને ! તેને બતાવીને પૂછો છો ને કે 'લાઇટ કેમ નથી થતી ? લાઇટ થાય તેવું કરી દો ' ઇલેકટ્રીશ્યન ફીટીંગને બરાબર જોઇને કહે છે કે 'ભલા માણસ ! લાઇટ કેવી રીતે થાય ? પાવર હાઉસ સાથે હજી કનેકશન ક્યાં લીધું છે ? !'

માની લો કે કનેકશન લીધું છે, પરંતુ જો લાઇટ ફીટીંગ બરાબર નહિ હોય તો પણ લાઇટ-પ્રકાશ નહિ થાય ! ગરબડ ક્યાં છે તે શોધો. વર્ષોથી તમે ધર્મક્રિયાઓ કરો છો, છતાંય આત્મામાં હજી જ્ઞાનપ્રકાશ થયો નથી, જીવનમંદિરમાં અંધારું જ અંધારું છે ત્યારે તમને ઘેરી ચિંતા થવી જોઇએ. થાય છે ચિંતા ? તમારા આત્મા તરફ તમે ક્યારેય નજર કરો છો ખરા ? આખી દુનિયાને જુઓ છો પણ ખૂદ તમારા આત્માને જ નથી જોતા ! બુદ્ધિશાળી છો કે બુધ્ધુ છો ? રૂપિયાની ફાટેલી નોટની ચિંતા થાય છે અને મૂલ્યવાન આત્માની ચિંતા જ નથી થતી ! આટલી બધી ઘોર લાપરવાહી ? યાદ રાખો, તમે પોતે ખૂદ તમારા આત્માની ચિંતા નહિ કરો તો દુનિયાની કોઇ જ વ્યક્તિ-ખૂદ તીર્થંકર પરમાત્મા પણ તમારો ઉદ્ધાર નહિ કરી શકે. ગંભીરતાથી વિચારો કે આજ તમારા આત્માની શી સ્થિતિ છે ? ધર્મક્રિયાઓ કરો છો, છતાંય તમારા જીવનવ્યવહારમાં અને મનના વિચારોમાં પ્રકાશ ફેલાયો ? ના. ત્યાં તો બધે કાળું અંધારું જ અંધારું છે ! તપાસો, પરમાત્માના પાવર હાઉસ સાથે કનેક્શન તો સલામત છે ને ?

**પરમાત્મા સાથે સંબંધ બાંધવાની પદ્ધતિ :**

**સભામાંથી :** કનેક્શન જ નથી લીધું પછી સલામતીનો પ્રશ્ન જ નથી ઉભો થતો.

**મહારાજશ્રી :** ખરા બુદ્ધિશાળી છો તમે ! આત્માનો પરમાત્મા સાથે જ્યાં સુધી હૃદયની ભૂમિકા પર પ્રીતિ–ભક્તિનો સંબંધ નથી સ્થાપિત થયો ત્યાં સુધી પરમાત્માએ બતાવેલા મોક્ષમાર્ગની આરાધના કેવી રીતે થઇ શકે ? દરેક ધર્માનુષ્ઠાનના વિધિ-વિધાનનું ફીટીંગ બરાબર કેવી રીતે થઇ શકે ? બંને અપેક્ષિત છે : ફીટીંગ અને કનેક્શન. બંનેમાંથી એકપણ ન હોય તો પ્રકાશ નહિ આવે. બને અનિવાર્ય છે. મારું માનો તો પ્રથમ કનેક્શન લઈ લો ! પછી ફીટીંગમાં તો જરાય વાર નહિ લાગે ! આથી કનેક્શનનું કામ, તેની કાર્યવાહી પહેલાં જ શરૂ કરી દો ! કનેક્શન લેવાનો પણ એક સરસ પ્રોસીજર-કાર્યવાહી છે. પરમાત્માની સાથે સંબંધ બાંધવાનો છે' કોઇ મામુલી વાત નથી, ધારો છો તેટલું સરળ કામ નથી. હા, તમે કૃતસંકલ્પ બનો પછી કોઇ જ મુશ્કેલી નથી. સંકલ્પ કરીને કામ શરૂ કરી દો. પરમાત્મા સાથે સંબધ બાંધવાની ચાર ભૂમિકા છે.

**૧. સ્મરણ, ૨, દર્શન, ૩, સ્તવન, અને ૪, સ્પર્શન,**

**સ્મરણ** વ્યક્તિની ગેરહાજરીમાં થાય છે. સ્મરણ સારાનું થાય છે તેમ ખરાબનું પણ થાય છે. જેના માટે પ્રેમ હોય છે તેનું સ્મરણ મધુરતા જગાડે છે. સાથે સાથે વ્યાકુળતા પણ ! આ વ્યાકુળતા પણ વ્હાલી લાગે છે. તેમાં ન સંતાપ હોય છે, ન પરિતાપ. ન ઉદ્વેગ હોય છે ન ઉકળાટ ! વિરહજન્ય વિહ્વળતા હોય છે તેમાં. તને માનો છો પરમાત્માનો તમને વિરહ થયો છે ? પ્રિયતમ પરમાત્મ-વિરહની વ્યાકુળતા અનુભવી છે કયારેય ? વિરહજન્ય સ્મરણની સંવેદના હૈયે કદી ઘોળાઇ છે ખરી ?

પરમાત્માનું સ્મરણ થઇ જાય છે કે કરવું પડે છે ? ધ્યાન રાખો કે સ્મરણમાં સંવેદન હોય જ છે. સંવેદન–શૂન્ય સ્મરણ સ્મરણ નથી.

તે તો છે માત્ર સ્વાર્થ-સિદ્ધિનું એક સાધન ! એક ઉપાય! 'પરમાત્માનું આટલીવાર નામ લેવાથી ...આટલીવાર સ્મરણ કરવાથી અમુક કાર્ય સિદ્ધિ થાય છે'—આવા ગણિતથી તમે લાખો-કરોડોવાર પરમાત્માનું સ્મરણ કરો, એ સ્મરણ સાથે મારે કોઈ સંબંધ નથી. જેને પરમાત્મા માટે પ્રેમ નથી, પ્રીત નથી, પ્યાર નથી, તેનું પરમાત્મ-સ્મરણ પ્રેમજન્ય નહિ પણ સ્વાર્થજન્ય હોય છે. પરમાત્મા માટે પ્રેમ હોય તો તેને મળવા દિલ આતુર બની જાય. તેના દર્શન અને મિલન માટે હૈયું જળ વિનાની માછલીની જેમ દિવસ રાત તરફડતું રહે. મિલન-દર્શન થતાં ન હોય....પળેપળ તેના સ્મરણમાં જાય. પરમાત્માની યાદ એટલી તીવ્ર બને કે તેનાં દર્શન માટે આંખો ચોધાર રડી પડે. અસ્તિત્વ આખું ય આકુળ-વ્યાકુળ બની જાય.

**સભામાંથી :** આવું તો કયારેય નથી થયું !

**મહારાજશ્રી :** કેવી રીતે થાય ? એવું તો પરમાત્માના પ્રેમમાં જીવનારના જીવનમાં જ થાય. તમે છો પરમાત્મપ્રેમી ? છો પરમાત્માના પ્રેમમાં ? પરમાત્માની વાત ઘડીક જવા દો. બીજા કોઈનાય પ્રેમમાં પણ છો ? કોના સાચા પ્રેમી છો ? છે માત્ર ઇમીટેશન પ્રેમ ! માત્ર નકલી પ્રેમ ! આવા પ્રેમમા, નકલી પ્રેમમાં, બનાવટી પ્રેમમાં માત્ર દેખાડવાના પ્રેમમાં પ્રિયતમનો-પ્રેમીજનનો વિરહ વ્યાકુળ નથી કરતો. વિરહ વ્યાકુળ ન બનાવે તો સ્મરણ થાય નહિ. ક્યારેક ભૂલથી યાદ આવી જાય તે એક વાત છે અને સહજ સ્મરણ થતું રહેવું તે બીજી વાત છે. સ્મરણમાં દર્શનનો તરફડાટ હોય છે.

આપણને સદેહી પરમાત્માનો વિરહ છે. અત્યારે તેમનાં દર્શન સંભવિત નથી ત્યારે તેમની આકૃતિનાં-તેમની તસ્વીરનાં-તેમની પ્રતિમાનાં દર્શન કરીને આત્મા તૃપ્ત બને છે. પ્રેમ તત્ત્વને સમજનાર મૂર્તિપૂજાનું રહસ્ય સમજી શકશે. પરમાત્મપ્રેમી પરમાત્માનું ત્રિકાળ દર્શન ન કરે તો તેના જીવને જરાય ચેન ન પડે. આથી જ પરમાત્માના ત્રિકાળ દર્શનની વિધિ બતાવાયી છે. વિધિ બતાવી છે માટે

ત્રિકાળ દર્શન નથી કરવાનાં ! પરમાત્મપ્રેમ તમને આપોઆપ તેનાં મંદિરે ખેંચી જશે ! પરમાત્માની પ્રતિમા જોઈને તમે ગદ્દગદ્દ બની જશો ! આંખોમાં આંસું છલકાઈ આવશે ! ગળે ડૂમો બાઝી જશે ! પરમાત્મદર્શનનો જે આનંદ છે. તેની જ મજા છે. એ દર્શનનો જે નશો છે તે શબ્દાતીત છે. તેનું વર્ણન કરવું અસંભવિત છે. એ જાતે જ અનુભવ કરવો રહ્યો. તમે જાવ છો ને મંદિરે? કેવી રીતે દર્શન કરો છો ? પરમાત્માની આંખો સાથે તમારી આંખો મેળવીને, ભાવ-વિભોર બનીને પરમાત્માની સામે ઊભા રહો છો ને ?

**સભામાંથી :** અશક્ય છે મહારાજ સાહેબ! પરમાત્માનાં આ પ્રકારનાં દર્શન તો એવા મંદિરમાં થઈ શકે કે જ્યાં બહુ ઓછા લોકો આવતા હોય. અહીં તો ભક્તો ભગવાનને ઘેરી લે છે. દર્શનાર્થીઓ એ ભીડમાં ભગવાનનાં પૂરા દર્શન પણ કરી શકતા નથી!

## સુખી ગૃહસ્થોએ ગૃહમંદિર રાખવું જોઈએ :

**મહારાજશ્રી :** સાચી વાત કહી તમે ! સ્વાર્થી લોકોએ ભગવાનને ઘેરી લીધા છે. સ્વાર્થમાં વિવેક નથી ટકતો. પૂજા કરનારાઓને એ ભાન જ નથી રહેતું કે ગભારામાં કેવી રીતે ઉભા રહેવું જોઈએ. 'હું એકલો જ મંદિરમાં નથી, બીજા પણ દર્શનાર્થી બહાર ઊભા છે,' આવો વિચાર તેમને આવતો જ નથી. તમે લોકો જો બરાબર દર્શન કરવા ઈચ્છતા હો તો ખૂદ તમારા ઘરમાં જ કોઇ એક ખંડમાં મંદિર બનાવો ! તમે લોકો જો બંગલો બનાવી શકો છો અને બંગલામા બેડરૂમ, ડ્રોઇંગરૂમ, કિચન, બાથરૂમ વગેરે બનાવી શકો છો તો શું ત્યાં તમે એક 'ગોડરૂમ' ન બનાવી શકો ? હા, જેઓ એકાદ-બે રૂમમાં જીવે છે' તેઓ ગૃહમંદિર ન બનાવી શકે. એવા સાધારણ અને મધ્યમવર્ગના લોકો માટે આ સંઘમંદિર બનાવાય છે ! સુખી અને સમૃદ્ધ લોકોએ તો પોતાનું ગૃહમંદિર બનાવવું જોઈએ અને એ મંદિરમાં જઈને ત્રિકાળ દર્શન-પૂજન કરવા જોઇએ ! તો સંઘ-મંદિરમાં વધારે ભીડ નહિ થાય. તમે લોકો જો પોતપોતાના ગૃહમંદિર

બનાવો તો જે પ્રકારના દર્શનની વાત તમને સમજાવી રહ્યો છું તે દર્શન તમે ત્યાં કરી શકશો. પરમાત્મા સામે 'ત્રાટક' પણ કરી શકો છો. દર્શનની તડપ નથી, દર્શનના તલસાટથી દર્શન થાય તો સહેજ જ 'ત્રાટક' થઇ જાય છે. ગૃહમંદિરમાં પછી કોઈ વચ્ચે અવરોધ કરનાર નહિ આવે.

## મંદિરમાં દેવા જાઓ છો કે લેવા?

તમે લોકો એવા મંદિરે દર્શન કરવા જવાનું વધુ પસંદ કરો છો કે જ્યાં વધુ લોકોની ભીડ રહેતી હોય! તમે એવા જ તીર્થો, મંદિર, અને મૂર્તિને વધુ પ્રભાવશાળી માનો છો, ખરું ને? તમને લોકોને પ્રભાવશાળી ભગવાન પ્રિય છે ને! પ્રભાવથી પ્રલોભિત થઈ મંદિરે જનારાઓ પરમાત્માના પ્રેમીજન નથી. પ્રભાવોથી આકર્ષણ તો લોભી લોકોને થાય છે. એવા લોકો શું મંદિરે દર્શન કરવા જાય છે? ના, તેઓ તો પરમાત્માને પોતાના દર્શન આપવા જાય છે! 'ભગવાન! મને જોઈ લો, હું કેટલો દીન અને દુઃખી છું. પ્રભુ! મારા હાલ જુવો!' આમજ તમારાં દર્શન કરાવવા જાવ છો ને તમે? ભગવાન તમને જોઈ લે તો તમારૂં કામ થઈ જાય! તમને મતલબ છે તમારા કામથી! તેમાં ભગવાન માધ્યમ બની જાય તો ઉત્તમ! માટે તમે મંદિર જાવ છો! આવા લોકો પરમાત્મતત્ત્વને ઓળખતા નથી. પરમાત્મા સાથે આ લોકોને કોઈ જ સંબંધ નથી. તેઓ આપવા નથી જતા, લેવા જાય છે મંદિરમાં! સાચું કહેજો, તમે મંદિરમાં દેવા જાવ છો કે લેવા?

## ભીલની નિષ્કામ ભક્તિ:

જટાશંકરને લગ્ન થયાને દસ-બાર વર્ષ થઇ ગયા હતા. પણ એકેય સંતાન ન હતું. પત્ની જટાશંકરને કહ્યા કરતી કે, 'તમે મંત્ર, તંત્ર, દોરા-ધાગા કંઈ કરો, જેથી આપણી એક મહેચ્છા-

પૂરી થાય, તેનાથી આપણને સંતાન થાય....' એક દિવસ મિત્રે જટાશંકરને કહ્યું : 'મારી એક વાત માનીશ તો તારું કામ થઇ જશે.' જટાશંકરે કહ્યું 'તું તો મારો મિત્ર છે. તારી વાત શું કરવા ના માનું ? મારા ભલા માટે જ તો તું વાત કરવા આવ્યો છે. બોલ ! તારી શું વાત મારે માનવાની છે ?'

મિત્રે કહ્યું : આપણા ગામથી પૂર્વ દિશામાં મહાદેવજીનું એક મંદિર છે. શિવજીની ઘણી જ ચમત્કારિક મૂર્તિ છે. એ શંકરની જે ભાવથી ભક્તિ કરે છે તેની બધી મનોકામના શંકર પૂરી કરે છે. તું એ મંદિરે રોજ જા. એ શંકરની પૂજા કર. તો તારી કામના પૂર્ણ થઇ જશે.'

જટાશંકરને મિત્રની વાત ગમી ગઇ. તેની વાત પર વિશ્વાસ બેસી ગયો. પત્નીને પણ વાત કરી. તે તો ખૂબજ પ્રસન્ન થઇ ગઇ અને કહ્યું : 'તમે કાલથી જ એ મંદિરે રોજ જવાનું શરૂ કરી દો. અને સાથે મહાદેવજીને ધરવા સારામા સારા ફુલ, મિઠાઇ વગેરે પણ લઇ જજો.' પત્નીની આ આજ્ઞા હતી. શું જટાશંકર અને તેની પત્નીનો આ પરમાત્માપ્રેમ હતો ? ના, પુત્રપ્રેમે તેને પરમાત્મા પાસે જવા, પરમાત્માની પૂજા કરવા મજબૂર કર્યો હતો, પરમાત્મા પાસે તે પુત્ર લેવા જતો હતો. પુત્ર મેળવવાની પ્રબળ ઇચ્છાથી જાય છે. પરમાત્મા પર તેને પ્રેમ નથી.

જટાશંકર રોજ મહાદેવજીના મંદિરે જાય છે. વિધિ અનુસાર પૂજન કરે છે, જાપ કરે છે. આજ મંદિરમાં એક આદિવાસી ભીલ પણ રોજ શંકરના દર્શને આવતો. દર્શન-પૂજા કરવાનો તેનો ઢંગ કોઇ અનોખો જ હતો. આ ભીલ મોંમાં પાણી ભરીને આવતો. હાથમાં જંગલી ફુલ લઇને આવતો. મંદિરમાં આવીને તે પોતાના તીરથી શંકરના ફુલ વગેરે ઉતારતો, પછી મોંમાં રાખેલ પાણીની પીચકારી શંકરની પર મારતો, મૂર્તિ ઉપર હાથમાં રાખેલાં ફુલ ફેંકતો. પછી શંકર સામે જોઇને પૂછતો : કેમ છો મારા શંકર ? તારી ઘણી જ દયા છે

મારા પર!' બસ આટલું બોલીને એ જતો રહેતો.

જટાશંકર જાપ કરતાં કરતાં ભીલની આ પૂજા જોતો. તેની આવી અણુગઢ પૂજા જોઈને તેના મનમાં ગુસ્સો ચડતો અને એક દિવસ તો જટાશંકરને શંકર ઉપર પણ ગુસ્સો ચડયો. કારણ કે એ દિવસે શંકરે પેલા ભીલ સાથે વાતો કરી હતી : 'હું આટલા ઊંચા પ્રકારની પૂજા કરું છું. મોંઘાદાટ ફુલો ચડાવું છું. દૂધનો અભિષેક કરુ છું. સતત નામ જપું છું. તો મારી સાથે વાત કરવાની તો દૂર રહી, મારી સામે નજર સુદ્ધા ય નહિ અને ગમાર... અનગઢ ભીલ સાથે શંકર પ્રેમથી વાતો કરે છે! હદ છે ને આ તો!'

બીજે દિવસે જટાશંકર મંદિરમા ગયો. શંકર ભગવાનની પ્રતિમા સામે જોયું તો તેમની એક આંખ ગાયબ હતી! જટાશંકર બબડયો : લોકો પણ કેવા છે! કયાંય ચોરવાનું ન મળ્યું તો ભગવાનના મંદિરમાં ચોરી? અને તે પણ ભગવાનની આંખ?!! કોણ ચોરી ગયું હશે શંકરની આંખ? પેલો ભીલ તો નહિ હોય? એ જ ચોરી ગયો હોવો જોઈએ, કંઇ નહિ, ભલે એ ચોરી ગયો. કાલે બજારમાં જઈને સરસ મજાની આખ લઈ આવીશ અને ચોંટાડી દઇશ....' આટલું બબડીને તે પૂજા કરવા બેઠો અને પૂજા પૂરી કરીને જાપ જપવા લાગ્યો

ત્યાં ભીલ આવ્યો. તેણે રોજની જેમ પૂજા શરૂ કરી તો તેણે જોયું કે ભગવાનની એક આખ નથી! જોતાં જ તે દુઃખથી બોલી ઊઠયો : 'અરે શંકર! તારી એક આંખ કયાં ગઈ?' પછી થોડીવાર રહીને બોલ્યો!' મારે બે આંખ અને તારે એક આંખ? ભલા! એ બની જ કેમ શકે? તારે તો બે જ આંખ હોવી જોઇએ. લે, મારી એક આંખ તને આપી દઉ છું....' અને પોતાના બાણુથી પોતાની એક આંખ કાઢીને શંકરની પ્રતિમા પર ચોંટાડી દીધી!!! આંખ કાઢતાં ભીલની આંખમાંથી લોહીની ધારા વહેવા લાગી. પણ ભીલે ન હુંકારો કર્યો, ન હાયકારો! ગદ્ગદ્ કંઠે અને ભાવવિભોર હૈયે તેણે આંખથી પૂજા કરી. જટાશંકર તો આ જોઈને આભોજ બની ગયો!

પરસેવાથી લદબદ થઈ ગયો! એ જ સમયે પ્રતિમામાંથી એક દિવ્યધ્વનિ મંદિરમાં ગૂંજી ઊઠયો :

'જટાશંકર! હવે તને સમજાયું ને કે હું આ ભીલને કેમ ચાહું છું? એ ભીલ મારી પાસે લેવા નથી આવતો, મને દેવા આવે છે! અને તું? ભિખારીની જેમ માંગવા આવે છે. લેવા માટે તું મારી પૂજા-ભકિત કરે છે પણ મારે મન તો એ જ મારો પરમભકત છે કે જે મને પોતાનું સર્વસ્વ સમર્પી દે છે. જેઓ મને સંપૂર્ણ અને સર્વસ્વનું સમપર્ણ કરે છે તેનો હું બની જાઉં છું.'

**પ્રેમ સમર્પણ કરાવે છે :**

જટાશંકર તો દિવ્ય-વાણી સાંભળીને થીજી જ ગયો! ખાલી થાળી લઈને તે ઘરે પાછો ફરી ગયો. જટાશંકરને પુત્ર ભલે ન મળ્યો પરંતુ પરમાત્માને કેવી રીતે પામવા તેનો પંથ જરૂર મળી ગયો. પરમાત્મા સાથે જ એક પ્રેમ કરી લો પછી કશું જ માંગવું નહિ પડે. વગર માંગે જ બધું મળી જશે. જે સમયે જે જોઈશે તે સમયે તે મળી જ રહેશે. તમે મંદિરે જો કંઈ માંગવાની ઈચ્છાથી જશો તો તમારૂં મન ચંચળ રહેશે. લેવાની.... કંઇ પામવાની ઈચ્છાથી ચંચળતા પેદા થાય છે. મંદિરમાં તમારૂં મન સ્થિર રહે છે? નથી રહેતું, કેમ ખરૂં ને? સ્થિરતાથી સ્વસ્થ ચિત્તે પરમાત્માનું દર્શન કરો છો? પરમાત્મા તરફ તમારી નજર અપલક રહે છે? સ્થિર અને એકાગ્ર રહે છે? કેટલીવાર સુધી સ્થિર રહે છે? નજર આમતેમ ફરતી રહે છે ને? નજર તમારી ભટકતી જ રહેવાની! મંદિરમાં-પરમાત્માનાં દર્શન કરતાં પણ ભટકતી રહેવાની. કારણ કે તમે મંદિરમાં પરમાત્મા પાસે કંઈક લેવા જાવ છો. લેવાની વાસના આંખ અને અંતરને ચંચળ બનાવે છે. તમારા હૈયામાં પરમાત્મપ્રેમ જાગ્રત થશે તો જ તમે સમર્પણની ભાવના લઈને પરમાત્માના મંદિરે જશો. પ્રેમ તમને સમર્પણ કરવા જ પ્રેરશે.

દર્શન અને સ્મરણ બાદ તમારી વાણી મુખરિત થયા વિના નહિ રહે. તમારા હોઠ પર પરમાત્માનું સ્તવન આપોઆપ ગૂંજી

ઊઠશે. એ સ્વયંસ્ફુરિત સ્તવનામાં પરમાત્મ-વિરહની વેદના હશે, પરમાત્માની પ્રશંસા હશે, અથવા તો પરમાત્માના ભાવમિલન માટેની ગદ્‌ગદ્‌ પ્રાર્થના હશે.

**સભામાંથી :** અમે તો ગોખેલા સ્તવન જ બોલીએ છીએ. હૈયામાંથી કોઇ સ્વત : ભાવ જાગતા જ નથી.

**મહારાજશ્રી :** પ્રેમપૂર્ણ અને ભક્તિભરપુર હૈયામાં સ્તવના આપોઆપ પ્રગટે છે. ઢંઢોળો તમારા હૈયાને. હૈયે પરમાત્મા પ્રત્યે પ્રેમ અને ભક્તિભાવ પડયા છે? લગ્ન બાદ મયણાસુંદરી બીજા દિવસે ભગવાન ઋષભદેવના મંદિરે ગઈ હતી ત્યારે તેનો પતિ ઉંબરરાણો પણ સાથે ગયો હતો; એ સવારે મયણાસુંદરીના હૈયે કેવી સ્તવના પ્રગટ થઇ હતી તે જાણો છો? પ્રેમપૂર્ણ સ્તવના પ્રગટી હતી. આ પ્રેમભરપુર સ્તવનાએ ચમત્કાર કરી દીધો. પરમાત્માના ગળામાં પડેલી ફુલમાળ સ્વયં મયણાસુંદરી પાસે આવી ગઇ! સ્તવના મયણા સુંદરી કરી રહી હતી, તે સાંભળી ઉંબરરાણાનું હૃદય ભાવવિભોર બની ગયું! ગદ્‌ગદ્‌ થઇ ગયો તે.

સ્તવના કરવાની પણ એક પદ્ધતિ છે. સ્તવના એ છે કે જે સાંભળનાર પણ ભક્તિભાવમાં લીન બની જાય! ઉંબરરાણો કદાચ આ અગાઉ ક્યારેય મંદિર ગયો ન હતો પણ તેના દિલમાં મયણા-સુંદરી પ્રત્યે ગુણમૂલક પ્રેમ પ્રગટયો હતો. મયણાના ત્યાગ અને સમર્પણથી ઉંબરરાણો પ્રભાવિત બન્યો હતો. મયણાથી પ્રભાવિત ઉંબરરાણાને મયણાની સ્તવના પ્રત્યે પણ પ્રેમભાવ ઉમટયો. એ સ્તવનામાં ન તો સુખ પામવાની પ્રાર્થના હતી, ન તો દુઃખમાંથી મુક્ત થવાની કોઇ યાચના હતી. એ સ્તવનામા માત્ર પરમાત્માના ગુણોનું સ્મરણ અને કીર્તન જ હતું!

તમે દર્શન કેવી રીતે કરો છો? જેના પ્રત્યે પ્રેમ હોય તેના દર્શન કેવી તલ્લીનતાથી થાય તે ખબર છે? આંખથી આંખ મળે છે ને? આંખમાં કંઇક એવું દેખાય છે ખરૂં? બસ, એ જોતા જ રહો! આંખ

ત્યાંથી હટે જ નહિ! એક પરમાત્મપ્રેમી સંસ્કૃત ભાષાના મહાકવિએ ગાયું છે:

प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्नं !

કવિએ પરમાત્માની આંખોમાં પ્રશમરસ જોયો! પ્રસન્નતા જોઈ! તમે લોકોએ પરમાત્માની આંખોમાં કંઈ જોયું? તમને એ પણ જાણ છે ખરી કે પરમાત્માની આંખમાં પણ કંઈક જોવા યોગ્ય છે? સંસારી જીવોની આંખોમાં જે નથી દેખાતું એવું કોઈ દિવ્ય તત્ત્વ પરમાત્માની આંખમાં દેખાય છે! યોગીશ્વર આનંદઘનજીને પણ આવું કંઈક પરમાત્માની આંખમાં દેખાયું હતું. એ જોઈને તે આનંદથી નાચી ઊઠયા હતા. આનંદના નાચમાં તેમના મોંમાંથી સ્તવના ફૂટી હતી:

**અમિય ભરી મૂરતી રચી રે. ઊપમા ન ઘટે કોય**
**શાન્ત સુધારસ ઝીલતી રે. નિરખત તૃપ્તિ ન હોય!**
**વિમલજિન! દીઠાં લોયણ આજ!**

'હે વિમલ જિનેશ્વર! આપના નયન આજે મેં જોયાં! જોતો જ રહું....જોતો જ રહું....જીવનપર્યંત બસ તેને જોતો જ રહું.... તૃપ્તિ નથી થતી જોતા જોતાં! આપના નયનોમાં શાન્તરસનું એવું અમૃત ભર્યું છે કે બસ પીતો જ રહું....પીતો જ રહું...'

આનંદઘનજી યોગી હતા ને? યોગીને પરમયોગી સાથે પ્રેમ થવો સહજ હતો. યોગી જ પરમયોગીની આંખ વાંચી શકે છે! આંખોના ભાવોને વાંચી શકે છે. ભોગીનો પરમયોગીની સાથે સંબંધ જ કેવી રીતે થઇ શકે? ભોગીને યોગી સાથે બનતું જ નથી! જેને યોગી ગમે છે તે ભોગી નથી હોતા! તેનું હૈયું ભોગી નથી હોતું. શરીરથી ભોગી અને મનથી યોગી! શ્રાવક આવા હોય છે. પરમાત્મ-પથના પથિક યોગી હોય છે. 'યોગી' શબ્દ સાંભળીને ડરશો નહિ. 'યોગી' શબ્દની વ્યાખ્યા સમજી લો, ડર તમારો નીકળી જશે.

'मोक्षेण योजनाद् योगः' — જે આપણને મોક્ષમાં મૂકી આપે, મોક્ષમાર્ગથી જોડી આપે તેને યોગ કહે છે. કહો, આવો યોગ તમને પસંદ પડે ને? પરમાત્મદર્શન અને પરમાત્મ-સ્તવન આવો યોગ છે. દર્શન અને સ્તવન આપણને પરમાત્મ-તત્ત્વ સાથે જોડે છે. દર્શનમાં તન્મયતા જોઈએ. સ્તવનમાં ભાવલીનતા જોઈએ. પ્રેમ અને ભક્તિ તન્મયતા તલ્લીનતા લાવે છે.

## મૂર્તિમાં સુંદરતા ગમે કે ચમત્કાર?

**પ્રશ્ન** : પરમાત્માની પ્રતિમા નયનરમ્ય અને આકર્ષક હોય છે તો તલ્લીનતા જલ્દી આવે છે. આપણે ત્યા પરમાત્માની પ્રતિમાઓ એટલી સુંદર કેમ નથી હોતી?

**ઉત્તર** : પરમાત્માની પ્રતિમા મનોહર અને મનભર હોવી જોઈએ એ વાત ખરી છે, પરંતુ આપણે પ્રતિમા સુધી આવીને અટકી જવાનું નથી. એ પ્રતિમાના માધ્યમથી આપણે પરમાત્માના સ્વરૂપનું ધ્યાન ધરવાનું છે. પ્રતિમાના આલંબનથી ધ્યાન સુધી પહોંચવાનું છે. ધ્યાનમાં ઊંડા ઉતરતા જવાનું છે. માધ્યમ ઉત્તમ હશે તો પ્રવેશ સરળતાથી થશે. તમારા દર્શન, સ્તવન અને પૂજનનું લક્ષ્ય શું પરમાત્મા-સ્વરૂપ સુધી પહોંચવાનું છે? નહિ. તમારું લક્ષ્ય, તમારી લાલચ ભૌતિક સુખ પામવાની છે!

એક ગામમાં અમે ગયા હતા. ત્યાંના એક જિનમંદિરમાં અમે એક જિનપ્રતિમા જોઈ. તે ઘણી નાની હતી અને બેડોળ પણ હતી. એક મહાનુભાવને મેં પૂછ્યું: 'આવી મૂર્તિ અહી કેમ રાખી છે? તેના દર્શન-પૂજાથી તમારા હૈયે કોઈ આનંદ અને આહ્લાદના ભાવ ઉમટે છે? જવાબમાં તેમણે કહ્યું: 'આ મૂર્તિ ઘણી ચમત્કારિક છે. ઘણી જ પ્રાચીન છે.'

ચમત્કાર! તમને લોકોને ચમત્કાર બતાડનાર ભગવાન વધુ
૨૫ પસંદ છે! ચમત્કાર બતાડનાર ગુરુ તમને ગમે છે! ચમત્કાર દેખા-

કનાર ધર્મ તમને વ્હાલો છે ! ! ! આંખ મીંચતાં ઝૂંપડી મહેલ બની જાય એવો ચમત્કાર તમને જોઈએ છે ને ? લોઢું સોનું બની જાય, પાણી ઘી થઇ જાય એવા ચમત્કાર તમને ખપે છે. ખરું ને ? તમારે તો મૂર્તિ ચમત્કારિક જોઇએ છે. તે નયનરમ્ય હોય કે ન હોય, તેની તમને કંઇ જ તમા નથી. વાહ ! શું લોકોનું મન વિકૃત થઇ ગયું છે ! રખે માનતા કે તમે પરમાત્માના દર્શન કરવા જાઓ છો. વાસ્તવમાં તો તમે તમારા દર્શન કરાવવા પરમાત્મા પાસે જાઓ છો ! પરમાત્મા તમને જુવે અને તમને એ ચમત્કાર દેખાડે ! આવો જ ઉદ્દેશ્ય હોય છે ને તમારો ?

શિલ્પી કેટલી સુંદર પ્રતિમા બનાવે છે ? આપણા મંદિરોમાં જ્યારથી પ્રતિમા, પરમાત્માના રૂપમાં પ્રતિષ્ઠિત થાય છે ત્યારથી પુજારીઓ અને તમે બધા એ પ્રતિમાને વિકૃત જ કરતા રહો છો. શિલ્પીએ બનાવેલી સ્વાભાવિક આંખ તમને પસંદ નથી પડતી અને તમે જેવી તેવી કાચની આંખ ચીટકાડી દો છો ! ઠેક ઠેકાણે ટીકા લગાડી દો છો. ગમે ત્યાં આડેધડ સોના–ચાંદીની પટ્ટીઓ ચોંટાડી દો છો ! કારણકે તમારા મનમાં આ માન્યતા જડ ઘાલી બેઠી છે કે– 'એક તોલો સોનું પ્રતિમાને ચઢાવાથી એક કિલો પાછું મળે છે.' થોડું આપીને ઝાઝું મેળવવાની લાલસા જ તમારા હૈયે છે ને ! સોયનું દાન કરી એરણ જેટલું મેળવવાનો લોભ જ તમારા હૈયે છે ને ? આવા લોભ અને લાલસાથી તમારા મન અને મગજ ભરેલા હોય ત્યાં સૌન્દર્યની આશા ક્યાથી રાખી શકાય ? પરમાત્માની મૂર્તિ નયનરમ્ય, ચિત્તાકર્ષક, મનભાવન હોવી જોઇએ એવો વિચાર પણ તમને નહિ આવતો હોય. આવ્યો છે કદી ?

## તમે કેવાં તીર્થધામોમાં જાઓ છો ?

ક્યાંક, કોઇ તીર્થધામમાં કોઇ એવી સૌંદર્યભરી પ્રતિમા મળી જાય તો ત્યાં તેનાં દર્શન કરીને અમૃતરસનું પાન કર્યું છે ? નજરથી નજર મળી છે કયારેય ? એકાદ કલાક દર્શનમાં લયલીન

બન્યા છો કદી ? નિરવ શાંતિ હોય, મંદિરમાં કશો જ કોલાહલ ન હોય, ચોતરફ પવિત્રતા અને પ્રસન્નતા પથરાયેલી હોય, ધૂપની સુગંધ અને દીપની જ્યોતિથી વાતાવરણ આહ્‌લાદિત હોય એવા સ્થાનમાં દર્શન અને સ્તવનમાં કદી ભાવવિભોર બન્યા છો ? એવી અવસ્થામાં કદી સ્વભાન-દેહભાન ભૂલ્યા છો ક્યારેય ? પણ તમે આવા નિરવ તીર્થસ્થાનોમાં જવાનું પસંદ કરો છો ખરા ? તીર્થસ્થાનોમાં જવાનો તમારો હેતુ પરમાત્મદર્શન અને પરમાત્મપૂજન હોય છે ખરો ? ના, હવે તો તમે તીર્થસ્થાનોમાં 'પિકનીક' કરવાના હેતુથી જાવ છો ! ત્યાં પણ રાત્રિભોજન કરો છો, અભક્ષ્ય ખાઓ છો, ત્યા પણ ખરાબ વ્યસનો સેવવાનું છોડતા નથી, એવા ય ઘણાં બંદાઓ છે કે જેઓ તીર્થધામોમાં જાય છે પણ ત્યા મંદિરોમાં જતા નથી. સુખ-સગવડ અને સુવિધાઓથી સભર ધર્મશાળાની રૂમમાં બેસીને જુગાર રમે છે ! રેડિયો સાંભળે છે ! ગામગપાટા હાંકે છે ! અને દુરાચાર સેવે છે.

## ધર્મશાળાઓને પાપશાળા ન બનાવો :

તીર્થધામોની ધર્મશાળાઓને તમે લોકોએ શું આજ પાપ-શાળાઓ નથી બનાવી દીધી ? કેટલું અર્થપૂર્ણ નામ છે, ધર્મશાળા ! ધર્મની આરાધના કરવા માટે દાનવીરો ધર્મશાળાઓ બનાવે છે. તેનો ઉપયોગ શું પાપાચાર સેવવામાં કરવાનો ? શું આ દાનવીરો સાથે દ્રોહ નથી ? આપણા તીર્થોમાં પણ હવે લાચ રૂશ્વત વધી ગઈ છે. આજનો માણસ જ 'કરપ્ટેડ'-ભ્રષ્ટ બની ગયો છે !

તમને સૌને મારો આગ્રહભર્યો અનુરોધ છે કે તીર્થધામોનો તમે સદુપયોગ કરો. તીર્થધામોમાના ભવ્ય જિનમંદિરોમાં જઈને અપૂર્વ ચિત્તશાંતિ મેળવો, જિનમંદિરોમાં બિરાજિત નયનરમ્ય ભવ્ય જિન-પ્રતિમાઓનું આલંબન લઈને પરમાત્મા સાથે આંતરસંબંધ બાંધો.

## જીવન અને આત્મા :

માનવજીવનની સફળતાનો આધાર છે ધર્મ પુરુષાર્થ ! અર્થ-પુરુષાર્થ અને કામપુરુષાર્થમાં જ જો જીવન પુરૂં કર્યું તો એ ઘણી ગંભીર ભૂલ બની રહેશે. જન્મોજન્મ તેની સજા ભોગવવી પડશે. ગંભીરતાથી વિચારો. અર્થ અને કામ ધનસંપત્તિ અને ભોગવિલાસ ક્ષણિક છે. વિનાશી છે, દુઃખદાયી છે. તેની પાછળ પાગલ ન બનો. મન, વચન અને કાયાની શક્તિને વિનાશી અને ભ્રામક સુખ પાછળ ખર્ચી ન નાંખો. જે શાશ્વત્ છે, અવિનાશી છે, તેને પામવા ભવ્ય પુરુષાર્થ કરી લો. જીવનથી પણ વધુ આત્મા સાથે પ્યાર કરો. આત્માની શુદ્ધિ અને ઉન્નતિ માટે જીવન દુ.ખમાં જીવવું પડે તો જીવી લો. જીવનને સુખપૂર્વક જીવવા માટે આત્માનું અહિત ન કરો. જીવન ચંચળ છે. આત્મા નિશ્ચળ છે. જીવન અસ્થિર છે, આત્મા સ્થિર છે. જીવનને આત્માની ઉન્નતિનું સાધન બનાવો. જીવન સાધ્ય નથી, સાધન છે.

પરમાત્માના સ્મરણ, દર્શન અને સ્તવન કરવાથી પરમાત્માના સ્પર્શની અભિલાષા આપોઆપ જાગે છે. જેનું વારંવાર સ્મરણ થાય, જેના દર્શન વિના ચેન ન પડે અને જેનું ગીત સતત હોઠ પર ગૂંજતું રહે તેના સ્પર્શ માટે હૈયું બાવરું બની જ રહેવાનું.

## પરમાત્મપૂજન કેવી રીતે કરો છો ?

તમારામાંથી ઘણાં ભાઈ-બહેન રોજ પરમાત્માની પૂજા કરતા હશો. તમને પૂછુ છું કે તમે કેવી રીતે પરમાત્માની પુજા કરો છો ? 'જે પ્રમાણે ચૈત્યવંદન ભાષ્ય' ગ્રન્થમાં પરમાત્માની પૂજાની વિધિ બતાવી છે તે પ્રમાણે પૂજા કરો છો કે ગતાનુગતિક ?

**સભામાંથી** : અમે 'ચૈત્યવંદન ભાષ્ય' ભણ્યા નથી. અમને ભણાવાયું નથી. અમે તો ગતાનુગતિક-દેખાદેખીથી પુજા કરીએ છીએ.

**મહારાજશ્રી** : જે ધર્મક્રિયા તમે કરો છો તે ધર્મક્રિયાના

વિષયમાં તમારે યથાર્થ જ્ઞાન મેળવવું જ જોઈએ અને શાસ્ત્રીય માર્ગદર્શન લેવુ જ જોઈએ. ગતાનુગતિક... દેખાદેખીથી ધર્માનુષ્ઠાન કરવાથી અનેક દોષ, અનેક અવિધિ પ્રવેશી જાય છે. અને આગળ જતાં અવિધિ વિધિ બની જાય છે. 'મારા દાદા આ પ્રકારે પૂજા કરતા હતા. મારા પિતા આ પ્રમાણે પૂજા કરતા હતા, શું તેઓ અવિધિથી પૂજા કરતા હતા? તમારા દાદા, પિતા વગેરે અવિધિ નહોતા કરતા શુ? શું તેઓ સર્વજ્ઞ હતા? વીતરાગ હતા? કેવો બુદ્ધિહીન તર્ક કરો છો? 'અમારા દાદા આમ કરતા હતા....'

પરમાત્માની અંગપૂજા, અગ્રપૂજા ભાવપૂજાનો ક્રમ સમજો. અંગપૂજા પછી અગ્રપૂજા અને અગ્રપૂજા પછી ભાવપૂજા કરાય છે. પ્રતિમાજી ઉપર જે જળ, ચંદન, પુષ્પ આદિ ચઢાવાય છે તે અંગપૂજા છે. ભગવાનની આગળ અક્ષત, ફળ, નૈવેદ્ય આદિ ધરવામાં આવે છે તે અગ્રપૂજા છે અને ચૈત્યવંદન કરાય છે તે છે ભાવપૂજા.

## પૂજામાંથી અવસ્થાચિંતન ભૂલાઈ ગયું છે :

આ પૂજનવિધિમાં એક મહત્ત્વપૂર્ણ પૂજન છે, 'અવસ્થા-ચિંતનનું'. અગ્રપૂજા કર્યા બાદ અને ભાવપૂજાના પહેલાં પરમાત્મા જિનેશ્વર દેવની ત્રણ અવસ્થાઓનું ચિંતન કરવાનું હોય છે, કર્યું છે ક્યારે? કરો પણ કેવી રીતે? તમને કદાચ ખબર જ નહિ હોય કે 'અવસ્થાચિંતન' શું છે અને કેવી રીતે કરાય છે. પરમાત્માની પૂજાની વિધિમાથી અવસ્થાચિંતન જાણે નીકળી ગયું છે! અવસ્થાચિંતન અત્યંત મહત્વપૂર્ણ ભાવક્રિયા છે. જે જિનેશ્વર પરમાત્માની વિભિન્ન ઉત્તમ દ્રવ્યોથી અંગપૂજા અને અગ્રપૂજા કરી, એ પરમાત્મા સામે ઉભા રહીને અથવા બેસીને પરમાત્માની અવસ્થાઓનું ચિંતન કરતા અપૂર્વ આનંદ મળે છે. આ ત્રણ અવસ્થા છે. **૧ છદ્મસ્થ અવસ્થા, ૨ કૈવલ્ય અવસ્થા, ૩ રૂપાતીત અવસ્થા.** જન્મથી માંડીને કૈવલ્યજ્ઞાન પૂર્વે છદ્મસ્થતા હોય છે. છદ્મસ્થતામાં ત્રણ પણ અવસ્થાઓ હોય છે : બાલ્યાવસ્થા, રાજ્યાવસ્થા અને શ્રમણઅવસ્થા.

**બાલ્યાવસ્થા :**

પરમાત્માની બાલ્ય અવસ્થાનું ચિંતન પરમાત્માની સામે કરવાનું છે. આપણી બાલ્યઅવસ્થા અને પરમાત્માની બાલ્યાવસ્થામાં ઘણું અંતર છે. તમે જાણો છો કે પરમાત્મા તીર્થંકરદેવ માતાની કૂખમાં ત્રણ જ્ઞાનવાળા હોય છે? તેમને મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન હોય છે. હા- માતાના ઉદરમાં અવધિજ્ઞાન હોય છે અર્થાત્ જન્મ પણ ત્રણ જ્ઞાન સહિત હોય છે. તેમની બાલ્યાવસ્થા જ્ઞાનપૂર્ણ હોય છે. તેમનો આત્મા અવધિજ્ઞાની હોય છે. અવધિજ્ઞાન' કોને કહે છે. એ તો જાણો છો ને?

**સભામાંથી** : ધર્મની વાતોમાં તો અમે કશું જ જાણતા નથી.

**મહારાજશ્રી** : આથી જ હું કહું છું કે રાતના સમયે તત્ત્વજ્ઞાનનો એક વર્ગ શરૂ કરો! આવા તત્ત્વજ્ઞાનની વાતો એ વર્ગમાં કરાય તો જૈન પરિભાષાનું તમને સારું એવું જ્ઞાન થશે. અત્યારે પ્રવચનોમાં આવનારા કેટલાકને તત્ત્વજ્ઞાનમાં રસ નથી પડતો! તત્ત્વજ્ઞાનની વાત આવે છે તો તેમને તે નિરસ લાગે છે. ભલે ખૂબ ઉંડાણમાં ન ઉતરો, પરંતુ થોડું ઉપર ઉપરનું તત્ત્વજ્ઞાન તો અવશ્ય જાણી જ લેવું જોઇએ. આપણા જૈનધર્મની વાતોને થોડી પણ સમજવા માટે તત્ત્વજ્ઞાન જાણવું અનિવાર્ય છે.

પરમાત્માની બાલ્યાવસ્થાનું ચિંતન કરશો તો અવધિજ્ઞાનનો વિચાર કરવો આવશ્યક બની જશે. અવધિજ્ઞાન શું છે? કેવી રીતે થાય છે? વગેરે વાતો સમજી લેવી જરૂરી છે. દૂર-સુદૂરના રૂપી જડ-ચેતન પદાર્થોને અવધિજ્ઞાન જાણી લે છે, જોઈ લે છે. ઇન્દ્રિયોની સહાયતા વિના તે આ બધું જાણી લે છે. બીજાના વિચારોને પણ જાણી શકે છે. દેવોને તો અવધિજ્ઞાન હોય જ છે. માણસોને પણ આ જ્ઞાન થઈ શકે છે.

પરમાત્માનો જન્મ થાય છે. દેવલોકના ૬૪ ઇન્દ્રો મળીને ભગવાનને મેરૂ પર્વત પર લઈ જાય છે અને જન્મ-મહોત્સવ ઉજવે છે. ભગવાન મહાવીરને જ્યારે ઇન્દ્ર મેરૂપર્વત પર લઈ ગયા, નાનકડા દેહવાળા ભગવાન પર મોટા મોટા કળશોમાંથી પાણીના ધોધ પડવા લાગ્યા ત્યારે ઇન્દ્રના મનમાં શંકા થઈ : આટલા નાના ભગવાન પર આટલો જોરદાર પાણીનો ધોધ પડે છે. તે ભગવાન કેવી રીતે સહન કરી શકશે ?' ઇન્દ્રનો આ વિચાર કંઈ ખરાબ ન હતો. પરંતુ તેનો વિચાર અજ્ઞાનતાથી ભરેલો હતો ! પરમાત્માની અનંત શક્તિનું વિસ્મરણ હતું ! ભગવાન મહાવીરે અવધિજ્ઞાનથી ઇન્દ્રના મનના વિચારને જાણી લીધો અને ઇન્દ્રની અજ્ઞાનતાને દૂર કરવા માટે ભગવાને પોતાના પગનો અંગુઠો પર્વત પર દબાવ્યો ! પર્વત ડોલવા લાગ્યો ! ઇન્દ્ર ગભરાયો, ઇન્દ્રે અવધિજ્ઞાનથી જોયું : 'કોણે પર્વત ડોલાવ્યો ? આવું દુઃસાહસ કોણે કર્યું ?' જોઇને ઇન્દ્ર શરમાઇ ગયો ! 'ઓહ ! આ તો મારા પરમાત્માએ મને બોધ આપવા માટે પોતાની શક્તિનો પરિચય આપ્યો છે.' ઇન્દ્રે ભગવાનની ક્ષમા માગી.

અવસ્થા-ચિંતનમાં પરમાત્માની બાલ્યાવસ્થાનું આવું ચિંતન કરવું જોઇએ, કે જેથી પરમાત્માની અલૌકિકતાનું ભાન થાય અને પોતાની પામરતાનો પરિચય થાય, તેમના જીવનમાંથી કોઇ પ્રેરણા સ્ત્રોત મળે,તેમના પ્રત્યે ભક્તિભાવ વધે.મેરુપર્વત પર બનેલી આ ઘટનાની કલ્પના કરવાથી કેટલો બધો આહ્‌લાદ થાય છે ! બીજી બાબત એ વિચારો કે પરમાત્માની સેવામા દેવલોકના ૬૪ ઇન્દ્રો અને કરોડો દેવ હોવા છતાં પણ પરમાત્માને કોઇ ગર્વ નથી, ઘમંડ નથી, કોઇ અભિમાન નથી ! 'મારી સેવામાં દેવ-દેવેન્દ્ર આવે છે ! મારી સામે ઇન્દ્ર બળદ બની નાચે છે....!' આવો કોઈ સ્વ-ઉત્કર્ષ નથી ! 'ધન્ય છે ભગવંત આપની આ નિરાભિમાની દશા !'-આમ હૈયું આપોઆપ બોલી ઉઠે છે.

આટલા જ્ઞાની, આટલા શક્તિશાળી હોવા છતાંય ભગવાન બીજા સમવસ્યક મિત્રો સાથે હળીમળી જાય છે ! મિત્રોની સાથે

નિર્દોષભાવથી રમે છે. ભીતરથી જ્ઞાની અને બહારથી અજ્ઞાની પણ લાગે છે! ભીતરથી સંપૂર્ણ વિરક્ત બહારથી માતાને પ્રેમ પણ કરતા હતા. સૌની સાથે હસતા હતા. બોલતા હતા અને રમતા હતા. માતા-પિતા તેમને પાઠશાળા લઈ ગયા તો તે પાઠશાળાએ ગયા! 'હું બધું જાણું છું, મને શા માટે પાઠશાળા લઈ જાવ છો?'–આવી કોઈ વાત ન કરી. ચાલ્યા ગયા પાઠશાળા અને બીજા બાળકો સાથે બેસી ગયા!

**માન-સન્માન મળવા છતાં અભિમાન ન થવું અને જ્ઞાની હોવા છતાં પણ પોતાનું જ્ઞાન પ્રદર્શિત ન કરવું એ સામાન્ય વાત નથી.** એક બાળક માટે આ અસાધારણ વાત છે. દેવ-દેવેન્દ્ર તરફથી માન-સન્માન નહિ, કોઈ મોટા પ્રતિષ્ઠિત પુરુષો તરફથી માન-સન્માન નહિ. રસ્તે ચાલતા મામુલી માણસ પણ નમસ્કાર કરે, સલામ ભરે તો તમને કેવો અનુભવ થાય છે? છાતી ફુલાઈ જાય છે ને? 'હું પણ કંઈક છું. I am also something!' કોઈ વિષયનું ગહન-ગંભીર જ્ઞાન નથી, સામાન્ય જ્ઞાન જ છે તો પણ પ્રદર્શન કરવાની ઇચ્છા જાગે છે ને? 'હું જ્ઞાની છું, મને શીખવવાની જરૂરત નથી'–એમ બોલી ઉઠો ને?

પરમાત્માના પૂજનમાં અવસ્થા ચિંતન કરવું ઘણું જ જરૂરી છે. પરમાત્માના જીવનના સદેહ-જીવનના વિચારોમાં થોડીક ક્ષણો ખોવાઈ જજો!

**રાજ્યાવસ્થા :**

બીજી અવસ્થા છે રાજ્યાવસ્થા. તીર્થંકર થનાર જે આત્મા હોય છે તે રાજકુળમા જ જન્મે છે. ઉત્તમ આત્માનું રાજકુળમાં જનમવું સ્વભાવિક છે તેને આ વિશ્વમાં આવીને મહાનતમ કાર્ય કરવાનું છે. વિશ્વના માણસોને, પશુઓને, દેવોને પરમસુખ અને પરમશાંતિનો માર્ગ બતાવવનો છે. જે કોઈને વિશિષ્ટ અને અસાધારણ

કાર્ય કરવાનું હોય છે તેમને એવી સાનુકૂળ સાધનસામગ્રી હોય તો જ એ કાર્ય કરવાને શક્તિમાન બની શકે છે. જે રાષ્ટ્રપતિ બને છે તેને રાષ્ટ્રપતિ ભવનમાં રહેવા જવું જ પડશે. તે નાની બે રૂમમાં રહીને રાષ્ટ્રપતિનું કામ નહિ કરી શકે. રાજકુળમાં જન્મ થવાથી એવી સાનુકૂળતાઓ સ્વાભાવિક મળી જાય છે.

બીજી વાત એ છે કે તીર્થંકરનો આત્મા એટલો વિરક્ત અને અનાસક્ત હોય છે કે રાજકુળમાં જન્મ હોવા છતાં, રાજસિંહાસન પર બેસવા છતાય તેના ઉપર તેમને કોઈ રાગ નથી હોતો, તેનું અભિમાન નથી હોતું, ખૂબજ સહજતાથી, સ્વાભાવિકતાથી રાજપાટનો તે ત્યાગ કરી દે છે. ભગવાન સામે જોઈને આવું ચિંતન કરો : 'હે જિનેશ્વર પરમાત્મા! આપ રાજસિંહાસન પર આરૂઢ છો પરંતુ રાજસત્તાનો આપને કોઈ મોહ નથી. રાજ્યના વૈભવની આપને કોઈ આસક્તિ નથી. ભોગસુખોમાં આપને કોઈ જ રસ કે રૂચિ નથી આપ કેવા અનાસક્ત યોગી અને હું કેવો આસક્ત ભોગી? મારી પાસે તો કોઈજ રાજવૈભવ નથી, કોઈ દિવ્ય સુખ નથી, છતાંય બિભત્સ સુખોમાં હું કેવો આસક્ત છું? હે પ્રભો! મને આપના જેવો અનાસક્ત અને નિર્મોહી બનાવો!' તમારે જોઈએ છે ને અનાસક્તિ? સંસારના સુખોથી તમારું મન વિરક્ત બની જાય તેમ ઈચ્છો છો ને? તો અવસ્થા ચિંતનના માધ્યમથી પરમાત્મા પાસે વિરક્તિ માટે પ્રાર્થના કરો!

**શ્રમણઅવસ્થા :**

ત્રીજી અવસ્થા છે, શ્રમણ અવસ્થા. રાજમહેલને છોડીને, અપાર ને અમાપ વૈભવોને ફગાવીને તીર્થંકરનો આત્મા શ્રમણ જીવન અંગીકાર કરે છે ત્યારે દુનિયા તેમને આશ્ચર્ય અને અહોભાવથી જુએ છે. તેમને જે કાર્ય કરવાનું છે, સર્વજીવોને પરમસુખનો માર્ગ બતાવવાનો છે; એ કાર્ય માટે સર્વજ્ઞતા અને વીતરાગતા અનિવાર્ય છે. જ્યાં સુધી આત્મા સર્વજ્ઞ કેવળજ્ઞાની ન બને, વીતરાગ ન બને ત્યાં સુધી વિશ્વના જીવોને પથપ્રદર્શન નથી કરી શકાતું. આત્મામાં

એ સર્વજ્ઞતા અને વીતરાગતા પ્રગટ કરવા માટે પ્રબળ સાધના કરવી પડે છે. શ્રમણ જીવન સાધનાનું જીવન છે. જ્ઞાન, ધ્યાન, તપ અને આત્મદમનનું જીવન છે શ્રમણ-જીવનમાં શ્રમણ સર્વજ્ઞતા અને વીતરાગતમાં બાધક કર્મોનો નાશ કરવાની સાધના કરે છે. ભગવાન મહાવીરસ્વામીએ સાડા બાર વર્ષ સુધી આવી ઘોર અને ઉગ્ર સાધના કરી હતી સાધનાના ફળસ્વરૂપે તેમને સર્વજ્ઞતા અને વીતરાગતા ઉપલબ્ધ થઈ હતી.

પરમાત્મા સમક્ષ શ્રમણ-જીવનની ચિંતવના આ પ્રમાણે કરો; 'હે ભગવંત! આપે રાજવૈભવોનો ત્યાગ કરીને, પાંચે ઇન્દ્રિયોના અનેક પ્રિય વિષયોનો ત્યાગ કરીને કઠોર સંયમ જીવન ગ્રહણ કર્યું. વર્ષો સુધી ઘોર-ઉગ્ર તપશ્ચર્યા કરી, અપ્રમત્તભાવે ધ્યાન ધર્યું, સમતાભાવે અનેક ઉપસર્ગો અને પરિષહો સહીને કર્મોનો નાશ કર્યો. ખરેખર આપની સાધના વીરતાપૂર્ણ છે! કેવું ઉગ્ર આપનું આત્મદમન! હે પરમાત્મા! મારામા પણ આવી વીરતા જગાડો! હું પણ કઠોર ધર્મસાધના કરીને કર્મોનો નાશ કરૂં, સર્વજ્ઞ અને વીતરાગ બનું. એવી કૃપા પ્રભો! તમે મારા પર વરસાવો!'

બનવું છે ને સર્વજ્ઞ અને વીતરાગ? અજ્ઞાનતા અને રાગ દશાથી અકળાઇ ગયા છો ને? તો અવસ્થાચિંતનમાં પરમાત્મા પાસે આ યાચના કરો. રોજ યાચના કરો. સાચા અંતરથી પ્રાર્થના કરો.

**કૈવલ્યઅવસ્થા :**

છદ્મસ્થ અવસ્થાનું ચિંતન આ પ્રમાણે કરવામાં આવે છે. જન્મ, રાજ્ય અને શ્રમણ અવસ્થાનું ચિંતન શરૂ કરો. પરમાત્મપૂજનમાં આ ચિંતન કરવાથી અપૂર્વ ભાવોલ્લાસ જાગ્રત થશે. છદ્મસ્થ અવસ્થાનું ચિંતન કર્યા બાદ કૈવલ્ય અવસ્થાનું ચિંતન કરવાનું છે. તીર્થંકર પરમાત્માને સર્વજ્ઞતા અને વીતરાગતા ઉપલબ્ધ થયા બાદ તેઓ ધર્મતીર્થની સ્થાપના કરે છે. સમસ્ત જીવોનું તેમને કલ્યાણ કરવાનું હોય છે. વિશ્વના જીવો પર તેઓ કેવો સર્વોત્તમ

ઉપકાર કરે છે। ધર્મદેશના આપીને તેઓ પ્રબળ રાગ-દ્વેષને સમૂળા નષ્ટ કરી નાંખે છે. કર્મોનો ક્ષય કરે છે. પરમાત્મા સામે દૃષ્ટિ સ્થિર કરીને આ પ્રમાણે ચિંતન કરવું :

હે પરોપકારી! ધર્મતીર્થની સ્થાપના કરીને આપે સંસારના જીવો પર અનંત ઉપકાર કર્યો છે. સમવસરણમાં બીરાજીને આપ કેવી અમૃતમયી ધર્મદેશના આપો છો! દેવ-દેવેન્દ્ર, પશુ અને માનવ, સ્ત્રી અને પુરુષ સૌ સાંભળે છે આપની દેશના અને સૌ પોતપોતાની ભાષામાં સમજે છે! જે કોઈ જીવાત્મા આપના શરણમાં આવે છે તેની આપ સુરક્ષા કરો છો. તેના રોગ-શોક આધિ-વ્યાધિ અને ઉપાધિ દૂર થઈ જાય છે. આપ અચિંત્ય ચિંતામણિ છો. ભવ-સાગરમા આપ નાવ છો. હે પરમાત્મા! કેવળજ્ઞાન અને કેવળદર્શનમાં આપ પ્રતિપળ સચરાચરને જુવો છો. જાણો છો.'

આ છે કૈવલ્ય-અવસ્થાનું ચિંતન. જો આ ચિંતન સ્વયં અંતરમાંથી ન પ્રકટે તો તેનું રટણ કરજો, યાદ કરી લેજો અને બોલજો, પરંતુ પૂજનવિધિમાં અવસ્થા-ચિંતનને જરૂર જોડી દેજો.

**રૂપાતીત અવસ્થા :**

ત્રીજી અવસ્થા છે રૂપાતીત અવસ્થા. આઠેય કર્મોનો ક્ષય થવાથી આત્મા રૂપરહિત, શરીર રહિત બને છે. સિદ્ધ, બુદ્ધ અને મુક્ત એવા આત્માનું ચિંતન કરવાનું છે. જેને તમે 'મોક્ષ' કહો છો, નિર્વાણ કહો છો, બસ તેનું ચિતન કરવાનું છે : 'હે પરમાત્મન્! આપ સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઈ ગયા. અશરીરી બની ગયા. હવે આપને ક્યારેય જનમ લેવાનો નથી. શરીર ધારણ કરવાનું નથી. મૃત્યુ હવે આપને આવવાનું નથી. આપ કૃતકૃત્ય થઈ ગયા. આપ અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતવીર્ય અને વીતરાગતામાં પરમસુખ અને પરમાનંદનો અનુભવ કરો છો. ચરાચર વિશ્વના સર્વ દ્રવ્ય અને સર્વ પદાર્થોને આપ જુવો છો. આ સંસારથી આપ પર છો. અનંતકરુણાના ધારક હે પરમાત્મન્! જે પણ માણસ આપનું ધ્યાન ધરે છે તેનો આપ ઉદ્ધાર કરી દો છો!'

રૂપાતીત અવસ્થાનું ચિંતન કરવાની આ રૂપરેખા છે. આ પ્રમાણે અવસ્થાનું ચિંતન કરવાની વિધિ છે. તમે લોકોએ આ અગત્યપૂર્ણ વિધિનો અનાદર કરી દીધો છે ને ? પણ હવે તો આદર કરશો ને ? પરમાત્મ–પૂજાનું અનુષ્ઠાન 'યથોદિત' બનાવવા માટે સંપૂર્ણ વિધિનું જ્ઞાન હોવું જોઈએ અને એ જ્ઞાનને અનુરૂપ ક્રિયા કરવી જોઈએ.

આજ સમય કંઈક વધુ થઈ ગયો ! તે વહી ગયો પરમાત્મ-ચિંતનમાં ! પેલો પ્રસંગ પેથડશાનો આજે રહી ગયો. રાણી લીલાવતી મહામંત્રીને લઈને આવે છે પોતાની હવેલીમાં અને તેને ગુપ્ત નિવાસમાં રાખે છે. ત્યાં લીલાવતી શું સાહસ કરે છે અને મહામંત્રીની પત્ની તેને કેવી રીતે બચાવે છે વગેરે રસપૂર્ણ વાતો કાલે કહીશ. પરમાત્મ–તત્ત્વ સાથે રાણી લીલાવતી કેવો આંતર-સબંધ સ્થાપે છે તે પણ કહીશ. સ્મરણ, દર્શન, સ્તવન અને સ્પર્શન આ ચાર ભૂમિકાઓમાંથી પસાર થઈને માણસ પરમાત્મા તત્ત્વનો અનુભવ કરી શકે છે. આજે આટલું જ....

* પરમાત્માનું મંદિર આધ્યાત્મિક શક્તિ જાગ્રત કરવાની પ્રયોગશાળા છે.
* ભયમુક્ત બનીને શ્રી નવકારમંત્રની આરાધના કરવાની છે. દ્વેષમુક્ત બનીને તેનો જાપ જપવાનો છે. કંટાળ્યા વિના આ મંત્રનું રટણ કરવાનું છે
* દુઃખી માણસને માત્ર ઉપદેશ દેવાથી ધર્માભિમુખ નથી બનાવી શકાતો. પહેલાં તો તમે એની સાથે મૈત્રી કરો. પછી ભયમુક્ત કરો. તેને અદ્વેષી બનાવો, આરાધના માટે ઉત્સાહિત કરો.
* શ્રદ્ધા અને વિશ્વાસથી માણસ નિર્ભય બને છે. શંકા અને અવિશ્વાસથી માણસ ભયભીત બને છે.

## પ્રવચન/૧૨

પરમ કરુણાનિધિ મહાન્ શ્રુતધર આચાર્યશ્રી હરિભદ્રસૂરિજી, 'ધર્મબિન્દુ' ગ્રન્થમાં ધર્મનું સ્વરૂપ સમજાવતા ફરમાવે છે કે—

वचनाद्यदनुष्ठानमविरुद्धाद्यथोदितम् ।
मैत्र्यादिभावसंयुक्तं तद्धर्म इति कीर्त्यते ।।

પ્રયોગ કેમ કરવો જોઈએ તે સિદ્ધાંત સમજાવે છે અને સિદ્ધાંતની સત્યતા પ્રયોગથી નિશ્ચિત થાય છે. પ્રયોગસિદ્ધ સિદ્ધાંત સર્વમાન્ય બને છે. નાસ્તિક હોય કે આસ્તિક હોય, તે સૌને માન્ય થઈ જાય છે. અનુષ્ઠાન પ્રયોગ છે, પ્રયોગની પ્રક્રિયા બતાવનારા સિદ્ધાંત છે. આપણે જે અનુષ્ઠાન કરવાનું છે એ અનુષ્ઠાન કરવાની વિધિનું આપણને જ્ઞાન હોવું જોઈએ. અનુષ્ઠાનના આદિથી અંત સુધીની પ્રક્રિયા બતાવનાર સિદ્ધાંતની આપણને જાણકારી હોવી જોઈએ.

સિદ્ધાંત અનુસાર કરેલ અનુષ્ઠાન 'ધર્મ' બની જાય છે જ્યારે સિદ્ધાંત જાણ્યા વિના મનઃ કલ્પિત ઢંગથી કરેલ અનુષ્ઠાન 'અધર્મ' છે.

**સિદ્ધાન્ત અને પ્રયોગ :**

તમારે ધર્મનું શરણુ સ્વીકારવું છે ને? તો ધર્મનું સ્વરૂપ બરાબર સમજી લો. એક એક ક્રિયા પ્રયોગાત્મક રૂપથી કરો. પ્રયોગ શાળામાં–લેબોરેટરીમાં વિદ્યાર્થી પ્રયોગ કરે છે ને? કેવી રીતે કરે છે? ક્યારે કરે છે? પહેલાં એ પ્રયોગના સિદ્ધાત સમજે છે, પછી અધ્યાપકના માર્ગદર્શન હેઠળ પ્રયોગ કરે છે. તમે લોકોએ સિદ્ધાંતોનું અધ્યયન કર્યું છે? નથી કર્યું! અને તમે પ્રયોગશાળામાં જાવ છો!

**પરમાત્માનું મંદિર એક પ્રયોગશાળા છે. પરમાત્માનું મંદિર આધ્યાત્મિક શક્તિ જાગ્રત કરવાની પ્રયોગશાળા છે. ઉપાશ્રય પણ એક પ્રયોગશાળા છે. ત્યાં આત્મસ્વરૂપ પામવાના ભિન્ન ભિન્ન પ્રયોગ થાય છે.** 'યથોદિત' અનુષ્ઠાન કરવાનો અર્થ જ એ છે કે આપણે સિદ્ધાત અનુસાર જ અનુષ્ઠાન કરીએ જેથી અનુષ્ઠાન 'ધર્મ' બને.

**લીલાવતી આપઘાત કરવા જાય છે :**

નાનું અનુષ્ઠાન પણ 'યથોદિત' કરવામાં આવે તો તે ધર્માનુષ્ઠાન તેનું ફળ આપશે જ. નવકાર મંત્રની એક માળા ફેરવવાનું જ અનુષ્ઠાન ભલે હોય, જે રીતે માળા ફેરવવાનું અનુષ્ઠાન કરવાનું કહેવામાં આવ્યું છે તે રીતે માળા ફેરવો તો એ અનુષ્ઠાનના પ્રભાવનો તમને અનુભવ અચૂક થશે જ. માંડવગઢની મહારાણી લીલાવતીને મહામંત્રી પેથડશાએ હવેલીના ભોંયરામાં ગુપ્તપણે રાખી ત્યારે મહામંત્રીએ લીલાવતીને જે નાનકડી ધર્મારાધના બતાવી હતી તે હતી શ્રી નવકાર મંત્રના જાપની! કારણ કે રાણીનું હૃદય અત્યંત વ્યથિત હતું. પોતાના દુઃખથી જ વ્યથિત હતું, એમ નહિ, 'મારા નિમિત્તે મહામંત્રી પર કલંક લાગ્યું, મારા કારણે ન જાણે હજી તેમને કેટલાં કષ્ટ ભોગવવા પડશે? મારી સુરક્ષા માટે તેમણે કેટલું

મોટું દુઃસાહસ કર્યું ? મને પોતાની હવેલીમાં રાખી. જો આની મહારાજાને ખબર પડી જશે તો ? લીલાવતી ભયથી ધ્રુજી ઊઠી. તેણે નિર્ણય કરી લીધો : 'હવે મારે નથી જીવવુ. આત્મહત્યા કરીને મરી જઈશ હું તો.' અને લીલાવતી આત્મહત્યા કરવાનો પ્રયત્ન કરી રહી હતી ત્યા જ મહામંત્રીની પત્ની પદ્મિણી ભોયરામા પહોચી ગઈ. તેણે આપઘાત કરતી રાણીને ઉગારી લીધી.

'આવું અકાર્ય શા માટે કરી રહી છે, બેન ? આત્મહત્યા કરવાથી બધાં દુઃખોનો અંત નથી આવતો. દુઃખોનો અંત તો એ દુઃખોને સમતાભાવથી ભોગવી લેવાથી જ આવે છે. તું કશી જ ચિંતા ન કર બેન ! અહીં તું એકદમ નિર્ભય છે. અહીં તને કશું દુઃખ નહિ પડે.' પદ્મિણીએ પ્રેમથી લીલાવતીને આશ્વાસન આપ્યું.

લીલાવતીએ કહ્યું : હું આવું કલંકિત જીવન જીવી શકીશ નહિ. આવી બદનામી સાથે જીવવા કરતા તો મરવું એ જ ઉત્તમ છે. અને મને વધુ દુઃખ તો મહામંત્રીનું થાય છે. મારા નિમિત્તે તેઓ પણ કલંકિત બન્યા તેમના પર પણ આળ મૂકાયું. કેવા પવિત્ર અને પ્રમાણિક ! પરતુ મારા પાપે તેમને પણ બદનામ થવું પડ્યું....' અને આટલું બોલતાં બોલતાં તે રડી પડી.

## રાણીને પદ્મિણી પ્રેરણા આપે છે :

પદ્મિણીનું હૈયુ પણ ભરાઈ આવ્યું. તેની આંખો પણ ભીની થઈ ગઈ. રાણીને ગળે લગાડી તેનો વાંસો વ્હાલથી પંપાળતા કહ્યુ : 'બેન ! તું રડ નહિ તું તો નિષ્કલંક છે. મહામંત્રી પણ નિષ્કલંક છે. પૂર્વજન્મનું કોઈ પાપ ઉદયમાં આવ્યાથી આજે આ કલંક આવ્યું છે. પરંતુ પાપકર્મોનો ક્ષય થવાથી તમે બંને નિષ્કલંક સિદ્ધ થશો. તો બેન ! પાપકર્મોનો ક્ષય કરવાનો પુરુષાર્થ કરો. આથી જ મહામંત્રીએ કહ્યું કે 'તું અહીં આ ભોંયરામાં વિધિપૂર્વક શ્રી નવકારમંત્રની આરાધના કર.' હું તને તેમાં સહયોગ આપીશ પણ બેન ! એક વાત ધ્યાનમાં રાખજે, ક્ષયમુક્ત બનીને

**શ્રી નવકાર મંત્રની આરાધના કરવાની છે. દ્વેષમુક્ત બનીને તેનો જાપ જપવાનો છે, અપ્રમત્તભાવે-થાક્યા વિના-કંટાળ્યા વિના આ મંત્રનું રટણ કરવાનું છે.** તેનું ધ્યાન ધરવાનું છે. રાજાનો ભય નથી રાખવાનો તેમજ રાજા પ્રત્યે મનમાં કોઈ રોષ નથી કરવાનો.'

### પથમિણીનું હૃદય :

પથમિણીની પ્રેમાળ વાણી સાભળીને લીલાવતીને શાંતિ થઇ. તેણે પથમિણીમા ધર્મશ્રદ્ધાની જ્વલંત જ્યોતિના દર્શન કર્યાં. તેને ધરપત થઈ સ્વસ્થ બની અને પથમિણી પાસે નવકાર મંત્ર વિષે વધુ જાણવા માટે ઉત્સુક બની. પથમિણી નિર્ભય હતી, આથી લીલાવતીને નિર્ભય કરી શકી. તે પોતે જો ભયભીત હોત તો? લીલાવતીને તે પોતાની હવેલીમાં રાખત નહિ. પથમિણીના હૈયે અપાર દયા અને કરુણા ઉભરાતી હતી. નહિ તો લીલાવતી માટે તેનું હૈયુ દ્વેષથી ભડકે બળત. તે વિચારત કે 'આ રાણીના કારણે જ મહામંત્રી પર આ કલંક આવ્યું !' એ જ પ્રમાણે પથમિણીના હૈયે દુઃખી પ્રત્યે સહાનુભૂતિ નહોત, તેના દુઃખને દૂર કરવાનો ઉત્સાહ ન હોત તો વિચારત કે : તે જાણે અને તેનું કામ જાણે, મારે રાણીની વાતમાં પડવાની શી જરૂર? તેનાં કર્યાં તે ભોગવે. તેના લીધે હું શું કરવા ઉપાધિમા પડું ?'

મહામંત્રી પેથડશા જેવા ધર્મિષ્ઠ હતા અને જેવું તેમનું ચિત્ત નિર્ભય, નિર્મળ, અદ્વેષી, અખિન્ન તેમજ પ્રસન્ન હતું તેવું જ પથમિણીનું હૈયું પણ ભય રહિત, દ્વેષરહિત અને ખેદરહિત હતું! **ધર્માનુષ્ઠાન 'યથોદિત' ત્યારે જ બની શકે કે જ્યારે આપણે ભય, દ્વેષ અને ખેદથી મુક્ત બનીએ.** જ્ઞાની પુરુષોએ જે પ્રકારે જે ધર્માનુષ્ઠાન કરવાનું બતાવ્યું છે તે જ પ્રમાણે આપણે કેમ નથી કરતા? કાં તો હૈયે કોઇ ભય સતાવે છે, અથવા મન દ્વેષથી ભરાઈ ગયું છે. અથવા તો તન-મન ખિન્ન છે. પથમિણીએ લીલાવતીને

પણ અભય બનાવી દીધી. અદ્વેષી બનાવી દીધી. કારણ કે તેની પાસે શ્રી નવકાર મંત્રની આરાધના કરાવવી હતી. એવી આરાધના કરાવવી હતી કે જેથી અલ્પ સમયમા તેનો પ્રભાવ દેખાઈ આવે.

## બીજાને ધર્મારાધક કેવી રીતે બનાવાય ?

પથમિણી ધારત તો લીલાવતીને કહી દેત કે 'તારે તારું કલંક દૂર કરવું હોય તો નવકાર મંત્રનો જાપ કરજે. તારો પુણ્યોદય થશે, તો તારું કલંક દૂર થઈ જશે. પાપોદય હશે તો તારે ભોગવવું પડશે. મારી ફરજ છે એટલે તને કહું છું તો તને ગમે તો નવકારનો જાપ કર' આટલું કહીને પથમિણીએ પોતાની ફરજ પૂરી થયેલી માની હોત તો શુ લીલાવતી સ્થિર અને નિર્મળ ચિત્તે નવકાર મંત્રની આરાધના કરી શકી હોત ?

**ખૂબજ સમજવાની આ વાત છે. ધ્યાનથી સાંભળો અને સમજો. દુઃખી માણસને માત્ર ઉપદેશ દેવાથી ધર્માભિમુખ નથી બનાવી શકાતો, પહેલા તો તમે તેની સાથે મૈત્રી કરો, તેને ભયમુક્ત કરો. તેના મનમાંથી દ્વેષને દૂર કરો. તેને આરાધના માટે ઉત્સાહિત કરો, પછી એ દુઃખી જીવાત્માને ધર્મનો ઉપદેશ આપો. તો તમારો ઉપદેશ તેના હૈયે ઉતરશે અને તે 'યથોહિત' ધર્માનુષ્ઠાન કરવા તત્પર અને શકિતમાન બનશે.**

મયણાસુંદરીએ પોતાના પતિ ઉંબરરાણાને કેવી રીતે ધર્માભિમુખ કર્યા હતા ? શ્રી સિદ્ધચક્રજીની 'યથોહિત' આરાધના કેવી રીતે કરાવી હતી ? જે પ્રકારે ગુરુ મહારાજે સિદ્ધચક્રજીની આરાધના-વિધિ બતાવી હતી તે જ પ્રકારે તેમણે આરાધના કરી હતી ને ! મયણાસુંદરીને ગુરુદેવે અભય બનાવી હતી. મયણાએ ઉંબરરાણાને ભયરહિત બનાવ્યા હતા ! મયણાને ગુરુદેવે દ્વેષરહિત બનાવી હતી અને મયણાએ ઉંબરરાણાને અદ્વેષી બનાવ્યા હતા. મયણાના હૈયે ગુરુદેવે ઉત્સાહ જગાડયો હતો. મયણાએ ઉંબરરાણાના હૈયે પણ



ત્સાહભરી દીધો હતો. ત્યારે તો તે શાતચિત્તે, એકાગ્ર મનથી

સિદ્ધચક્રજીની આરાધના કરી શકયા હતા અને નવમા દિવસે જ એ આરાધનાનું ફળ પામ્યા હતા.

તમે લોકો પણ સિદ્ધચક્રજીની આરાધના કરો છો ને? કેવી રીતે કરો છો?

**સભામાંથી :** અમે લોકો તો ઘર અને દુકાનમાં, મંદિર અને ઉપાશ્રયમાં સર્વત્ર ભય, દ્વેષ અને ખેદથી જ ભરેલા રહીએ છીએ.

**મહારાજશ્રી :** એટલે જ તમારું ધર્માનુષ્ઠાન 'યથોદિત' નથી હોતું અને તેના લીધે ધર્મના પ્રભાવનો તમને અનુભવ નથી થતો, નિર્ભય બનીને જાપ કરો નવકાર મંત્રનો. દ્વેષરહિત બનીને કરો ધ્યાન પંચ પરમેષ્ઠિ ભગવંતોનું. ઉમંગ અને ઉત્સાહથી આરાધના કરો. પરમ કૃપાનિધિ પરમાત્માની તમે પણ ધર્મારાધનાનું ફળ અદ્ભુત ફળ પામી શકશો. પથમિણી લીલાવતી રાણીને શ્રી નવકાર મંત્રની વિધિવત્ આરાધના કરાવવા ચાહે છે. આથી સૌ પ્રથમ લીલાવતીને ભયમુકત કરી રાજા પ્રત્યે કોઈ દ્વેષ ન રહેવા દીધો અને જીવનમાંથી નિરાશાને ખંખેરી નાખી.

**નવકારમંત્રના જાપની વિધિ :**

'તમે અહીં શ્રી પાર્શ્વનાથ ભગવંતની સામે શ્રી નવકાર મંત્રનો જાપ કરો. શરીરશુદ્ધિ કરીને, શુદ્ધ શ્વેત વસ્ત્ર પહેરીને, શ્વેત રંગની માળાથી, પૂર્વ દિશા સામે બેસીને, પદ્માસન લગાવીને, નજરને નાકના અગ્ર ભાગ પર સ્થિર કરીને, એકાગ્ર ચિત્તથી જાપ કરો. જાપથી તલ્લીનતા આવશે. તમારા મનમાં કોઈ આલતુ ફાલતુ વિચાર નહિ આવે, એક એક નવકારનો જાપ કરતા કરતા એક એક શ્વેત પુષ્પ પરમાત્માના ચરણોમાં ધરતા જાઓ રોજ શ્વેત વર્ણના દ્રવ્યોથી એકાસણું કરો. દિવસમાં માત્ર એક જ વાર ભોજન લેવાનું! આમ એક લાખ નવકાર મંત્રનો જાપ પૂર્ણ કરવાનો.'

પથમિણીએ લીલાવતીને શ્રી નવકાર મંત્રના જાપનો વિધિ

સમજાવ્યો. કારણ કે લીલાવતી માટે આ મંત્રની આરાધનાનો આ પ્રથમ અવસર જ હતો. તેણે વિધિને પૂરેપૂરી બરાબર સમજી લીધી. તમે પણ વિધિને બરાબર જાણો છો ને? નવકાર મંત્રનો જાપ કરો છો ને? રોજ કેટલો જાપ કરો છો? ૧૦૮ નવકાર મંત્રનો જાપ તો કરવો જ જોઈએ. વિધિવત્ કરવો જોઈએ.

**ધર્મગ્રન્થોમાં કહ્યું છે કે 'રોજ ૧૦૮ નવકારનો જાપ કરનારને કોઈ દુષ્ટ દેવનો ઉપદ્રવ થતો નથી. કોઈ ભૂત પિશાચ, વ્યંતરનો ઉપદ્રવ થતો નથી. કોઈ પણ માણસ તેનું કશું જ બગાડી શકતો નથી. 'જસ્સ મણે નવકારો તસ્સ કિં કુણઈ સંસારો ?' જેના હૈયે શ્રી નવકાર મંત્ર છે તેને સંસાર શું કરી શકે? અર્થાત્ સંસાર તેનું કશું જ બગાડી નથી શકતો.**

છે આવી શ્રદ્ધા? છે આવો વિશ્વાસ? જન્મથી જ નવકાર મંત્ર મળી ગયો છે ને? આથી સાચી રીતે મહામંત્રનું મૂલ્યાંકન નથી કરી શકયા. જેમને ખૂબ શોધ બાદ મળ્યો છે, તે ભલે જૈન નથી અજૈન છે, પરંતુ પૂર્ણ શ્રદ્ધાથી તેનો જાપ-ધ્યાન કરે છે તો તેમને દિવ્ય અનુભવ થાય છે.

## જૈનેતર મંત્રવિદ્ નવકારમંત્ર બતાવે છે!

એક જૈન યુવાન છે. તેની તબીયત બગડી. બિમારીથી તે પથારીમાં પટકાયો. ડૉકટરોને બતાવ્યું. વૈદ્યોએ નાડી જોઈ. હકીમોએ તેને તપાસ્યો. પણ તેની બિમારી ઘટવાને બદલે વધતી ગઈ. કોઈએ કહ્યું: કોઇ દેવ કોપાયમાન થયો લાગે છે. કોઇ માંત્રિકને બતાવો.'

શહેરમાં એક અજૈન મંત્રવિદ હતો. નિઃસ્વાર્થ-ભાવે તે સેવા કરતો. તેણે યુવાનને તપાસ્યો. પછી તેને પૂછ્યું: 'તું તો જૈન છે ને? જૈન ધર્મનો મહામંત્ર શ્રી નવકાર મંત્ર શું તને નથી આવડતો? આવડે છે ને? તો રોજ એક હજાર વખત એ મંત્રનો જાપ કર. તને એ મંત્રના પ્રભાવથી જરૂર સારું થઇ જશે.'

એ જૈન યુવાન તો આ અજૈન મંત્રવિદની વાત સાંભળી આશ્ચર્યથી સ્તબ્ધ થઈ ગયો. નવકાર મંત્ર તેને આવડતો હતો. રોજ તેની માળા પણ ગણતો હતો. પરંતુ નવકારના પ્રભાવની તેને ખબર ન હતી. એક અજૈન મંત્રવિદ પાસેથી તેનો મહિમા જાણીને તેને નવકાર મંત્ર પર શ્રદ્ધા થઈ. અને તેણે એ અજૈને બતાવેલી શુદ્ધ વિધિ પ્રમાણે જાપ શરૂ કર્યો. શ્રી નવકારના પ્રભાવથી થોડા જ દિવસોમાં તે તદ્દન સાજો થઈ ગયો.

તમે લોકો યંત્રશક્તિને જેટલી જાણો છો તેટલી મંત્રશકિતને જાણતા નથી. મંત્રની તાકાતનો તમને કોઇ ખાસ પરિચય જ નથી. આથી ખૂદ તમારી પાસે જ અનંત શકિતનો ભંડાર હોવા છતાંય બીજા બીજા સ્થળોએ ભટકતા ફરો છો. બાબા–ફકિરોને ત્યાં જાઓ છો અને દોરા–ધાગા કરાવો છો. હકીમોએ આપેલા તાવીજો બાંધો છો!

**શ્રદ્ધા હમેશાં આંધળી જ હોય!**

આ મહામંત્રના ૬૮ અક્ષર છે અને તેના એક એક અક્ષરમાં દિવ્ય શકિતનો ભંડાર છે. તેના દરેક અક્ષરમાં નરકની વેદનાઓને પણ શાંત કરવાની તાકાત છે. તો પછી તેનાથી મામુલી દુઃખ અને દર્દ દૂર થાય એમાં કોઇ જ શંકા નથી. આ માટે જોઇએ સંપૂર્ણ શ્રદ્ધા અને વિશ્વાસ.

**શ્રદ્ધાથી અને વિશ્વાસથી માણસ નિર્ભય બને છે. શંકા અને અવિશ્વાસથી માણસ ભયભીત અને વિચલિત બને છે, અગમ અને અગોચર તત્ત્વોની આરાધનામાં અતૂટ અને અખૂટ શ્રદ્ધા અનિવાર્ય છે. એ તત્ત્વોના અસ્તિત્વમાં શંકા જાગી, એ તત્ત્વોના પ્રભાવ વિષે સંશય થયો, તો સમજો કે ગયા કામથી !**

પ્રશ્ન : પણ અંધ શ્રદ્ધા તો ન હોવી જોઈએ ને?

ઉત્તર : શ્રદ્ધા તો આંધળી જ હોય છે. જુવે તે શ્રદ્ધા નહિ. જોવાનું કામ તો જ્ઞાન કરે છે. શ્રધ્ધા તો પ્રેમમૂલક હોય છે. પ્રેમ આંધળો જ હોય છે ને ? આથી શ્રદ્ધા પણ અંધ જ હોય છે ને faith is always blind !

પરંતુ મને પૂછવા દો કે તમે અંધશ્રદ્ધા કોને કહો છો ? હું જોઉં છું કે જે વાતને તમે સમજી શકતા નથી અને બીજા સમજે છે ત્યારે બીજાની શ્રદ્ધાને તમે અંધશ્રદ્ધા કહો છો. માતા પર તમારી શ્રધ્ધા કેવી છે ? તે જે ખાવાનું આપે છે તે તમે જમી લો છો. માતામાં શ્રધ્ધા છે, આથી માતાએ પીરસેલા ભોજનનો તમે ક્યાંય 'ટેસ્ટ' નથી કરાવતા. કરાવો છો ? શંકા કરો છો કે 'કદાચ આમાં ઝેર 'હોય તો ?' ના આવી શંકા તમે નથી કરતા તો જીવનનો સમગ્ર વ્યવહાર શ્રદ્ધા અને વિશ્વાસથી ચાલે છે. એ બધી શ્રદ્ધા અંધ જ હોય છે.

### મહામંત્રીનું ભવ્ય વ્યક્તિત્વ :

લીલાવતીના હૈયે શ્રી નવકાર મંત્ર પ્રત્યે શ્રદ્ધા જાગી, કારણ કે પથમિણી પ્રત્યે, પથમિણીમાં તેમને વિશ્વાસ હતો. મહામંત્રીમા તેને વિશ્વાસ હતો. મહામંત્રીએ બ્રહ્મચર્ય વ્રતના અચિંત્ય પ્રભાવનો અનુભવ કર્યો હતો. લીલાવતીએ આરાધનાનો આરંભ કર્યો. એકાગ્ર મનથી શુદ્ધ તનથી નવકાર મંત્રનો જાપ અને ધ્યાન કરવા લાગી. રોજબરોજ તેનો આત્મોલ્લાસ વધતો ગયો. જાપ કરતાં તેની આંખોમાથી આનંદના આંસુ વહેવા લાગ્યા. તેનું હૈયું અકથ્ય આનંદ અનુભવી રહ્યું. પંચ પરમેષ્ઠિ માટે તેનો ભક્તિભાવ ઉછળવા લાગ્યો. પથમિણી રોજ લીલાવતીને મળે છે. પૂર્ણ ગંભીરતાથી સમય પસાર થાય છે.

મહામંત્રી પેથડશા પણ પૂર્ણ સ્વસ્થતાથી પોતાની દૈનિક ધર્મારાધનામાં લીન રહે છે. રાજા મહામંત્રી સાથે કોઇ વ્યવહાર નથી કરતો. મહામંત્રી પણ પોતાના કર્તવ્યોનું સમુચિત પાલન કરે છે. પ્રજાની પૂરેપૂરી સહાનુભૂતિ મહામંત્રી તરફ છે. બધા આતુરતાથી

રાહ જોઈ રહ્યા હતા કે 'મહામંત્રી ક્યારે અકલંક જાહેર થાય! કોઈ દિવ્ય ઘટના થવી જોઈએ. કોઈ ચમત્કાર થવો જોઈએ.'

મહામંત્રીનું વ્યક્તિત્વ કેટલું ને કેવું ઉત્તમ હશે, તેનો જરા વિચાર કરો! કોઈને પણ મહામંત્રીના ચરિત્ર માટે શંકા નથી! પ્રજાનો કેટલો બધો પ્રેમ મહામંત્રીએ સંપાદન કર્યો હશે?' મહામંત્રીના તન-મન-અંતર પર કોઈ તાણ ન હતી. જ્યારે પ્રજા તાણ અનુભવતી હતી.

એક દિવસ આ તાણનો અંત આવી ગયો. રાજાનો પટ્ટહસ્તિ થાંભલો તોડીને પાગલ થઈ ગયો. આખા ય નગરમાં તોફાન મચાવતો તે નગર બહાર નીકળી ગયો. હાથીને પકડવા માટે સૈનિકો પણ નગર બહાર ગયા. હાથી એક ઘટાદાર વૃક્ષ પાસે પહોંચીને બેહોશ થઈને ઢળી પડ્યો.

## રાજાનો હાથી ભૂતાભિભૂત થાય છે :

રાજાએ આ સમાચાર સાંભળ્યા તો તે દોડીને પહોંચ્યો એ હાથી પાસે. રાજાને આ હાથી ખૂબ જ પ્રિય હતો. હાથીને બેહોશ જોઈને તે શોકાકુળ બની ગયો. રડવા લાગ્યો. કેવો પશુપ્રેમ! એ પશુપ્રેમે રાજાને રડાવ્યો! મંત્રીઓએ નગરના તમામ માંત્રિકો અને તાંત્રિકોને બોલાવ્યા. માંત્રિકોએ આવીને પ્રયોગ શરૂ કર્યા. તેમને ખબર પડી કે હાથીના શરીરમાં કોઈ વ્યંતર દેવ પ્રવેશી ગયો છે. આ વ્યંતરને બહાર કાઢવા તેમણે તમામ પ્રયત્ન કર્યા. તાંત્રિકોએ પણ પોતાના તંત્ર અજમાવ્યા પણ ન મંત્ર સફળ થયા, ન તંત્ર સફળ થયા. રાજાએ માંત્રિકો અને તાંત્રિકોને કહ્યું : 'તમે મારા વ્હાલા હાથીને સજીવન કરો. તમને હું તમે માંગશો તેટલું ધન આપીશ. અને જો તમે કોઈ હાથી સજીવન નહિ કરી શકો તો હું અગ્નિ સ્નાન કરીશ.'

## ચતુરાને ઉપાય સુઝે છે :

મંત્રીઓ ચિંતામાં પડી ગયા. રાજાની અગ્નિસ્નાનની ઘોષણાથી

અંતઃપુરમાં રાણીઓ રડવા લાગી. પ્રજા પણ રડી રહી. 'હાથીને સજીવન કેવી રીતે કરવો?'–કોઈને આનો ઉપાય નથી સૂઝતો. બધાજ નિરાશ અને હતાશ બની ગયા છે. રાજાની આસપાસ અનેક દાસ–દાસીઓ ચિંતામાં ઉભા હતા. તેમાં રાણી લીલાવતીની દાસી ચતુરા પણ હાજર હતી. ચતુરાના મનમાં એક વિચાર વીજળીની જેમ ઝબકયો. 'મહામંત્રી પેથડશાનું પવિત્ર પૂજન-વસ્ત્ર હાથી પર ઓઢાડવામાં આવે તો તે જરૂર સજીવન થઇ જાય. તેના પ્રભાવથી વ્યંતર પણ હાથીનું શરીર છોડીને ભાગી જશે! મારી રાણીનો તાવ પણ એ વસ્ત્રથી ઉત્તરી ગયો હતો તો જરૂર એ વસ્ત્રથી હાથીનો ઉપદ્રવ પણ દૂર થઇ જશે!' પણ મહારાજાને આ કહેવું કેવી રીતે? તેમના હૈયે તો મહામંત્રી પ્રત્યે દ્વેષ ને રોષ છે. એ જ વસ્ત્રના કારણે તો રાજાએ પતિવ્રતા રાણીને અનાચારી અને મહામંત્રીને દુરાચારી માન્યા છે!'

છતાંય ચતુરાએ રાજાને પોતાના મનની વાત કરવાની હિંમત કરી. તેણે કહ્યું: 'મહારાજા! મને એક ઉપાય સૂઝયો છે, આપ આજ્ઞા કરો તો હાથીને સજીવન કરવાનો એક ઉપાય બતાવું.'

રાજાએ ચતુરા સામે જોયું. રાજાની આંખોમાં ચતુરાએ જિજ્ઞાસા જોઇ, તેણે તરત જ કહ્યું, 'મહારાજા! જો આ હાથી પર મહામંત્રીનું પૂજન-વસ્ત્ર ઓઢાડવામાં આવે તો હાથી વ્યંતરના ઉપદ્રવથી મુકત થઇ શકે. આ આપને હું વિશ્વાસથી કહું છું. કારણ કે એ જ પૂજન વસ્ત્ર ઓઢાડવાથી રાણીબાનો જવર દૂર થઇ ગયો હતો!'

રાજા ઘડીક–ક્ષણભર તો નારાજ થયો. પરંતુ મના ન કરી. મૌન રહ્યો. મૌનનો અર્થ છે અનુમતિ! 'મૌનં અનુમતમ્.' ચતુરા તરત જ દોડતી પહોચી મહામંત્રીની હવેલીએ. ત્યાં પહોંચીને શ્વાસભેર તેણે પથમિણીને કહ્યુ: 'દેવી! મહામંત્રીને અકલંક સિદ્ધ કરવાનો એક ઉત્તમ અવસર આવ્યો છે. રાણી લીલાવતી પણ નિષ્કલંક ઘોષિત થઇ શકે તેમ છે. રાજાનો હાથી વ્યંતરના પ્રભાવથી બેહોશ બનીને પડયો છે. રાજા કલ્પાંત કરે છે. તમામ માન્ત્રિકો અને તાંત્રિકોએ

ઉપાય કર્યા પરંતુ હાથી હજી ભાનમાં નથી આવ્યો. ત્યારે મેં હિંમત કરી મહારાજાને કહ્યું : 'મહામંત્રીનું પૂજન-વસ્ત્ર હાથી પર ઓઢાડવામાં આવે તો હાથી જરૂર સજીવન થશે. આપ આજ્ઞા કરો તો એ પૂજન-વસ્ત્ર હું લઇ આવું.' મહારાજાએ મને મૌન સંમતિ આપી એટલે અત્યારે હું દોડતી આવું છું. તો આપ કૃપા કરી મહામંત્રીજીનું એ પૂજન-વસ્ત્ર મને આપો. મને શ્રદ્ધા છે કે વસ્ત્રના પ્રભાવથી હાથી જરૂર સાજો થઇ જશે. ત્યારે મહારાજાને પોતાની ભૂલ સમજાશે. મહામંત્રી પ્રત્યે તેમને પૂર્વવત્ સદ્ભાવ જાગ્રત થશે. રાણી માટે પણ તે નિઃશંક બનશે. તો આપ નચિંત મને અને વિનાવિલંબે એ દિવ્ય વસ્ત્ર આપો.'

ચતુરાના હૈયે રાણી અને મહામંત્રીને નિર્દોષ અને નિષ્કલંક સિદ્ધ કરવાની તમન્ના છે. કારણ કે તેના હૈયે બંને માટે સ્નેહ અને સદ્ભાવ છે. ગુણવાન પુરુષોને મુશીબતોમાં જોઈને તેના અનુરાગીઓને ઊંડું દુઃખ થાય છે. ઘેરી ચિંતા થાય છે. ચતુરા પણ એવી અનુરાગી હતી. તેને એક જ ચિંતા હતી કે 'ક્યારે અવસર મળે અને રાણી અને મહામંત્રી નિષ્કલંક જાહેર થાય!' આજ તેને એવો અવસર મળી ગયો હતો

પદ્મિણીને પણ ચતુરાની વાત જચી ગઇ તેણે પણ શ્રદ્ધાથી એ દિવ્ય પૂજન-વસ્ત્ર ચતુરાને આપી દીધું. ચતુરા વસ્ત્ર લઈને ચાલી ગઇ એટલે પદ્મિણી તરત જ ભોયરામાં લીલાવતી પાસે ગઇ. લીલાવતી હજી હમણાં જ જાપ કરીને નિવૃત્ત થઈ હતી. તેણે એંસી હજાર જેટલા નવકાર એકાગ્ર ચિત્તે ગણ્યા હતા. પદ્મિણીએ લીલાવતીના બંને હાથ પ્રેમથી પકડી લઈને કહ્યું : 'રાણીજી! હવે તમારા દુઃખના દિવસો ગયા જ સમજો.'

લીલાવતીએ કહ્યું : 'મારા દુઃખના દિવસો તો છે જ નહિ. મારા દિવસો તો અપૂર્વ સુખમાં વહી રહ્યા છે! મારી જિંદગીના આ સર્વશ્રેષ્ઠ દિવસો છે! શ્રી નવકાર મંત્રના જાપ-ધ્યાનમાં અભૂતપૂર્વ આત્માનંદ મળી રહ્યો છે!'

'તારી વાત સાચી છે દેવી! પણ અત્યારે તને એક ખૂબ જ સારા સમાચાર આપવા આવી છું.' એમ કહી પથમિણીએ ચતુરા પાસેથી સાંભળેલી બધી વિગતો જણાવી અને છેલ્લે કહ્યું: 'હવે તારું કલંક ગયું જ સમજ, બેન !'

લીલાવતીના રોમેરોમ હરખાઈ ઉઠયાં. હૈયું ગદ્ગદ્ થઇ ગયું. એણે કહ્યું : 'પથમિણી ! મારી આંતર-પુકાર પંચ-પરમેષ્ઠિ ભગવંતોએ સાંભળી લીધી. શાસન દેવતાઓએ મને સહાય કરી.

'મહામંત્રીના વસ્ત્રથી હાથીનો ઉપદ્રવ જરૂર દૂર થઇ જશે. ચતુરા હમણાં જ આ શુભ સમાચાર લઈને આવી સમજ.'

'મહામંત્રીને શું આ બધી બીનાની ખબર છે?'

'હું તો સીધી જ અહીં દોડી આવી છું. મહામંત્રીજીને તો હવે સમાચાર આપીશ.'

આટલું કહીને પથમિણી મહામંત્રી પાસે ગઇ અને તેમને પણ બધી માંડીને વાત કરી. મહામંત્રી પેથડશાએ સ્વસ્થ ચિત્તે બધું સાંભળ્યું અને કહ્યું :

## મન શાન્ત, સ્થિર અને સંતુલિત રાખો :

'દેવી ! પુણ્યકર્મ અને પાપકર્મના ઉદય અનુસાર સંયોગ બદલાતા રહે છે. પાપકર્મોનો ઉદય પૂરો થતાં સંજોગ સારા બને છે. પુણ્યકર્મોનો ઉદય પૂરો થાય છે ત્યારે સંજોગ પ્રતિકૂળ બને છે. કર્મોની લીલા સમજનાર પુરુષ તો અનુકૂળ અને પ્રતિકૂળ બંને સંજોગોમાં શાંત, સ્થિર અને સંતુલિત રહે છે.'

મહામંત્રીનું તત્ત્વજ્ઞાન કેટલું આત્મસ્પર્શી હતું! વિપરીત સંજોગોમાં કલંક મૂકાયું ત્યારે પણ તેમનું મન વિક્ષિપ્ત અને વિક્ષુબ્ધ નહોતુ બન્યું. 'મારી બદનામી થઈ, હવે હું શું મોં બતાવીશ ? હું નિર્દોષ છું તો ય મને કલંકિત કરાયો...' આવા કોઈ જ
૮ વિચારથી ત્યારે તે વિચલિત નહોતા બન્યા. 'મારું કલંક હવે ક્યારે

દૂર થશે ?' તેવી પણ કોઈ ઉત્સુકતા હૈયે નહોતી જાગી. ત્યારે રાજા પ્રત્યે પણ મનમાં રોષનો કોઈ ભાવ જાગ્યો ન હતો.

સારા સંયોગ, સાનુકૂળ પરિસ્થિતિ પુણ્યકર્મના ઉદય સાથે સંબંધિત છે. પુણ્ય કર્મનો ઉદય શાશ્વત નથી. પુણ્યકર્મ ક્ષણિક અને વિનાશી છે. ક્યારેય પણ પુણ્ય કર્મ ખૂટી જઈ શકે છે. ક્યારે ખૂટશે તે માણસ જાણી શકતો નથી. પુણ્યકર્મ ખત્મ થતાં જ સુખ પર પડદો ! સુખ પણ ત્યારે સમાપ્ત ! પુણ્યકર્મ ભિન્નભિન્ન હોય છે. ક્યારે કોઈક પુણ્યકર્મના ઉદય થાય છે તો ક્યારે કોઈક બીજા પુણ્યકર્મનો ઉદય. પુણ્ય અને પાપ કર્મોના ઉદય સાથોસાથ થાય છે.

**સચરાચરમાં એવો એક પણ જીવ નથી કે જેના જીવનમાં કોઈ પાપકર્મનો ઉદય ન હોય અને તમામ પ્રકારના પુણ્યકર્મોનો જ બસ ઉદય હોય ! જીવ પાપકર્મના અને પુણ્યકર્મના ઉદય લઈને જ જીવે છે.**

તમે સહુ જો આ વાસ્તવિકતાને બરાબર ઓળખી લો તો તમારા આત્માને તમે સુખ-દુઃખની સંવેદનામાંથી બચાવી શકો. હર્ષ અને શોક, આશા અને નિરાશા, પ્રિય અને અપ્રિય વગેરે દ્વંદ્વોમાં અથડાતા-કૂટાતા મનને સ્થિર રાખી આત્મભાવમાં રહી શકો. મહામંત્રી પેથડશાના જીવનમાં આવું તત્ત્વજ્ઞાન વણાઈ ગયું હતું. તત્ત્વજ્ઞાનના ગ્રન્થો તેમણે માત્ર વાંચ્યા નહોતા, તેને આત્મસાત્ કર્યા હતા. તત્ત્વજ્ઞાનને તેમણે બરાબર પચાવ્યું હતું.

એક પંડિત હતા. આપણી જૈન પાઠશાળામાં ભણાવતા હતા. કર્મગ્રન્થ અને કર્મપ્રકૃતિ જેવા ગ્રન્થોનું અધ્યયન કરાવતા હતા. એક દિવસ તે મારી પાસે આવ્યા. તેમના ચહેરા પર ચિંતા હતી. ઉદ્વિગ્નતા હતી. મેં પૂછ્યું : 'શું થયું ? આજ આટલા બેચેન કેમ જણાઓ છો ?' તેમણે કહ્યું : 'પાઠશાળાના ટ્રસ્ટીઓના લીધે પરેશાન છું. ત્રણ ત્રણ વરસથી ભણાવું છું પરંતુ પગાર વધારવાની વાત તો દૂર રહી, રોજ નવાં નવાં કામ વધારતા જાય છે.' મેં

પૂછયું : 'આ કયા કર્મના ઉદયથી થાય છે? આમ થવામાં કોઈ ને કોઇ કર્મનો ઉદય તો થયો જ હશે ને?'

એ પંડિત પાસે કર્મસિદ્ધાંતનો અભ્યાસ હતો, કર્મપ્રકૃતિની જાણકારી હતી, પરંતુ એ કર્મના સિદ્ધાંતો તેમને આત્મસાત નહોતા થયા. તત્ત્વજ્ઞાનનો અભ્યાસ તેમના માટે આજીવિકા રળવાનું માત્ર સાધન હતું. જ્ઞાની તો પોતાની સમસ્યાઓનું સમાધાન પોતાના જ્ઞાનથી જ કરી લે છે અને મનને સમતોલ રાખે છે. કર્મબંધ અને કર્મોદયનું વિજ્ઞાન મનનું સુંદર સમાધાન કરી શકે છે મહામંત્રીએ પોતાના મનનુ સમાધાન મેળવી લીધું હતું.

## હાથીમાં ચેતનાનો સંચાર થયો :

આ બાજુ ચતુરા મહામત્રીનુ પૂજન–વસ્ત્ર લઇને હાથી પાસે પહોંચી અને પળના ય વિલંબ વિના એ વસ્ત્ર તેણે હાથી પર ઓઢાડી દીધું. રાજા અને પ્રજા બધાયની આંખો હાથી પર સ્થિર થઇ ગઈ. 'શું આ વસ્ત્રથી હાથી સજીવન થઈ જશે?' સૌના મનમાં આ પ્રશ્ન હતો. થોડો સમય થયો ત્યાં તો હાથીનું શરીર કંપવા લાગ્યું. તેના પગ હાલવા લાગ્યા. આ જોઇએ રાજા એકદમ ઊભો થઈ ગયો. તેના ચહેરા પર આનંદ છવાઇ ગયો. ત્યાં તો હાથીની સૂંઢ ઊંચી થઇ. તેણે આંખો પણ ખોલી અને તે ધીરેધીરે ઊભો પણ થઇ ગયો.

## કલંક દૂર થાય છે :

હાથીને સજીવન થયેલો જોઈને પ્રજાએ મહામંત્રી પેથડશાનો જયજયકાર કર્યો. ચતુરા ખૂશીથી–આનંદથી નાચી ઊઠી. આ ઘટનાથી, આ ચમત્કારથી રાજાના હૈયામાંથી મહામંત્રી પ્રત્યેનો રોષ નીકળી ગયો. તેમણે તુરત જ મહામંત્રીને બોલાવવા દાસને દોડાવ્યો. મહામંત્રી રાજાનો આદેશ મળતા તરત જ આવી પહોંચ્યા. મહામંત્રીએ રાજાને પ્રણામ કર્યા. રાજાએ મહામંત્રીના બ્રહ્મચર્યવ્રતની પ્રશંસા કરી અને પોતાની સાથે જ હાથી પર બેસવા માટે આગ્રહ કર્યો.

મહામંત્રીએ વિનયથી ના પાડી તો રાજાએ પોતાનો પટ્ટ અશ્વ મંગાવ્યો અને તેના પર મહામંત્રીને પ્રેમ અને આદરથી બેસાડયા. રાજસેવકોને મહામંત્રીજી પર છત્ર ધારણ કરવાનુ અને ચામર વીંઝવા પણ આજ્ઞા કરી. આમ ઘણા જ ઠાઠમાઠથી રાજા અને મહામંત્રી નગરમાંથી પસાર થઇ રાજમહેલમાં આવ્યા રાજાએ અહીં–રાજ મહેલમાં, મહામંત્રીના સદાચારની ખૂબ જ પ્રશંસા કરીને એક લાખ સોનામહોર ભેટ આપી.

જીવન પરિવર્તનશીલ છે! તેમાં બધું જ પરિવર્તનશીલ છે. માણસના વિચાર કેટલા બધા પરિવર્તનશીલ છે? રાજાના વિચારમાં કેવું પરિવર્તન આવી ગયું! મહામંત્રીના પાપકર્મોનો ઉદય સમાપ્ત થયો અને અનુકૂળ સંજોગ ઊભા થયા. રાણી લીલાવતીનો પાપોદય અસ્ત થયો અને બધી પરિસ્થિતિ બદલાઇ ગઇ. રાજા પોતાના મહેલમાં ગયો તો તેને રાણી લીલાવતીના વિચાર આવ્યા: 'ઓહ! રાણી લીલાવતીને મેં કેવો ઘોર અન્યાય કર્યો? એ તો તદ્દન નિર્દોષ હતી. પણ આવેશમાં મેં કોઇ જ તપાસ ન કરી કે, તેણે મહામંત્રીનું વસ્ત્ર શા માટે ઓઢયું હતું? મેં તેના ચરિત્રમાં શંકા કરી. મહામંત્રી જેવા પવિત્ર મહાપુરૂષ વિષે પણ મેં ન વિચાર્યું. ન માનવાનું માન્યું, તેમના ચરિત્ર વિષે પણ કુશંકા કરી. આહ! મેં કેટલું બધું અનુચિત કર્યું? હવે લીલાવતી કયાં હશે? શું થયું હશે તેનું?....' રાણીના વિચારથી રાજાનું હૈયુ ભરાઇ આવ્યું. તેને કરેલા અન્યાયથી તેનું હૈયુ પસ્તાઇ રહ્યું.

## બીજાને દુઃખી કરનાર સુખી ન થાય :

અને રાજાને આ સાથે જ કદંબા રાણીની પણ યાદ આવી. રાજાને સમજાઇ ગયું કે એ ષડયંત્ર કદંબાનું હતું. તેના હૈયામાંથી કદંબા હવે નીકળી ગઇ. કદંબા હવે, લીલાવતી માટે ખોદેલા ખાડામાં પોતે જ ગબડી પડી. યાદ રાખજો, બીજા માટે ખાડો ખોદનાર ખૂદ પોતે જ તે ખાડામાં પડે છે. કદંબા લીલાવતીને રાજાના હૈયામાંથી

અને નગરમાંથી બહાર કાઢવા માટે તૈયાર થઈ હતી ને? અલબત્ થોડા સમય માટે તેને સફળતા મળી. પરંતુ તેનુ પોતાનું પાપ પ્રકાશમા આવતાં જ તેણે પોતે જ પોતાના જીવનને લાંબા સમય સુધી અંધકારમય કરી દીધું.

**સદાય આ સૂત્ર યાદ રાખજો કે પોતાના સુખ માટે બીજાને દુઃખી કરનાર ક્યારેય સુખી થતો નથી. સુખ મેળવવા માટે બીજાને દુ.ખી કરવા જશો તો તમે પોતે જ દુઃખની અતલ ખીણમાં ગબડી પડશો.**

કદંબાનું પણ એવું જ થયું. પોતાના સુખ માટે તે લીલાવતીને દુઃખી કરવા ગઈ તો હવે એ પોતે જ દુઃખમાં આવી પડી. તેનું હવે રાજમહેલમાં કોઇ સ્થાન ન રહ્યું. સૌની નજરમાથી તે ઉતરી ગઈ. તિરસ્કારપાત્ર બની રહી. એ પોતે પણ હવે સમજી ગઈ હશે કે હવે આ મહેલમા મારૂં કોઈ જ સ્થાન નથી. મારો કોઈ જ આદર નથી .

## રાજાને લીલાવતીની ચિંતા :

બીજા દિવસે પેથડશા રાજસભામાં ગયા ત્યારે મહારાજા આવ્યા ન હતા. આથી તે રાજમહેલમાં ગયા. મહારાજા શયનખંડમાં હતા. તેમનો ચહેરો ઉદાસ અને ચિંતાતુર હતો. મહામંત્રીએ વિનયથી પૂછયું : 'રાજન્ ! મારા નાથ ! આપ આટલા બધા ઉદાસ કેમ છો? કઈ ચિંતાથી આપ આટલા દુઃખી છો?' આ પ્રશ્ન સાંભળીને મહારાજાની આખમાંથી આંસુ ટપકી પડયાં. મહામંત્રીએ પ્રેમથી પોતાના ઉત્તરીયથી રાજાના આંસું લૂછયાં.

થોડીવાર રહીને રાજાએ કહ્યું : 'મહામંત્રીજી ! મને રાણી લીલાવતીની ચિંતા સતાવી રહી છે. એ બિચારીનું શું થયું હશે?' મહામંત્રીએ આશ્વાસન આપતાં કહ્યું : 'મહારાજન્! આપ ધીરજ રાખો. રાણી કુશળ જ હશે. તેમનું કંઇજ અહિત નહિ થયું હોય. કારણ કે તેમના હૈયે ધર્મનો વાસ હતો. એ ધર્મ જ તેમની અત્યારે

રક્ષા કરતો હશે. હું તેમની શોધ કરાવું છું. તમે નચિંત બનો. અને તે પહેલા આપ એક કામ કરવાની કૃપા કરો.'

'શું કામ કરૂં ? તમે જે કહેશો તે કરવા હું તૈયાર છું. પણ તમે મારી રાણી લીલાવતીને શોધી લાવો.' રાજાએ આર્દ્રસ્વરે કહ્યું.

મહામંત્રીએ કહ્યું : રાજન્ ! આપને બસ એક જ ધર્મકાર્ય કરવાની વિનંતી કરું છું. મહિનામા પાચ પવિત્ર પર્વતિથિ આવે છે, એ પાંચેય દિવસ રાજ્યભરમાં કોઇ પણ નાગરિક સાતમાથી એકેય વ્યસન ન સેવે તેવી ઘોષણા કરાવો. એ પાંચ તિથિએ કોઈ પણ માસ-ભક્ષણ ન કરે. દારૂ ન પીવે, જુગાર ન રમે. શિકાર ન કરે. ચોરી ન કરે, વ્યભિચાર ન સેવે. આટલું રાજ ફરમાન બહાર પાડી આપ ધર્મકાર્ય કરો. અને તમે જોશો કે સાત દિવસમા તો રાણી તમારી સેવામાં હાજર હશે.' રાજાએ તરત જ મહામંત્રીની સૂચનાનો અમલ કરાવ્યો.

## રાણી લીલાવતીનો કૃતજ્ઞતા-ગુણ :

મહામંત્રી પેથડશાએ પોતાની હવેલીએ જઇને પથમિણીને બધી વિગતવાર વાત કરી. એ જાણીને પથમિણીના આનંદનો પાર ન રહ્યો. તેણે આ વાત લીલાવતીને કરી. તો તે પણ હર્ષવિભોર બની ગઈ, તેણે કહ્યું : 'આ બધો જ પ્રભાવ અને પ્રતાપ શ્રી નવકાર મહામંત્રનો છે, પંચ પરમેષ્ઠિ ભગવંતોની પરમ કૃપાથી જ આ પરિસ્થિતિ પેદા થઇ છે. લાખ નવકારનો જાપ હવે પૂર્ણ થવામાં છે, તે પણ પૂર્ણ થઇ જશે.' ત્યારે પથમિણીએ કહ્યું : 'હવે તું મહારાજાની પટરાણી બનીશ. તેમની પ્રીતિપાત્ર બનીશ, પણ ત્યારે ય તું પરમાત્માને અને નવકારમંત્રને જરાય ભૂલતી નહિ.'

રાણીએ કહ્યું : 'પથમિણી ! એ તો કેમ જ ભૂલી શકું ? નવકારમંત્ર તો હવે મારા શ્વાસોશ્વાસમાં સમાઈ ગયો છે. પરમાત્મા પાર્શ્વનાથ તો મારા પરમ પ્રિયતમ છે. તેમની હું સુવર્ણ પ્રતિમા બનાવીશ અને રોજ તેમની ભાવથી પૂજા કરીશ. હું કયારેય

માંસભક્ષણ નહિ કરું. રાત્રિભોજનનો પણ ત્યાગ કરીશ અને બેન! એક વાત કહું? તારા ઉપકારને તો હું ક્યારેય નહિ ભૂલી શકું.' અને તે પથમિણીના ગળે વળગી પડી. પથમિણીની આંખમાં પણ હર્ષના આંસુ આવી ગયાં. ગુણવાનોને ગુણીજનો પ્રત્યે પ્રેમ થઈ જ જાય છે. રાણીમાં કૃતજ્ઞતાનો શ્રેષ્ઠ ગુણ હતો તેણે પથમિણીમાં ઘણા ગુણ જોયા હતા. પથમિણીના ઉપકાર તે કેમ કરીને ભૂલી શકે?

પથમિણીએ કહ્યું: 'રાણી! તું કેટલી સારી છે! તારી ભાવનાઓ કેટલી પવિત્ર અને મંગળ છે! તું મને ભૂલી જશે તો ચાલશે પણ જિનધર્મને કદીય ભૂલતી નહિ. હૃદયમાં તેને સ્થિર કરજે. મેં તો તારું કશું જ નથી કર્યું. ધર્મે જ તારી રક્ષા કરી છે.' જોયું? પથમિણીએ શું કહ્યું? કેટલી નિરભિમાની નારી હશે? બ્રહ્મચારિણી તો હતી જ. નિરભિમાની અને ગુણિયલ હતી. શ્રાવિકા હતી. લીલાવતીના હૃદયમાં તેણે જિનધર્મની સ્થાપના કરી દીધી.

સાત દિવસને જતાં કેટલી વાર? સાતમા દિવસે મહામંત્રીએ મહારાજાને મંગળ સમાચાર આપ્યા. 'રાજન્! રાણી લીલાવતીની ભાળ મળી ગઈ છે, અને તેઓ મારી હવેલી પર આવી ગયાં છે. આપ આજ્ઞા કરો તો તેમને મહેલમા લઈ આવું.'

રાજાએ તરત જ કહ્યું: 'ના, હું પોતે જ તમારી હવેલીએ આવું છું.' મહામંત્રી એથી ખૂશ થઈ ગયા. મહારાજા પેથડશાની હવેલી પર પધાર્યા. પથમિણીએ મહારાજાનું ભવ્ય સ્વાગત કર્યું અને તેમને રાણી લીલાવતી પાસે લઈ ગઈ. રાણીને જોઈને રાજા આનંદવિભોર બની ગયા. તેમણે રાણીને ખૂબજ મૂલ્યવાન વસ્ત્રો ભેટ આપ્યાં અને બત્રીસ લાખ રૂપિયા ભેટ આપ્યા. ખૂબજ સન્માન સાથે રાણીને પોતાના રાજ મહેલમાં લઈ આવ્યા.

લીલાવતીએ પાર્શ્વનાથ ભગવંતની સુવર્ણપ્રતિમા બનાવડાવી અને રોજ જિનપૂજા કરવા લાગી. રોજ શ્રી નવકાર મંત્રના જાપ-ધ્યાન કરવા લાગી. હવે તે અણગળ પાણી નથી પીતી. રાત્રિભોજન

નથી કરતી. અને ધર્મમય જીવન જીવે છે. રાજાએ લીલાવતીને પટ્ટરાણી બનાવી.

લીલાવતીની ધર્મઆરાધના 'યથોદિત' હતી. જે પ્રકારે પૂજન વગેરે અનુષ્ઠાન કરવું જોઈએ તે પ્રકારે દરેક અનુષ્ઠાન વિધિપૂર્વક કરતી હતી. તો તેનું અનુષ્ઠાન, તેની ક્રિયા ધર્મ બની ગઈ. એ ધર્મના પ્રભાવથી જ તેનાં દુઃખ દૂર થયાં, સુખ મળ્યું. કીર્તિ મળી અને તેનો આત્મા વિશુદ્ધ બન્યો.

જે અનુષ્ઠાન 'યથોદિત' હોય છે તે ધર્મ બને છે. આ વાત આપણે વિસ્તારથી વિચારી ગયા. હવે એ વિચારવાનું છે કે આપણું પ્રત્યેક અનુષ્ઠાન મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થભાવથી યુકત હોવું જોઈએ. આ ચાર ભાવનાઓથી ભાવિત હૃદયવાળાની ક્રિયા ધર્મ બને છે. આ વિષયમાં કાલથી વિવેચન શરૂ કરીશું. આજે આટલું જ.

* ભીતરમાં જોવા માટે ચર્મચક્ષુ બંધ કરવી પડે છે. બહારની આંખ બંધ કરશો તો અન્તઃચક્ષુ ઉઘડશે. અંતરની આંખોથી ભીતરની દુનિયા જુઓ.
* કામાતુર માણસ વિવેકશૂન્ય બની જાય છે. માનમર્યાદા બધું જ તે ભૂલી જાય છે.
* ગર્ભવતી નારી જો પોતાના સંતાનનું ભાવિ સમજવા માગે તો તે સમજી શકે છે. પોતાના મનોભાવથી તે જાણી શકે છે કે જન્મનાર બાળક સારૂં થશે કે ખરાબ !
* બધા જ જીવ કર્મવશ છે. પોતાના જ કર્મોથી જીવ સુખ-દુઃખ પામે છે.

## પ્રવચન/૧૩

કરૂણાના મહાસાગર આચાર્ય શ્રી હરિભદ્રસૂરીશ્વરજીએ 'ધર્મ'ની વ્યાખ્યા કરી છે. ખૂબજ સુસ્પષ્ટ વ્યાખ્યા કરી છે. તેઓશ્રી એમ નથી કહેતા કે 'મહાવીરસ્વામીએ બતાવેલ ધર્મ જ સાચો ધર્મ છે !' તેઓશ્રી તો કહે છે કે જે અનુષ્ઠાન અવિરૂદ્ધ વચનથી પ્રતિપાદિત હોય, જે યથોદિત કરાતું હોય અને મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ-ભાવથી કરાતું હોય તે અનુષ્ઠાન-તે ક્રિયા ધર્મ કહેવાય છે. એ અનુષ્ઠાન પછી ભલે ગમે તેણે બતાવ્યુ હોય તો પણ તે અને તેવું અનુષ્ઠાન 'ધર્મ' કહેવાશે. ભલે તે અનુષ્ઠાન બુધ્ધે કહ્યું હોય કે કૃષ્ણે ! ભલે તે મહાવીરનું બતાવેલું હોય કે પતંજલિનું બતાવેલું હોય ! એ હોવું જોઇએ અવિસંવાદી અનુષ્ઠાન, યથોદિત અનુષ્ઠાન અને મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થભાવથી પરિપૂર્ણ અનુષ્ઠાન !

ધર્માનુષ્ઠાન, ધર્મક્રિયા કરનારનું હૃદય મૈત્રી વગેરે પવિત્ર ભાવનાઓથી સભર હોવુ જોઈએ. માણસના હૈયે મૈત્રી ન હોય અને શત્રુતા હોય, પ્રમોદ ન હોય અને ઇર્ષ્યા-દ્વેષ હોય, કરૂણા ન હોય અને ઘૃણા-તિરસ્કાર હોય, માધ્યસ્થભાવ ન હોય અને પક્ષપાત-હઠાગ્રહ હોય તો, એવા માણસે કરેલું અનુષ્ઠાન 'ધર્મ' નહિ બની શકે. એ અનુષ્ઠાન 'ધર્મ' નહિ કહેવાય પછી ભલે તે અનુષ્ઠાન સર્વજ્ઞકથિત હોય અને યથોદિત પણ હોય પરંતુ તે અનુષ્ઠાન 'ધર્મ' તો નહિ જ બની શકે.

## જુઓ તો વિચારો :

ઢંઢોળો તમારા હૃદયને. જુઓ ભીતર. જરા ડોકિયું કરો તમારી અંદર, શું પડ્યું છે તેમાં? કેવા કેવા ભાવ છે તમારા હૃદયમાં? ત્યાં શત્રુતા, ઈર્ષ્યા, વેર-ઝેર, તિરસ્કાર, ઘૃણા વગેરે અસંખ્ય દુર્ભાવોના ઢગલા પડયા છે ને? ભીતર જોશો તો એ બધું જોવા મળશે. જોશો તો વિચારશો. પણ કોણ જોવાની તકલીફ લે છે? કોણ પોતાની ભીતર ડોકિયું કરે છે? જુઓ તો વિચારો ને? 'આ ભાવ સારા નથી, તેને દૂર કરૂં. આ ભાવ સારા છે તેને સાચવી રાખું....' આવું કયારેય વિચારો છો? મકાનમાં જુઓ છો કે ખૂણામા કચરો પડયો છે, જાળા બાઝયાં છે, તો વિચારો છો ને કે એ કચરો દૂર કરવો જોઈએ. એ જાળા દૂર કરવા જોઈએ? કપડાંને જુઓ છો કે ગંદાં છે, તો વિચારો છો કે 'ગંદા કપડાને ધોઈ નાંખવા જોઈએ'

માણસ જુએ છે તો વિચારે છે. એ જુએ જ નહિ તો વિચારે કેવી રીતે? અને દુર્ભાગ્ય એ છે કે માણસ પોતાની ભીતર ઠરીને જોતો જ નથી! બહાર તો તે ખૂબ જ જુએ છે. ઘણું બધુ જુએ છે. ઘરમા, બજારમાં, બગીચામાં, ફલેટોમાં જોવાનું કંઇ ઓછું છે? તે સિનેમા જુએ છે, નાટક જુએ છે, બહારનું બધું જુએ છે, તો બહારનું તે વિચારે છે. તમારી ભીતર જુઓ, ખૂદ તમારા અંતરમાં જરા આંખ માંડો! ત્યાં ઘણું વિરાટ વિશ્વ છે! ભીતરમાં પણ સ્વર્ગ અને નરક છે!

## હૃદયશુદ્ધિ જરૂરી છે :

ભીતરમાં જોવા માટે આંખ બંધ કરવી પડે છે. કાન બંધ કરવા

પડે છે. બહારની આંખ બંધ કરશો તો અન્તઃચક્ષુ ઉઘડશે. અંતરની આંખથી ભીતરની દુનિયા જુઓ. ત્યાં કેવા કેવા ભાવ પડયા છે! અનંત અનંત જન્મોથી અનંત અનંત દુષ્ટ ભાવ આત્મામાં, કર્મબદ્ધ આત્મામા જામેલા પડયા છે. એ દુષ્ટ ભાવો આપણી ક્રિયાઓને 'ધર્મ' નથી બનવા દેતા. પછી ભલે ક્રિયાઓનું બાહ્ય રૂપ ધાર્મિક હોય! અશુભ અને અશુદ્ધ ભાવોથી મલિન બનેલ હૃદયને શુદ્ધ કરવાની ખૂબજ જરૂર છે હૃદયશુધ્ધિ જરૂરી છે, એવું લાગે છે?

**સભામાંથી :** લાગે તો છે. પણ અશકય લાગે છે.

**મહારાજશ્રી :** શકય પ્રયત્ન કર્યા વિના અશકય માની લેવું, તે ઘણી મોટી ભૂલ છે. જેની તમને તીવ્ર જરૂર જણાય છે તેના માટે તમે શકય બધા જ પ્રયત્નો કરો જ છો. અશુભ વિચારોને દૂર કરવાનો કદી પ્રયત્ન કરી જોયો છે? અશુભ, અશુદ્ધ વિચારો, કાંટાની જેમ ડંખે છે ખરા? પણ ના. સાકર જેવા મીઠા લાગે છે તે અશુભ વિચાર! લાગે તો! પછી તેને દૂર કરવાનો પ્રયત્ન જ કેવી રીતે તમે કરો? તમે તમારી ભીતર જુઓ. અવારનવાર જુઓ. જોશો તો જરૂર વિચારશો.

યાદ રાખો કે શુદ્ધ ચિત્ત-શુદ્ધ અંતઃકરણ જ ધર્મ છે. 'ષોડશક' નામના પોતાના ગ્રન્થમાં આજ આચાર્યદેવે કહ્યું છે કે ધર્મશ્ચિતપ્રભવ : કેવું ચિત્ત ધર્મસ્વરૂપ બને છે? વિશુધ્ધ અને વિમળ ચિત્ત! રાગ-દ્વેષ અને મોહની અશુદ્ધિ દૂર થવી જોઈએ. રાગ-દ્વેષ અને મોહની અશુદ્ધિ દૂર થવાથી ચિત્ત શુદ્ધ બને છે અને પુષ્ટ બને છે. શુદ્ધ અને પુષ્ટ ચિત્ત જ ધર્મ છે. ધર્મને કયાંય બહાર શોધવાની જરૂર નથી. તમારી ભીતર શોધો. આથી જ કહુ છુ કે તમારી ભીતર જુઓ. જે વસ્તુ જ્યાં હોય છે ત્યાથી જ તે મળે છે. તેને બીજી જગ્યાએ શોધવાથી નહિ મળે.

### જે વસ્તુ જયાં હોય ત્યાંથી જ મળે :

રાતનો સમય હતો. એક ડોશીમાં રોડ-લાઇટની નીચે કશુંક

શોધી રહ્યા હતા. તે સમયે ત્યાંથી બે ત્રણ યુવાનો નીકળ્યા. ડોશી-માને કશુંક શોધતા જોઇ તેમને મદદ કરવાની ભાવનાથી કહ્યું : મા ! શું કંઇ ખોવાઇ ગયું છે? તમે શું શોધી રહ્યાં છો ?'

ડોશીમાએ કહ્યું : 'દિકરા ! મારી સોય ખોવાઇ ગઇ છે તે શોધી રહી છું.' યુવકો પણ સોય શોધવા લાગ્યા બહુ શોધવા છતાંય સોય ન મળી, ત્યારે એક યુવાને પૂછ્યું : મા ! 'સોય તો અહીં નથી જડતી. તમે અમને કહેશો કે તમારી સોય ક્યાં પડી ગઇ હતી ?' ડોશીમાએ કહ્યું : 'બેટા ! સોય તો મારા ઘરમાં પડી ગઇ હતી., યુવકે તરત પૂછ્યું : 'તો મા! અહીં બહાર કેમ શોધો છો ?' ડોશીમાએ કહ્યું : 'દિકરા ! ઘરમાં અંધારૂં છે અને અહીં અજવાળું છે, એટલે અજવાળામાં શોધું છું.'

આપણામાંથી ઘણાં બધા શું આ ડોશીમા જેવા નથી ? જે વસ્તુ જ્યાં નથી ત્યાં તેને શોધીએ છીએ, પણ જે વસ્તુ જ્યાં નથી ત્યાં હજારો વર્ષ શોધવામાં આવે તો પણ તે નહિ મળે. જ્યાં હોય ત્યાં શોધવાથી જ તે મળશે. ધર્મને તમે ક્યાં શોધો છો ! બહાર જ ને ? પણ ધર્મ બહાર નથી, ધર્મ ભીતર છે. અશુદ્ધ ચિત્તને શુદ્ધ કરો. શુદ્ધ ચિત્ત જ ધર્મ છે. રાગ-દ્વેષ અને મોહની અશુદ્ધિઓને શુદ્ધ કરો. શત્રુતા, ઈર્ષ્યા, તિરસ્કાર વગેરે ગંદકીને સાફ કરો.

### જીવદ્વેષ-ગંભીર અપરાધ :

સૌ પ્રથમ આ ચિત્તશુદ્ધિનું કામ કરવું આવશ્યક અને અનિવાર્ય છે. જીવસૃષ્ટિ પ્રત્યે અનંતા કાળથી જે અપરાધ કરતા આવ્યા છો, તે અપરાધોની પરંપરાને તોડી નાખો. જીવો પ્રત્યે જે વેર-ઝેર, ઘૃણા-તિરસ્કાર છે, તેને મીટાવી દો. જીવો પ્રત્યે શત્રુતા રાખવી તે પાપ છે. મહાપાપ છે. તેવી જ રીતે જીવોની ઈર્ષ્યા કરવી, તેમના પ્રત્યે નિર્દય બનવું. તેમની ઘૃણા કરવી એ ગંભીર અપરાધ છે. આ અપ-રાધોની સજા ઘણી મોટી છે. તેની ભયંકર અને કડક સજા થાય છે.

**સભામાંથી :** આવા અપરાધ તો અમારા લોકોના જીવનમાં ઘણા થઇ જાય છે. અપરાધોમાંથી બચવું મુશ્કેલ લાગે છે.

**મહારાજશ્રી :** અપરાધોથી બચવું મુશ્કેલ લાગે છે, તો એ અપરાધોની સજામાથી છટકવાનું અસંભવ જ સમજજો ! જ્યાં સુધી એ અશુદ્ધિઓને જોશો નહિ, ત્યાં સુધી એને દૂર કરવાનો વિચાર નહિ આવે. અને તેને દૂર કરવા માટે તમે પુરૂષાર્થ પણ નહિ કરી શકો. અશુદ્ધ અને અશકત ચિત્તથી તમે ગમે તેટલી ક્રિયાઓ કરો, તો પણ તે ધર્મ નહિ કહેવાય.

## પાપવિચાર પ્યારા લાગે છે ?

તમે જો બીજા જીવોના હિતનો વિચાર નથી કરતા અને તેમનું અહિત વિચારો છો, તમે ગુણવાન પુરૂષોના ગુણોની પ્રશંસા નથી કરતા અને જો તમે તેમની નિંદા કરો છો, તમારા હૈયે દુઃખી જીવો પ્રત્યે દયા-કરૂણા નથી અને તમે જો એવા જીવો પ્રત્યે કઠોર અને નિર્દય છો, તમે જો પાપી જીવોની ઘૃણા કરો છો અને તેમના પ્રત્યે માધ્યસ્થભાવ નથી રાખતા તો તમારૂં કોઇ પણ અનુષ્ઠાન, તમારી કોઇ પણ ક્રિયા ધર્મ નહિ બની શકે. તમે જો સાચા અર્થમાં, યથાર્થ સ્વરૂપમાં ધર્મસાધના કરીને મળેલું દુર્લભ માનવજીવન સફળ કરવા ઇચ્છતા હો, આત્મવિકાસ કરવાની ભાવના હોય તો સર્વપ્રથમ તમારા ચિત્તને, તમારા મનને, તમારા હૃદયને શુદ્ધ કરો, અશુદ્ધ વિચારો-ખરાબ વિચારો કાંટાની જેમ પીડા કરતા લાગશે ત્યારે જ તમે એ ખરાબ વિચારોને દૂર કરી શકશો. પણ હજી તો તમને એ અશુભ અને અશુદ્ધ વિચારો-પાપ વિચારો ફુલ જેવા રૂપાળા અને સુગંધી લાગે છે. કેમ ખરૂં ને ?

જડ ભૌતિક પદાર્થોનો રાગ જ તો જીવો પ્રત્યે દ્વેષ કરાવે છે. બીજા જીવોના સુખના હિતના, કલ્યાણના વિચાર કેમ નથી આવતા ? માત્ર તમારા જ સુખના, માત્ર તમારા જ હિતના અને સ્વાર્થના વિચાર કેમ કરો છો ? કારણ કે તમને રાગ છે, જડ પદાર્થો માટે !

પ્રેમ છે, તમને ભૌતિક પદાર્થો પર! જીવો પ્રત્યેની શત્રુતાનું મૂળભૂત કારણ આ રાગ છે. જડનો રાગ જ જીવદ્વેષ પેદા કરાવે છે.

## રાગમાંથી દ્વેષ જન્મે છે :

તમને પૈસા પ્યારા લાગે છે ને? માની લો કે તમે તમારા ભાઈને એક હજાર રૂપિયા આપ્યા છે. ભાઈએ એ રૂપિયા પાછા આપવા પણ કહ્યું છે. પણ નક્કી કરેલા સમયે એ પૈસા પાછા ન આપે તો તમને શું થાય? ભાઈ પર ગુસ્સો ચડે ને? તેના પ્રત્યે દ્વેષ થાય ને? પૈસા તમને પ્રિય છે, આથી તમને દ્વેષ થવાનો જ. રાગ દ્વેષને જન્મ આપે છે' દ્વેષની કૂખ જ રાગ છે! પૈસા જડ છે, ભાઈ ચેતન છે. જડનો અનુરાગ તમને ચેતન પ્રત્યે દ્વેષી બનાવી દે છે. પૈસાના ઝઘડામાં ભાઈ ભાઈને મારે છે ને? બાપ સગા દિકરાનું પણ ખૂન કરે છે ને? પતિ પત્નીને જીવતી સળગાવી મૂકે છે ને? વાંચો છો ને આવા કિસ્સાઓ અખબારોમાં? વાંચો છો બધું પણ વિચારતા કશું જ નથી! આજ તમારું દુઃખ અને દુર્ભાગ્ય છે. અહીં બેસીને ડાહ્યાડમરા બનીને મારી વાતો સાંભળો છો પણ વિચારતા કશું જ નથી. આથી જ તો તમારા જીવનમાં કોઈ નક્કર પરિવર્તન આવતું દેખાતું નથી.

કોઈ રૂપાળી સ્ત્રીને જોઈને રાગ થાય છે ને? શરીર તો જડ છે. એ જડ શરીરનો રાગ શું શું કરાવે છે? એ સ્ત્રી પોતાના શરીરને અડકવા ન દે તો એ સ્ત્રીના રાગીને શું થાય? એ સ્ત્રી પ્રત્યે તેને દ્વેષ થશે. રોષ ચડશે તેને એ સ્ત્રી પર. પોતાની કામના પૂરી કરવા એ સ્ત્રીનું અપહરણ કરશે. બળાત્કાર કરશે. મારી પણ નાખે! રાજા મણિરથે પોતાના નાનાભાઈ યુગબાહુની હત્યા કરી જ નાખી હતી ને? કેમ? જડ શરીર ઉપરના રાગે સગા ભાઈની હત્યા કરાવી દીધી.

## મહાસતી મદનરેખા :

સાલવપ્રદેશમાં સુદર્શનપુર નામનું એક નગર હતું. તેનો રાજા

હતો મણિરથ તેનો નાનોભાઈ યુવરાજ હતો. તેનું નામ યુગબાહુ. આ યુગબાહુની પત્નીનુ નામ હતું મદનરેખા. મદનરેખા રૂપવતી હતી. પણ માત્ર તે રૂપાળી જ નહોતી, સુશીલા સુલક્ષણા અને સૌભાગ્યશાલિની પણ હતી રૂપાળી સ્ત્રીઓમા આ ત્રણે ય બાબત એક સાથે દુર્લભ હોય છે. રૂપ અને અને ગુણનો સંયોગ હજારોમાંથી કોઈ એકાદ માણસમાં જોવા મળે છે રૂપવાન વ્યકિત સુશીલ હોય, સચ્ચરિત્રી હોય, સદાચારી હોય તો એ મહાન પુણ્યશાળી, ધન્ય પુરૂષ ગણાય મદનરેખા એવી જ પુણ્યશાલિની સન્નારી હતી. પોતાના પતિ યુગબાહુ પ્રત્યે તે પૂર્ણ વફાદાર હતી પોતાના મનમા તે કયારેય પર પુરૂષનો વિચાર કરતી નહિ

એક દિવસ મણિરથે મદનરેખાને જોઈ. મદનરેખાનું અદ્ભૂત રૂપ જોઈને મણિરથ મોહિત બની ગયો મદનરેખાના દેહ સૌન્દર્યે મણિરથના મનને વિકારી બનાવી દીધું. હવે તે મદનરેખા પ્રત્યે અનુરાગી બની ગયો. હવે તો તે મદનરેખાને મેળવવા અને ભોગવવા તરફડી રહ્યો. **કામાતુર માણસ વિવેકશુન્ય બની જાય છે. માન મર્યાદા...બધું જ તે ભૂલી જાય છે.** મણિરથને શું ખબર નહોતી કે 'જેના પર તેની વિકારી આખ ચોંટેલી છે તે મદનરેખા પોતાના જ સગા નાનાભાઈની પત્ની છે? મારાથી તેના પર આવી વિકારી નજરથી ન જોવાય?' પરંતુ **મોહાંધ માણસને આવા વિવેકપૂર્ણ વિચાર નથી આવતા** તે તો પોતાના જ સુખનો વિચાર કરશે. બીજાના સુખને છીનવીને પણ પોતે સુખી થવાના વિચાર કરશે અને પેંતરા રચશે. બસ, આજ તો શત્રુતા છે આનું નામ જ અશુદ્ધ ચિત્ત! મલિન અતઃકરણ! આવા પાપ મલિન અંતરમા ધર્મ નથી રહેતો.

મણિરથના મનોભાવ તો જુઓ! એ મનોમન વિચારે છે કે 'કોઇપણ ઉપાયે હું મદનરેખાને મેળવીશ. એ માટે સારૂં-ખરાબ જે કંઈ કરવું પડે તે કરીશ. પણ એને મેળવીને જ જંપીશ. તેને

ભોગવીશ તો જ મારા જીવને જંપ વળશે.' નાનાભાઈના સુખી જીવનમાં આગ ચાંપવાની આ તે કેવી નીચ વૃત્તિ ? શીલવંતી સન્નારીનું શીયળ લૂંટવાની આ તે કેવી અધમ મનોદશા ? જડનો રાગ–પુદ્‌ગલનો રાગ ચેતન જીવ પ્રત્યે આવો અન્યાય કરાવે છે. રૂપ શું છે ? પુદ્‌ગલનો જ એક ખેલ ! એક કવિએ કહ્યું છે :

'કોઈ ગોરા કોઈ કાલા,પીલા, નયનન નિરખન કી,
વો દેખત મત રાચો પ્રાણી, રચના પુદ્‌ગલકી.'

જડ શરીરનું રૂપ પણ જડ છે. પૌદ્‌ગલિક છે. રૂપનો રાગ એ જડનો જ રાગ છે, ચેતન આત્મા પ્રત્યે અન્યાય કરાવે છે. ભ્રાતૃપત્ની પ્રત્યે કામાંધ બનેલો મણિરથ ભાઇ પ્રત્યે શત્રુતાભર્યું કૃત્ય કરી રહ્યો છે. મણિરથ સ્વજન–મૈત્રી પણ નથી નીભાવી રહ્યો. મૈત્રીના ચાર પ્રકાર મુખ્યત્વે બતાવાયા છે.

**૧. ઉપકારી પ્રત્યે મૈત્રી, ૨. સ્વજન પ્રત્યે મૈત્રી, ૩. પરિજન પ્રત્યે મૈત્રી, ૪. સર્વ જીવો પ્રત્યે મૈત્રી.**

યુગબાહુ મણિરથનો સ્વજન હતો. મદનરેખા પણ તેથી સ્વજન જ ગણાય પરંતુ મોહથી અભિભૂત મણિરથ તેમની સાથે મૈત્રી કેવી રીતે નભાવી શકે ? તેણે મદનરેખાને પોતાના તરફ આકર્ષિત કરવાના પ્રયત્ન શરૂ કર્યા. મદનરેખા પ્રત્યે તે ખૂબજ વાત્સલ્ય બતાવે છે. સારા સારા અલંકાર બનાવી તેને આપે છે. સારા મૂલ્યવાન વસ્ત્રો લાવી આપે છે. કયારેક પુષ્પહાર ભેટ આપે છે, તો કયારેક સ્વાદિષ્ટ તાંબૂલ આપે છે.

મદનરેખા તો તદ્દન નિર્દોષ છે. તેનાં હૈયે કોઈ જ પાપ નથી. મણિરથને તે માત્ર જેઠ જ નહિ પિતા પણ માને છે. તેના માટે મણિરથ પિતાતુલ્ય છે. યુગબાહુના મનમાં પણ કોઇ શંકા નથી. તેના દિલમાં મોટાભાઈ પ્રત્યે ખૂબ જ પૂજ્યભાવ છે. આ બંને પતિ–પત્ની યુગબાહુ અને અને મદનરેખા મણિરથના દુષ્ટ મનોભાવને કેવી રીતે જાણી શકે ?

મણિરથ કામવાસનાથી ભડકે બળી રહ્યો છે. જો કે તે કંઈ કુંવારો નથી. તેના અંતઃપુરમાં તેની પોતાની રાણી છે. પરંતુ તેથી શું ? કામાતુર પુરૂષ પોતાની પત્નીમાં જ સંતોષ માનતો હોત તો રાવણના અતઃ પુરમા શું ઓછપ હતી ? હજારો રાણીઓ હતી તેને, છતાય રાવણ સીતાજી પાછળ પાગલ બન્યો. મણિરથને પણ પોતાની પત્નીમાં સંતોષ ન હતો. મદનરેખા માટે તે પાગલ બન્યો હતો. તેણે પોતાની એક વિશ્વાસુ દાસી પાસે મદનરેખાને સંદેશો મોકલ્યો. દાસીએ મદનરેખાને જઈને કહ્યું : 'દેવી ! મહારાજા મણિરથ તમારા રૂપના અનુરાગી બન્યા છે. તમારા માટે તેમના હૈયે ખૂબજ પ્રેમ છે. તેમણે મને કહેવડાવ્યું છે 'હે ચંદ્રમુખી ! તું મારી ભાર્યા બન. મારો પતિ રૂપે સ્વીકાર કર અને મારી પટરાણી બન.'

દાસીનો સંદેશો સાંભળીને મદનરેખાના માથે વીજળી પડી હોય તેમ એકદમ ઊભી થઈ ગઈ. ચોંકી ગઈ તે. તેનું હૈયુ ભય અને વિષાદથી ભરાઇ ગયું. છતાં ય ભીતરના ભાવ પ્રકટ કર્યા વિના શાંતિ અને સ્વસ્થતાથી તેણે દાસીને કહ્યું : 'મહારાજાને જઈને તું કહેજે કે 'હે રાજન્ ! સ્વપત્નીમાં તમે સંતોષ માનો. પરસ્ત્રીની કામના પણ માણસને દુર્ગતિમાં લઈ જાય છે, તો પરસ્ત્રીને ભોગવનારની તો નરકમાં કેવી દુર્દશા થશે ? આ બાબત વિચારજો. આપ તો મારા શ્વસુર તુલ્ય છો. મારા પિતાતુલ્ય છો. આપે મારા માટે આવો પાપ વિચાર ન કરવો જોઈએ.'

### મદનરેખાનું મનોમંથન :

દાસીના ગયા બાદ મદનરેખા ખૂબજ ઊંડા વિચારમાં પડી ગઈ. તે વિચારવા લાગી : 'આ વાત યુગબાહુને કરૂં કે ન કરૂં ? આવી ગંભીરવાત તેમનાથી છુપી ન રાખવી જોઈએ. રખેને કાલે ન બનવાનું બને તો તે શું વિચારે ? ત્યારે એ મારો જ દોષ જોવાનાને કે
10 મદનરેખાએ મારાથી આવી ગંભીર વાત છુપાવી ? પણ એક વાત તો નિશ્ચિત છે કે ભલે મારા પ્રાણ જાય પરંતુ રાજાની પ્રાર્થના તો

નહિ જ સ્વીકારૂં. તેમની મલિન અને પાપી વાસનને તાબે તો નહિ જ થાઉં. પરંતુ રાજા પાસે સત્તા છે. સત્તા આગળ.' અપહરણ.... બળાત્કાર....આ બધું વિચારતાં મદનરેખા ગૂંગળાઇ ગઇ. ગભરાઇ પણ ગઇ. આ ગૂંગળામણને ગભરામણમાં તેણે વિચાર્યું કે' યુગબાહુને તો આ વાત કહી જ દઉં. તેમને હું આજે જ સાવધ કરી દઉં.' પરંતુ આ વાત કહેવાની પ્રતિક્રિયાનો વિચાર આવતા જ તે અટકી ગઇ.

તે વિચારવા લાગી : યુગબાહુને આ વાત કહીશ તો નક્કી તેમને પોતાના મોટાભાઇ માટે ઘૃણા અને તિરસ્કાર થશે. સંભવ છે બંને ભાઇ વચ્ચે ખૂનખાર યુદ્ધ પણ થાય. નહિ....નહિ....મારા નિમિત્તે રાજપરિવારમાં લોહી રેડાય, ભાઇ-ભાઇ ઝઘડે, કોઇનુ મૃત્યુ થાય. તે મારાથી સહન નહિ થાય. હું વિનાશ નથી ચાહતી.' મદનરેખાની આ જ્ઞાનદૃષ્ટિ સૂચવે છે. જે કામ સમજાવવાથી સરળતાથી પતી જતું હોય એ કામને ગૂંચવવું નહિ જોઇએ. એ કામને ઝઘડામાં નહિ પાડવું જોઈએ. મદનરેખા વિચારે છે : 'મારો વળતો જવાબ સાભળી સંભવ છે કે રાજા શાંત થઇ જાય. મારી અનિચ્છા જાણી કદાચ તે હવે આગળ નહિ વધે. એ પણ સંભવ છે કે હવે તે પોતાનું મોં પણ મને ન બતાવી શકે ! તો આમજ મામલો ટાઢો પડી જાય તો બે ભાઇ વચ્ચેનો પ્રેમ પણ અખંડ જળવાઇ રહેશે.'

રાજાનો દુષ્ટ ઇરાદો જાણવા છતાય મણિરથ પ્રત્યે મદનરેખાના મનમા વૈરભાવ નથી જાગતો. સ્વયં તે મહાસતી છે. સદાચારની તે પક્ષપાતી છે. તેના મનમાં ક્યારેય દુરાચાર અને વ્યભિચારનો વિચાર નથી સળવળ્યો. રાજા પ્રત્યે તેનો અભિગમ કેવો ઉત્તમ છે ! 'આવુ અનુચિત કરવાથી તમારૂં અહિત થશે. દુઃખસાગરમાં તમે ડુબી જશો'. રાજા મરીને દુર્ગતિમાં ન જાય તેની ચિંતા મદનરેખા કરે છે. તેના હૈયે મૈત્રી ભાવના-પરહિત ચિંતા ન હોત તો તે ઘડીના ય વિલંબ વિના પોતાના પતિને જઇને કહેત કે 'જુઓ ! તમારા મોટાભાઇના લખ્ખણ ! દાસી સાથે મને કહેવડાવ્યું છે કે તે મને તેમની પત્ની

બનાવવા માંગે છે. આજ સુધી તેમના દુષ્ટ ઇરાદાઓની ખબર ન હતી. મને શું ખબર કે તેમના મનમાં મલિન વાસના ભરી છે, નહિ તો હું તેમની સાથે બોલત પણ નહિ. તેમણે આપેલ કોઈ વસ્તુનો સ્પર્શ પણ કરત નહિ. હવે મને સમજાયું કે તે મને કેમ સારા સારા અલંકાર અને મૂલ્યવાન વસ્ત્રો ભેટ આપતા હતા! એ બહાને તે મને તેમના તરફ ખેંચવા માંગતા હતા. હું મરી જવાનું પસંદ કરીશ પરંતુ મેલી નજરના તમારા મોટાભાઈની સંગર્દ્યાને કદી વશ નહિ થાઉં કદી નહિ....'

## રાજા મણિરથની દુષ્ટ વિચારણા :

મદનરેખાએ રોષે ભરાઈને યુગબાહુને આવું બધું કહ્યું હોત તો રાજ-પરિવારમાં કેવી યાદવાસ્થળી સર્જાત? યુગબાહુ તો નાગી તલવાર લઈને દોડત પોતાના મોટાભાઈની સામે અને બંને વચ્ચે લોહિયાળ યુદ્ધ લડાત. પરંતુ મદનરેખા પાસે જ્ઞાનદૃષ્ટિ હતી, તેના આંતર્ચક્ષુ ઉઘડી ગયા હતા. પણ મણિરથ પાસે એવી જ્ઞાનદૃષ્ટિ ક્યાં હતી? એ તો મોહદૃષ્ટિથી વ્યાકુળ અને વિકળ બન્યો હતો. કામ-વિકારોથી વિહ્વળ મણિરથે દાસી પાસેથી મદનરેખાનો જવાબ સાંભળ્યો તો તે વધુ બેચેન બની ગયો. સીતા વિના રાવણની જેવી મનો વિહ્વળતા હતી, તેવી જ મનો વિહ્વળતા મણિરથની મદનરેખા વિના હતી. વાસનાપરવશ જીવોના હૈયે શાંતિની આશા કેવી? તેમના ચિત્તને જંપ ક્યાંથી હોય? મદનરેખાનો જવાબ સાંભળી મણિરથ વધુ ચંચળ બની ગયો. 'મદનરેખા જ જોઈએ. કોઈપણ ઉપાયે તેને મારી પત્ની બનાવીશ...' એમ વિચારતા વિચારતા તેના મનમાં દુષ્ટ અને ક્રૂર વિચાર પણ આવવા લાગ્યા. 'યુગબાહુ જીવે છે ત્યાં સુધી તો મદનરેખા મારી નહિ બની શકે તો બહેતર છે કે યુગ-બાહુને જ આ દુનિયામાંથી વિદાય કરી દઉં પછી તો મદનરેખા મારી જ બનશે ને!!!'

કેવા અધમ અને ક્રૂર વિચાર! આવા શત્રુતાભર્યા વિચાર

મણિરથને કેમ આવ્યા? શા માટે તેણે ભાઈની હત્યા કરવાનો વિચાર કર્યો? જડ–પૌદ્ગલિક દેહ–રૂપનો રાગ તેને ભાન ભુલાવી રહ્યો છે. સ્વજન મૈત્રીનો આ જડ–રાગ હિંસા કરાવી રહ્યો છે. જડ–પૌદ્ગલિક પદાર્થોનો રાગ, પાંચ ઇન્દ્રિયોના પ્રિય વિષયોનો અનુરાગ કેટલો અનર્થકારી છે, તે તમે જરા ગંભીરતાથી સમજો. ચારે ય પ્રકારની મૈત્રીને મોતને ઘાટ ઉતારનાર છે આ વિષયરાગ! આથી જ તમને કહું છું કે વિષયાંધ ન બનો. વિષયાંધ જીવોના હૈયે ધર્મ હોઈ શકતો જ નથી. વિષયાંધ માણસોનું ચિત્ત મલિન હોય છે. રાગ-દ્વેષ અને મોહથી મલિન ચિત્તમ ધર્મ નથી હોતો. શુદ્ધ ચિત્તમાં જ મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ્ય ભાવનાં ધર્મ–પુષ્પ ખીલે છે. મદનરેખાના શુદ્ધ ચિત્તમાં ધર્મનું પુષ્પ ખીલ્યું છે. મૈત્રી પ્રમોદ આદિભાવનાઓથી મદનરેખાનું તન–મન સુવાસિત છે.

મણિરથનું ચિત્ત રાગ, દ્વેષ અને મોહથી દુર્ગંધમય છે. તેના ચિત્તમા તો 'યુગબાહુને કેવી રીતે મારી નાંખુ....મારી બદનામી ન થાય અને તે મારા માર્ગમાથી કેવી રીતે હટી જાય....'આજ વિચાર સતત ઘોળાય છે.

### મદનરેખા ગર્ભવંતી બને છે :

એક દિવસ મદનરેખાએ યુગબાહુને કહ્યું. 'નાથ! આજ મેં સ્વપ્નમાં ચન્દ્રને જોયો.' યુગબાહુએ કહ્યું : 'દેવી! તું ચન્દ્ર જેવા સૌમ્ય, પ્રસન્ન–વદન અને સર્વજનવલ્લભ એવા પુત્રને જન્મ આપીશ.' સ્વપ્નનો સંકેત જાણી મદનરેખાને ખૂબજ આનંદ થયો. ત્રણ મહિના થયા ત્યારે મદનરેખાના ચિત્તમાં સારા સારા ને ઉમદા ભાવો જાગવા લાગ્યા. ઉત્તમ જીવ માતાના ઉદરમાં આવે છે ત્યારે માતાના હૈયે પવિત્ર અને ધાર્મિક ભાવનાઓ જાગે છે. ગર્ભસ્થ જીવનો પ્રભાવ માતાના મન પર પર પણ પડે છે. ગર્ભસ્થ જીવ જો પુણ્યશાળી હોય છે, પવિત્ર અને ધાર્મિક હોય છે તો માતાને પણ સારી સારી ભાવનાઓ થાય છે. અને જો ગર્ભસ્થ જીવ પામી ક્રૂર અને નિર્દય હોય છે તો માતાના મનમાં દુષ્ટ અને ખરાબ વિચારો

આવે છે. ગર્ભવતી નારી જો પોતાના સંતાનનું ભાવિ સમજવા માંગે તો તે સમજી શકે છે. પોતાના મનોભાવથી તે જાણી શકે છે કે જન્મનાર બાળક સારૂં થશે કે ખરાબ.

રાવણ જ્યારે ઉદરમાં હતો ત્યારે તેની માતા કૈકસી હાથમાં તલવાર લઈને ફરતી હતી! કયારેક સિંહાસન પર બેસીને દાસ-દાસીઓને ધમકાવતી હતી! કયારેક હાથી પર બેસીને ફરવા નીકળતી. કયારેક રાજ્યપરિવાર પર ખૂબજ ગુસ્સે થતી. તે હંમેશા અભિમાનથી ઉદ્ધત બનીને ફરતી હતી.

ગર્ભવતી સ્ત્રી પોતાના વિચારો પ્રત્યે જાગ્રત હોય તો તે પોતાના ભાવિ સંતાનના સંબંધમાં ઘણું બધું જાણી શકે છે. મગધસમ્રાટ શ્રેણિકની પટ્ટરાણી ચેલ્લણાના ઉદરમા કોણિક હતો ત્યારે જ ચેલ્લણાને પ્રતીતિ થઈ ગઇ હતી કે આ બાળક તેના બાપનો દુશ્મન બનશે, કારણ કે ચેલ્લણાને એવી ઈચ્છા થઈ હતી કે 'હું મારા પતિના આંતરડા ખાઉં!!!' આવી ખરાબ ઈચ્છા ચેલ્લણા જેવી સતી સ્ત્રીને કદી થાય નહિ. આથી ચેલ્લણાને થયું કે આવનાર સંતાનનો આ અણુસાર છે. મારા પેટમાં જે જીવ આવ્યો છે તે જરૂર તેના બાપનો જીવ લેનાર બનશે. આથી તેનો જન્મ થતા જ તેને નગર બહાર ઉકરડે નખાવી દીધો! 'મારે એવો પુત્ર નથી જોઈતો કે જે પોતાના બાપનો શત્રુ બને,' ચેલ્લણાને શ્રેણિક પ્રત્યે અતૂટ પ્રેમ હતો. પોતાના પ્રેમીના શત્રુને કોણ પસંદ કરે?

મદનરેખાને પરમાત્મપૂજનની ભાવના થતી હતી. સાધુ પુરૂષોને દાન દેવાની ઈચ્છા થતી હતી. ગરીબોને દાન દેવાના ભાવ જાગતા હતા. મદનરેખાને જે મનોભાવ જાગતા તે યુગબાહુ પ્રેમથી પુરા કરતો. મદનરેખાનું રૂપ-લાવણ્ય હવે વધતું જતું હતું. તેની ચિત્ત પ્રસન્નતા વધતી જતી હતી. કેટલાય દિવસોથી મહિનાઓથી મણિરથ તરફથી કોઈ હરકત થતી નહોતી, તેથી તે આશ્વસ્ત બની હતી કે મારા જવાબથી હવે મણિરથે મારી ઈચ્છા છોડી દીધી છે. પણ સરળ

અને ભદ્ર પરિણામી મહાસતીને શું ખબર કે ક્યારેક ચૂપકીદી પાછળ ભયાનક આગ છુપાયેલી હોય છે!

**મણિરથ યુગબાહુની હત્યા કરે છે:**

એક દિવસ યુગબાહુ મદનરેખાને લઈને નગર બહાર ઉદ્યાનમાં લઈ ગયો. એ સમયે ઉદ્યાનમાં કોઈ જ ન હતું. ઉદ્યાનમાં પ્રવેશ કરીને યુગબાહુ અને મદનરેખાએ કદલીગૃહમા નિવાસ કર્યો. મદનરેખાની પ્રસન્નતા ખાતર એ રાત કદલીગૃહમાં જ રહેવાનું પસંદ કર્યું. ઉદ્યાનની ચોતરફ સુરક્ષા માટે સશસ્ત્ર સૈનિકો પહેરો ભરતા હતા. જે સમયે ઉદ્યાનમાં રાજા-રાણી કે યુવરાજ હોય ત્યારે બીજા કોઈ પણ નાગરિકને ઉદ્યાનમાં પ્રવેશ કરવાનો પ્રતિબંધ હતો.

મણિરથને આ સમાચાર મળ્યા. તરત જ તેના મનમાં પાપી વિચાર ઉભરાઈ આવ્યા: 'આજ સરસ તક મળી છે. યુગબાહુ અને મદનરેખા કદલીગૃહમાં રાત વીતાવી રહ્યા છે. એકલા જ છે. આજ રાતે જ યુગબાહુને મારી નાંખીને મદનરેખાને મારી-બનાવી લઉં....' અને રાતના પ્રથમ પ્રહરમાં જ હાથમાં તલવાર લઈને રાજા મણિરથ ઉદ્યાનમાં ગયો. દ્વાર પર ઉભેલા સૈનિકોને પૃછ્યું: મારો નાનોભાઈ યુગબાહુ કયાં છે?' સૈનિકોએ કહ્યુ: 'રાજન્! તેઓ કદલીગૃહમાં છે.'

રાજાએ કહ્યું: 'મને સમાચાર તો મળ્યા છે કે તે આજ રાત કદલીગૃહમાં રહેનાર છે આથી મારે જાતે અહી આવવું પડ્યું. આ તો જંગલ છે. કોઈપણ શત્રુ આવીને મારા નાનાભાઈનો પરાભવ કરી શકે. આથી તેને મહેલમાં પાછો લઈ જવા આવ્યો છું.' આટલું કહીને મણિરથ સીધો કદલીગૃહમાં જતો રહ્યો સૈનિકો રાજાને કેવી રીતે અટકાવી શકે? તેમના મનમાં વિચાર તો આવ્યો જ હશે કે 'અમે બધા સૈનિકો અહીં ખડે પગે ઊભા છીએ, ખુલ્લી તલવારથી ચોકી ભરીએ છીએ. કોઈ શત્રુ આવી તો જુએ? તમારા ભાઈને અમારા દેખતાં કશું જ નહિ થાય. તેમને કદલીગૃહમાં સૂવા દો. તમારે અંદર જવાની કોઈ જ જરૂર નથી...' પણ આવું કહી કેમ શકાય? સામે ખૂદ પોતાનો રાજા હતો! કેવી કરૂણતા!! સાચી અને યોગ્ય

વાત પણ ક્યારેક મર્યાદાસંગના ભયથી કે સત્તાના ભયથી નથી કહી શકાતી. આવો ભય શા કામનો? આવો ભય રાખવાથી ક્યારેક સત્ય દબાઈ જાય છે અને અસત્ય સફળ થઈ જાય છે!

મણિરથને કદલીગૃહમાં પ્રવેશ કરતાં જોઈને જ યુગબાહુ તરત ઉભો થઈ ગયો અને મોટાભાઈનું ઉચિત સ્વાગત કર્યું. મણિરથે પણ તરત જ યુગબાહુને કહ્યું : 'વત્સ! અહીં રાત રહેવું ઉચિત નથી. ચાલો! નગરમા આપણા મહેલમા પાછા જઈએ'

યુગબાહુ નાનપણથી મણિરથની આજ્ઞાનુ પાલન કરતો આવ્યો હતો. ક્યારેક મોટાભાઈનું વચન તેણે ઉથાપ્યું નહોતું. મોટાભાઈના વચનમાં ક્યારેય શંકા પણ નહોતી કરી. મણિરથ પર યુગબાહુને દૃઢ વિશ્વાસ હતો તે તરત જ નગરમાં આવવા તૈયાર થયો મદનરેખાને પણ ઈશારાથી આવવા કહ્યુ. યુગબાહુ જ્યાં કદલીગૃહમાંથી બહાર નીકળ્યો કે તરત જ મણિરથે યુગબાહુના ખભા પર જોરથી તલવાર ઝીંકી દીધી!!!

યુગબાહુ તલવારના ઘાથી જમીન પર ઢળી પડયો. મદનરેખાના ગળામાંથી તીખી ચીસ નીકળી ગઈ. 'દગો.. દગો....' આ સાભળી સૈનિકો તરત જ દોડી આવ્યા. મદનરેખા યુગબાહુ પાસે બેસી પડી અને તેનુ માથુ પોતાના ખોળામા લઈને કલ્પાંત કરવા લાગી.

સૈનિકોએ મણિરથને ઘેરી લીધો. પૂછયું : 'આમ કેમ બન્યું?' મણિરથે કહ્યું : પ્રમાદવશ મારા હાથમાથી તલવાર પડી ગઈ.' પણ સૈનિકોને આ સત્ય ના લાગ્યુ. તેમને થયું કે રાજાએ જાણી જોઈને ઇરાદાપૂર્વક તલવારનો ઘા કર્યો છે. સૈનિકોએ રાજાને નગરમાં ચાલ્યા જવાનું કહ્યું. મણિરથ જવા તૈયાર ન થયો. તેથી સૈનિકો તેને પકડીને નગરમાં લઇ ગયા. સૈનિકોએ ત્યાં જઇ યુગબાહુના પુત્ર ચંદ્રયશને કહ્યું : 'આપ જલ્દી કદલીગૃહમાં ચાલો ત્યાં તમારા પિતાજીની હત્યાનો પ્રયાસ થયો છે.' ચંદ્રયશ આ સાંભળીને રડવા લાગ્યો. અને વૈદ્યોને બોલાવીને તેમને લઈને તાબડતોબ ઉદ્યાનમાં જઈ પહોંચ્યો.

યુગબાહુની આંખો ત્યારે બંધ હતી. શરીર ફીક્કું પડી ગયું હતું. છતાંય વૈદ્યોએ પોતાના ઉપચાર શરૂ કર્યા. ચંદ્રયશ મદનરેખાને વળગીને રડવા લાગ્યો. મદનરેખાના હૈયે પણ તીવ્ર વેદના હતી. પુત્રના મસ્તકપર હાથ મૂકી તેને શાંત કરવાનો તે પ્રયત્ન કરવા લાગી. આ બાજુ તેણે જોયું કે યુગબાહુનો જીવનદીપ બુઝાઇ રહ્યો છે તો તેના હૈયે ઉચ્ચતમ મૈત્રીભાવ જાગ્રત થયો. 'જો અત્યારે તે અશુભ ભાવમાં, કષાય ભાવમા મૃત્યુ પામશે તો તે દુર્ગતિમાં જશે. હું તેને અંતિમ ધર્મની આરાધના કરાવું અને તેમના ચિત્તને અકષાયી બનાવું. અને પરલૌકનું ભાથું તેમને બંધાવી આપું....'

મદનરેખાએ પોતાના હૈયે ઘોળાતી વેદનાને દબાવી. અને પતિની પાસે બેસીને તેની આંખમાં આંખ પરોવીને ખૂબજ સ્નેહ વેદના અને પ્રેમભર્યા શબ્દોથી તેણે કહ્યું ! 'મારા નાથ ! તમે શાંત બનો ! જરાય ક્રોધ ન કરો ! બીલકુલ કષાય ન કરો. બધાજ જીવ કર્મવશ છે. પોતાના જ કર્મોથી જીવ સુખ-દુ:ખને પામે છે. બીજા જીવ તો તેમાં નિમિત્તમાત્ર છે. તમારા દુષ્કૃત્યોની આત્મસાક્ષીએ નિંદા કરો. મીત્રોને, સ્વજનોને, પરજનોને સૌને ક્ષમા કરો, ક્ષમા માંગો !'

મદનરેખા યુગબાહુના મૃત્યુને સુધારી રહી છે. સ્વજન-મૈત્રીને લોકોત્તર-મૈત્રી બનાવીને પરલોક સુધારી રહી છે. આગળ તે શું કરે છે તેની વાત કાલે કરીશું. આજે આટલું જ.

* શું તમારું હૈયુ બોલે છે? 'હું બીજા જીવોનું અહિત નહિ કરું, બીજાને ક્યારેય દુઃખી નહીં કરું, બીજાના સુખની ઈર્ષ્યા નહિ જ કરું, પાપીનો તિરસ્કાર નહીં કરું'!

* હિંસક દૃશ્યો વારંવાર જોવાથી હૃદય કઠોર અને નઠોર બની જાય છે; માટે એવાં દૃશ્યો ન જુવો.

* મનને શુદ્ધ અને ધર્મનું પ્રભવસ્થાન બનાવવું હોય, મનને શાન્તિ અને પ્રસન્નતાનો પાતાળકૂવો બનાવવો હોય તો સિનેમા-નાટક જોવાનાં બંધ કરો.

* ઉપકારી પ્રત્યે મૈત્રી ભાવના હોવી જ જોઈએ. ઉપકારી પ્રત્યે આપણા હૈયે સ્નેહ અને સદ્ભાવ હોવા જ જોઈએ.

# પ્રવચન/૧૪

પરમ શ્રદ્ધેય આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજી 'ધર્મ' તત્ત્વની વ્યાખ્યા આપતા કહે છે: ધર્માનુષ્ઠાન કરનારનું ચિત્ત મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ્યભાવથી નવપલ્લવિત હોવું જોઈએ. ધર્મ જન્મે છે શુદ્ધ ચિત્તમાં! જ્યાં સુધી ચિત્ત શુદ્ધ નથી બનતું ત્યાં સુધી માનવના જીવનમાં ધર્મનો આવિર્ભાવ નથી થતો.

## મૈત્રી આદિ ભાવોનાં બે રૂપ:

આ મૈત્રી વગેરે ભાવ ભલે વિધેયાત્મક- positive રૂપમાં ન દેખાય, નિષેધાત્મક-negative રૂપમાં તો દેખાવા જ જોઈએ. મૈત્રીનું વિધેયાત્મક રૂપ છે બીજા જીવોની હિતચિંતા.

મૈત્રીનું નિષેધાત્મક રૂપ છે કોઇ પણ જીવનું અહિત ન કરવું. કરૂણાનું વિધેયાત્મક રૂપ છે બીજા જીવોના દુઃખ દૂર કરવાં. તેનું નિષેધાત્મક રૂપ છે બીજા જીવોને દુઃખી ન કરવા. પ્રમોદનું વિધેયાત્મક રૂપ છે સુખી જીવોના સુખ જોઇને ખુશ થવું. તેનું નિષેધાત્મક રૂપ છે સુખી જીવોના સુખ જોઇને ક્યારેય ઇર્ષ્યા ન કરવી. માધ્યસ્થનું વિધેયાત્મક રૂપ છે બીજા પાપી જીવોના દોષોની ઉપેક્ષા કરવી. તેનું નિષેધાત્મક રૂપ છે પાપીઓ પ્રત્યે ઘૃણા–તિરસ્કાર ન કરવો.

**બીજા જીવોનું અહિત તો ન જ કરશો :**

જે કરવા યોગ્ય છે તે નહિ કરવાથી બીજાને નુકશાન નહિ થાય, પણ જે નથી કરવા જેવું તે કરવાથી બીજા જીવોનુ તો નુકશાન જ થશે. તમે બીજાને સુખ ન આપી શકો તો ચાલશે! પણ તમે બીજાનું સુખ છીનવી લો, છીનવી લેવા પ્રયત્ન કરો તે તો ન જ ચલાવી લેવાય. બીજાના દુઃખ દૂર નહિ કરો તો ચાલશે, પણ બીજાને દુખી કરવાના સોગઠાં ગોઠવશો તો તે નહિ ચાલે. તમારા મનની આટલી શુદ્ધિ તો થવી જ જોઇએ.

શું તમારૂં હૈયુ બોલે છે કે 'હું બીજા જીવોનું અહિત નહિ કરૂં, નહિ જ કરૂં. બીજાને ક્યારેય દુઃખી નહિ કરૂં. બીજાના સુખની ઇર્ષ્યા નહિ જ કરૂં. કોઇપણ પાપીનો તિરસ્કાર નહિ કરૂં.' દેશ અને દુનિયાની વાત જવા દો. તમારી શેરી અને શહેરની વાત પણ જવા દો. તમારા કુટુંબીજનો પ્રત્યે તમારા સગા-સંબંધી પ્રત્યે, સ્નેહી-સ્વજનો પ્રત્યે તો તમારૂં હૈયું, તમારૂં મન આવું બોલે છે ને? તમારા જે ઉપકારી છે, તેમના માટે તમે આવું બોલો છો ને? તમારા પરિચિતો પ્રત્યે મનમાં આવા ભાવ થાય છે ને?

**ધર્મનું ઉદ્ભવસ્થાન : શુદ્ધ હૃદય :**

**સભામાંથી :** અમારૂં મન જે વિચારે છે તે તો આપને કહી શકીએ તેમજ નથી! અશુદ્ધ મન શું વિચારે?

**મહારાજશ્રી :** ભલે તમારૂં મન પૂરેપૂરૂં શુદ્ધ ન હોય, થોડું

તો શુદ્ધ છે કે નહિ? જો થોડુંક પણ તમારૂં મન શુદ્ધ હશે તો 'ધર્મ'નો જન્મ થઈ શકશે. અને જો મન પુરૂં અશુદ્ધ હશે તો તેમાં 'ધર્મ'નો જન્મ સંભવિત જ નથી. બાહ્ય ધર્મક્રિયા કરવા માત્રથી ધર્મનું આચરણ નથી થઈ જતું. હરિભદ્રસૂરિજી કહે છે કે धर्म चित्तप्रभव. ધર્મ શુદ્ધ ચિત્તનું ઉત્પાદન છે. religion is a production of pure mind !

ઉપકારી જીવો પ્રત્યે ભલે વિધેયાત્મક મૈત્રી ન બાંધી શકો, ન રાખી શકો, પણ નિષેધાત્મક મૈત્રી તો રાખી શકો ને ? એટલું પણ જો ન કરી શકો તો તમે પશુઓથી પણ ગયા ! પશુઓ પણ આવી મૈત્રી રાખે છે! કૂતરાઓ ઉપકારી પ્રત્યે અપકાર નહિ કરે ! ઉપકારીનું અહિત નહિ કરે. હું નાનો હતો ત્યારે મેં એક સિંહની વાર્તા સાંભળી હતી.

**પશુમાં પણ મૈત્રીભાવ :**

જંગલમાં એક સિંહના પગમાં કાંટો ખૂંપી ગયો. કાંટાને લીધે તેને પીડા થાય છે. તે લંગડો ચાલે છે. થોડુંક ચાલીને તે એક ઝાડ નીચે બેસીને પોતાના પગને જુએ છે. ત્યાથી એક મુસાફર પસાર થાય છે. તેણે સિંહ સામે જોયું. તેણે જોયું કે સિંહની આંખોમાં ક્રૂરતા ન હતી પરંતુ તીવ્ર વેદના હતી. મુસાફરને આથી સિંહ પર દયા આવી. જરાય ગભરાયા વિના તે સિંહની પાસે ગયો. તેના પગને જોયો અને પગમાં ખૂંપેલા કાંટાને પ્રેમથી બહાર કાઢી નાંખ્યો. સિંહે રાહતનો દમ લીધો અને પ્રસન્નતાથી મુસાફરનું શરીર સૂંઘ્યું. મુસાફર પણ કાંટો કાઢીને પોતાને રસ્તે ચાલ્યો ગયો.

થોડા સમય બાદ એ મુસાફર કોઈ અપરાધ માટે પકડાઇ ગયો. રાજાએ તેને મોતની સજા ફટકારી. આ રાજાની મોતની સજા કરવાની પદ્ધતિ અનોખી હતી ! રાજમહેલની એક બાજુ તેણે નાનકડું મેદાન બનાવ્યું હતું. અને ત્યાં ઊંચી ઊંચી દિવાલો બનાવી હતી. એક બાજુ રાજાએ સિંહનું પાંજરૂં રખાવ્યું હતું. તેમાં સિંહને રાખવામાં આવતો. આ રાજા અપરાધીને મેદાનમાં ઊભો રાખતો અને પાંજ-રામાથી સિંહને બહાર કાઢતો. મેદાનમા માત્ર સિંહ અને અપરાધી

એ જ રહેતા. ભૂખ્યો સિંહ એ અપરાધીને ફાડી નાખતો! રાજપરિવાર આ ક્રૂર અને કરુણ દૃશ્ય જોવામાં મઝા માણતો! કોઈ કોઈને મારે, ટીપે, મારી નાંખે તો એ મારપીટ જોવાની તમને મઝા આવે છે ને? ટોળે વળીને એ બધું જુઓ છો ને? તમે લોકો તો દયાળુ છો ને?

**સભામાંથી :** આવાં દૃશ્યો ગામમાં જોવા નથી મળતાં એટલે સિનેમામાં જોવા જઈએ છીએ! ત્યાં એવા દૃશ્યો જોવા મળે છે!

**હિંસક દૃશ્યો ન જોશો :**

**મહારાજશ્રી :** એ દૃશ્યો જોતાં તમારા હૈયે શું થાય છે? મરતા જીવને જોઈને તમારૂં હૈયુ વેદનાથી વલોવાય છે ને! મરતા જીવને જોઈને તેના માટે હૈયે કરૂણા, દયા, સહાનુભૂતિ વગેરે ભાવ જાગે છે કે પછી હૈયું નિર્દય અને નિષ્ઠુર, ભાવહીન બની જાય છે? એવાં હિંસક દૃશ્ય વારંવાર જોવાથી હૃદય કઠોર અને નઠોર બની જાય છે. એવા હિંસક પુસ્તકો વાંચવાથી પણ મન હિંસક બની જાય છે. આથી જ તમને અવારનવાર કહું છું કે મનને શુદ્ધ અને ધર્મનું પ્રભવસ્થાન બનાવવું હોય તો, મનને શાંતિ અને પ્રસન્નતાનો પાતાળ કૂવો બનાવવો હોય તો સિનેમા–નાટક જોવાનાં બંધ કરો. તમે જરા તો વિચારો કે તમારું મન કેવું ને કેટલું બધું સડી ગયું છે?! હજી પણ એ સડો દૂર નહીં કરો તો મન તમારૂં પૂરેપૂરૂં ખવાઈ જશે. બીજા જન્મમાં પછી મન પણ નહિ મળે.

શુદ્ધ મનમાં એટલે કે મન જ્યારે શુદ્ધ થવા લાગે છે ત્યારે સર્વપ્રથમ દયાધર્મનો જન્મ થાય છે. દુઃખી જીવો પ્રત્યે અત્યંત દયા! છે ને તમારા હૈયે અત્યંત અમાપ દયા? થોડીક તો દયા હશે ને? કે પછી દયા બિલકુલ છે જ નહિ? નિર્દય–દયાહીન માણસનું કોઈપણ અનુષ્ઠાન 'ધર્મ' નથી બનતું. ભલે દેખાવમાં તે ધર્માનુષ્ઠાન દેખાય. વાસ્તવમાં તેમાં ધર્મ' નથી હોતો. ધર્મનો માત્ર આભાસ જ હોય છે.

પેલા મુસાફરને રાજાએ મોતની સજા કરી હતી. તેને મોતના મેદાનમાં ઉભો કરવામાં આવ્યો અને સામી બાજુથી પિંજરામાંથી સિંહને છોડયો. સિંહ તેજ ગતિએ ત્રાડ પાડતો પેલા મુસાફર તરફ આગળ વધ્યો. સિંહને જોતાં જ મોતના ભયથી મુસાફરની આંખો બંધ થઇ ગઈ. તે ધ્રુજી ઉઠયો. પણ આશ્ચર્ય ! સિંહ તો મુસાફર પાસે આવીને તેના પર ત્રાટકવાને બદલે તેને સૂંઘીને જ પાછો પિંજરામાં ચાલ્યો ગયો !

ઝરૂખામા બેઠેલા રાજાને આથી ખૂબજ આશ્ચર્ય થયું. તેણે સૈનિકોને આજ્ઞા કરી કે ફરીથી સિંહને બહાર કાઢો. સિંહ ફરીથી મેદાનમાં આવ્યો. અને ફરી એ અપરાધીના શરીરને સૂંઘીને પાછો પિંજરામાં જતો રહ્યો ! રાજાના તો શ્વાસ અદ્ધર થઇ ગયા ! 'આ શું ? આવું તો કયારેય બન્યું નથી. સિંહ શા માટે અપરાધીને ફાડી નથી ખાતો ?' રાજા ગુસ્સે થયો. તેણે સિંહને ગુસ્સે કરી ફરી મેદાનમાં ધકેલ્યો. તો ય સિંહે અપરાધી પર પંજો સુદ્ધાં ય ન ઉગામ્યો. ત્રીજીવાર પણ તે અપરાધીના શરીરને સૂંઘીને પાછો વળી ગયો.

રાજાએ આથી અપરાધીને પોતાની પાસે બોલાવ્યો અને પૂછયું : 'તારી પાસે શું કોઇ મંત્ર છે ? તંત્ર છે ? વિદ્યા છે ? છે શું કે સિંહ તારા પર હુમલો કેમ નથી કરતો ?'

અપરાધીએ કહ્યુ : રાજન્ ! સિંહ હૈયાહીણું પ્રાણી નથી. તેને પણ હૈયું હોય છે. તેનું હૈયુ પણ થોડુંક નિર્મળ હોય છે. તે માત્ર ક્રૂર જ નથી. તેના હૈયે પણ ઉપકારી પ્રત્યે કરૂણા ભાવ હોય છે. સિંહ તેના ઉપકારી ઉપર કદી હુમલો નહિ કરે. હા, તેને વગર કારણે છંછેડવો ન જોઈએ.'

'તો શું તેં આ સિંહ ઉપર કોઇ ઉપકાર કર્યો છે ?' રાજાએ પૂછયું.

અપરાધીએ કહ્યું : રાજન્ ! થોડા દિવસ પહેલા હું જંગલમાં

ગયો હતો. ત્યારે આ સિંહના પગમાં ખૂંપી ગયેલા કાંટાને મેં કાઢી નાખ્યો હતો. આ સિંહ એ જ છે. તેણે મને ઓળખી લીધો. હવે તે મારા પર કેવી રીતે હુમલો કરે? ઉપકારી પર સ્વાર્થી માણસ હુમલો કરશે પણ સિંહ હુમલો નહિ કરે!'

## પશુથી પણ માનવી નીચ ક્યારે?

ભગવાન મહાવીર કરુણાના સાક્ષાત્ અવતાર હતા. તેમની ધર્મ-સભામાં—સમવસરણમાં હિંસક પશુઓ પણ હિંસાનો ભાવ છોડીને બેસતાં અને ભગવાનનો ઉપદેશ સાભળતા! ભગવાન પર કોઇ પણ પશુ કે પ્રાણીએ હુમલો નહોતો કર્યો. પણ એક માણસે હુમલો કર્યો! જાણો છો ને એ માણસ કોણ હતો તે? ભગવાન મહાવીરે જેના પર અનેક ઉપકાર કર્યા હતા તેવો એ માણસ હતો. એ માણસ હતો ગોશાલક! પોતાના પરમ ઉપકારી ગુરુ ભગવાન મહાવીર પર તેણે તેજોલેશ્યાથી હુમલો કર્યો! પશુથી પણ માણસ નીચી કક્ષાનો છે જો તેનું ચિત્ત પુરેપુરૂં totaly અશુદ્ધ છે તો.

## ઉપકારીનો દ્વેષી ગોશાલક:

ભગવાન મહાવીરે ગોશાલકને કેટલીય વખત મોતમાથી બચાવ્યો હતો. ગોશાલક પણ પોતાને મહાવીરના શિષ્ય તરીકે ઓળખાવીને ફરતો હતો. કારણ કે એવી ઓળખાણ આપવાથી તેને સુંદર ભોજન મળતું હતું. પણ તેના લખ્ખણ કંઇ ઓછા ન હતાં! તેનાં અપલ-ક્ષણોના લીધે ઘણાં સ્થળોએ લોકોએ તેને ટીચ્યો હતો. આખરે ગોશાલક મહાવીરનો જ વિદ્વેષી અને વિદ્રોહી બની ગયો. જે તેજોલેશ્યાની શકિત ભગવાને બતાવી હતી એ જ તેજોલેશ્યા તેણે ભગવાન પર ફેંકી! પણ એ જ તેજોલેશ્યાથી ગોશાલક પોતે મરી ગયો! ખૂબજ ભયાનક રીતે મર્યો. તીવ્ર વેદનાઓથી પીલાઈને મર્યો. તેણે એવા તીવ્ર અને ચીકણાં પાપકર્મ બાધ્યાં છે કે તેને અનેકવાર સાતે ય નરકમાં જવું પડશે.

ઉપકારી પ્રત્યે મૈત્રી ભાવેના હોવી જ જોઇએ. ઉપકારી પ્રત્યે આપણા હૈયે સ્નેહ અને સદ્ભાવ હોવા જ જોઇએ. કોઈએ આપણા ઉપર નાનકડો પણ ઉપકાર કર્યો હોય તો તે ઉપકારીને અને ઉપકારોને ક્યારેય ભૂલવા ન જોઇએ. ધર્મ કરનારમાં શું આટલી ય યોગ્યતા ન હોવી જોઇએ ? એટલી ય જો યોગ્યતા ન હોય તો શું સર્વજ્ઞકથિત ધર્મની આરાધના કરી શકે ખરો ? ના, કદાપિ ન કરી શકે. કૃતઘ્ન માણસને ધર્મના ક્ષેત્રમાં પ્રવેશ નથી.

મદનરેખાનું ચિત્ત કેટલું વિશુદ્ધ હતું ! કેટલું બધું પવિત્ર હતું ! મણિરથે યુગબાહુ પર તલવારથી પ્રહાર કર્યો છે. છતાંય મદનરેખા મણિરથ પ્રત્યે ક્રોધ કે ક્લેશ કર્યા વિના યુગબાહુ પર જ પોતાનું ધ્યાન કેન્દ્રિત કરે છે. યુગબાહુ મદનરેખાનો પતિ હતો. સ્વજન હતો. પતિ પણ હતો અને ઉપકારી પણ હતો. પતિ પત્નીને સુખ આપે છે, સુખનાં સાધન આપે છે આથી પતિ ઉપકારી બને છે. મદનરેખા યુગબાહુને ઉપકારીના રૂપે પણ જુએ છે.

## તમારી પત્ની તમને ઉપકારી માને છે ?

**સભામાંથી :** અમારા ઘરેથી તો અમને ઉપકારી નથી માનતાં ! (સભામાં જોરદાર હાસ્ય....)

**મહારાજશ્રી :** તો તમારી પસંદગી બરાબર નહિ હોય. (સભામા ફરીથી ખડખડાટ હાસ્ય) પસંદગી તમારી બરાબર હોત તો જરૂર તમારી પત્ની–ઘરવાળી તમને ઉપકારી માનત. મારું માનવું છે કે તમે થોડાં ઘણાં સુખના સાધન આપતા હશો પણ સુખ નહિ આપતા હોય ! સાચી વાત છે ને મારી ? સુખનાં સાધન આપવા એક વાત છે અને સુખ આપવું એ બીજી વાત છે. સુખનાં સાધન આપતા હશો ત્યારે ગાળો પણ દેતા હશો ! ક્યારેક મારતા પણ હશો ! બડબડ પણ કરતા હશો ! સંભવ છે કે બેવફાઇ પણ કરતા હો ! શા માટે તમારા શ્રીમતીજી તમને ઉપકારી ના માને ? તમારા લક્ષણ સારા હોય તો જરૂર માને. તેમાં શંકાને કોઇ સ્થાન જ નથી.

યુગબાહુ કેટલો સુયોગ્ય યુવરાજ હતો તે જાણો છો? મદનરેખા પ્રત્યે તે સંપૂર્ણ વફાદાર હતો. તેનામાં ઉચ્ચ કોટિની ખાનદાની હતી. મદનરેખા પણ અસાધારણ સન્નારી હતી. પવિત્ર અને વિશુદ્ધ તેનું હૈયું હતું. તેણે પોતાના પતિનું આત્મહિત વિચાર્યું: 'જે થવાનું હતું તે થઈ ગયું. થયેલું હવે ફરનાર નથી. હવે તે બચનાર નથી. ત્યારે તેમનું મન પ્રશાંત થવું જોઈએ. તેમનો પરલોક ન બગડવો જોઈએ. સમતા અને સમાધિ સાથે તેમનો આત્મા પરલોકની યાત્રા કરે તો જરૂર તેમની સદ્ગતિ થાય. મારે તેમના કષાયની આગ શાંત કરવી જોઈએ....'

જોઈને મદનરેખાની આત્મ–મૈત્રી કેવી છે તે? સ્વજન-મૈત્રી છે, ઉપકારી મૈત્રી છે અને આત્મ–મૈત્રી છે. પોતાના સુખ–દુઃખનો કોઈ વિચાર સુદ્ધાં નહિ! પોતાના સૌભાગ્ય–વૈધવ્યનો કોઈ વિચાર નહિ! પતિના હત્યારા મણિરથ પ્રત્યે પણ એ સમયે કોઈ વેર–વિરોધ નહિ! સામાન્ય અને સાધારણ સ્ત્રીમાં શું આ સંભવિત છે? આવી ભયંકર દુર્ઘટનામાં મગજનું સંતુલન રાખવું શું સામાન્ય સ્ત્રી માટે સંભવિત છે ખરું?

## માનવ-મનની બેહાલી:

કોને સામાન્ય સ્ત્રી અને કોને અસાધરણ સ્ત્રી કહેવાય તે જાણો છો? જાણી લો તો ન્યાલ થઈ જાવ તમે! અહીં હાજર રહેલ બહેનો પણ એ જાણી લે તો આજે પણ અનેક મદનરેખાઓ મળી શકે! પરંતુ સાંભળવું, સમજવું અલગ છે અને તેને આચરણમા મૂકવું એ ઘણું જ મુશ્કેલ છે. . B. A., M. A, B com, M. com જેવી ડીગ્રીઓ મેળવી લેવાથી સ્ત્રી અસાધારણ નથી બની જતી. ફીલ્મી વેશભૂષા કરવાથી કે કૃત્રિમ શૃંગાર કરવાથી પણ સ્ત્રી અસાધારણ નથી બની જતી. અસાધારણ અને અસામાન્ય સ્ત્રી તો તે જ બની શકે કે જેનું મન શુદ્ધ હોય, દૃઢ હોય અને સમ્યગ્ જ્ઞાનથી સભર હોય. દુઃખોમાં પણ જે ધીરજ રાખી શકતી હોય, સુખમાં પણ નમ્ર બની શકતી હોય. મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થભાવથી

જેનું મન સદાય નવપલ્લવિત રહેતું હોય. પણ આજે આ બધી વાતોની કોનામાં આશા રાખવી? વેર અને ઝેરથી, ઇર્ષ્યા અને અદે-ખાઈથી, ધિક્કાર અને તિરસ્કારથી લોકોનાં મન આજે ભ્રષ્ટ બની ગયાં છે. ગંદા અને ગંધાતાં બની ગયાં છે. વિષયરાગ અને જીવદ્વેષથી માણસ આજ ઘોર અંધકારમાં અટવાઈ રહ્યો છે. મોહમૂઢતાથી માણસ આજ કાર્ય-અકાર્યનું ભાન ભૂલી બેઠો છે. કર્તવ્યને તે અકર્તવ્ય અને અકર્તવ્યને કર્તવ્ય માની રહ્યો છે. અને બીજા પાસે મનાવરાવી રહ્યો છે! આવી બેહાલીમા 'ધર્મ'નો ઉદ્ભવ કયાથી થાય? મદનરેખા પાસે વિશુદ્ધ ચિત્ત હતું. વિશુદ્ધ ચિત્ત જ તો પરમ ધર્મ છે. મદનરેખા યુગબાહુની કલ્યાણ મિત્ર છે. તે યુગબાહુને પરલોકનું પાથેય આપી રહી છે.

## સદ્‌ગતિ-દુર્ગતિનો આધાર મૃત્યુ :

મદનરેખા મૈત્રીપૂર્ણ અને મધુર શબ્દોથી યુગબાહુના અંત-રાત્માને સ્પર્શી રહી છે. અંતરાત્મામાંથી અશુદ્ધ ભાવોને દૂર કરીને શુદ્ધ ભાવો સ્થાપિત કરવા તે કંઈ મામુલી ઓપરેશન નથી. તે એક ગંભીર અને મોટું ઓપરેશન છે. જેમ માણસનું હૃદય બદલવાનું ઓપરેશન ગંભીર હોય છે તેમ હૃદયગત ભાવોનું પરિવર્તન કરવાનું ઓપરેશન પણ ગંભીર હોય છે. શરીરના અંદરના અવયવ દૂર કરીને, સારા અવયવ મૂકનાર ડોકટરનું લક્ષ્ય દરદીને જીવતો રાખવાનું હોય છે તેમ મનના અશુદ્ધ વિચારો દૂર કરીને, પવિત્ર-વિશુદ્ધ વિચારોને સ્થાપિત કરનારનું લક્ષ્ય જીવાત્માની ભવ-પરંપરા સુધારવાનું હોય છે. મદનરેખા અત્યારે યુગબાહુના પારલૌકિક હિતનો જ વિચાર કરે છે. એ જાણે છે, સમજે છે કે મૃત્યુ સમયે માણસના જેવા મનોભાવ હોય છે, જેવા અધ્યવસાય હોય છે, જેવી લેશ્યા હોય છે તે અનુસાર માણસની સદ્‌ગતિ કે દુર્ગતિ થાય છે

દુર્ઘટના જ એવી બની ગઇ હતી કે યુગબાહુના મનમાં પોતાના ભાઈ મણિરથના પ્રત્યે રોષ આવી જ જાય. યુગબાહુ સમજી

ગયો કે મણિરથે જાણી જોઈને મારી હત્યાનો પ્રયાસ કર્યો છે. આથી તેનું શૌર્ય ઉછળી આવે અને બદલો લેવાના ભાવ જાગે તે સ્વાભાવિક હતું. આ અશુધ્ધ ભાવને દૂર કરવાની જરૂર હતી. મદનરેખાએ પૂરી નિષ્ઠાથી પ્રયત્ન કર્યો. કેવી સારી સારી વાતો તે સંભળાવે છે ! યુગબાહુને મદનરેખા પ્રત્યે પ્રેમ હતો. શ્રધ્ધા હતી. સદ્‌ભાવ હતો. આથી મદનરેખાની વાતો સીધી તેના હૈયા સુધી પહોંચે છે. તેને જો મદનરેખા પર માત્ર દૈહિક રાગ હોત, માત્ર વાસનાજન્ય અનુરાગ હોત તો મદનરેખાની જ્ઞાનભરપૂર વાતો પસંદ પડત નહિ. એટલું જ નહિ, પૂર્વ જીવનમાં મદનરેખા-અને યુગબાહુ વચ્ચે તત્ત્વચર્ચા ધર્મચર્ચા થતી ન હોત તો પણ મૃત્યુ–સમયે મદનરેખાની ધર્મ-પ્રેરણા તેને રૂચત નહિ અને ત્રીજી વાત છે' યુગબાહુના નિર્મળ આત્મભાવની. આત્મામાં કર્મમળ ઓછા હોવાથી પણ મૃત્યુસમયે ધર્મ-પ્રેરણા પ્રિય લાગે છે.

**મૃત્યુ સમયે ધર્મપ્રેરણા કોને ગમે ?**

મૃત્યુસમયે રાગ-દ્વેષ, મોહ આદિ અશુદ્ધ ભાવ મનમાં ન રહે અને મૈત્રી, સમતા, સમાધિ વગેરે વિશુધ્ધ ભાવ મનમાં રહે તે માટે ત્રણ વાત સમજી લો. યુગબાહુ અને મદનરેખાના જીવન-માંથી ત્રણ બાબત ફલિત થાય છે.

૧ જેના પ્રત્યે આપણા હૃદયમાં મૈત્રી, સ્નેહ અને સદ્‌ભાવ હશે તે વ્યક્તિ જો મૃત્યુ સમયે પાસે હશે અને તે અંતિમ ધર્મ–આરાધના કરાવતી હશે તો એ ધર્મપ્રેરણાનો આપણા આત્માને સ્પર્શ થશે.

૨. જીવનકાળ દરમિયાન તત્ત્વચર્ચા, ધર્મચર્ચામા રસ રાખ્યો હશે તો મૃત્યુ–સમયે ધર્મ–પ્રેરણા પ્રિય લાગશે.

૩. આત્મા કર્મોનાં બંધનોથી થોડો પણ મુક્ત થયો હશે તો જીવનના અંત સમયે પરમાત્મ–સ્મરણ પસંદ પડશે, ત્યારે પરમાત્માનુ નામ યાદ આવશે. કર્મોથી ભારે બનેલા જીવને ભગવાનનું–પરમાત્માનું નામ ગમતું નથી.

## અગિયાર ધર્મપ્રેરણા . મૃત્યુ સમયેઃ

મદનરેખા મોતના બિછાને પડેલ પતિને સ્વસ્થ મનથી અંતિમ આરાધના કરાવી રહી છે. યુગબાહુને મદનરેખાની એક એક વાત વાત સ્પર્શી રહી છે. અને મદનરેખા પણ કેવી સારભૂત વાતો કહી રહી છે!

૧. સાવધાન બનો.
૨. ધીરજ રાખો.
૩. ખેદ ન કરો.
૪. કર્મ વિપાક વિચારો.
૫. નિમિત્ત કારણને વિચારો.
૬. દુષ્કૃતની ગર્હા કરો.
૭ સર્વ જીવો સાથે ક્ષમાપના કરો.
૮. ચાર શરણ સ્વીકારો.
૯. નમસ્કાર મંત્રનું સ્મરણ કરો.
૧૦. અઢાર પાપસ્થાનકનો ત્યાગ કરો.
૧૧. ચોવીશ તીર્થંકરોનું ધ્યાનધરો.

લાંબો ઉપદેશ આપવાનો સમય ન હતો. બુદ્ધિમાન પુરુષને લાંબો ઉપદેશ આપવાની જરૂર પણ નથી રહેતી. આવા ગંભીર પ્રસંગે તો લાંબો ઉપદેશ આપવો પણ ન જોઈએ. પુત્ર ચંદ્રયશ વૈદ્યોને લઈને આવ્યો હતો. ઘા સાફ કરી પાટો બાંધી દીધો હતો. પણ લોહી ઘણું વહી ગયું હતું. યુગબાહુનું શરીર ઠંડુ પડતું જતું હતું. મદનરેખા ગદ્‌ગદ સ્વરે શ્રી નવકાર મહામંત્ર સંભળાવી રહી હતી. યુગબાહુને ચાર શરણ અંગીકાર કરાવી રહી હતી....

અરિહંતે સરણં પવજ્જામિ
સિદ્ધે સરણં પવજ્જામિ
સાહૂ સરણં પવજ્જામિ
કેવલિપન્નત્તં ધમ્મં સરણં પવજ્જામિ

## યુગબાહુનું મૃત્યુ :

યુગબાહુના ચહેરા પર ખૂબ જ સમતા છવાઈ ગઈ હતી. તેના કષાય ઉપશાન્ત થઇ ગયા હતા. નવકાર મંત્રના સ્મરણમાં લીનતા આવી ગઇ હતી. અને તેણે પોતાના પ્રાણોનો ત્યાગ કરી દીધો. અનંતનો પ્રવાસી....એક ધર્મશાળા છોડીને પોતાની મંઝિલ તરફ ઊડી ગયો. 'હવે યુગબાહુમાં જીવ નથી. તેનું પ્રાણપંખેરૂ ઉડી ગયું છે' એ જાણતાં જ મદનરેખા સ્વસ્થતા ગુમાવી બેઠી. ધ્રૂસકે ને ધ્રૂસકે રડી પડી. પુત્ર ચંદ્રયશ પણ કરુણ કલ્પાંત કરવા લાગ્યો.

મદનરેખા છેવટે તો રાગના બંધને બંધાયેલી એક નારી હતી. ગુણવાન, રૂપવાન અને બળવાન પતિનો વિયોગ મદનરેખાને રડાવી દે, તેમાં કોઇ આશ્ચર્ય નથી. સંયોગમાં સુખાનુભવ કરનારાઓને વિયોગમાં રડવું જ પડે! અમે લોકો તો સાધુ છીએ ને? પણ અમેય જો કોઈ સંયોગમાં સુખ માનીએ તો તેના વિયોગમાં અમને પણ રડવું આવી જ જાય! ભલે અમારો રાગ પ્રશસ્ત હોય! પ્રશસ્ત રાગ પણ રડાવે છે. ગૌતમ સ્વામીને શું થયું હતું? એ તો ખબર છે ને? ગૌતમ-સ્વામી મનઃપર્યવજ્ઞાની હતા. હજારો સાધુઓના ગુરુ હતા, છતાંય ભગવાન મહાવીરનો વિયોગ થયો ત્યારે ધ્રૂસકે ને ધ્રૂસકે નાના બાળકની જેમ રડી પડયા હતા, કારણ કે ભગવાનના સંયોગમાં ગૌતમે સુખ માન્યું હતું. મહાવીરના ચરણોમાં ગૌતમે અપૂર્વ સુખ મેળવ્યું હતું. જ્યારે એ સુખનો વિયોગ થયો ત્યારે ભયંકર વેદના તેમણે અનુભવી. મદનરેખા જ્ઞાની હતી. સતી સન્નારી હતી. પરંતુ હતી તો સંસારી સ્ત્રી જ! તેના હૈયે રાગ હતો, તે કલ્પાંત કરવા લાગી: 'અભાગણ છું, મારું સર્વસ્વ લૂંટાઈ ગયું, ઓહ! મારા રૂપને ધિક્કાર છે. મારા રૂપે જ મારા પૂજ્ય-સ્થાનીય પુરુષને વિકારી બનાવ્યો. મારા નિમિત્તે જ મારા પતિની હત્યા થઇ. ઓહ! મારા નિમિત્તે કેવો ઘોર અનર્થ થઇ ગયો....!'

**મદનરેખાની જ્ઞાનદૃષ્ટિ :**

આવા ઘોર દુઃખમાં પણ મદનરેખાની જ્ઞાનદૃષ્ટિ ખુલ્લી રહે છે. પતિની નિર્મમ હત્યા થઈ છે. તો પણ એ હત્યા માટે બીજા કોઈનો વાંક ન જોતા, તે પોતાનો જ દોષ જુએ છે. પોતાના રૂપનો દોષ કાઢે છે. ઘોર પાપ કરનાર મણિરથ માટે તેના હૈયે જરાય ઘૃણા કે તિરસ્કાર નથી. તે ધારત તો યુગબાહુના વફાદાર સૈનિકો દ્વારા મણિરથનો બદલો લઈ શકત. મણિરથની દુષ્ટ વાસનાઓનો પડદો ખોલી શકત. જાહેરમાં તેને હલકો પાડી શકત. તે ચીસો પાડીને બોલી શકત કે 'આ દુષ્ટ મને તેની પત્ની બનાવવા માગે છે આથી તેણે તેના સગા ભાઈની હત્યા કરી છે. અને લલચાવવા માટે તેણે અનેક પ્રયત્ન કર્યા. મેં તેની એકેય વાત ના માની એટલે તેણે આ કુકર્મ કર્યું છે. આ નાલાયક અને દુષ્ટને તો આકરામાં આકરી સજા કરવી જોઈએ....'

પરંતુ ના મદનરેખાએ આવા કોઈ જ ! અજ્ઞાનમૂલક વિચાર ન કર્યા. ઉલ્ટુ તેણે વિચાર્યું : 'મણિરથ મારા પ્રત્યે આકર્ષિત થયો મારું રૂપ જોઈને. સંસારમાં પુરુષના પતન માટે સ્ત્રીનું સુંદર રૂપ જ નિમિત્ત બને છે. સંસારી જીવ પોતાના મનને વશ રાખી નથી શકતો અને તે ન કરવાનું કાર્ય કરી બેસે છે.

એવો માણસ જ જીવદ્વેષથી બચી શકે છે કે જેની પાસે જ્ઞાનદૃષ્ટિ હોય અને જેની વિચારધારા સમ્યક્જ્ઞાનના રંગોથી રંગાયેલી હોય. સારા વિચાર હોવા એ એક વાત છે અને એ વિચાર સમ્યક્જ્ઞાનના રંગોથી રંગેલા હોવા તે અલગ વાત છે. સારા વિચાર પ્રચંડ આઘાત લાગતાં નાશ પામે છે જ્યારે જ્ઞાનરંગથી રંગાયેલા વિચાર, જ્ઞાનરસાયણથી રસાયેલા વિચાર પ્રબળ આઘાતમા પણ નષ્ટ થતા નથી.

આજે સારા સારા વિદ્વાન પણ એવું બોલે છે કે 'શું કરીએ ? ખૂબજ ધીરજ રાખી પણ તે સમજતો જ નથી. તે ખરાબ કામ

છોડતો જ નથી. આથી મને તેના માટે નફરત થઈ ગઈ છે ! હવે તો તેનું મોં જોવામાં પણ પાપ છે. મરીને એ નરકમાં જવાનો....' આવું તો તેઓ ઘણું ઘણું બોલે છે ! આમાં ક્યાંય છે જ્ઞાનદૃષ્ટિ ? છે વિવેકનો અણુસાર ?

મદનરેખા હવે પોતાની સુરક્ષા અને પોતાના શિયળની સલામતીનો વિચાર કરે છે. હવે તેને મહેલમાં રહેવું સલામત નથી લાગતું. બીજી વાત એ હતી કે મદનરેખા ગર્ભવતી હતી નવ મહિના પૂરા થઇ ગયા હતા. તેને ભય હતો કે નિરાશાથી ગુસ્સે થયેલો મણિરથ તેની પણ હત્યા કરી નાંખે તો ગર્ભસ્થ જીવની પણ હત્યા થઈ જાય. આથી તેણે મનમા નિર્ણય લીધો કે હવે તે મહેલમાં નહિ રહે. પોતાના પુત્ર ચંદ્રયશને એક બાજુ લઈ જઈને બધી વાત જણાવી દીધી અને ખૂબ જ સાવધાન રહેવા કહ્યું. ચંદ્રયશ હજી તરુણ હતો. કલ્પનાતીત ઘટનાઓથી તે બેચેન બની ગયો હતો. યુગબાહુની મરણોત્તર ક્રિયા ચંદ્રયશને સોંપીને મદનરેખા એ જ રાતે અંધકારમાં ક્યાક ઓગળી ગઇ.

**મદનરેખા જંગલના માર્ગે :**

જીવન પ્રત્યે નિષ્કામ અને નિઃસ્પૃહ પરંતુ 'પોતાના શિયળ માટે સકામ અને સસ્પૃહ મદનરેખા એ રાતે અંધારામાં નગરથી દૂર-સુદૂર ચાલી ગઈ. જીવન પ્રત્યે તેને મોહ હોત તે આવું સાહસ ન કરત. સામે ચાલીને તો આવી અસહાય સ્થિતિને નોતરું ન જ આપત. બીજા જીવો માટે ભરપુર સ્નેહ રાખનાર મદનરેખા પોતાના પ્રત્યે નિઃસ્નેહ હતી, પોતાના જીવન માટે તેને કોઈજ મમતા નહતી.

હા, તો આ છે મૈત્રીભાવનાનું રહસ્ય ! પોતાના જીવન પ્રત્યે, સ્વયંના સુખો પ્રત્યે નિઃસ્પૃહ અને નિઃસ્નેહ મનુષ્ય બીજા જીવો સાથે મૈત્રી નભાવી શકે છે. પરહિતનિરત બની શકે છે. પોતાના જ સુખોનો વિચાર કરનાર મનુષ્ય બીજાની હિતચિંતા કરી જ ન શકે. એતો પોતાના સુખ માટે બીજાના સુખને ઝૂંટવી લે. બીજાને દુઃખી

કરે મદનરેખા ધારત તો મણિરથને સજા અપાવી, તેને કેદખાનામાં બંદીવાન બનાવી સુખેથી મહેલમાં રહી શકત. પણ એ મહાસતીએ એવું ન કર્યું. એ તો મહેલ છોડી પોતે જ જંગલમાં ચાલી ગઈ! સંસારમાં રહેતી સ્ત્રીની આ કેટલી મહાનતા!!! બીજા જીવો પ્રત્યે કોઈજ શત્રુતા નહિ. કોઈજ વૈર નહિ. કોઈજ તિરસ્કાર નહિ અને પોતાના પ્રત્યે પોતાના શિયળની રક્ષા માટે અપૂર્વ દઢતા! તમારા લોકોના મગજમાં ઉતરે છે આ વાત? તમે લોકો તો સમજદાર અને ભગત છો ને? તમારું અહિત કરનાર પ્રત્યે તમે દુશ્મનાવટ નથી રાખતા ને? તમારું સુખ છીનવી લેનાર પ્રત્યે તમને રોષ કે તિરસ્કાર નથી થતો ને? ધર્મક્રિયા કરનારના હૈયે મૈત્રીભાવ હોવો અનિવાર્ય છે.

**સભામાંથી :** ખબર નથી પડતી કે અમારાં હૈયાં એવા કેમ નથી બનતાં? એવાં હૃદય બનાવવા અમારે શું કરવું?

**મહારાજશ્રી :** આનો અર્થ હું એમ સમજુ ને કે તમને અશુદ્ધ હૃદય પસંદ નથી. તમે હૃદય-શુદ્ધિ તો ઇચ્છો છો, પરંતુ તે શુદ્ધ નથી થઈ રહ્યું. કેમ બરાબર ને? તમે હૃદયને શુદ્ધ કરવા પ્રયત્ન કરો છો પરંતુ તેમાં તમને સફળતા મળતી નથી ખરું ને?

**સભામાંથી :** સાચી વાત તો એ છે કે હૃદયને શુદ્ધ કરવાનો આજ સુધી પ્રયત્ન જ નથી કર્યો! હવે તે કરવો છે.

**વિશુદ્ધ હૃદયથી પુણ્યકર્મનો બંધ :**

**મહારાજશ્રી :** હૃદયને શુદ્ધ-વિશુદ્ધ કરી શકાય છે. તમે પણ કરી શકો. આ માટે તમે દઢ સંકલ્પ કરો. એ પહેલા હૃદયને શુદ્ધ કરવા માટે હૃદયમાં રહેલી બધી અશુદ્ધિઓ દૂર કરવી પડશે. જીવદ્વેષ અને જડ-રાગ અશુદ્ધિ છે. હૃદયમાં ભરાઈ પડેલો કચરો છે. આ અશુદ્ધિને-આ કચરાને દૂર કરવો પડશે. વાળી ઝૂડીને તેને બરાબર સાફ કરવો પડશે. આ માટે નજીવો-મામુલી પ્રયત્ન નહિ ચાલે. પ્રબળ પુરુષાર્થ કરવો પડશે. એ પુરુષાર્થ હશે માનસિક. આ માટે જીવ માત્રનું શુદ્ધ સ્વરૂપ જાણવું પડશે. તે જ પ્રમાણે કર્મોનું

મલિન સ્વરૂપ જાણવું પડશે. મદનરેખાએ આ જ્ઞાન મેળવ્યું હતું તેથી તેનું હૃદય વિશુદ્ધ હતું. વિશુદ્ધ હૃદય પાપ કર્મોનાં બંધનમાં નથી પડવા દેતું. શુભ કર્મોનો જ તે બંધ કરાવે છે. વિશુદ્ધ હૃદયથી એવાં પુણ્યકર્મ બંધાય છે કે જેથી આત્મા પરિપુષ્ટ બનતો જાય.

તમને જ્યારે પણ બીજા જીવો માટે વિચાર આવે કે 'આણે મારું અહિત કર્યું....આણે મને દુઃખ આપ્યુ....તેણે મારું નુકશાન કર્યું....' ત્યારે તુરત જ આ વિચારો બદલી નાંખજો. તેના બદલે વિચારજો કે એણે મારું અહિત નથી કર્યું. આ તો કોઇ મારા જ પાપ કર્મો ઉદયમાં આવ્યાં તેથી આ અહિત થયુ છે. મારા એ અશુભ કર્મો ઉદયમાં ન આવ્યાં હોત તો મારું અહિત કોઇ જ કરી શકત નહિ. આ બધા તો નિમિત્ત માત્ર છે! અથવા એમ પણ વિચારી શકાય કે પૂર્વભવમાં મેં તેનું કંઇ અહિત કર્યું હશે. તેને દુઃખ આપ્યું હશે તેથી આજે આ હિસાબ ચોખ્ખો થઈ રહ્યો છે. નહિ તો તે મારુ શા માટે અહિત કરે?....' આમ વિચારવાથી જીવદ્વેષ નહિ થાય. તે જ પ્રમાણે જડરાગને ખત્મ કરવા માટે અનિત્ય ભાવના અશુદ્ધિ ભાવના વગેરે બાર ભાવનાઓથી મનને સતત ભાવિત કરતા રહેવું જોઇએ.

જડનો રાગ, જડ પદાર્થોનો અનુરાગ ઘણી ઉપાધિઓ ઉભી કરે છે. ઘણો જ અનર્થ કરાવે છે. મણિરથને કોને ભમાવ્યો? જડના રાગે જ! મદનરેખાનું રૂપ શું હતું? જડ પુદ્ગલોની રચના! શરીર અને શરીર સબંધી તત્ત્વ જડ-પુદ્ગલો જ છે.

જડ-રાગને દૂર કરવા, તેને અલ્પ કરવા વિચારો કે 'જડ પુદ્ગલ રચના પરિવર્તનશીલ છે. પદાર્થ બદલાતા રહે છે. આજે જે પદાર્થ સારો ને સુંદર લાગે છે તે કાલે જોવો પણ ન ગમે! જે જડ પદાર્થ આજ ખૂબજ મીઠો લાગે છે તે કાલે કડવો પણ લાગે! પદાર્થોની કોઇજ સ્થિરતા નથી.

જડ પુદ્ગલો કરતાં મારો આત્મા વધુ મૂલ્યવાન છે. જડને ખાતર ચેતનને નુકશાન નથી પહોંચાડવાનું. જડ રાગથી ચેતન-આત્મા પાપકર્મોથી બંધાય છે. આ ઘણું મોટું નુકશાન છે. જડ રાગમાંથી જ અશાંતિ, ક્લેશ અને સંતાપ પેદા થાય છે.

આ પ્રમાણે ચિંતન-મનન કરતા રહો અને સાથોસાથ ક્રિયાત્મક રૂપથી દાન, શીલ અને તપની પણ આરાધના કરતા રહો. દાનથી ધન દૌલતનો રાગ ઓછો થાય છે, શીલથી વૈષયિક રાગ ઘટે છે, તપથી શરીરનો મોહ ઓછો થાય છે. મદનરેખા સંસારનાં સુખો પ્રત્યે કેટલી અનાસક્ત હશે ? ગર્ભવતી હતી એ, જંગલમાં ચાલી ગઈ. સુખ ને સગવડની ચિંતા ન કરી. મહેલ છોડયાનો બળાપો ન કર્યો. શ્રી નમસ્કાર મહામંત્રનું રટણ કરતી નિશ્ચિંત અને નિર્ભય બનીને જઈ રહી છે. ઉદરસ્થ જીવને તકલીફ ન પડે, તેને દુઃખ ન થાય તેવી રીતે તે ચાલી રહી છે. ગર્ભસ્થ જીવનું અહિત ન થાય તેવી સાવધાની તે રાખી રહી છે.

**સભામાંથી:** એ સમયે ગર્ભપાત પાપ મનાતું હશે ને ?

**મહારાજશ્રી:** આજે શું ગર્ભપાત ધર્મ ગણાય છે, એમ તમે સમજો છો ? ગર્ભપાત ત્યારે પણ મહાપાપ હતું અને આજે પણ તે મહાપાપ છે ! ભવિષ્યમાં પણ તે મહાપાપ જ ગણાશે. આ વાત આજ ભલે ભૂલાવી દેવાતી હોય, પરંતુ ગર્ભપાત કરાવનાર સ્ત્રીઓને ભવાંતરમાં વંધ્યા જ રહેવું પડશે. તેમને સંતાન નહિ થાય. એટલું જ નહિ ગર્ભપાત કરાવનાર એવા ઘોર અશાતા વેદનીય કર્મ બાંધે છે કે અનેક જન્મો સુધી તેમને શારીરિક રોગોના ભોગ બનવું પડે છે. આ વિષય અંગે ફરી ક્યારેક વિસ્તારથી કહીશ આજે તો આટલું જ.

* જેનું હૈયું દયા અને કરુણાથી સભર હોય છે, જેના હૃદયમાંથી વૈરવૃત્તિ નામશેષ થઈ ગઈ હોય છે, એવા માણસ પાસે આવનાર હિંસક પશુ અને હિંસક માણસ પણ અહિંસક બની જાય છે.
* દેવલોકમાં જનારા જીવો ત્યાં જઇને દેવલોકનાં દિવ્ય સુખોમાં એવા ડૂબી જાય છે કે મનુષ્યભવના પોતાના સ્નેહી-સ્વજનોને તો ભૂલી જ જાય, પણ પોતાના ઉપકારીને પણ ભૂલી જ જાય છે !
* ઉપકારી પ્રત્યે સ્નેહ કાયમ રહેવો એ વિશિષ્ટ ગુણ છે. હા, દુનિયામાં આ ગુણ દુર્લભ છે. વિરલ છે.
* 'ઉપકારી-મૈત્રી' ધર્મારાધનાની આધાર-શીલા છે.

## પ્રવચન/૧૫

મહાન શ્રુતધર આચાર્યદેવ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી ધર્મતત્ત્વનું સ્વરૂપ સમજાવી રહ્યા છે. સમજાવવાની તેમની ઢબ અને રીત કોઈ અનોખી જ છે! ૧૪૪૪ ધર્મગ્રન્થોની રચના કરનારા તેઓ મહાન શાસ્ત્રકાર તો હતા જ, સાથોસાથ તેઓ ઘણા મોટા મનોવૈજ્ઞાનિક પણ હતા! અદ્વિતીય તાર્કિક હતા! તેમની વાતો ક્લાસીકલ છે. તેમની દરેક બાબત સાયકોલૉજીકલ છે. તેમનું એકેએક વાક્ય લૉજીકલ છે! કલ્પના કરો આ યોગીશ્વરનું વ્યક્તિત્વ કેવું પ્રભાવી હશે! તેમની પ્રતિભા કેવી સર્વતોમુખી હશે!

તમારી ક્રિયા ભલે શાસ્ત્રીય હોય, વિધિપૂર્વક તમે એ ક્રિયા

ભલે કરતા હો પરંતુ તમારું હૈયું મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થભાવથી સભર ન હોય તો તમારી એ શાસ્ત્રસંમત અને વિધિપૂર્ણ ક્રિયા પણ 'ધર્મક્રિયા' નહિ કહેવાય, નહિ ગણાય. ધાર્મિક બનવા માટે તમારું હૃદય મૈત્રીપૂર્ણ હોવુ જરૂરી છે! કરુણાથી ભીનું હોવું જરૂરી છે! પ્રમોદથી પુલકિત હોવું જરૂરી છે! માધ્યસ્થ ભાવથી મ્હેકતું હોવું જરૂરી છે!

## અશુદ્ધમનથી ધર્મક્રિયાઓ થઈ રહી છે!

ઉપકારીજનો પ્રત્યે પણ વેરભાવ રાખો, સ્વજનો પ્રત્યે દ્વેષભાવ રાખો, પરિચિતો પ્રત્યે રીસ અને રોષ રાખો, બીજાનુ નુકશાન થાય તેવો સામા માણસ સાથે વ્યવહાર કરો.... અને તમે મંદિરમા જાવ, તીર્થયાત્રાએ જાવ, ઉપાશ્રયમા જઈ સામાયિક કરો, પ્રતિક્રમણ કરો અને તમે છાતી ફુલાવો કે 'મેં ધર્મ કર્યો! હુ ધર્મ કરુ છું. હું તો ધાર્મિક છુ....પુણ્યાત્મા છું....' પરંતુ મને સ્પષ્ટ કહેવા દો કે આ તમારો ભ્રમ છે. તમારી ભ્રાન્તિ છે. ક્યા સુધી આવા ભ્રમમાં રહેશો? ક્યાં સુધી આવા જડ બની રહેશો? હૃદયશુદ્ધિ ક્યારેય કરશો કે નહિ?

**સભાસાંથી :** આવી ધર્મક્રિયાઓ કરતાં કરતાં હૃદયશુદ્ધિ નથી થતી?

**મહારાજશ્રી :** કેટલા વર્ષોથી ધર્મક્રિયાઓ કરો છો? કેટલી હૃદયશુદ્ધિ થઇ? હૃદયશુદ્ધિ કરવાનું લક્ષ્ય બનાવ્યું છે ખરું? હૃદયની અશુદ્ધિ ખટકે છે ખરી? નહિ, જરાય નહિ! દ્રવ્યક્રિયાઓ કરીને નિર્ભય બની ગયા છો! 'અશુદ્ધ હૃદયથી કરેલી ધર્મક્રિયાઓથી પુણ્ય તો બંધાય છે ને!' આમ માની માત્ર તમે પુણ્યને જ પકડો છો. પુણ્યને જ ગણો છો. પુણ્યકર્મ સાથે જ તમારો સંબંધ છે. પછી શું કરવા અને શા માટે તમે હૃદયશુદ્ધિ કરો?

પ્રશ્ન : અશુદ્ધ હૃદયે કરેલી ક્રિયાઓથી શું પુણ્યકર્મ બંધાય છે?

ઉત્તર : બંધાય છે! અશુદ્ધ તેલથી પણ ભોજન બને છે કે નહિ? કેવું બને છે એ ભોજન? સડેલા લોટથી પણ રોટલી બની શકે છે કે નહિ? કેવી બને છે એ રોટલી? અશુદ્ધ હૃદય હોય અને ધર્મક્રિયા કરતા હો તો એ દ્રવ્યક્રિયાથી પુણ્યબંધ જરૂર થશે પરંતુ એ પુણ્યકર્મ ઉદયમાં આવશે ત્યારે તમને એ વધુ પાપ કરવા પ્રેરશે.

એક બાબત બરાબર સમજી લો : અશુદ્ધ ચિત્તમાં નિઃશ્રેયસનું લક્ષ્ય જાગ્રત નથી થતું. અશુદ્ધ ચિત્તમાં મોક્ષપ્રાપ્તિની આકાંક્ષા જ પેદા થતી નથી. મલિન મનમાં એવો ભાવોલ્લાસ ઉછળતો નથી કે જેથી ક્રિયા ધર્મક્રિયા બને. દ્રવ્યક્રિયા તેને જ કહે છે કે જે શુદ્ધ ભાવના લક્ષ્યથી કરાઈ હોય! ધર્મક્રિયા ત્યારે જ બને કે જ્યારે એ ક્રિયા હૃદયશુદ્ધિ માટે કરાઈ હોય!

## દુઃખનો દ્વેષ અને સુખોની સ્પૃહા ન કરો :

દુઃખભીરુતા અને સુખલિપ્સાએ જ હૃદયને અશુદ્ધ બનાવી મૂક્યું છે. દુઃખભીરુતા અને સુખલિપ્સાથી જ તો માણુસ પાપાચરણ કરે છે, અનાચાર અને અકાર્યો કરે છે. દુઃખનો ભય ન હોય અને ભૌતિક સુખોની સ્પૃહા ન હોય તો માણુસ પાપ કરે જ નહિ. **મદનરેખાએ પોતાના હૃદયને દુઃખના ભયથી અને સુખોની સ્પૃહાથી અલિપ્ત રાખ્યું હતું. આથીજ તો તે મણિરથના અનેક પ્રલોભનોને તેમજ તેની દુષ્ટ વાસનાને વશ થઈ નહિ.** દુખોનો તેને જરાય ડર નહોતો આથી તે જ ગલમાં ચાલી ગઈ. શીલની રક્ષા માટે મહેલને છોડી જંગલમાં જતી રહી. તેનું ચિત્ત કેવું વિશુદ્ધ હશે!

બીજે દિવસે પણ મદનરેખા સતત ચાલતી જ રહી. સંધ્યા સમયે એક ઘટાદાર વૃક્ષ નીચે તેણે વિશ્રામ કર્યો. દિવસમાં તેણે ફળાહાર કર્યો હતો અને ઝરણાનું પાણી લીધું હતું. જે વૃક્ષ નીચે તેણે આરામ કર્યો તેની નજીકમાં જ એક વિશાળ સરોવર હતું. રમણીય પ્રદેશ હતો. એ નિર્જન હતો. જોકે ત્યાં જંગલી જાનવરો

ફરતા હતા. પરંતુ મદનરેખા પ્રત્યે તેમના હૈયે કોઈ હિંસક ભાવ નહોતો!

**દયા અને કરુણાનો પ્રભાવ:**

મદનરેખાના ચરિત્રગ્રન્થમાં આ વાત લખી છે તે કંઈ બોગસ વાત નથી. મદનરેખાનો પ્રભાવ બતાવવા માટે પણ નથી લખી. એ વાસ્તવિક ચિત્રણ છે. જેનું હૃદય દયા અને કરુણાથી સભર હોય છે, જેના હૈયામાંથી વૈરવૃત્તિ નામશેષ થઈ ગઈ હોય છે, એવા માણસ પાસે આવનાર હિંસક પશુ અને હિંસક માણસ પણ અહિંસક બની જાય છે: તેમના હૈયામાંથી પણ વૈરવૃત્તિ ચાલી જાય છે. મહર્ષિ પતંજલિએ યોગસૂત્રમાં કહ્યું છે: 'અહિંસાપ્રતિષ્ઠાયાં તત્સન્નિધૌ વૈરત્યાગઃ' જેના હૃદયમાં અહિંસાની પ્રતિષ્ઠા થઈ જાય છે તેના સાન્નિધ્યમાં આવનારના હૃદય પણ વૈરભાવથી મુક્ત બની જાય છે! આથી જ તો પરમાત્માના સમવસરણમાં વાઘ અને બકરી સાથોસાથ બેસે છે! વાઘ નિર્વૈર બને છે. બકરી નિર્ભય બને છે!

નજીકના ભૂતકાળમાં એવા કેટલાક યોગીપુરુષ થઇ ગયા છે. કહે છે કે તેમની પાસે હિંસક જાનવરો પણ પાળેલા પશુની જેમ નિર્ભય બનીને બેસતા! મદનરેખાના હૃદયમાં અહિંસાની પ્રતિષ્ઠા થઈ ગઇ હતી. જીવમાત્ર પ્રત્યે તેના હૈયે મૈત્રીભાવ ઉભરાતો હતો. 'મિત્તી મે સવ્વભૂએસુ'–સૂત્રને મદનરેખાએ પોતાના જીવનમા આત્મસાત્ કર્યું હતુ.

મદનરેખા વૃક્ષની ઘટા નીચે ઘાસની પથારીમાં સૂતી હતી ત્યાં મધરાતે તેણે પુત્રને જન્મ આપ્યો. ન કોઈ પ્રસવપીડા! ન કોઈ વિહ્વળતા ને વ્યાકુળતા! સવાર પડી ત્યારે મદનરેખાએ પોતાના નવજાત પુત્રને યુગબાહુની વીંટી પહેરાવી દીધી અને પોતાની રત્નકંબલમાં પુત્રને લપેટીને તેને સુવડાવી દીધો. અને પોતે સ્નાન કરવા તેમજ વસ્ત્રો ધોવા સરોવર પાસે ગઈ.

**મદનરેખાનું અપહરણ :**

સવારનો સમય હતો. સરોવરનું પાણી શાંત અને શીતળ હતું. મદનરેખા સરોવરમાં સ્નાન કરી રહી હતી ત્યારે આકાશમાં એક વિમાન ઉડતું આવ્યું. તેમાંથી એક તેજસ્વી રાજપુરુષ સરોવરમાં ઉતર્યો, સ્નાન કરતી મદનરેખાને ઉચકી લીધી અને પોતાના વિમાનમાં લઈ ને વિમાનને તેજગતિએ ઉડાડયું. આ બધું એકાદ પળમાં જ બની ગયુ. કલ્પનાતીત ઘટના બની ગઇ! મદનરેખા સ્તબ્ધ બની ગઈ!

'પતિની અચાનક હત્યા! જંગલમાં મધરાતે પુત્રનો જન્મ! અને સવારે પોતાનું અપહરણ!!', શું બની રહ્યું છે આ બધું? તેની સમજમાં કંઈ ન ઉતર્યું. શીલરક્ષા માટે મહેલ છોડી જંગલમાં આવી, ઘરની દાઝી વનમાં આવી તો વનમાં ય દવ લાગ્યો! જંગલમાં અપહરણ થયું! તેનું માતૃ-હૈયુ નવજાત શિશુના વિચારથી ચિંતાતુર બની રહ્યું. સ્વસ્થતા મેળવી તેણે પેલા અજાણ પુરુષને વિનવણી કરી:

'હે વીરપુરૂષ! તને ખબર નહિ પણ હજી મેં ગઇકાલે રાતે જ પુત્રને જન્મ આપ્યો છે. મારો નવજાત પુત્ર વૃક્ષની છાયા નીચે સૂતો છે એનું શું થશે? આ તો જંગલ છે. જંગલના જાનવરો તેને ખાઈ જશે તો? મારા વિના તેને દૂધ કોણ પાશે? દૂધ વિના તે તરફડીને મરી જશે તો! હે રાજપુરૂષ! મારા પર તું દયા કર! મને મારા બાળક પાસે પાછી મૂકી દે, નહિ તો મારા બાળકને અહીં લઈ આવ.' બોલતાં બોલતાં મદનરેખા હીબકી હીબકીને રડી પડી.

પણ અપહરણ કરનાર પુરૂષ સંત નહોતો મદનરેખાનું અદ્ભુત રૂપ જોઇ તે કામાંધ બની ગયો હતો. તેની આંખોમાં વાસનાના ભોરીંગ ફુંફાડા મારતા હતા. મદનરેખાના આસુ અને હીબકાની તેના પર કોઈ જ અસર ન થઇ. તીવ્ર રાગ અને તીવ્ર દ્વેષમાં માણસ હૈયાહીણો બની જાય છે. મદનરેખાની વિવશતા જોઈ તેણે કહ્યું :

'તું પહેલાં મને તારો પતિ માની લે. મારી પત્ની બની જા.

પછી જ તારી ઈચ્છા હું પૂર્ણ કરીશ.'

મદનરેખા નખશિખ ધ્રુજી ઊઠી. છતાંય હિંમત રાખી તેણે પૂછ્યું : 'પણ તમે છો કોણ? તમારું નામ-ઠામ શું?'

પેલા પુરૂષે કહ્યું : 'વૈતાઢ્ય પર્વત પર 'રત્નાવહ' નામનું નગર છે. ત્યાં મણિચૂડ નામે રાજા હતો. તેનો હું મણિપ્રભ નામે પુત્ર છું. પિતાજીએ મારો રાજ્યાભિષેક કરીને તેમણે ચારિત્રધર્મ અંગીકાર કર્યો છે. અત્યારે એ મહામુનિ 'નન્દીશ્વરદ્વીપ' પર બિરાજમાન છે. ત્યાંના શાશ્વત્ જિનમંદિરો, શાશ્વત્ જિનપ્રતિમાઓનાં તે દર્શન કરી રહ્યા છે. હું પણ પિતા મુનિરાજના દર્શન કરવા જઈ રહ્યો હતો ત્યાં રસ્તામાં તને નીચે સરોવરમાં સ્નાન કરતી જોઈ...'

મદનરેખા મણિપ્રભની એકએક વાત ખૂબ ધ્યાનથી સાંભળી રહી છે. તેને તો કોઈપણ પ્રકારે પોતાની શીલની રક્ષા કરવી છે. અણધારી આ અમંગળ આફતમાંથી બહાર નીકળવું છે તે બોલી : 'તો તમે એક મુનિ-પિતાજીના પુત્ર છો એ જાણીને આનંદ થયો. તમારા પિતાજી સાચે જ ભાગ્યશાળી છે. આવા ચારિત્ર્યવાન પિતાના પુત્ર પણ સંસ્કારી અને ચારિત્ર્યવાન જ હોય. તમે મારા પર દયા કરીને મારા પુત્રને મેળવી આપો. તમને હું બે હાથ જોડું છું. મારી આ વિનંતી તમે સ્વીકારો.'

મણિપ્રભે આંખ બંધ કરી. થોડીક પળો ધ્યાન ધર્યું પછી આંખ ખોલીને કહ્યું : 'તારા પુત્રને મિથિલા-પતિનો રાજા પદ્મરથ લઈ ગયો છે. તારો પુત્ર સૂતો હતો, ત્યાં તે અકસ્માત આવી પહોંચ્યો. બાળકના રડવાનો અવાજ સાંભળી અને તેને નધણિયાતો જોઈને તેને લઈ લીધો અને પોતાની રાણી પુષ્પમાલાને સોંપી દીધો...'

આ હકીકત જાણી મદનરેખાનું હૈયું થડકી ગયું. શ્વાસ થંભી ગયા. તેણે ચિંતાથી પૂછ્યું : આ તમે કેવી રીતે જાણ્યું? મને આશ્વાસન આપવા તમે મને જુઠ્ઠું તો નથી કહી રહ્યા ને?'

'ના. જુદ્દું નથી કહેતો. 'પ્રજ્ઞપ્તિ' દેવીને પૂછને તને આ કહું છું. રાણી પુષ્પમાલા તારા પુત્રને સગોપુત્ર માની પ્રેમ કરી રહી છે. હવે તું પુત્રની ચિંતા છોડી દે. મારી વિનંતી સ્વીકારી લે. હું તને મારા નગરમાં લઈ જઉં છું. ત્યાં મારા અંતેપુરમાં તને શ્રેષ્ઠ સ્થાન મળશે....' આમ કહેતા કહેતા મણિપ્રભ મદનરેખા પાસે આવતો ગયો. મદનરેખા દૂર સરકતી રહી. તેણે વિચાર્યું કે અહીં જીદ કે પડકાર કરવાથી શીલરક્ષા નહિ થાય. કંઈક બુદ્ધિપૂર્વક રસ્તો કાઢવો પડશે, ત્યાં જ તેના હૈયે એક વીજ-ઝબકાર જેવો વિચાર આવ્યો. તેણે કહ્યું:

## મદનરેખાની બુદ્ધિમત્તા:

'હે વીર પુરૂષ ! સૌ પ્રથમ તમે મારી એક ભાવના પૂર્ણ કરો. મને નંદીશ્વરદ્વીપ લઇ જાવ. ત્યાંના શાશ્વત્ જિનમંદિરોમાં શાશ્વત્ જિનપ્રતિમાઓની મારે સેવા-પૂજા કરવી છે. પહેલાં મને જિનપૂજાનો લ્હવો લેવડાવો. પછી તમે જેમ કહેશો તેમ કરીશ....' મણિપ્રભે મદનરેખાની વાત માની લીધી. મદનરેખાએ આથી નિરાંતનો શ્વાસ લીધો.

શાંત અને સ્વસ્થ ચિત્તમાં જ સારા વિચારો આવે છે. યોગ્ય ઉપાય સૂઝે છે. અશાંત, અસ્વસ્થ, અધીરા ચિત્તમાં તો માણસ મુંઝાઈ જાય છે. ભયભીત બની જાય છે. કર્તવ્યમૂઢ બની જાય છે. મદનરેખાની ધીરતા અને સ્વસ્થતા અદ્દભૂત હતી! 'ગમે તેમ કરી સમય કાઢી નાખું. બચવાનો કોઈને કોઇ રસ્તો મળી જ આવશે. અત્યારે જો ના પાડી દઈશ તો તે આક્રમક પણ બને. પરિણામે મારે આત્મહત્યાનો જ આશરો લેવો પડે....'

મદનરેખાની વાતો તમારી સમજમાં આવે છે? આફતના અવસરે પણ તે ધીરજ ખોતી નથી. અશાંત અને અસ્વસ્થ નથી બનતી. સ્વસ્થ મનથી ઉત્તમ ઉપાય શોધી કાઢે છે. તેની ગણતરી સાચી હતી. નન્દીશ્વરદ્વીપ પર મણિપ્રભ રાજાના પિતા મુનિરાજ બિરાજમાન હતા.

મદનરેખા એ મુનીશ્વરનું શરણુ લઈને મણિપ્રભથી છુટકારો મેળવી શકે! મણિપ્રભ પોતાના પિતા મુનિરાજનું ઉલ્લંઘન ન કરી શકે! કારણ કે તેણે અગાઉ કહ્યું હતું કે પોતે પિતા મુનિરાજના વંદન કરવા જઈ રહ્યા છે. આનો અર્થ એ થયો કે તેના હૃદયમાં પિતા-મુનિ પ્રત્યે શ્રદ્ધા અને સદ્ભાવ હતો. આથી તે મુનિરાજનું વચન કેવી રીતે ઉત્થાપી શકે?

બીજી વાત : મુનિરાજ મદનરેખાની શીલરક્ષા કરવામાં સહાયક બને જ! મુનિ તો હંમેશા શીલરક્ષાના જ પક્ષમાં હોય! પોતાનો જ પુત્ર પરસ્ત્રીગામી બને એ મુનિરાજ કદી પસંદ ન કરે. મદન-રેખાએ નન્દીશ્વરદ્વીપ જવાની વાત મૂકી તેની પાછળ આ બધી ગણતરી હતી જ. અને એ સાચી-બરાબર ગણતરી હતી. સાચા માર્ગે ચાલનારાઓને, શીલરક્ષાના પવિત્ર ઉદ્દેશ્યથી જીવનારાઓને સંકટ સમયે પણ યોગ્ય ઉપાય મળી જ આવે છે.

### મદનરેખા નંદીશ્વર-દ્વીપ ઉપર :

મણિપ્રભ મદનરેખાને લઈને નન્દીશ્વરદ્વીપ પહોંચ્યો. ત્યાંના અતિ ભવ્ય શાશ્વત્ જિનમંદિરોને જોઈને મદનરેખા તો ખૂબજ પ્રસન્ન થઈ ગઈ. અતિ નયનરમ્ય વિકરાટકાય જિન-પ્રતિમાઓના દર્શન કરી તેનો આત્મા નાચી ઊઠયો. બંને જણાએ ખૂબજ ભાવભક્તિથી પરમાત્માની સેવા-પૂજા કરી. પછી તેઓ જયાં મુનિરાજ મણિચૂડ બિરાજમાન હતા. ત્યાં ગયા. બંનેએ વિનયથી મુનિરાજને વંદના કરી અને વિધિપૂર્વક તેમની સન્મુખ બેઠાં. મુનિરાજ મણિચૂડને ચોથું જ્ઞાન-મન: પર્યવજ્ઞાન થઈ ગયું હતું. એ મુનિ ભગવંત મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અવધિજ્ઞાન અને મન:-પર્યવજ્ઞાન-આ ચાર જ્ઞાનના ધારક હતા. તેમના દિવ્ય અને વિમળ મુખારવિંદના દર્શન કરીને મદનરેખાનું હૈયુ હર્ષથી ગદ્ગદ થઈ ગયું.

 અવધિજ્ઞાન એવું આત્મપ્રત્યક્ષ જ્ઞાન હોય છે કે ભૂતકાળ અને

ભવિષ્યકાળનું ઘણું બધું જાણી શકાય છે. અવધિજ્ઞાનીઓ બીજાઓના પણ ભૂત–ભવિષ્ય જાણી શકે છે. મનઃપર્યવજ્ઞાની તો બીજાના મનમાં ચાલતા વિચારોને પણ વાંચી લે છે. તે પણ અનુમાનથી નહિ. પ્રત્યક્ષ જોઈને બતાવી દે છે. આજ તો આપણું દુર્ભાગ્ય છે કે એવા અવધિજ્ઞાની અને મનઃપર્યવજ્ઞાની મહાત્માઓ આ ભૂમિ પર નથી. કેવળજ્ઞાનીની તો વાત જ કયાં કરવી? એવા જ્ઞાની પુરૂષોના યુગમાં જો આપણે હોત તો આપણું કયારનું ય કલ્યાણ થઈ જાત!

**સભામાંથી** : એવા જ્ઞાની પુરૂષ શું અમારા વેપાર-ધંધાની તેજી–મંદી પણ બતાવી શકે? (સભામાં ખડખડાટ હાસ્ય)

**મહારાજશ્રી** : કમાલ છે તમારા લોકોની નજર અને વૃત્તિ!!! દિવ્યજ્ઞાની પુરુષો પાસેથી પણ પૈસા જ રળવાની વૃત્તિ!!!! મને લાગે છે કે તમને લગે કે ફ્લાણા જ્ઞાનીપુરૂષ છે, જ્યોતિષ જાણે છે,' તો તમે તેમની પાસે પૈસા રળવાના ઉપાય પૂછવા જ જાવ!

## સાધુપુરુષો પાસે શું માંગવાનું?

**સભામાંથી** : એવા મુનિઓની પાછળ તો ઘણા લોકો ગાડીઓ લઈને ફરે છે.

**મહારાજશ્રી** : ભલે ફરે. ભલે ફરો! પણ જો એ જ્ઞાની પુરૂષ વાસ્તવમાં સાધુ પુરૂષ હશે, પરમાત્મા જિનેશ્વરના શાસનના સાચા અનુરાગી હશે તો તે તમારી અર્થ અને કામની લાલસાઓ પૂરી કરવામાં જરાય સહાયક નહિ બને. તે તો તમારી અર્થ અને કામની લોલુપતાનો નાશ કરવાનો જ ઉપદેશ અને પ્રેરણા આપશે હા. વેશ સાધુનો પહેર્યો હોય અને કામ ડાકૂનું કરતા હોય, તેમની વાત જવા દો. એવા વેશધારી સાધુ પણ હોય છે. તેમને એવા સ્વાર્થી અને લોભી લોકો મળી પણ જાય છે. દુનિયામાં મૂર્ખ લોકો જ વધુ છે ધૂતારાઓને આવા મૂર્ખ ને લોભી લોકો મળી જાય છે. તમને લોકોને તો એવા કોઈ ધૂતારા નથી મળી ગયા ને?

કાળજું ઠેકાણે રાખજો. નહિ તો ધર્મના નામે અધર્મના અંધારામાં

અટવાઈ જશો. પુણ્યના બદલે પાપના કૂવામાં ડૂબી મરશો. ક્યારે પણ સાધુ પુરૂષો પાસે અર્થ અને કામની કામના કરશો નહિ કોઈ સાધુ એવી વાત કરે તો બે હાથ જોડી વિનયથી કહેજો : 'હે પૂજ્યશ્રી ! આપના પાસેથી અમારે પૈસા નથી જોઈતા, પુત્ર પણ નથી જોઈતો, અમારે તો આપની પાસેથી સમ્યગ્યજ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ ચારિત્ર જોઈએ છે. આપ અમને એવી પ્રેરણા આપો કે અર્થ અને કામની લોલુપતા મરી જાય, વાસનાઓ બધી શમી જાય અને અમે મોક્ષમાર્ગના આરાધક બનીએ.'

મણિચૂડ મુનિ ઉચ્ચકોટિના મહાત્મા પુરૂષ હતા. તેમણે પોતાના જ્ઞાનબળથી મદનરેખાનો ભૂતકાળ જાણી લીધો. અને પોતાના પુત્રની મનોકામના પણ જાણી લીધી. આથી મણિપ્રભ કંઈ પૂછે તે પહેલા જ તેમણે કહ્યું :

## રાજા મણિપ્રભ ઉપશાન્ત થાય છે :

'મણિપ્રભ ! તું જે સ્ત્રીને અહીં લઈને આવ્યો છે તે એક મહાસતી છે. પોતાના શીલધર્મની રક્ષા માટે તેણે રાજસુખ છોડયું છે, પુત્રને છોડયો છે અને સમય આવે તો પોતાના પ્રાણ પણ છોડી દે તેવી છે. હે વત્સ ! આ મહાસતી સ્વર્ગસ્થ યુવરાજ યુગબાહુની પત્ની છે. તારા મનમાં પરસ્ત્રીગમનની જે વાસના ભડકે બળે છે તેને પવિત્ર વિચારોના પાણીથી શાંત કર. પરસ્ત્રીગમન નરકનો માર્ગ છે. પરસ્ત્રી-ગમનનો વિચાર પણ ન કરવો જોઈએ. મદનરેખાનું ભવિષ્ય ખૂબજ ઉજ્જવળ છે. તે પોતાના આત્માને વિશુદ્ધ કરશે.'

પિતા મુનિરાજનો ઉપદેશ સાંભળી મણિપ્રભ ઉપશાંત થયો. તેના બધા વિષય-વિકાર બળી ગયા. તેનું મન પવિત્ર બની ગયું. સાધુ પુરુષોના સમાગમનુ આજ ફળ છે. સાધુ-સમાગમથી વિષય-વાસનાની ભડભડ બળતી આગ ઠરી જાય છે. સાધુ-સંગથી કષાયોનો ભયંકર દાવાનળ પણ બુઝાઈ જાય છે. સાધુ-પરિચયથી ઘોર પાપોનો એક ક્ષણમાં નાશ થઈ જાય છે. મણિપ્રભનું હૃદય એટલું વિશુદ્ધ

બની ગયું કે તેણે ઊભા થઇ બે હાથ જોડી મદનરેખાની ક્ષમા માગતાં કહ્યું : 'હે મહાસતી ! આજથી તું મારી બહેન છે, હું તારો ભાઈ છું. તારી આજ્ઞાનું હું પાલન કરીશ.'

મદનરેખાની આંખમાથી આનંદના આંસુ દદળી રહ્યા. ગદ્‌ગદ્ કંઠે તેણે કહ્યું : 'ભાઈ ! તમે મહાન્ પિતાના મહાન પુત્ર છે. તમે મને અહીં નદીશ્વરદ્વીપ લઇ આવીને મારા પર મહાન ઉપકાર કર્યો છે. આવા અદ્‌ભૂત શાશ્વત્ તીર્થની તમે મને યાત્રા કરાવી અને આવા મહાન્ જ્ઞાની-ગુરુદેવના દર્શન-વંદન કરાવ્યાં, સાચે જ આજ હું ખૂબ જ પ્રસન્ન છુ.'

## મદનરેખા મુનિરાજને પુત્ર અંગે પૂછે છે:

મદનરેખાના મનમાં ત્રણ વાતોનો આનંદ હતો. એકઃ નન્દીશ્વરદ્વીપની દુર્લભ યાત્રા થઇ ગઇ. બે : મન : પર્યવજ્ઞાની મણિચૂડ મુનીશ્વરના દર્શન થયાં અને ત્રણ : પોતાના શીલની રક્ષા થઇ ગઈ ! હવે મદન-રેખાને પોતાના પુત્રની ચિંતા થઇ. પુત્રની યાદ તેને સતાવવા લાગી. પુત્ર વિષે જાણીને પોતાના મનને શાંત કરવાના હેતુથી તેણે મહા-મુનિને વિનયથી પૂછ્યું :

'હે તારણહાર ! આપની પરમકૃપાથી મારા શીલની રક્ષા થઈ. હું નિર્ભય બની ગઇ. પ્રભો ! મારા નવજાત શિશુને વૃક્ષ નીચે સુવડાવ્યો હતો. તેનું શું થયું તે કૃપા કરીને બતાવશો.'

મહામુનિએ કરુણાપૂર્ણ વાણીમાં કહ્યું : 'મદનરેખા ! મણિપ્રભે પ્રજ્ઞપ્તિ વિદ્યાની સહાયથી જે જણાવ્યું તે સત્ય છે. રાજા પદ્મરથ એ બાળકને લઇ ગયો છે અને રાણી પુષ્પમાળાને આપ્યો છે. રાજા-રાણી તેને ખૂબ પ્રેમથી રાખે છે.'

'ભગવંત ! રાજાને મારા પુત્ર પ્રત્યે આટલો પ્રેમ કેમ જાગ્રત થયો ?' મદનરેખાએ પોતાની જિજ્ઞાસા જણાવી.

'પૂર્વજન્મનો સ્નેહ ! પૂર્વજન્મમાં બંને રાજકુમાર હતા. બંને મરીને દેવલોકમાં દેવ થયા. દેવલોકનું આયુષ્ય પૂર્ણ કરી એક

મિથિલાનો રાજા પદ્મરથ થયો અને બીજો તારો પુત્ર થયો. રાજા પદ્મરથનો અશ્વ તેને ત્યાં જ જંગલમાં લઇ આવ્યો. ત્યાં તેણે તારા પુત્રને જોયો. પૂર્વજન્મનો સ્નેહ જાગ્રત થયો અને પોતાની સાથે તેને લઇ ગયો.'

જન્મજન્માંતરના સ્નેહ અને દ્વેષ વર્તમાન જીવનમાં પણ સ્નેહ અને દ્વેષના નિમિત્ત બને છે તમને પણ ક્યારેક અનુભવ થયો હશે કે જેને તમે ઓળખતા નથી, જેનો ચહેરો પણ તમે કદી જોયો નથી, જેના વિષે સારું ખરાબ કશું સંભળ્યું નથી, તેવા અજાણ્યા અને અપરિચિતને જોતાં જ તમને પ્રેમભાવ પ્રકટે છે અથવા દ્વેષ સળગે છે! પ્રત્યક્ષ કોઇપણ કારણુ ન હોવા છતાંય સહજ રીતે રાગ-દ્વેષ થઈ જાય છે ત્યા પૂર્વજન્મના રાગ-દ્વેષ જ પ્રમુખ કારણુ હોય છે એ જ પ્રમાણે નવા રાગ-દ્વેષનો પ્રારંભ પણ આ જીવનમાં થઇ શકે છે.

## એક નવી ઘટના બને છે :

ત્રણુ અનિચ્છનિય ઘટનાઓ અને ત્રણુ સારી ઘટનાઓ બે ત્રણુ દિવસમાં જ બની ગઇ! હવે એક નવી રોમાંચક ઘટના એ નદીશ્વર-દ્વીપ પર બને છે. મદનરેખા અને મણિપ્રભ મહામુનિ મણિચૂડ પાસે બેઠાં છે ત્યા જ અચાનક એક દેદિપ્યમાન વિમાન આકાશ માર્ગેથી ઉતરે છે. મદનરેખા અને મણિપ્રભ એ વિમાનને ઉતરતું જુએ છે.

એક દિવ્ય કાન્તિવાન દેવપુરુષ વિમાનમાંથી બહાર આવ્યો. તેનો દેહ અનેક અલંકારોથી સુશોભિત હતો. જમીન પર તેના પગ અડતા ન હતા. ગળામાં સુગંધી ફુલોની માળા હતી તેની પાછળ પાછળ વિમાનમાંથી અનેક દેવાંગનાઓ પણ ઉતરી. દેવાંગનાઓએ ઉતરતાં જ ગીત અને નૃત્ય શરૂ કર્યાં. ગાતા અને નાચતા બધા મહામુનિ પાસે આવ્યા. મદનરેખા માટે આ દૃશ્ય નવું જ હતું. મણિપ્રભ વિદ્યાધર હતો અને અગાઉ પણ નંદીશ્વરદ્વીપ ઉપર આવ્યો હતો. આથી તેના માટે આ દૃશ્ય નવું ન હતું. પર્વદિવસોમાં આ

દ્વીપ ઉપર દેવ-દેવીઓ આવતા અને કરતાં તેણે જોયાં હતાં. આથી તેને કોઈ નવાઈ ન લાગી.

પરંતુ આજે તેને એક વાતની ઘણી મોટી નવાઈ લાગી. એ ભવ્ય દેહાકૃતિવાળા દેવે મહા મુનિની પાસે જઈને, સર્વ પ્રથમ મદનરેખાએ પ્રણામ કર્યા ! તેને ત્રણ પ્રદક્ષિણા આપી અને પછી મહામુનિને વંદના કરીને તેમની સન્મુખ બેઠો. દેવીઓએ પણ દેવનું અનુસરણ કર્યું. તે બધી દેવની પાછળ ઉભી રહી ગઈ. મણિપ્રભને થયું કે દેવ જેવા દેવે આવો અવિનય કેમ કર્યો ? તેનાથી પૂછયા વિના ન રહેવાયું. તેણે પૂછી જ લીધું.

'દેવતા પણ જો આવો અવિનય અને અવિવેક કરે તો પછી કોની સામે ફરિયાદ કરવી ? ચાર ચાર જ્ઞાનના ધારક સુચારિત્રી એવા મહામુનિને મૂકીને તમે પહેલાં એક સ્ત્રીને પ્રણામ કર્યાં ? ! ! !

આગંતુક દેવ જવાબ આપે તે પહેલાં જ મહામુનિએ તેને રોકીને પોતે જ મણિપ્રભને કહ્યું : 'મણિપ્રભ ! એવું ઉતાવળે ન બોલ. આ મહાનુભાવને તું ઓળખતો નથી. તેમણે જે કર્યું છે તે ઉચિત કર્યું છે.

મણિપ્રભને આથી ખૂબ જ આશ્ચર્ય થયું. તેણે પૂછ્યું : 'ભગવંત ! એ કેવી રીતે ?'

મહામુનિએ તેના આશ્ચર્યનું સામાધાન કરતાં કહ્યું : 'આ મહાનુભાવ આગલા ભાવમાં મદનરેખાનો પતિ હતો. તે યુવરાજ યુગબાહુ હતો. તેના મોટાભાઈ મણિરથ મદનરેખાના રૂપમાં આસક્ત બન્યા. મદનરેખાને પોતાની પત્ની બનાવવા માટે મણિરથે યુગબાહુની હત્યા કરી. તેના મૃત્યુની છેલ્લી ક્ષણોએ મદનરેખાએ પોતાના પતિને ખૂબ જ સુંદર ધર્મ-આરાધના કરાવી. યુગબાહુને સમતારસ પાયો. ચાર શરણ અંગીકાર કરાવ્યાં. નવકાર મંત્ર સંભળાવ્યો. આ આરાધનાના પુણ્યપ્રતાપે યુગબાહુ મરીને પાંચમા દેવલોકમાં જન્મ થતાં જ પોતાના અવધિજ્ઞાનથી તેણે જોયું કે 'હું અહીં ક્યાંથી અને કેવી

રીતે આવ્યો ?' ત્યારે પોતાની પરમોપકારીણી પત્નીને મારી પાસે આવેલી જોઈને તે વિમાન લઈને અહીં ચાલ્યો આવ્યો.'

'હવે તું સમજી ગયો ને કે મણિપ્રભ ! કે આ દેવે પ્રથમ મદનરેખાને કેમ પ્રણામ કર્યા તે ? **જે માણસ જેના ઉપકારથી શુદ્ધ ધર્મ પ્રાપ્ત કરે છે તે તેના માટે તેનો ગુરુ બને છે. આ દેવ મદનરેખાને પોતાના ધર્માચાર્ય માને છે.'** આ મારી પૂર્વભવની પત્ની છે !' એ વિચારથી આ દેવ તેનીપત્નીને મળવા નથી આવ્યો. 'આણે મને શુધ્ધ ધર્મ આપ્યો, મને દુર્ગતિમાં જતો બચાવ્યો અને દેવલોકમાં મને મોકલ્યો.. મારા પર તેણે અસીમ અને અનંત ઉપકાર કર્યો છે....' આવી ઉપકારની ભાવનાથી પ્રેરાઈને અને ઉપકારી પ્રત્યે પોતાનો આનંદ અભિવ્યક્ત કરવા તે આવ્યો છે.'

મણિપ્રભ આ જાણીને હર્ષવિભોર બની ગયો. તેણે દેવ યુગબાહુની ક્ષમા માગી અને તેની નિર્મળ ભાવનાની ખૂબ ખૂબ અનુમોદના કરી. મદનરેખાને પણ પોતાના પતિની દેવગતિ થઈ તે જાણીને સંતોષ થયો.

યુગબાહુનો આત્મા કેવો ઉત્તમ હતો ! તેના હૈયાની કેવી વિશાળતા ! ઉપકારીના ઉપકારને દેવલોકમા જઈને પણ ભૂલ્યો નહિ ! **તો દેવલોકમાં જનાર જીવો ત્યાં જઇને દેવલોકના દિવ્ય સુખોમાં એવા ડૂબી જાય છે કે મનુષ્યભવના પોતાના સ્નેહી સ્વજનોને તો ભૂલી જ જાય પણ પોતાના ઉપકારીને પણ ભૂલી જતા હોય છે** આજકાલ તો દેવલોકમાં ગયેલ હોઈ પૃથ્વી લોકમાં આવતું હોય તેવું જાણમા નથી. જેણે માનવજન્મમાં સારો ધર્મ પુરુષાર્થ કર્યો હોય અને મૃત્યુ સમયે પણ સારી સમતા-સમાધિ રાખી હોય એ જીવ પ્રાયઃ દેવલોકમાં જાય છે એવું તમે માની શકો. એવુ અનુમાન આપણે કરી શકીએ. એવા જીવ અહીં મર્ત્યલોકમાં આવતા નથી દેખાતા. દેવ ચાહે તો આવી શકે છે. યુગબાહુ આવ્યો કે નહિ ?

## સંબંધોમાં કલ્યાણમિત્રતા રાખો :

આ જીવનમાં સંબંધ બાંધો તો આવા બાંધો. પત્ની માત્ર પતિની પત્ની જ ન બની રહે. તે પતિની કલ્યાણમિત્ર પણ બને. પતિ માત્ર પત્નીનો પતિ જ બને તે પૂરતું નથી, પત્નીનો તે હિતમિત્ર પણ બને ! માત્ર આ જીવનના જ સુખ-દુખના વિચાર ન કરો. પરલોકના પણ સુખ-દુ.ખનો વિચાર કરો. પત્ની વિચાર કરે કે 'મારા પતિનો પરલોક બગડવો ન જોઈએ. હું તેને એવો સહયોગ આપું કે તેનું જીવન ધર્મમય બન્યું રહે એ પ્રમાણે પતિ પણ વિચારે કે 'મારી પત્નીનો આ-લોક અને પરલોક બંને સુધરે.' શ્રેષ્ઠ અને આદર્શ મૈત્રી આ જ છે આવી મૈત્રી અનેક જન્મો સુધી અખંડ રહે છે. નિર્વાણ-પ્રાપ્તિ સુધી આ મૈત્રી-સંબંધી અખંડ રહે છે.

**પાંચ ઈન્દ્રિયોના વિષય-સુખના આદાન-પ્રદાન સુધી જ મૈત્રી રહે તે મૈત્રી નથી. 'તું મને સુખ આપ, હું તને સુખ આપું'—આ મૈત્રી નથી. મૈત્રી તો દુઃખ દેનારને પણ સુખ આપવાની ભાવના છે. સર્વ જીવોને આત્મવત્ માની તેને પ્રેમ આપવો તે મૈત્રી છે. મૈત્રીમાં સ્નેહ હોય જ છે સ્નેહહીન મિત્રતા સંભવિત નથી. હિતચિંતા રૂપી સ્નેહનું ઝરણું સર્વ જીવોના આત્માને પખાળતું સતત વહેતું રહેવું જોઈએ.**

મદનરેખા સાથેની યુગબાહુની મૈત્રીને 'ઉપકારી-મૈત્રી' કહી શકાય. 'મારા ઉપકારીના ઉપકારનો બદલો ચૂકવું. તેનો પ્રત્યુપકાર કરું. તેનું ઋણ અદા કરું.' આવો વિચાર મૈત્રી ભાવનાનો દ્યોતક છે. **ઉપકારી પ્રત્યે સ્નેહ કાયમ રહેવો એ વિશિષ્ટ ગુણ છે. હા, આ દુનિયામાં આ ગુણ દુર્લભ છે. વિરલ છે. ઉપકારીના ઉપકારોને ભૂલી જવામાં આજનો માનવી પાવરધો બની ગયો છે.**

એક વાત યાદ રાખો : જે માણસ ઉપકારીના ઉપકારોને

ભૂલી જાય છે, ઉપકારી પ્રત્યે સ્નેહ અને સદ્ભાવના નથી રાખતો તે માણસ 'ધર્મ' આરાધના કરવા માટે અયોગ્ય છે અપાત્ર છે. ધર્મ-આરાધકના જીવનમાં કૃતજ્ઞતા ગુણ હોવો જ જોઈએ. આનો અર્થ એ 'છેકે' **ઉપકારી મૈત્રી' ધર્મારાધનાની આધારશિલા છે.** **'યોગસાર'** નામના પ્રાચીન ગ્રન્થમાં અજ્ઞાત મહર્ષિ કહે છે કે 'ધર્મરૂપ કલ્પવૃક્ષના મૂળ છે મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થભાવ'. તદ્દન સાચી વાત છે. મૈત્રી વગેરે ભાવનાઓ વિના આત્મામા ધર્મ સ્થિર રહેતો નથી.

મણિચૂડ મુનિરાજે મણિપ્રભને એક ઘણીજ મહત્ત્વની વાત કહી હતી તે યાદ છે? **યો યેન શુદ્ધધર્મે સ્થાપ્યતે સ તસ્ય ગુરુઃ'** જે માણસ જેનાથી શુદ્ધધર્મ પામે છે તે તેનો ગુરુ કહેવાય છે! મુનિ-રાજ એવું નથી કહેતા કે, મદનરેખા તો અવિરત શ્રાવિકા છે. હું અહીં સર્વવિરતિધર સાધુ બેઠો છું. અને મને મૂકીને મદનરેખાને પ્રણામ કરવો તે અવિનય છે, મારી આશાતના છે. તેણે અંતિમ આરા-ધના કરાવી તો શું થઈ ગયું? ગુરુ તો હું છું, પહેલા મને જ વંદન કરવું જોઇએ... મારા જેવા સાધુ હોત તો આવું જ ભાષણ આપી દીધું હોત!

આજે તો આ વિષયમાં પણ ઘણી અરાજકતા ઉભી થઈ ગઈ છે. માનો કે મારી પાસે તમે આવ્યા. તમારી પાસે મારો કોઇ સ્વાર્થ છે. તમને મારા ભક્ત બનાવવા છે કે શિષ્ય બનાવવા છે, તો હું શું કરીશ? તમે જે મહાત્મા પાસેથી જે વ્યક્તિથી સદ્ધર્મ પામ્યા હશો, તમને જેમના પ્રત્યે પ્રેમ અને શ્રદ્ધા હશે તેમની હું નિંદા કરીશ, એ ઉપકારી પ્રત્યે તમને દ્વેષ-અરુચિ જાગે તેવું કહીશ! તેમના પ્રત્યે તમારા હૈયામાં સ્નેહ ન રહે તો જ તમે મારા તરફ સ્નેહથી બધાવ ને? **ઉપકારી-પરમ ઉપકારી પ્રત્યે દ્વેષ જગા-ડવા જેવું બીજું પાપ એકેય નથી.** પરંતુ પુણ્ય-પાપની

**વાત કરનારા પણ આ પાપ કરી લે છે। અને તે પણ 'ધર્મ' સમજીને !** આને આપણું દુર્ભાગ્ય જ સમજવું જોઈએ.

દેવ-યુગબાહુ મદનરેખાને 'ગુરુ' માની તેને સર્વ પ્રથમ ત્રણ પ્રદક્ષિણા દે છે અને પ્રણામ કરે છે. પછી મુનિરાજને વંદન કરે છે આ વ્યવહારને મુનિરાજ ઉચિત કહે છે! પારલૌકિક ઉપકાર કરનારનું કેટલું ઉચ્ચ કોટિનું મહત્ત્વ છે, તે આમાથી સમજવાનું છે. ભલે મદનરેખા સાધ્વી ન હતી ગૃહસ્થ નારી હતી, પરંતુ યુગબાહુ માટે તો સદ્ધર્મ આપનાર ગુરુ હતી, આચાર્ય હતી, યુગબાહુનો આ ભાવ યથાર્થ હતો. ઉચિત હતો અને કલ્યાણકારી હતો.

યુગબાહુ-દેવ મદનરેખાને કહે છે 'દેવી! તમારી હવે શી ઈચ્છા છે? તમને જે પ્રિય હોય તે કરવા હું તૈયાર છું.'

મદનરેખા કહે છે 'મને તો માત્ર મોક્ષ જ પ્રિય છે. કર્મોના બંધનથી મારો આત્મા મુક્ત બને તેજ મને પસંદ છે. પરંતુ હમણાં તો તમે મને મિથિલા પહોંચાડી દો. હું મારા નવજાત પુત્રનુ મુખ જોઈ લઉં. પછી મારું સમગ્ર જીવન ધર્મ-આરાધનામાં વ્યતીત કરીશ.'

મદનરેખાનો જવાબ કેટલો બધો પ્રેરણાદાયી છે! તેના આંતર મનની એક જ કામના છે. મોક્ષની જ તે કામના કરે છે. બાહ્ય મન તેનું પુત્રનું મુખ જોવા ચાહે છે, પણ તે મોહથી નહિ. 'એ બાળકને કોઈ તકલીફ તો નથી ને? એકવાર મારી આખે જોઈ લઉ. બસ પછી સમગ્ર જીવન ધર્મમય ગાળીશ.' આ ભાવનાથી તે મિથિલા જવા ચાહે છે. **જ્ઞાનદષ્ટિ ખૂલી ગયા પછી સંસાર પ્રિય લાગે નહિ. સંસારના સુખ પ્રિય લાગે નહિ. એના આત્માની ઝંખના સતત મુક્તિની જ હોય.** બંધનોમાં રહેવા છતાંય ઝંખના મુક્તિની જ રહે. 'સમ્યગ્દર્શન'નો ગુણ ખીલ્યા પછી સંસાર પ્રત્યે વૈરાગ્ય અને મોક્ષ પ્રત્યે સંવેગ-પ્રેમ જાગ્યા વિના રહે જ નહિ.

મદનરેખાએ મુનિરાજને ભાવપૂર્ણ હૈયે વંદના કરી રાજા મણિપ્રભને પ્રણામ કર્યા અને યુગબાહુ-દેવ સાથે વિમાનમાં બેસી ગઈ.

થોડી જ ક્ષણોમાં તેને મિથિલામાં ઉતારી મદનરેખાએ કહ્યું. 'આ મિથિલા છે. અહીં ભગવાન મલ્લિનાથનો જન્મ થયો હતો. અહીં જ આ નગરમાં તેમણે દીક્ષા લીધી હતી. અને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું હતુ. આ પુણ્યભૂમિ છે તો આવો આપણે બંને સર્વ પ્રથમ જિન-મંદિરમાં જઈએ' અને તે બંને જિનમંદિરમાં જાય છે.

આજે આટલું જ.........

* મહા કવિ માઘની ધર્મપત્નીએ પતિના કરૂણાસભર હૈયાને કયારેય નિર્દયતાથી તોડયું ન હતું, પોતાની ગરીબીથી ચિંતાતુર હોવા છતાં ય તેણે સંયમ રાખ્યો !
* કરૂણામાંથી ચિત્તપ્રસન્નતાનો જન્મ થાય છે.
* દુનિયા તોપરમાત્મભકતો અને ગુરૂભકતો પાસેથી દયા અને કરૂણાની અપેક્ષા રાખે છે દુનિયાની નજરમાં પરમાત્મતત્ત્વ અને ગુરૂતત્ત્વની પ્રતિષ્ઠાને ઊંચી રાખવાની જવાબદારી ભકતોની છે.
* પાપી જયારે પાપોનો ત્યાગ કરે છે, ત્યારે તેના પ્રત્યે કોઈ રોષ નથી રાખવાનો, તેના તરફ ઘૃણા કે તિરસ્કાર નથી કરવાનો.

## પ્રવચન/૧૬

મહાન જ્ઞાનયોગી આચાર્યદેવશ્રી હરિભદ્રસૂરીશ્વરજી 'ધર્મ'નું સ્વરૂપ સમજાવી રહ્યા છે. મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ ભાવોથી વિમળ અને વિશુદ્ધ ચિત્ત જ ધર્મ છે ! આવો જ ધર્મ જીવાત્માને દુર્ગતિમાં પડતા બચાવી લે છે. ધર્મ શબ્દની વ્યુત્પત્તિ–અર્થ જ આ છે : 'દુર્ગતિપ્રપતત્ પ્રાણિનં ધારયતિ–ઇતિ ધર્મઃ' દુર્ગતિમાં પડતા જીવોને પકડી રાખે તેનું નામ ધર્મ.

માણસનું ચિત્ત જીવદ્વેષ અને જડરાગથી ભર્યું હોય અને તે ધર્મક્રિયા કરતો હોય તો શું તેની સદ્ગતિ થાય ખરી ? દુર્ગતિમાં પડતો તે બચી શકે ખરો ? સાંભળ્યો છે કયાંય એવો પ્રસંગ ? માત્ર બાહ્ય ધર્માનુષ્ઠાનથી રાગી અને દ્વેષી માણસે સદ્ગતિ મેળવી

હોય, મોક્ષ પામ્યો હોય તેવું એકાદ સમ ખાવા પૂરતું ય દૃષ્ટાંત મેં તો કોઈ શાસ્ત્રમાં વાંચ્યું નથી ! એવુ કયાય કયારેય સાંભળ્યુ પણ નથી ! હા, શાસ્ત્રોમાં એવું જરૂર વાંચ્યું છે કે અશુદ્ધ મલિન ચિત્તથી કરેલી ધર્મારાધના પણ જીવને ભવસાગરમાં ડૂબાડે છે ! જે **ચિત્તમાં જીવો પ્રત્યે મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થભાવ નથી હોતા, જડ પદાર્થો પ્રત્યે વિરક્તિ ભાવ નથી એવું ચિત્ત જીવને સંસારમાં પુનઃ પુનઃ પરિભ્રમણ જ કરાવે છે** ત્યારે તેની બાહ્ય ક્રિયાઓ-માની લીધેલી ધર્મક્રિયાઓ તેને દુઃખોમાંથી બચાવી શકતી નથી.

**બીજાના ગુણ-દોષ ન જુઓ :**

ધ્યાન રાખજો, આ વાત હું તમારા પોતાના આત્મનિરીક્ષણના આશયથી કહી રહ્યો છું. આ દૃષ્ટિએ બીજાને માપવાની મૂર્ખામી ન કરતા. 'ફલાણા ભાઈ....ફલાણી બેન ધર્મક્રિયાઓ તો ખૂબ કરે છે પણ એનો ક્રોધ કેટલો છે તે જોયો ? જ્યારે જુઓ ત્યારે નિંદા કરે છે... તો તેની ધર્મક્રિયાનો શો અર્થ ?' ના, આવું વિચારવાનું નથી. આ પ્રકારે જોવાની ટેવ પાડીશું તો દુનિયામા દરેક ઠેકાણે દરેક વ્યક્તિમાં ઓછો કે વત્તો રાગ-દ્વેષ જોવા મળશે જ. આમ હોવું સ્વાભાવિક છે. કારણ કે સંસારમાં કોઈ વીતરાગ નથી. દ્વેષ રહિત નથી ! તો તો તમને કયાંય કોઈનામાં ય 'ધર્મ' નજરમા નહિ આવે ! કર્મ-પરવશ જીવોમાં દોષ અનંત હોય છે અને પ્રગટ ગુણ થોડા જ હોય છે. વાસ્તવમાં વિચારીએ તો ગુણ જોવાનો વિષય જ નથી ! બાહ્ય ક્રિયાઓના આધારે ગુણનું અનુમાન ખોટું ઠરે. માણસની આ આદત છે કે તે બાહ્ય ક્રિયાકલાપોને જોઈને તેના ગુણ-દોષ નક્કી કરે છે. અરે ભાઈ ! બીજાઓના આંતરિક ગુણ-દોષોનું અનુમાન કરવાનું છોડો. તમે ખૂદ તમારું સતત આત્મનિરીક્ષણ કરો. બીજા જીવોનું અહિત કરવાનો વિચાર નથી આવતો ને ? બીજા જીવોના ગુણ જોઈને ઇર્ષ્યા થતી નથી ને ? પાપી જીવો પ્રત્યે મનમા ઘૃણા કે તિરસ્કાર ભાવ તો થતા નથી ને ? -આ બધા પ્રશ્નો તમારા અંતરાત્માને પૂછો.

સંસારના દરેક જીવાત્માને પોતાનો મિત્ર માન્યો, મિત્ર માટે સ્નેહ જાગ્યો, પછી મિત્ર જો દુઃખમાં આવી પડે તો તેનું દુઃખ દૂર કરવાની ભાવના આપોઆપ થવાની જ. 'પરદુઃખ વિનાશીની કરુણા'-કરૂણા બીજાના દુઃખો દૂર કરવાની પ્રેરણા આપે છે. મિત્રનું દુઃખ કેમ જોયું જાય ? મિત્ર દુઃખમાં હોય અને આપણે સુખમા સોડ તાણી પડયા રહીએ, તેવું બની શકે ખરુ ?

**આત્માની ત્રણ વિશેષતાઓ :**

આત્માની ક્રમિક વિકાસ-યાત્રામાં, આત્મા કાળની અપેક્ષાએ 'ચરમ પુદ્ગલ પરાવર્ત' માં આવે છે અર્થાત્ કેવળજ્ઞાનીની દૃષ્ટિમાં એ આત્માનો નિર્ધારિત સમયમાં મોક્ષ થવાનો દેખાય છે, ત્યારે એ જીવાત્મામાં ત્રણ વિશેષતા પ્રકટ થાય છે :

૧. દુઃખી જીવો પ્રત્યે અસીમ દયા.

૨. ગુણવાન જનો પ્રત્યે અદ્વેષ અને

૩. સર્વત્ર ઔચિત્ય-ઉચિત પ્રવૃત્તિનું પાલન.

જુઓ, અહીં પ્રથમ કઈ વાત કહી ? દયા કહીને ? દયા કહો, કરુણા કહો બંને એક જ છે. મામુલી દયા નહિ, એ જીવાત્મામાં અસીમ-અમાપ દયા હોય છે. મામુલી કરુણા અને અસીમ કરૂણા વચ્ચેનો ભેદ જાણી લો :

**મામુલી કરુણા : અસીમ કરુણા :**

દુઃખી જીવને જોઇને વિચારે આવે કે 'બિચારો દુઃખી છે. ભૂખ્યો છે. તેને દસ પૈસા આપું. ખાઇ લેશે બિચારો !....' આ મામુલી દયા છે. મામુલી કરૂણા છે. કારણ તમારી પાસે તેને પેટ ભરીને જમાડવાના પૂરતા પૈસા હોવા છતાંય તમે તેને માત્ર દસ પૈસા આપીને જ સંતોષ માની લીધો ! અસીમ કરૂણા શું કરાવે છે તે ખબર છે ? એવી કરૂણા ભૂખ્યાને પ્રેમથી પેટ ભરીને જમાડશે. પછી એ માટે એક રૂપિયાનો ખર્ચ થાય કે પાંચ રૂપિયાનો

## ખર્ચની ગણતરી ત્યારે નહિ મંડાય

આચાર્યદેવે પોતાના 'ષોડશક' ગ્રન્થમાં ચાર પ્રકારની કરૂણા બતાવી છે: **૧. મોહયુક્ત કરુણા, ૨. અસુખકરુણા, ૩. સંવેગ કરુણા, ૪. અન્યહિત કરુણા**- આ ચારેય કરૂણાને બરાબર સમજી લો. કરૂણાનું આવું તલસ્પર્શી વિવેચન બીજા ગ્રન્થોમાં જોવા નહિ મળે. શ્રી હરિભદ્રસૂરિજીએ 'ષોડશક' ગ્રન્થમાં ખૂબજ મનોવૈજ્ઞાનિક ઢબે તેનું સરસ અને વિસ્તૃત વિવેચન કર્યું છે.

### ૧. મોહયુક્ત કરુણા :

મોહનો અર્થ છે અજ્ઞાનતા. કરૂણા અજ્ઞાનમૂલક પણ હોય છે! જેમકે એક મા છે. તેનો પુત્ર બિમાર પડયો છે. ડોકટરે કહ્યું છે કે આ બાળકને તળેલું ખવડાવવું નહિ. મિઠાઈ પણ ખાવા ન આપવી. હવે, ઘરમા ફરસાણ અને મિઠાઈ બની છે. પુત્ર તે ખાવા જીદ કરે છે. રડે છે. માથા પછાડે છે. મા થી એ જોવાતું નથી. પુત્ર માટે તેને અનહદ પ્રેમ છે. આથી કરૂણાથી મા બાળકને મિઠાઈ ખાવા આપે છે. આ અજ્ઞાનમૂલક-મોહજન્ય કરૂણા છે. માને ખબર નથી, જ્ઞાન નથી કે મિઠાઈ ખવડાવવાથી બાળકની બિમારી વધુ વકરશે. સારત્રારનું અજ્ઞાન હોવાથી તે મિઠાઇ ખવડાવે છે. દયાથી કરૂણાથી 'બિચારો! કેવો રડે છે! મિઠાઇ ખાવાથી શું થઇ જવાનું છે? ભલે ખાતો બિચારો!' આમ અજ્ઞાનતાથી-મોહથી કરૂણા લાવીને તે ખવડાવે છે. આ થઇ મોહયુક્ત કરૂણ'.

### ૨. અસુખ-કરુણા :

અસુખ એટલે દુઃખ. જેની પાસે સુખના સાધન નથી, રહેવા માટે ઘર નથી, પહેરવા માટે વસ્ત્ર નથી, ખાવા માટે અનાજ નથી-આવા માણસોને રોટી-કપડાં મકાન વગેરે આપવા તે કરૂણાનો બીજો પ્રકાર છે. એજ પ્રમાણે કોઇ બિમારની સારવાર કરવી, આફતમાં સપડાયેલાઓને સહાય કરવી વગેરે કરૂણાનો અસુખ-કરૂણામાં સમાવેશ થાય છે. બીજાના દુઃખને દૂર કરવાની-ભૌતિક દુઃખોને દૂર કરવાની

ભાવના, તે માટેના પ્રયત્નની આ બીજા પ્રકારની કરૂણામાં ગણતરી થાય છે.

### ૩. સંવેગ-કરુણા :

સંવેગ એટલે મોક્ષની અભિલાષા. જેના હૈયે મોક્ષની ભાવના-ઝંખના જાગ્રત થઇ છે તે વિચારે છે, તે ઇચ્છે છે કે 'હું એકલો જ મોક્ષમાં જઉં તેથી શું ? બધા જ જીવોને મોક્ષ મળવો જોઇએ. બધા જ જીવો મોક્ષનો પરમાનંદ પ્રાપ્ત કરે, પરમ શાંતિ સૌને મળે તો ઘણું સારૂં !'

સંવેગી-જનોના હૈયે તો ભૌતિક સુખોથી સમૃદ્ધ જનો માટે પણ કરૂણા ઉભરાતી હોય છે. તેઓ ચિંતવે છે કે 'આ બિચારા સંસારના ક્ષણિક સુખોમાં ડૂબી રહ્યા છે. રંગ-રાગ, મોજ-શોખમાં જ તેઓ પડયા રહેશે તો તેમની દુર્ગતિ થશે. મહામોંઘા માનવજન્મને આ અજ્ઞાની જીવો ભોગવિલાસમા ગુમાવી રહ્યા છે. તેમને હું ક્ષણિક સુખોના ઘેનમાંથી જાગ્રત કરી શકું તો કેવું સારૂં ? હું ઇચ્છું છું કે તેઓ આ ક્ષણિક સુખોનો ત્યાગ કરે અને શાશ્વત સુખ માટે પ્રયત્ન કરે !'

### ૪. અન્યહિત-કરૂણા :

આ કરૂણાનું ક્ષેત્ર ઘણું વિશાળ છે. સર્વજીવો પ્રત્યે હિતની ભાવના 'તમામ જીવ સૃષ્ટિ પ્રત્યે અનુકંપા, અનુગ્રહપરકતા. કોઇ સાથે સંબંધ છે, સગપણ છે. સ્વાર્થ છે માટે નહિ, કોઈના પ્રત્યે રાગ છે, મોહ છે, તેથી પણ નહિ, પરંતુ સહજ સ્વાભાવિક કરૂણા !

મોહજન્ય-કરૂણાનું ઉદાહરણ હમણાં તમને આપ્યું હતું. આવા તો અનેક ઉદાહરણ છે. આવી મોહજન્ય-કરૂણા ઉપાદેય નથી. એવી કરૂણાથી બીજા જીવોનું હિત થવાને બદલે અહિત જ થાય છે. એવી કરૂણાથી બીજા જીવો સુખી નથી બનતા, દુઃખી બને છે આથી જ કરૂણા જ્ઞાનજન્ય હોવી જોઇએ. 'હું જે કંઇ બીજા માટે કરૂં છું તેથી તે સુખી બનશે કે દુઃખી,' તેનું જ્ઞાન આપણને હોવું અનિ-

વાર્ય છે. દુઃખ દૂર કરવાના ઉપાયોનું બરાબર જ્ઞાન હોવું જરૂરી છે. એવું જ્ઞાન ન હોય તો 'તેનું દુઃખ દૂર થાઓ.' એવી સદ્ભાવના ભાવવી જોઇએ. ઉપાયથી દૂર રહેવું જોઈએ.

## કરુણામાં બીજાના દુઃખોનો વિચાર :

બીજા જીવો પ્રત્યે હૈયે અત્યંત કરૂણા ભાવ હોવો જોઈએ. જેના હૈયે આવી અસીમ કરૂણા હોય છે તે પોતાના સુખ દુઃખનો વિચાર નથી કરતો પોતાના સુખને જતું કરીને પણ તે બીજાના દુઃખને દૂર કરવાનો પ્રયત્ન કરશે. એમ કરવામાં તે પ્રસન્નતા અનુભવશે! 'મારું સુખ જતું રહ્યું, નાહકનો સમય બગડયો, પૈસાનું આંધણ થઇ ગયું,' આવો અફસોસ તે નહિ કરે!

હિન્દી ભાષાના મુર્ધન્ય કવિ નિરાલાજીના જીવનનો એક પ્રસંગ મેં વાંચ્યો. નિરાલાજીની કરૂણા-ભાવનાથી હું ખૂબ પ્રભાવિત થયો. ઠંડીના દિવસો હતા. નિરાલાજી ઠંડીથી ધ્રુજી રહ્યા હતા. હિન્દી ભાષાની પ્રસિદ્ધ કવયિત્રી મહાદેવીજીએ નિરાલાજીને ઠંડીથી ધ્રુજતા જોયા. તેમનું હૈયુ ભરાઈ આવ્યું. તુરત જ નિરાલાજી માટે એક ગરમ કોટ સીવડાવીને તેમને ભેટ આપી દીધો. કોટ આપતા સમયે મહાદેવીજીએ કહ્યું : 'આ કોટ આપનો નથી. મારો છે! આપના માટે સીવડાવ્યો છે. આથી મારી સંમતિ વિના તેનો બીજો ઉપયોગ ન કરશો.'

થોડા દિવસ બાદ નિરાલાજી મહાદેવીથી દૂર દૂર રહેવા ગયા. પરંતુ મહાદેવીએ તેમને પકડી પાડયા! નિરાલાજીના શરીર પર તે કોટ ન હતો! પૂછ્યું : 'કોટ કયા ગયો? આજે કેમ પહેર્યો નથી?' નિરાલાજી સમજી ગયા. તેમણે સાચેસાચું કહી દીધું : થોડા દિવસ પહેલા રસ્તામાં એક નગ્ન ભિખારીને જોયો. ઠંડીથી તે સખત ધ્રુજી રહ્યો હતો. શરીરનું ટૂંટીયું વાળીને તે રસ્તાની એક બાજુ સૂતો હતો. તેને થરથર ધ્રુજતો જોઇને મનમાં થયું કે મારા કરતાં આ માણુસને કોટની પ્રથમ અને સખત જરૂર છે. અને મેં કોટ ઉતારીને

તેને ઓઢાડી દીધો....' સાંભળીને મહાદેવીની આંખમાં આનંદના આંસુ છલકાઈ આવ્યાં કરૂણાવાન્ પુરૂષોને પોતાના સુખનો વિચાર નથી આવતો, તે બીજાના દુઃખનો જ પ્રથમ વિચાર કરે છે અને તેને દૂર કરવા માટે પોતાના સુખને જતું કરે છે.

**મહાકવિ માઘ :**

આવો જ પ્રસંગ સંસ્કૃત ભાષાના મુર્ધન્ય કવિ માઘના જીવનનો પણ છે. ભીતરથી ધનવાન અને બહારથી નિર્ધન માઘકવિ આદર્શવાદી હતા. તે કયારેય રાજાઓની ખુશામત કરતા નહિ. આથી રાજસભામાં જતા નહિ. ગરીબીએ મહાકવિની આકરી કસોટી કરી હતી. પત્ની પણ ગરીબીથી ચિંતાતુર રહેતી. એક દિવસ તેણે ખૂબજ આગ્રહ કરીને મહાકવિને રાજસભામાં મોકલ્યા.

રાજસભામાં મહાકવિને આવેલા જોઇને રાજા ખૂબ જ પ્રસન્ન થયો. તેણે મહાકવિનું ઉષ્માભર્યું સ્વાગત કર્યું. તેમની કાવ્ય પ્રતિભાથી ખૂશ થઇને રાજાએ મહાકવિને હાથી, ઘોડા, સોનામહોર, અલંકાર, ધાન્ય વગેરેની ભેટ આપી. મહાકવિ રાજસભામાંથી આ બધું લઇને બહાર નીકળ્યા. રાજદ્વારની બહાર તેમણે જોયું તો ત્યાં ભિક્ષુકો ઊભા ઊભા ઝોળી ફેલાવી બોલી રહ્યા હતા : ભિક્ષાં દેહિ ! ભિક્ષાં દેહિ !'

ભિક્ષુકોની દરિદ્રતા જોઇને મહાકવિ માઘનું હૈયુ કરૂણાથી છલકાઈ ગયું. અને તેમણે એ દરેકને આપવાનું શરૂ કરી દીધું. કોઇને હાથી આપ્યો, કોઈને ઘોડો, કોઈને સોનામહોરો ...કોઇને ધાન્ય....કોઈને અલંકાર આપતાં જ આપતા રહ્યા. આપતા આપતા ઘર તરફ ચાલતા રહ્યા. ઘરે પહોંચ્યા ત્યારે તેમની પાસે એક ટંકના દાળ–ચોખા સિવાય બીજું કંઇ જ બચ્યું ન હતું ! બધું જ તેમણે ભિક્ષુકોને કરૂણાભાવથી આપી દીધું હતું.

મહાકવિ ઘરેથી નીકળ્યા ત્યારે દરિદ્ર હતા. રાજસભામાંથી બહાર નીકળ્યા ત્યારે ધનાઢય હતા. અને પાછા ઘરે પહોંચ્યા ત્યારે

દરિદ્રના દરિદ્ર જ બની રહ્યા! રાજાએ આપેલું બધું જ ગરીબોને આપી દીધું. કશું જ બચ્યું નહિ. ખાલીખમ થઈ ગયા. પરંતુ ભીતરથી તે ખૂબ જ ભરાઇ ગયા! તેમનો આતર વૈભવ સમૃદ્ધ ને સભર બની ગયો! તેમના આંતરાનંદની કોઇ સીમા ન હતી! ચહેરા પર પ્રસન્નતાનું પારિજાતવન લ્હેરાઇ રહ્યું હતું! આંખોમાં કરૂણાનો સાગર ઘૂઘવતો હતો!

ઘરના ઉંબરે ધર્મપત્ની મહાકવિની પ્રતીક્ષા કરી રહી હતી. તેની કલ્પના હતી કે મહાકવિ ખૂબ ખૂબ ધનદોલત લઇને આવશે! મહાકવિએ પત્નીના હાથમા દાળ–ચોખાના બે બાચકા પકડાવી દીધા. અને પ્રસન્નતાથી તેના સામે જોઈને કહ્યું: 'દેવી! આજ તો જીવન ધન્ય બની ગયું! દીન–દુઃખી ભિક્ષુકોને આપતાં હૈયે એટલો બધો આનંદ થયો કે કયા શબ્દોમા તેનું વર્ણન કરૂ? રાજાએ ઘણું બધું મને આપ્યું. એ બધું જ મેં અનાથ, ગરીબો અને અપંગોને પ્રેમથી આપી દીધું. મને લાગ્યું કે મારા કરતાં તેમને વધું જરૂર હતી. તેમનું દુઃખ મારાથી જોયું ન ગયું અને....'

પત્ની તો અવાક્ સાંભળી જ રહી. તે પોતાના પતિને બરાબર ઓળખતી હતી. **પતિના કરુણાસભર હૈયાને તેણે કયારેય નિર્દયતાથી તોડયું ન હતું. પોતાની ગરીબાઈથી ચિંતાતુર હોવા છતાંય તેણે સંયમ રાખ્યો.** જો કે ઘરમાં હાંલ્લા કુસ્તી કરતાં હતાં મહાકવિ જે દાળ–ચોખા લાવ્યા હતા તેની હવે ખીચડી બનાવવાની હતી. છતાંય તેણે મહાકવિને પ્રસન્ન ચિત્તે કહ્યું! 'નાથ! આપે ઘણું જ ઉત્તમ કર્યું. આપનું હૃદય જ નિરાળું છે. કરૂણાના સાગર છો તમે! આપ દુઃખીના દુઃખને જોઇ શકતા નથી. ખેર! હવે આપ વિશ્રામ કરો. હું ભોજન બનાવી લઉં.'

ભોજન તૈયાર થઇ ગયું. મહાકવિ ભોજન કરવા બેઠા ત્યા, બારણે ભિક્ષુકનો અવાજ આવ્યો: 'ભિક્ષાં દેહિ!' મહાકવિએ તરત જ કહ્યુ: 'દેવી! બહાર ભિક્ષુક ઊભો છે. જાવ. આ મારી થાળી

લઇ જાવ અને તેને પ્રેમથી આપી દો !' કવિપત્ની કંઇપણ બોલ્યા વિના ઊભી થઇ અને ભિક્ષુકને જઇને ખીચડી આપી આવી. ભિક્ષુક આશીર્વાદ આપીને જતો રહ્યો. કવિ-પત્નીએ આવીને કહ્યું : નાથ ! આજ હું એટલી બધી ખૂશ છું કે મારી તો ભૂખ જ શાંત થઇ ગઇ છે. આથી આ મારી થાળીની ખીચડી આપ જ જમી લો.'

પતિના વર્તાવનો કોઇ કકળાટ નહિ. કોઇ બડબડ નહિ. કોઇ મેણાં ટોણાં નહિ. વિચારો, કવિ-પત્નીએ પોતાનો સ્વભાવ કેવો ઘડયો હશે ? કેવી ઉચ્ચ વિચારધારા અને ઉમદા ભાવના હતી એ સન્નારીની ! આવી ધર્મપત્ની ત્યારે જ મળે છે જ્યારે મહાન પુણ્યનો ઉદય હોય !

મહાકવિ જ્યાં પત્નીની થાળીમાં કોળિયો ભરવા જતા હતા ત્યાં દ્વાર પર ફરી અવાજ સંભળાયો ! 'ભિક્ષા દેહિ !' મહાકવિ તરત જ થાળી લઇને ઊભા થયા અને યાચકને પ્રેમથી એ બધી જ ખીચડી આપી દીધી. યાચક આશીર્વાદ દઇને ચાલ્યો ગયો. મહાકવિ ઘરમાં આવીને પત્ની પાસે બેઠા. હવે જમવાનો તો પ્રશ્ન હતો જ નહિ. કારણ કે ખાવાનું કશું બચ્યું જ ન હતું ! છતાંય પતિ-પત્ની બંને પ્રસન્ન હતા ! **કરૂણામાંથી ચિત્ત પ્રસન્નતાનો જન્મ થાય છે.**

પણ કરૂણા કયારેક કરૂણાવાનને આકરી કસોટીમાં, દારૂણ વેદનામાં પણ ધકેલી દે છે ! અહીં પણ એવું જ બન્યું. બારણે ત્રીજા યાચકે 'ભિક્ષાં દેહિ !' નો અવાજ કર્યો. મહાકવિનું મોં પડી ગયું. હૈયુ ખેદથી છોલાઇ ગયું : 'શું આપું હું આ ભિક્ષુકને ? મારી પાસે હવે શું છે ? કશું જ બચ્યું નથી આ યાચકને આપવા માટે !....શું તે મારા આંગણેથી ખાલી હાથે પાછો ફરશે ?' મહાકવિ આમ વિચારતાં ભારે પગે ઊભા થયા. તેમની આંખોમાં વેદનાનાં ઊનાં આંસુ હતાં. તેમણે રડતી આંખે અને ગદ્ગદ કંઠે કહ્યું : 'ભાઇ ! માફ કરજે. તને આપવા માટે આજ મારી પાસે કંઇ બચ્યું નથી !' યાચક આ સાંભળીને ચાલ્યો ગયો. યાચકને ખાલી હાથે પાછો

જતો જોઇને મહાકવિનું હૈયુ વલોવાઇ ગયું. અરરર! હું ભૂખ્યાને આજ કંઇ ન દઇ શક્યો!' આ આઘાતથી તે ભાંગી પડયા. અને ગબડી પડયા. પડતા વેંત જ તેમના પ્રાણ ઊડી ગયા!

કરૂણાની આ પરાકાષ્ઠા છે. અસીમ કરૂણાનું આ જ્વલંત પ્રેરક ઉદાહરણ છે. ધર્મનો પ્રારંભ દયા અને કરૂણાથી થાય છે. તમે લોકો તો ધર્માત્મા છો ને? એક જ દિવસે તમારા આંગણે ત્રણચાર ભિખારી આવી જાય તો તમારે હૈયે શું ભાવ જાગે?

**સભામાંથી :** સાહેબ! ભિખારીની કયાં વાત કરવી? ત્રણ ચાર સાધુ મહારાજ ગોચરી માટે આવે તો પણ મનમાં મુંઝવણ થઈ જાય છે....'

**મહારાજશ્રી :** શું વાત કરો છો? સાધુપુરૂષ તો સુપાત્ર છે. તેમના પ્રત્યે તો ભક્તિભાવ અને પૂજ્યભાવ હોવો જોઇએ. અનુકંપા અને કરૂણા નહિ. જયાં ભકિતભાવ અને પૂજ્યભાવ હોય ત્યાં તો સર્વસ્વ સમર્પણ કરવાની ભાવના ઉભરાય છે. તમે કહો છો કે દિવસમાં ત્રણ ચાર સાધુ ગોચરી માટે આવે તો ગમતું નથી. તો પછી તેમના પ્રત્યે પૂજ્યભાવ કયાં રહ્યો? ભકિતભાવ કયાં રહ્યો? હા, ગોચરી વ્હોરાવવાની ક્ષમતા ન હોય, ઘરમા એટલી દારૂણ ગરીબી હોયં અને ન વ્હોરાવી શકો તો અલગ વાત છે. ત્યાં તો પોતાની અસમર્થતાનું દુઃખ હોય. સાધુ પુરૂષો માટે અપ્રીતિ કે અભાવ તો થવો જ ન જોઇએ. પરંતુ જે હૈયે કરૂણા જ ન હોય તે હૈયે પ્રમોદ, ભકિતભાવ અને પૂજ્યભાવની આશા જ શું કરવી? ભિખારી પ્રત્યે અનુકંપા નથી, દીન-દુઃખી પ્રત્યે કરૂણા નથી, તો ઉચ્ચ કોટિના સાધક-ગુણીજનો પ્રત્યે પ્રમોદભાવ તો હોઇ શકે જ નહિ.

**સભામાંથી :** એવું જોવા મળે છે કે ગરીબો પ્રત્યે નફરત અને ઘૃણા કરનારા કેટલાક લોકો આપ સાધુ-પુરૂષોની તો ખૂબ ભકિત કરે છે.

**મહારાજશ્રી :** ઘણી સરસ વાત કરી તમે! પણ યાદ રાખજો

કે આવા નિર્દય, કરુણાહીન લોકો ત્યાં સુધી જ અમારા લોકોની સેવા ભક્તિ કરે છે કે જયાં સુધી તેમને અમારા પાસે કોઈ સ્વાર્થ હોય છે ! સામાજીક પ્રતિષ્ઠા મેળવવા, પોતાને સારા ને ધર્માત્મામાં ગણાવવા તેઓ સેવા ભક્તિ કરે છે ! અમે સાધુ છીએ, ત્યાગી છીએ, મોક્ષમાર્ગની આરાધના કરી રહ્યા છીએ તેટલા માટે તેઓ અમારી સેવા-ભક્તિ નથી કરતા. તેમના હૈયે સાધુતા પ્રત્યે અનુરાગ નથી હોતા. આવા લોકોથી સાવધાન રહેજો. તેમનો દેખાવ હોય છે ભક્તનો પણ તેમનું હૈયુ હોય છે શેતાનનું ! કયારેક ને કયારેક આવા લોકો દગો દેવાના જ.

તેમાં પણ જેઓ 'પરમાત્મભકત' કે 'ગુરૂભકત' તરીકે ખ્યાતિ પામે છે તેઓ જો દયાહીન-કરૂણાહીન હોય છે તો તેઓ દુનિયામાં પોતાના ગુરૂને પણ બદનામ કરે છે. દુનિયા તો પરમાત્મ-ભક્તો અને ગુરુભક્તો પાસેથી દયા અને કરુણાની અપેક્ષા રાખે છે. આ અપેક્ષા તેઓ પૂર્ણ ન કરે તો દુનિયા એવા લોકોની નિંદા કરે છે, સાથોસાથ દેવ-ગુરૂની પણ નિંદા કરે છે, દુનિયાની નજરમા પરમાત્માતત્ત્વ અને ગુરૂતત્ત્વની પ્રતિષ્ઠા ઊંચી જાળવી રાખવાની જવાબદારી ભક્તોની છે. ભકતો જો દયા-કરૂણાથી ભરેલા હશે તો દુનિયા પરમાત્માને પ્રેમ કરશે જ. દુનિયા ગુરૂજનોનું ગૌરવ કરશે જ.

મદનરેખા વાસ્તવમાં પરમાત્મભકત હતી. ગુરૂભકત હતી. એ મહાસતીના જીવનમાં કેટલી બધી કરૂણા હતી ! મનઃપર્યવજ્ઞાની જેવા-ગુરૂએ તેની પ્રશંસા કરી. કામીવિકારી બનેલો મણિપ્રભ પણ શાંત-પ્રશાંત બન્યો. મહાસતીએ મણિપ્રભનો કોઇ તિરસ્કાર ન કર્યો. તેના વિરૂદ્ધ યુગબાહુ-દેવને પણ કશી જ ફરિયાદ ન કરી કે, 'આ રાજા મારો શીલભંગ કરવા માગતો હતો. એ તો સારૂ થયું કે ગુરૂદેવ મળી ગયા નહિ તો મારૂં શું થાત ? ...'

**મદનરેખાની ભાવકરુણા :**

પાપી જ્યારે પાપનો ત્યાગ કરે છે, ત્યારે તેના પ્રત્યે કોઈ રોષ નથી રાખવાનો. તેના તરફ ઘૃણા કે તિરસ્કાર નથી કરવાનો. ત્યારે વિચારવાનું છે કે 'સૌ કર્મવશ છે. બિચારાના પાપકર્મ ઉદયમાં આવ્યાં હશે આથી તે ન કરવાનું કરી બેઠો....' મદનરેખાએ પણ મણિરથ અને મણિપ્રભ બંને માટે કરુણા જ ચિંતવી. જો કે મણિરથ તો હત્યાની રાતે જ સર્પદંશથી મરીને નરકે ગયેલ હતો. યુગબાહુ-દેવે મણિરથના મૃત્યુ અને તેની નરક ગતિની વાત કરી તો મદનરેખાએ ભાવદયાથી વિચાર્યું ! 'અરેરે, મારા નિમિત્તે એ બિચારાએ પાપ બાંધ્યું અને દુર્ગતિમા તેને જવું પડયું. આહ ! હવે તેને કેવું દારુણ દુઃખ ભોગવવું પડશે ! નરકની કેવી ઘોર વેદના જીરવવી પડશે !'

મિથિલામાં મદનરેખા યુગબાહુની સાથે ગઈ. ત્યાં જિનમંદિરમાં જઈને બંનેએ મલ્લિનાથ ભગવંતની સ્તવના કરી. બંને મંદિરમાંથી બહાર આવ્યા. મંદિરની બાજુમાં જ ઉપાશ્રય હતો. ઉપાશ્રયમા સાધ્વીજીને જોઈને મદનરેખાએ કહ્યું : 'ચાલો ! આપણે સાધ્વી ભગવંતના પણ દર્શન કરીએ.' તેઓ બંને સાધ્વીજી પાસે ગયા. વિનયપૂર્વક વંદના કરી સાધ્વીજીની સન્મુખ બેઠા. સાધ્વીજીએ 'ધર્મ-લાભ'ના આશીર્વાદ આપ્યા અને સુપાત્ર જીવ સમજી બંનેને ધર્મોપદેશ આપ્યો. સંસારની ભીષણતા ભૌતિક સુખોની વિનશ્વરતા, ધર્મની ઉપાદેયતા, કર્મબંધ અને કર્મક્ષયનું તત્ત્વજ્ઞાન, મોક્ષનું સ્વરૂપ વગેરે ખૂબ જ સરળતાથી વાત્સલ્યભીની વાણીમા સમજાવ્યું. ઉપદેશ પૂરો થયો. યુગબાહુ-દેવે કહ્યું : 'દેવી ! ચાલો રાજમહેલમા તમને તમારા પુત્રનું દર્શન કરાવું.'

**મદનરેખાએ સાધ્વીજીવન સ્વીકાર્યું :**

મદનરેખાએ દેવની સામે જોયું. તેનો ચહેરો ગંભીર હતો. હવે પુત્રને જોવાની કોઈ કામના નથી રહી. તમારા કહેવા મુજબ

તે કુશળ છે. હવે મને વધુ જોવા-જાણવામાં રસ નથી. સંસારના સુખ માટે હવે મને ચાહના નથી. હું તો આ સાધ્વીજીનું શરણ લેવા માગું છું. સંયમ સ્વીકારી હવે આત્મકલ્યાણ કરવાની જ એક ચાહના છે.'

હવે મદનરેખાને પ્રણામ કર્યાં અને તે પોતાના સ્થાને ચાલ્યો ગયો. આ બાજુ મદનરેખાએ ચારિત્ર ધર્મ અંગીકાર કર્યો. તેનું નામ રાખ્યું. 'સુવ્રતા.' હવે સુવ્રતા સાધ્વીએ ઉગ્ર તપશ્ચર્યા શરૂ કરી. આત્મસાધનામાં તે લીન બની ગઈ. સર્વ જીવો પ્રત્યે અનુગ્રહ-પર બની ગઈ. **સાધ્વીજીવન એટલે સર્વ જીવોને અભયદાન દેવાનું જીવન.**

**મદનરેખાનો પુત્ર મિથિલાપતિ બને છે :**

આ બાજુ મિથિલાપતિ પદ્મરથ રાજાએ મદનરેખાના પુત્રનું નામ 'નમિ' રાખ્યું હતું. કારણ કે એ રાજપુત્ર જ્યારથી રાજમહેલમાં આવ્યો ત્યારથી અનેક રાજાઓએ પદ્મરથના ચરણોમાં પોતાના મસ્તક નમાવ્યાં હતાં! તેની આજ્ઞાનો સ્વીકાર કર્યો હતો. રાજાએ નમિને શસ્ત્રકળા અને શાસ્ત્રકળામાં પારંગત બનાવ્યો હતો. નમિ યુવાન અવસ્થામાં આવ્યો ત્યારે પદ્મરથ રાજાએ એક હજાર આઠ રાજ-કન્યાઓ સાથે નમિને પરણાવ્યો. નમિનું જીવન અનેક સુખ-ભોગો વચ્ચે વહી રહ્યું છે. રાજા પદ્મરથે પોતાની ઉત્તરાવસ્થામાં આત્મસાધના કરવાનો નિર્ણય કર્યો. નમિને રાજગાદી પર બેસાડીને પદ્મરથ રાજા ચારિત્ર ધર્મ અંગીકાર કરીને ઘોર તપશ્ચર્યા કરવા લાગ્યા, સર્વ કર્મોનો ક્ષય કરી કાળક્રમે તેમણે પરમપદને પ્રાપ્ત કર્યું.

**મિથિલાપતિના હાથીને રાજા ચન્દ્રયશ પકડે છે :**

અહીં સુદર્શનપુરમાં મણિરથનું સર્પદંશથી મૃત્યુ થવાથી મંત્રી-વર્ગે યુગબાહુના પુત્ર ચન્દ્રયશનો રાજ્યાભિષેક કરી દીધો. ચન્દ્રયશ મંત્રીમંડળની સહાયથી સારી રીતે રાજ્ય ચલાવે છે.

એક દિવસ મિથિલાપતિ નમિરાજનો પટ્ટહસ્તી સ્તંભ ઉખાડીને

વિંધ્યાટવીમાં પહોંચી ગયો. જ્યારે શ્વેત હાથી સુદર્શનપુરના પ્રદેશ-માંથી પસાર થઈ રહ્યો હતો ત્યારે નગરના લોકોએ ચાર દંતૂશળવાળા શ્વેત હાથીને જોયો અને ચંદ્રયશ રાજાને તેની જાણ કરી. ચંદ્રયશે જઇને એ હાથીને વશ કરી લીધો અને પોતાની હસ્તીશાળામાં બાંધી દીધો.

નમિરાજને સમાચાર મળ્યા કે પટ્ટહસ્તીને સુદર્શનનરેશ ચન્દ્રયશે પોતાની હસ્તીશાળામાં રાખી લીધો છે. તેણે પોતાના દૂતને ચંદ્રયશ પાસે મોકલ્યો. દૂતે આવીને નિવેદન કર્યું કે 'આપે જે હાથીને પકડયો છે તે મિથિલાપતિનો છે, તો આપ પ્રેમપૂર્વક એ હાથી તેમને સોંપી દો.' ચંદ્રયશે દૂતને કહ્યું' 'રાજદૂત! વસુંધરા તો વીરભોગ્યા છે! એ હાથીને હું જંગલમાંથી વશ કરીને લઇ આવ્યો છું. કોઈને આપી દેવા માટે એ હાથી નથી લાવ્યો. હું એ હાથી મિથિલાપતિને નહિ આપું.'

**ભાઈ-ભાઇ યુદ્ધના મેદાનમાં :**

દૂતે આવીને નમિરાજને ચંદ્રયશનો જવાબ સંભળાવ્યો. નમિરાજ ગુસ્સાથી લાલપીળો થઈ ગયો. તરત જ તેણે રણભેરી વગડાવી. પૂરી સેના સાથે તેણે સુદર્શનપુરને ઘેરો ઘાલ્યો. આ તરફ ચંદ્રયશે પણ યુદ્ધ માટે પૂરતી તૈયારી કરી લીધી હતી. તેણે નગરના બધા દરવાજા બંધ કરાવી દીધા અને કિલ્લાઓ ઉપર શસ્ત્રસજ્જ સૈનિકોનો પહેરો ગોઠવી દીધો. અને પોતે પણ યુદ્ધમાં ઉતરવા શસ્ત્રસજ્જ બન્યો.

નમિ અને ચન્દ્રયશ બંને ભાઈઓ છે! પરંતુ બંનેમાંથી કોઇ એકબીજાને સાચી રીતે ઓળખતું નથી. એક હાથી માટે બંને એક બીજાનો જાન લેવા થનગની રહ્યા છે!

**સાધ્વીના હૈયે ભાવકરુણા :**

મિથિલામાં યુદ્ધના સમાચાર ઘર ઘરમાં પહોંચી ગયા. ઉપાશ્રયમાં
૩૭ સાધ્વીજી સુવ્રતાને પણ આ યુદ્ધના ખબર મળ્યા તે જાણીને તેમનું

હૃદય કરુણાથી દ્રવી ઊઠ્યું : 'ઓહો ! આ શું થઈ ગયું ? બંને સગા ભાઈ સામસામે લડશે ? તેમને ખબર નથી કે બંને એક જ બાપના સંતાન છે. ઓહ ! યુદ્ધ કેટલું બધું ખરાબ છે ? જીવોની ઘોર હિંસા થશે. ભાઈ-ભાઈ વચ્ચે વેર વધશે....નહિ, નહિ....હું આ યુદ્ધ નહિ થવા દઉં. યુદ્ધમેદાનમાં હું જાતે જઈશ અને બંને પુત્રોને સમજાવીશ. તેમનો સાચો પરિચય કરાવીશ. મને શ્રદ્ધા છે મારી વાતનો, મારી વિનંતીનો તેઓ ઈન્કાર નહિ કરે....'

અને સાધ્વીજી સુવ્રતા યુદ્ધના મેદાન પર જવા તૈયાર થયાં. તેમણે સુદર્શનપુર તરફ વિહાર કર્યો. રસ્તામાં આ તપસ્વિની સાધ્વીના મનમાં અનેક વિચારો આવવા લાગ્યા. 'શું આ બંને એક હાથી માટે યુદ્ધ કરવા તૈયાર થયા છે ? ના, હાથી તો યુદ્ધનું નિમિત્ત માત્ર છે. યુદ્ધ તો **'અહં' અને 'મમ'નું છે. મોહરાજાનો આ જબરદસ્ત પ્રભાવશાળી મંત્ર છે ! આ મંત્રના પ્રભાવથી જીવ મોહમૂઢ બની જાય છે. સારાસારનો વિવેક ખોઈ બેસે છે.** ચંદ્રયશે હાથી પાછો ન આપ્યો તો નમિ પાસે શું હાથીઓ ઓછા હતા ? પરંતુ એ હાથી સાથે મમત્વ જોડાયું હતું. 'મારો હાથી પાછો ન આપે !' નમિનો અહંકાર ઘવાયો હતો. નહિ તો શું હાથી ચંદ્રયશ સાથે પરલોક જવાનો હતો ? શું એ હાથી મરવાનો નથી ? પરંતુ નાદાન બાળકોને આવા વિચાર ક્યાંથી આવે ? અને આવે પણ ક્યાંથી ? કોઈએ તેમને આવું જ્ઞાન આપ્યું જ નથી. પણ કંઈ નહિ. હું તેમને સમજાવીશ. એક વખતના એ મારા સંતાનો છે. વિનયી છે. સુશીલ છે....હા, નમિ વિષે કશું નિશ્ચિત પણે કહી નથી શકતી. તેણે ક્યાં મારું દૂધ પીધું છે ? ચંદ્રયશ તો મારું દૂધ પીને મોટો થયો છે. બાલ્યાવસ્થામાં મારી ગોદમાં બેસી તેણે શિક્ષણ લીધું છે. ચન્દ્રયશ માતૃભક્ત પણ છે ! જ્યારે એ રાતે હું સુદર્શનપુરથી નીકળી પડી હતી ત્યારે એ કેવું ચોધાર આંસુએ રડ્યો હતો ! પિતાની હત્યા થઈ હતી અને હું તેને છોડીને ચાલી નીકળી હતી ત્યારે એ કેટલો બધો દુ:ખી થઈ ગયો હતો ?

મદનરેખાના પગ વીજળીની ગતિએ ઉપડી રહ્યા હતા. એવી જ વીજગતિએ વિચારો દોડી રહ્યા હતા. તેના હૈયે કરૂણા છે. પોતાના પુત્રોને હિંસક યુદ્ધમાંથી બચાવી લેવાની તીવ્ર ઝંખના છે. 'પુત્રોનો પરલોક ન બગડે' તેવી ભાવ-કરૂણા છે. તેના હૈયે એ પણ ભાવના છે કે **'મારા પુત્રો રાજ્યનો ત્યાગ કરીને ચારિત્ર ધર્મ અંગીકાર કરે અને સકલ કર્મક્ષય કરીને પરમપદ પ્રાપ્ત કરે !' આ સંવેગ-કરૂણા છે.**

નમિરાજાએ સુદર્શનપુરને ઘેરી લીધું હતું. સુદર્શનપુરના બધા જ દરવાજા બંધ હતા. સાધ્વીજી સુવ્રતા યુદ્ધમેદાનમાં પહોંચી ગઈ. સાધ્વીજીને યુદ્ધ મેદાનમાં જોઈને સૈનિકોને આશ્ચર્ય થયું. સાધ્વીજીએ એક સૈનિકને પૂછયું : 'ભાઈ ! તમારા નમિરાજા કયાં છે? મારે તેમને મળવું છે.' સૈનિકોએ નમિરાજાનો નિવાસ બતાવ્યો. સાધ્વીજીને પોતાને ત્યાં આવેલા જોઈ નમિરાજા ઉભો થઈ ગયો. તેમને પ્રણામ કર્યા અને વિનયથી જમીન પર સાધ્વીજીની સન્મુખ બેસી ગયો.

મદનરેખા આજ પહેલીવાર આ પુત્રને જુવે છે! જોવા તો રાજમહેલમાં ગઈ હતી! પણ જોવાના બદલે પુત્રમોહ ઉતારીને સંયમધર્મ અંગીકાર કરી લીધો! અને આજ પહેલીવાર પુત્ર જોવા મળ્યો ત્યારે તે યુદ્ધભૂમિ પર હતો! બાળપણ તો તેનું જોયું જ ન હતું! માત્ર જન્મ આપીને તેનું મુખ જોયું હતું. ત્યારબાદ આજ તેને ભર-જવાનીમાં જુવે છે. બિલકુલ યુગબાહુની પ્રતિકૃતિ! પણ નમિનો વિનય જોઈને સાધ્વીજી પ્રસન્ન થઇ. તેણે વાત્સલ્યભીના સૂરે કહ્યું :

'હે રાજન્! તું શા માટે યુદ્ધ કરે છે? આ યુદ્ધથી કેટલો ભયંકર જીવ સંહાર થશે તેની તને શું ખબર નથી? તેથી કેવા ઘોર પાપ તું બાંધીશ, તેનો વિચાર તને આવે છે? ભાઈ! રાજ્ય-સંપત્તિ અસાર છે. ચંચળ છે. વિનશ્વર છે. સંસારના ભોગ સુખ સુખ નથી. દુઃખના જ તે કારણ છે. વૈષયિક સુખોના વિપાક કેટલા દારૂણ હોય છે!

'વત્સ ! તું મારી વાત માન, યુદ્ધની ભીષણતા સમજીને તું આ યુદ્ધ કરવાનું રહેવા દે. યુદ્ધ કરીને પણ તારે છેવટે પસ્તાવાનું જ છે. કારણ કે જેની સામે તું યુદ્ધ કરવા આવ્યો છે તે તારો કોઈ પ્રતિસ્પર્ધી રાજા નથી પરંતુ તારો જ સગો ભાઈ છે !'

નમિરાજ કશું સમજ્યો નહીં. આશ્ચર્યથી પૂછ્યું : 'એ કેવી રીતે ?'

સાધ્વીજીએ માંડીને બધી વાત કરી. નમિની આંગળી પરની વીંટી બતાવીને કહ્યું : 'એ વીંટી પરનું નામ વાંચ, તેના પર તારા પિતાનું નામ છે. હું તારી માતા છું.'

બધી વાત જાણીને પણ નમિએ કહ્યું કે 'ભલે ચંદ્રયશ મારો સગો ભાઈ હોય પરંતુ મારે તો મારો એ હાથી જ જોઈએ. સામે આવીને એ હાથી આપી દે તો મારે યુદ્ધ કરવું નથી. નહિ તો યુદ્ધ સિવાય મારા માટે બીજો માર્ગ નથી.'

ઘણું સમજાવ્યા છતાં નમિ ન સમજ્યો તો સાધ્વીજી વિચારી રહી કે **'આમાં નમિનો શું દોષ ? કષાયો પ્રબળ હોય છે ત્યારે જીવાત્માને સાચી વાત સમજવા દેતા નથી.'** પણ તે નિરાશ–હતાશ ન થઈ. કોઈપણ હિસાબે તેને આ હિંસક યુદ્ધ અટકાવવું હતું. હવે તેણે સુદર્શનપુરમાં જઈને ચંદ્રયશને સમજાવવાનો નિર્ણય કર્યો. સૈનિકોએ સાધ્વીજીને જોઈને નગરનું દ્વાર ખોલ્યું. સાધ્વીજી સીધાં જ ચંદ્રયશના રાજમહેલ પર પહોંચી ગયા.

સાધ્વીજીને દૂરથી જોતાં જ ચંદ્રયશ ઓળખી ગયો : 'અરે ! આ તો મારી માતા છે ! મારી મહાસતી માતા !' દોડતાં જઈને તેના પગે પડયો. વિનયથી સત્કાર કર્યો અને રાજમહેલમાં ખબર કહેવડાવી દીધી. સાંભળીને રાણીઓ, મંત્રીઓ સૌ આવી ગયા. બધાંએ ભક્તિભાવથી વિનયપૂર્વક વંદના કરી.

ચંદ્રયશે ગદ્ગદ્ કંઠે કહ્યું: 'માતા! આપે આવું દુષ્કર વ્રત કેમ લીધું!' સાધ્વીજીએ મધુર વાણીથી બધો ઈતિહાસ કહ્યો. યુગબાહુના મિલનની પણ વાત કરી. સૌની આંખોમાંથી આનંદના આંસુ સરી પડયાં. બધું જાણીને ચંદ્રયશે પૂછયું: 'હે આર્યે! મારો એ નાનોભાઇ અત્યારે કયાં છે?' સાધ્વીજીએ કહ્યું: 'અત્યારે તો તારા નગરને એ ઘેરીને ઊભો છે!'

'શું નમિરાજ? એ મારો નાનો ભાઈ છે!'ચંદ્રયશના આનંદ ને આશ્ચર્યનો પાર ન રહ્યો. આજે બસ, આટલું જ.

* જીવદ્વેષી અને ગુણદ્વેષી માણસો બીજાની પ્રશંસા સાંભળીને નારાજ થાય છે. એટલું જ નહીં, તેઓ ગુણીજનને અને પુણ્યશાળીને પાડવાનો પણ પ્રયત્ન કરે છે.
* સારી વાત બધા માની જ લે તેવો કોઈ નિયમ નથી. માણસનું હૈયું જ્યારે કઠોર અને નઠોર બની જાય છે ત્યારે તેના હૈયે સાચી અને સારી વાત જચતી જ નથી.
* આપણી સાચી અને સારી વાત ન માનનાર પ્રત્યે દ્વેષ કે રોષ કરવાની જરાય જરૂર નથી. એવા લોકો કરૂણાને પાત્ર છે.
* જેઓ સુખી, સમૃદ્ધ અને નિરોગી છે, છતાંય જીવન પાપમાં પસાર કરે છે, તેવા જીવો પ્રત્યે પણ કરૂણા ચિંતવો.

## પ્રવચન/૧૭

પરમ કરૂણાનિધાન આચાર્યદેવશ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ 'ધર્મ'નું સ્વરૂપ બતાવે છે. સર્વજ્ઞભાષિત ધર્મનું સોએ સો ટકા ફળ પામવા માટે 'ધર્મ'નું સર્વાંગસંપૂર્ણ સ્વરૂપ સમજવું અનિવાર્ય છે. જેમ ક્રિયાશુદ્ધિ અનિવાર્ય છે તેમ હૃદયશુદ્ધિ પણ એટલી જ અનિવાર્ય અને આવશ્યક છે.

શુદ્ધ હૃદય પુણ્યથી પુષ્ટ બને છે. પુણ્યાનુબંધી પુણ્યકર્મનો બંધ શુદ્ધ હૃદય વિના પડી શકતો નથી. 'પુણ્યાનુબંધી પુણ્ય' કોને

કહે છે તે જાણો છો ? પુણ્યકર્મના ઉદયથી સુખના સાધન મળે છે. વિપુલ ભોગસામગ્રી મળે છે તે તો ખબર છે ને ? પરંતુ એ સુખ-સામગ્રીનો સદુપયોગ કરો તો નવું પુણ્યકર્મ બંધાય છે અને તેનો જો દુરુપયોગ કરો તો પાપ કર્મ બંધાય છે. **તમારું પુણ્યકર્મ પુણ્યાનુબંધી હશે તો તમને સદુપયોગ કરવાનું જ મન થશે અને જો પાપાનુબંધી હશે તો દુરૂપયોગ કરવાના વિચાર આવશે.**

## પુણ્યાનુબંધી પુણ્ય કેવી રીતે બંધાય ?

ધર્મક્રિયા શુદ્ધ હોય પરંતુ મન મલિન હોય, હૃદય અશુદ્ધ હોય તો જે પુણ્યકર્મ બંધાશે તે પાપાનુબંધી જ બંધાશે. ધર્મક્રિયા શુદ્ધ હશે અને હૃદય શુદ્ધ હશે, મન નિર્મળ હશે તો જે પુણ્યકર્મ બંધાશે તે પુણ્યાનુબંધી જ બંધાશે. પુણ્યથી મન પુષ્ટ બને છે અને એવું પુષ્ટ મન જ મહાન ધર્મપુરુષાર્થ કરી શકે છે. આથી ફરી ફરીને કહું છું કે મન ચોખ્ખું રાખો. હૃદય શુદ્ધ અને નિર્મળ રાખો. શુદ્ધ મનથી ધર્માનુષ્ઠાન કરો. મનની અશુદ્ધિ દૂર કરવાનો સતત જાગ્રત પુરુષાર્થ કરતા રહો, કરતા રહો.

## નિર્દય અને નઠોર ન બનો :

દુ:ખી જીવો પ્રત્યે નિર્દયતા, ઉપેક્ષાવૃત્તિ વગેરે મનની ઘણી મોટી મલિનતા છે. 'એ દુ:ખી છે તેમાં હું શું કરું ? એવાં એના પાપકર્મ હશે. તો ભલે ભોગવતો એ....' આમ વિચારવું એ ક્રૂર નિર્દયતા છે. 'એ તો એ જ લાગનો છે, તે દુ:ખી જ થવો જોઈએ, ઘણાંને તેણે દુ:ખી કર્યા છે, ભલે હવે તે દુઃખમાં મરતો...' આવું વિચારવું એ ભીષણ નઠોરતા છે. 'મારે શું લેવા દેવા ? સુખી હોય તો એના ઘેર અને દુ:ખી હોય તો એના દુ:ખ એને મુબારક.' આમ વિચારવું એ નિર્લજ્જ ઉપેક્ષા છે. મનની આ બિમાર અવસ્થા છે. આવું મન ધર્મ–આરાધના કરવા માટે યોગ્ય નથી, ધર્મક્ષેત્રમાં

દુઃખી જીવો પ્રત્યે અસીમ કરૂણા હોવી અનિવાર્ય છે. દયા અને કરુણા વિના ધર્મક્ષેત્રમાં પ્રવેશ નથી મળતો.

બીજો માણસ ભૂખથી મરી રહ્યો હોય અને તમે મઝાથી મેવા-મીઠાઈ ખાઈ શકો છો ? બીજો માણસ નગ્ન ફરતો હોય અને તમે સોળ શણગાર સજી શકો છો ? બીજો માણસ રસ્તા વચ્ચે ધૂળમાં સૂતો હોય અને તમે આરામથી ડનલોપની પથારીમાં સૂઈ શકો છો ? બીજો માણસ રોગ અને બિમારીમાં કણસી રહ્યો હોય અને તમે મહેફીલમાં મોજ માણી શકો છો ? આ બધા પ્રશ્નોનો તમારો જવાબ 'હા' માં જ હોય તો તમારું હૈયુ નિર્દય છે. કરુણાહીન છો તમે. તો તમે પરમાત્મા જિનેશ્વરદેવનો ધર્મ પામવાને પાત્ર નથી. પાત્રતા વિના ધર્મ પામી નથી શકાતો. યોગ્યતા વિના ધર્મ આત્મસાત્ કરી નથી શકાતો.

બીજાના દુઃખથી તમને દુઃખ થતું હોય, બીજાનું દુઃખ દૂર કરવાનો પ્રયત્ન કરતા હો, પોતાનું સુખ જતું કરીને, જાત ઘસીને પણ બીજાના દુઃખને દૂર કરવાનો પ્રયત્ન કરતા હો તો તમે સુપાત્ર છો. ધર્મ માટે સુયોગ્ય છો. તો તમારા કોમળ અને દયાળુ હૃદય મંદિરમાં ધર્મનો પ્રવેશ થશે. એ તો જાણો છો ને કે મૃદુ જમીનમાં પાણી ઉતરી જાય છે જ્યારે પથરાળી જમીનમાં પાણી પ્રવેશ નથી પામતું.

## દુઃખી જીવોના બે પ્રકાર :

સંસારમાં બે પ્રકારના દુઃખી જીવો હોય છે. એક દ્રવ્યથી દુઃખી, બીજા ભાવથી દુઃખી. જેમની પાસે ખાવાને ધાન નથી, પીવા માટે પાણી નથી, પહેરવા કપડાં નથી, રહેવા ઘર નથી, આ બધા દ્રવ્યથી દુઃખી છે. રોગ, અપંગતા, નિર્ધનતા, ટૂંકમાં કહીએ તો ભૌતિક પદાર્થોનો અભાવ-કે અપૂરતા પદાર્થો હોય તે દ્રવ્ય-દુઃખ છે. અર્થાત્ આ બધા બાહ્ય દુ ખ છે. તે પ્રમાણે જેમના જીવનમાં ધર્મ

નથી, શીલ નથી, સદાચાર નથી તે ભાવ દુઃખી છે. જેઓ પાપ કરે છે, હિંસા કરે છે, ચોરી કરે છે, દુરાચાર સેવે છે, ક્રોધ, માન, માયા, લોભ કરે છે તેઓ બધા આન્તર-દુઃખી છે. **પાપચરણ કરનાર અંતરથી દુઃખી છે. પાપકર્મના ઉદયથી જેઓ દુઃખી છે તેઓ બાહ્ય દુઃખી છે.** જેમના જીવનમાં પાપકર્મનો ઉદય છે અને અહીં પણ પાપાચરણ કરે છે તેઓ બાહ્ય અને આંતર બંને દૃષ્ટિએ દુઃખી છે. એવા પણ ઘણા જીવો છે કે જેઓ દુઃખી હોવા છતાં પણ પાપાચરણ છોડતા નથી. આવા જીવો કરુણાપાત્ર છે. આવા જીવો પ્રત્યે દ્વેષ કરવાનો નથી. ભાવ-કરુણા તેઓ માટે ચિંતવવાની છે. આ માટે શ્રમણ ભગવાન શ્રી મહાવીરસ્વામીના જીવનનો એક પ્રસંગ તમને કહું.

**ભગવાન મહાવીરદેવ અને સંગમદેવ :**

શ્રમણ ભગવાન મહાવીર જ્યારે સાધનાકાળમાં હતા, ગામ-નગર અને જંગલોમાં વિચરતા હતા. અનેક પરિસહ અને ઉપસર્ગોને સમતાભાવે સહન કરતા હતા, તે સમયની વાત છે. દેવરાજ ઈન્દ્રે પોતાની દેવસભામાં ભગવાનની સમતા અને ધીરતાની ભૂરી ભૂરી અનુમોદના કરી કહ્યું : 'મહાવીર પ્રભુનું મનોબળ મેરુપર્વત જેવું અડગ અને અચળ છે. કોઈ દેવ કે દાનવ પણ તેમની સમાધિનો ભંગ કરી શકવા સમર્થ નથી. ધન્ય છે ભગવાનની ધીરતા અને વીરતા!'

દેવસભામાં હાજર રહેલા બધા દેવોએ ભગવાનની આ ગુણસ્તુતિ સાંભળી તો તે સૌની ભગવાન પ્રત્યેની શ્રદ્ધા અને ભક્તિ વધી ગઈ. પરંતુ એક દેવને વિચાર આવ્યો : 'ઈન્દ્ર મહાવીરના ભક્ત છે. આથી તેમની ભરપેટે પ્રશંસા કરે છે. મહાવીર પણ આખરે તો માણસ જ છે ને? દેવની તાકાત અને શક્તિ આગળ માણસની શું વિસાત? માણસ ગમે તેટલો દૃઢ હોય પરંતુ દેવ

તેને હલાવી શકે છે. હુ જઈને મહાવીરની સમતા અને ધીરતાને હલાવી–ડગમગાવી દઈશ. તેમના મનોબળને તોડી નાંખીશ.....!'

## ગુણદ્વેષી જીવો આગળ પ્રશંસા ન કરો :

ઘણાં લોકો એવા હોય છે કે જેઓ બીજાની પ્રશંસા સાંભળી શકતા નથી. ગુણાનુરાગી માણસો જ બીજાની પ્રશંસા સાંભળી પ્રસન્ન થાય છે. જીવદ્વેષી, ગુણદ્વેષી માણસો તો બીજાની પ્રશંસા સાંભળી નોરાજ જ થાય છે, એટલું જ નહિ તેઓ ગુણીજનને અને પુણ્ય-શાળીને પાડવાનો જ પ્રયત્ન કરે છે. આથી કોઈના ગુણની પ્રશંસા કરતાં એક કાળજી રાખવી કે જીવદ્વેષી અને ગુણદ્વેષી જીવો સામે કોયનીય પ્રશંસા ન કરવી ! એવા લોકો તો પરનિંદા સાંભળીને જ રાજી થતા હોય છે.

પરંતુ ગુણાનુરાગી–ગુણગ્રાહીના મુખમાંથી ગુણીજનની પ્રશંસા સહસા થઈ જ જાય છે ! ભાવોલ્લાસ અને ભાવાતિરેકમાં તેને એ ખ્યાલ પણ નથી રહેતો કે સામે કોણ છે ! એમ તો ઈન્દ્ર પોતાના અવધિજ્ઞાનથી દેવોના મનના વિચાર જાણી શકતા હતા પરંતુ તેમણે 'અવધિજ્ઞાન' નો ઉપયોગ કર્યો નહિ. આથી પેલા દેવના મનના વિચારની તેમને ખબર પડી નહિ એ દેવનું નામ સંગમ હતુ. સંગમ દેવે મહાવીરની સમતા અને ધીરતાની કસોટી કરવાનો નિર્ણય કર્યો.

સંગમ ભગવાન મહાવીરને માત્ર એક માણસના રૂપમાં જ જોતો હતો. ભગવાન મહાવીરની માત્ર દેહાકૃતિ જ તેની નજરમાં હતી. 'માનવદેહમાં દેવથી પણ અતૂલ બળવાન આત્મા હોય છે.' એ જ્ઞાન તેને ન હતું. હોય પણ કયાંથી ? પોતે સ્વયં દેવ છે અને દેવ માણસથી વધુ બળવાન છે–આ માન્યતા તેના મનમાં દઢ થઈ ગઈ હતી. તેને એ ખબર ન હતી કે શારીરિક બળ કરતાં મનોબળનું વિશેષ મહત્ત્વ છે. મનોબળ કરતાં આત્મબળનું ખૂબ મહત્ત્વ છે.

સંગમ દેવ હતો દેવની પાસે માણસથી વધુ શારીરિક બળ હોય છે. પરંતુ દેવ કરતાં માણસ પાસે મનોબળ વધુ હોય છે. ઉચ્ચતમ મનોબળ ધરાવતા માણસના ચરણોમાં દેવતાઓ પણ પોતાના મસ્તક નમાવે છે. તેમની સેવા કરે છે. મોટા મોટા માંત્રિક અને તાંત્રિક પણ આત્નશક્તિના માલિક તીર્થંકર પરમાત્માના ચરણોમાં નતમસ્તક બને છે.

સંગમ ભગવાન મહાવીરની આત્મશક્તિથી અપરિચિત હતો. તે તો પોતાની તાકાત પર જ મુસ્તાક હતો. 'હમણાં જ જઈને મહાવીરને વિચલિત કરી દઉં છુ.' એમ પોતાનો નિર્ણય તેણે ભરી દેવસભામાં જાહેર કર્યો. ભગવાનને ધ્યાનભ્રષ્ટ કરવાની સંગમની આ ઘોષણાથી સમગ્ર દેવસભા સ્તબ્ધ બની ગઈ. ઈન્દ્રની ગુણસ્તુતિનો આવો પ્રત્યાઘાત પડશે એવી કોઈને કલ્પના ન હતી. સગમના અહકારી શબ્દો અને ભગવાન પ્રત્યેના તિરસ્કાર ભર્યા શબ્દો સાભળીને ઈન્દ્ર ખૂબ જ રાતાપીળા થઈ ગયા. પણ ગુસ્સો વ્યક્ત કરવાના બદલે તે વિચારી રહ્યા: 'સંગમને ભગવાનની કસોટી કરતાં રોકીશ તો બધા એમ માનશે કે મે ખોટી પ્રશંસા કરી છે. અને કહેશે કે ઈન્દ્રને પોતાને જ ભગવાનની શક્તિ પર વિશ્વાસ નથી માટે સગમને અટકાવે છે....' ખરેખર પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા માણસ હોય કે દેવ બીજા પર ગમે તેવા આરોપ મૂકતાં માનવી જરાય અચકાતા નથી. ઈન્દ્રને રજ થયો કે 'મેં ભક્તિ-ભાવથી ભગવાનની પ્રશંસા કરી અને મારા નિમિત્તે હવે ભગવાનને અસહ્ય ઉપદ્રવો સહન કરવા પડશે....'

સંગમ પૃથ્વીલોક પર આવ્યો. ભગવાન જ્યાં વિચરતા હતા ત્યાં તે ગયો. ભગવાન પર વિવિધ ઉપદ્રવ તેણે શરૂ કરી દીધા. ભગવાનને તે શુદ્ધ ભિક્ષા મેળવવા દેતો નહિ. એક જ રાતમાં વીસ વીસ ભયાનક ઉપસર્ગો કર્યા. પરતુ ભગવાન જરાય વિચલિત ન થયા. તેમનુ મનોબળ જરાય ડાલ્યુ નહિ. સગમ તેથી વધુ

ને વધુ જીદે ચડતો ગયો. એથી તેનો 'અહં' ઘવાયો હતો ને! તેણે ધ્યાનભ્રષ્ટ કરવાના પ્રશ્નને પ્રતિષ્ઠાનો પ્રશ્ન બનાવ્યો હતો. તો છ છ મહિના સુધી લગાતાર સંગમે ભગવાનને ધ્યાનભ્રષ્ટ કરવા માટે જાત જાતના નખશિખ ધ્રુજી જવાય તેવા ઉપસર્ગો કર્યા તોય ભગવાન મેરુપર્વત જેવા અડગ અને અચલ રહ્યા. તેમનું ધ્યાન અખંડ ચાલુ રહ્યું. છેલ્લે હતાશ થઈને પ્રભુ પર ભીષણ 'કાળચક્ર' છોડયું. તેના તીવ્ર પ્રહારથી ભગવાન જાનુ સુધી જમીનની અંદર ઘૂસી ગયા! સંગમના આ છેલ્લા પ્રહારથી દેવલોકના બધા દેવોને હૈયે તીવ્ર આઘાત થયો. સૌની નજરમાંથી સંગમ ઉતરી ગયો અને ઈન્દ્રે સંગમને દેવલોકમાથી હાંકી કાઢવાની ઘોષણા કરી.

કાળચક્રનો દારુણ આઘાત લાગવા છતાંય ભગવાન ધ્યાનમાં સ્થીર રહ્યા. તેમનું રુંવાડું ય ન ફરકયું! આ જોઈને સંગમ અવાક રહી ગયો! હતાશથી ભાંગી પણ પડયો! ગભરાયો. હવે તેને ઈન્દ્રનો ડર લાગવા માંડયો તેનો 'અહં' બરફની જેમ ઓગળીને પાણી પાણી થઈ ગયો 'હવે ભગવાન મારાથી ચળાયમાન થાય તેમ નથી,' તે જાણીને તેની પ્રતીતિ થવાથી સંગમ ભગવાનને પગે પડયો.

ત્યારે ભગવાનની આંખોમાંથી કરુણાના આંસુ છલકાઈ આવ્યાં. મહાકવિ ધનપાલે આ પ્રસંગનું **'તિલકમંજરી'** ના મંગલ શ્લોકમાં હૃદયસ્પર્શી વર્ણન કર્યું છે. તે વાંચતા આપણી આંખ અને અંતર પણ ભીનાં બની જાય! ધનપાલે લખ્યું છે કે :

**રક્ષન્તુ સ્ખલિતોપસર્ગ-ગલિત-પ્રૌઢ પ્રતિજ્ઞાવિધૌ,**
**યાતિ સ્વાશ્રયમર્જિતાંહસિ સૂરે નિઃશ્વસ્ય સંચારિતા।**
**આજાનુક્ષિતિમધ્યમગ્નવપુષ ચક્રાભિઘાતવ્યથા,—**
**મૂર્છાન્તે કરુણાભરાચિંતપુટા વીરસ્ય વો દ્દષ્ટયઃ ॥**

"ભગવાન મહાવીરને ઉપસર્ગ દ્વારા સ્ખલિત કરવાની પ્રૌઢ પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થયેલા અને પાપોપાર્જન કરી નિશ્વાસ ફેંકતાં પોતાના સ્થાને

જતાં સંગમ તરફ, કાળચક્રના આઘાતથી જાનુ સુધી જમીનમાં જેમનું શરીર પ્રવેશી ગયું અને આઘાતની વ્યથાથી મૂર્ચ્છિત તથા અપાર કરુણાથી પૂજાયેલી મહાવીરની આંખો તમારી રક્ષા કરો!"

ઘોર પાપકર્મના પોટલા બાંધીને દેવલોકમાં પાછા ફરતા સંગમ પ્રત્યેની ભગવાન શ્રી મહાવીરની આ અસીમ ભાવ કરુણા હતી

**સભામાંથી** : આવી કરુણા તો ભગવાન જ વરસાવી શકે. અમે લોકો આવી કરુણા ક્યાંથી લાવીએ ?

**ભાવ કરુણા હૈયે પ્રગટાવો :**

**મહારાજશ્રી :** ભલે તમારા હૈયે આવી કરુણા નથી, ભલે આજે તમે આવી કરુણા વરસાવી નથી શકતા પરંતુ આવી કરુણા તમારા હૈયે જાગે તેવું ઇચ્છો છો કે નહિ ? તમને હેરાન પરેશાન કરનાર, તમારી જિંદગીને જીવતું નરક બનાવી દેનાર પ્રત્યે ભલે આવી કરુણા ન જાગે કે 'બિચારો! કષાયપરવશ બની આ જીવે કેવાં ચીકણાં પાપ બાંધ્યા ?! ઓહ! આ જીવની શું ગતિ થશે ?' પરંતુ આવી ભાવ કરુણાનો તમારા આત્મામાં જન્મ થાય તે તમને ગમે કે નહિ ? આમ થવું અશક્ય નથી. ભાવ કરુણા આત્મામાં પ્રગટી શકે છે. તીવ્ર ચાહના હશે તો આવી ઉત્કટ અને ઉચ્ચ ભાવ કરુણા જરૂર પ્રગટ થશે જ.

ક્યારેક કોઈને પાપ કરતા રોકવો હોય, સમજાવવા છતાંય તે પાપ કરતો અટકવા તૈયાર ન થતો હોય ત્યારે તેને બે ધોલ મારવી પડે તો તે પણ કરુણા છે! માતા-પિતા પોતાના સંતાનોને અયોગ્ય આચરણથી અટકાવવા શિક્ષા કરે તો તે તેમની કરુણા છે. દેખાવમાં એ કરુણા નથી હોતી. પણ હોય છે એ ભાવ કરુણા! 'આ છોકરાને આજ ખરાબ કામ કરતો રોકવામાં નહિ આવે તો તેનું જીવન બરબાદ થઈ જશે. માનવભવને હારી જશે.'–આવી શુદ્ધ ભાવનાથી માતાપિતા સંતાનને શિક્ષા કરે તો તેમાં ભાવ કરુણા છે. ક્રૂરતા કે નિર્દયતા નથી. આથી જ તો મદનરેખા કે જે હવે સાધ્વી છે તે પોતાના પુત્રોને યુદ્ધથી અટકાવવા ખુદ યુદ્ધમેદાનમાં ગઈ છે.

યુદ્ધમાં થનાર ઘોર જીવહિંસાથી તેનું હૃદય રડી ઉઠ્યું છે. આવી ઘોર જીવહિંસાનું પાપ મારા પુત્રો કરશે તો તેઓ દુર્ગતિમાં સડશે. માનવભવ વ્યર્થ ગુમાવી દેશે. ના, ના, મારે તેમને દુર્ગતિના રસ્તેથી પાછા વાળવા જોઇએ.' આવી નિઃસ્વાર્થ પરહિતની ભાવના સાધ્વીજી ભાવે છે. આમાં પુત્રમોહ નથી, તેમાં પુત્રોના પરલોકની ચિંતા છે. વ્યથા છે. આથી તે કરુણા છે.

## સાચી અને સારી વાત બધા નથી માનતા :

નમિરાજા સાધ્વી માતાની વાત માનતો નથી! તેણે સાફ કહી દીધું કે 'જે થવાનું હોય તે થાય. ભલે ભીષણ યુદ્ધ થાય પરંતુ હું મારો હાથી લઈને જ જંપીશ.' **સારી વાત બધા માની જ લે તેવો કોઈ નિયમ નથી. માતા સાધ્વીની સાચી અને સારી વાત પુત્ર માની જ લે તેવો નિયમ નથી. માણસનું હૈયુ જ્યારે કઠોર અને નઠોર બની જાય છે ત્યારે તેના હૈયે સાચી અને સારી વાત જચતી જ નથી.** સાચી વાત કરનાર પ્રત્યે જો સ્નેહ, શ્રદ્ધા અને સદ્‌ભાવ ન હોય તો એ વાત તે સ્વીકારશે નહિ.

દુનિયામાં વધારે સંખ્યા આવા લોકોની જ છે કે જેઓ સાચી અને સારી વાત સ્વીકારતા નથી! જ્ઞાની, સજ્જનો અને સંત પુરુષોની સાચી અને સારી વાત અજ્ઞાની અને દુર્જનોને સારી નથી લાગતી! સાચી પણ નથી લાગતી! ક્યારેક ક્યારેક આપણા મનમાં થાય છે કે 'કેટલી સારી વાત કહું છું, કેટલી સાચી વાત છે? તેમના હિતમાં–લાભમાં કહું છું, છતાંય લોકો માનતા નથી! ન જાણે લોકો કેવા છે?' પોતાના મનમાં અફસોસ પણ થાય છે! પરંતુ અફસોસ કરવાની જરૂર નથી. **આપણી સાચી ને સારી વાત ન માનનાર પ્રત્યે દ્વેષ કે રોષ કરવાની જરાય જરૂર નથી. એવા લોકો વધુ કરૂણાને પાત્ર છે.**

## રાજા ચંદ્રયશ નમી રાજા પાસે જાય છે :

નમી રાજાએ પોતાની વાત ન માની તો, સાધ્વી મદનરેખાએ તેના પ્રત્યે ગુસ્સો ન કર્યો ! 'મારો પુત્ર થઇને તું તારી સગી માનુ કહ્યું માનતો નથી ?' આવા કોઇ આકરાં વેણ ન કહ્યાં ! તેની કરુણા ચિંતવી કે 'બિચારો ! કષાયને પરવશ બની ગયો છે !' અને તે ચંદ્રયશ પાસે જાય છે. ચંદ્રયશ તો પોતાની માતાને ઓળખતો હતો. રાજમહેલમાં તેમને આવતા જોઇ તેની સામે ગયો. ભક્તિ-ભાવ અને પૂજ્યભાવથી વંદન કર્યું. તેમની સુખશાતા પૂછી. જ્યારે સાધ્વી માતા પાસેથી બધી વાત જાણી ત્યારે આનંદ અને આશ્ચ-ર્યથી તેણે પૂછયું. 'શું કહો છો ? નમીરાજ મારો સગો ભાઇ છે ?! હમણાં જ હું તેની પાસે જઉં છું.' અને તે નાના ભાઇને મળવા અધીર બની ગયો. માતા સાધ્વીને પોતાને ત્યાં સ્થિરતા કરવાનો પ્રેમાગ્રહ કરીને ચંદ્રયશ નગર બહાર ગયો.

## બે ભાઈઓનું મીલન :

નગરનો દરવાજો ખૂલ્યો અને ચંદ્રયશ રાજાને શસ્ત્રરહિત પોતાની છાવણીમાં આવતો જોઈને નમી રાજાને આશ્ચર્ય થયું. તેને તરત જ યાદ આવ્યું : 'ચંદ્રયશ મારો મોટો ભાઈ છે.' આથી તે ઉભો થઈને તેની સામે દોડતો ગયો. યુદ્ધના મેદાન પર બે સગા ભાઈઓનું મિલન થયું ! નમી ચંદ્રયશના પગે પડયો. ચંદ્રયશે તેને ઉભો કરી પોતાની છાતીએ લગાડયો. બંનેની આખમાંથી આનંદના આંસુ દદળી રહ્યાં. આ દૃશ્ય જોઈ સમગ્ર સેના સ્તબ્ધ થઈ ગઈ. સૈનિકોને ખબર ન હતી કે "આ બંને ભાઈ છે." અલબત્ તેમને એટલી ખબર હતી કે એક સાધ્વીજી આવ્યાં હતાં અને અમારા રાજાને મળી નગરમાં ગયાં હતાં....!'

ચંદ્રયશ પોતાના નાનાભાઈને અપલક જોઈ રહ્યો. તેના હૈયે અપૂર્વ આનંદ ઘૂઘવી રહ્યો હતો. નમીરાજા પણ મોટા ભાઈને

અનિમેષ જોઈ રહ્યો હતો. નમી પોતાના મોટાભાઈ ચંદ્રયશને પોતાના નિવાસસ્થાને લઈ ગયો. ત્યાં મોટાભાઈને સિંહાસન પર બેસાડયા અને પોતે નીચે બેઠો ત્યારે ચંદ્રયશે કહ્યું :

'વત્સ ! પિતાજીનું કરુણ મૃત્યુ મેં મારી આંખે જોયું છે. ત્યારથી મને આ રાજ્ય પ્રત્યે, આ સંસાર પ્રત્યે અરુચિ થઈ ગઈ છે ! એક માત્ર કર્તવ્યદ્રષ્ટિથી આ રાજ્ય કરું છું. મને તેમાં કોઈ રસ નથી. હવે તું મને મળી ગયો છે તો એ કર્તવ્યભાર હવે તું ઉપાડ. હું તો સંસારત્યાગ કરવા ચાહું છું. મારું આ સદ્ભાગ્ય છે કે આજ મને વરસોથી વિખૂટા પડેલા મારી માતા અને નાનો ભાઈ, બંને મળ્યા !'

નમીની આંખમાંથી આંસુ સરી પડ્યાં, ચંદ્રયશના બંને પગ પકડીને નમી બોલ્યો : નહિ, નહિ, હું આપને સંસાર છોડવા નહિ દઉં. આજે તો તમે મને પહેલીવાર મળ્યા છો. આજે તો સાધ્વી માતાએ આપનો પરિચય કરાવ્યો છે અને આજે જ આપ સંસાર છોડી જવા ચાહો છો ? નહિ નહિ એવું ન કરો !...'

ચંદ્રયશના ચહેરા પર ગંભીરતા પથરાઈ ગઈ. આંખોમાં વૈરાગ્ય છલકી રહ્યો. વર્ષોથી તેના હૈયે સંસાર પ્રત્યે અરુચિ થઈ ગઈ હતી. યુગબાહુની મણિરથે કપટથી હત્યા કરી, માતા મદનરેખા પોતાની શીલરક્ષા માટે જંગલમાં ચાલી ગઈ—ત્યારથી ચંદ્રયશના હૈયે ખળભળાટ ચાલતો હતો. હત્યારા મણિરથનું સર્પદંશથી મૃત્યુ થયું તે પણ તેણે જોયું હતું. આવી ઘટનાઓ બને છે ત્યારે બુદ્ધિમાન અને સેન્સીટીવ—લાગણીશીલ માણસ ચિંતન કર્યા વિના નથી રહી શકતો. **જ્ઞાનદૃષ્ટિવાળાનું ચિંતન વૈરાગ્યમૂલક હોય છે. વૈરાગ્યના જ વિચાર અને ભાવ જાગે છે. ચંદ્રયશ પાસે જ્ઞાનદૃષ્ટિ હતી. આથી એ ઘટનાઓએ તેના હૈયે વૈરાગ્યના ભાવ જાગ્રત કર્યા.**

**ત્યાગમાર્ગે જવા માટે પુણ્યોદય જરૂરી :**

ચન્દ્રયશના હૈયે વર્ષો સુધી વૈરાગ્યના ભાવ રહ્યા છતાંય તે સંસારનો ત્યાગ ન કરી શક્યો! સંસાર-ત્યાગ માટે પણ સાનુકૂળ સંજોગો જોઈએ છે! સાનુકૂળ સંજોગ માટે એવું પુણ્યકર્મ અપેક્ષિત છે. પુણ્યકર્મ વિના સાનુકૂળ સયોગ મળતા નથી અને ત્યાગ-માર્ગે જઈ શકાતું નથી. કહેવાનો આશય એ છે કે હૈયે વૈરાગ્યના ભાવ હોવા છતાંય માણસ પ્રતિકૂળ સયોગોમાં સંસારનો ત્યાગ નથી કરી શકતો. જંબૂકુમારનો પૂર્વભવ રાજકુમાર શિવકુમારનો હતો. તે જાણો છો ને? શિવકુમારના હૈયે વૈરાગ્યનો ઘેરો રંગ ઘૂટાયો હતો. સંસાર-ત્યાગ કરવાની પ્રબળ ભાવના હતી. બાર બાર વરસ સુધી ઘોર તપશ્ચર્યા કરી છતાંય સયમ જીવન ન પામી શક્યા! ત્યાગ-માર્ગે ન જઈ શકાયું!

મણિરથના મૃત્યુ બાદ ચંદ્રયશને રાજ્યકારોબાર સંભાળવો પડયો. બીજો કોઈ રાજકુમાર ન હતો કે જેને રાજા બનાવી શકાય! અને ચંદ્રયશને રાજગાદીએ બેસવું પડયુ. વિરક્ત હૃદય હોવા છતાં તેને સંસારના ખેલ ખેલવા પડયા! આજ તેને સાનુકૂળ સંયોગ મળી ગયા. ત્યાગ-માર્ગે ચાલવા માટેનો અવસર મળી ગયો. રાજ્યની જવાબદારી ઉપાડનાર નાનો ભાઈ મળી ગયો! માતા-સાધ્વીનું પણ મિલન થઈ ગયું! તેણે નમીને કહ્યું :

'ભાઈ! મારું મન હવે સંસારથી ઉઠી ગયું છે. હું માતાના પગલે ચાલવા માંગુ છું. માનવજીવનમા જ મોક્ષમાર્ગની આરાધના થઈ શકે છે. શાશ્વત્-અવિનાશી સુખને પામવાનો પુરુષાર્થ હવે કરી લેવો છે. મનનાં કોઈપણ ખૂણે હવે સંસારના ક્ષણિક અને નાશવત સુખો-પ્રત્યે કોઈ જ આકર્ષણ નથી રહ્યુ. તો તુ આ રાજ્ય સંભાળી લે અને મને મોક્ષના માર્ગે જવા દે.

નમિ રાજા ચન્દ્રયશની વાત ધ્યાનથી સાંભળે છે. તેના હૈયાને

 આ વાત જચે છે. તેના મનમાં વિચાર આવ્યો હશે કે 'લેવા તો

માત્ર હાથી આવ્યો હતો પણ અહીં તો હાથી પણ મળે છે અને આખુંય રાજ્ય મળે છે! આવ્યો તો યુદ્ધ કરવા પણ મળી રહ્યો છે પ્રેમ! શું થવાનું ધાર્યું'તું અને આ શું થઈ રહ્યું છે? સ્વપ્ને પણ જેની કલ્પના કરી ન હતી તે બધું બની રહ્યું છે, મને પણ ક્યાં ખબર હતી કે હું પદ્મરથ અને પુષ્પમાલાનો પુત્ર નથી! આજ કેવું રહસ્ય ખૂલી ગયું? મારી માતા સાધ્વી! મારા પિતા દેવલોકમાં દેવ! મારો ભાઈ સુદર્શનપુરનો રાજા!...' આવા તો કૈં કૈં વિચાર ઉભરાયા હશે.

અને નમિરાજાએ સૈનિકોને આજ્ઞા કરી કે 'હવે યુદ્ધ કરવાનું નથી!' ચંદ્રયશ નમીને લઈને નગર પ્રવેશ કરે છે. નગરજનોને ત્યાં સુધીમાં ખબર પડી ગઈ હતી કે મિથિલાપતિ અને પોતાના નગરના રાજા બને સગા ભાઈ છે. સૌને તેથી આનન્દ થયો. યુદ્ધનો ભય ચાલ્યો જવાથી અને સાધ્વી મદનરેખાના આગમનથી લોકોનો ઉત્સાહ અને ઉમંગ વધી ગયા, પણ હાં. નગરજનોને ખબર નથી કે પોતાનો રાજા હવે ગણતરીના જ દિવસોમાં સંસાર છોડીને સાધુ બનનાર છે!

## બંને ભાઈઓ મા-સાધ્વી પાસે :

બંને ભાઈઓ રાજમહેલમાં જ્યાં સાધ્વી માતા હતાં ત્યાં ગયા, ભાવપૂર્ણ હૈયે બંનેએ વંદના કરી. બંને પુત્રોને સાથે જોઈને સાધ્વી મદનરેખા સમજી ગઈ કે હવે યુદ્ધ નહી થાય. હજારો જીવોનો સંહાર આમ થતો બચ્યો તેથી તેમને ખૂબ જ આનંદ થયો. તેમણે બંનેને 'ધર્મલાભ' ના આશીર્વાદ આપીને કહ્યું : 'વત્સ! તમે બંનેએ યુદ્ધ નહિ કરવાનો નિર્ણય કર્યો તે જાણીને મને ખૂબજ પ્રસન્નતા થઈ છે. એક હાથીના કારણે બે ભાઈ-ભાઈ વચ્ચે યુદ્ધ થાત તો ઘોર અનર્થ થઈ જાત. તમે આ હિંસક યુદ્ધ નહિ લડવાનો નિર્ણય કર્યો તે ઘણું જ સારું કર્યું. મારુ અહી આવવું તેથી કૃતાર્થ થયું. હવે હુ અહીથી આનંદથી ચાલી જઈશ...'

આ સાંભળીને ચંદ્રયશે વિનયથી કહ્યું : 'હે પરમ ઉપકારિણી તપસ્વિની માતા! આપે અહીં પધારીને અમને બંનેને ઘોર પાપમાં પડતા ઉગારી લીધા છે. જેમ પિતાજીને અંતિમ સમયે ધર્મ સંભળાવી તેમને દુર્ગતિમાં જતાં બચાવી લીધા તેમ અમને પણ અણીના સમયે ધર્મોપદેશ આપીને દુર્ગતિમાં જતા બચાવી લીધા છે. આપે અમારા પર ખરેખર આ મહાન ઉપકાર કર્યો છે.'

નમિરાજાએ પણ કહ્યું : 'હે તપસ્વિની માતા! આજ તો હું આપના દર્શન કરીને ધન્ય બની ગયો. આપના દર્શનથી મને એક સાથે મારી માતા અને મોટાભાઈ બંનેનું સુભગ મિલન થયું. સાચેજ મારા મોટાભાઈ દેવ જેવા છે. તેમની જ્ઞાનદૃષ્ટિ, તેમનો વૈરાગ્ય, તેમની ઉદારતા આ બધું જોઈને મારું હૈયું તેમને વારવાર નમી રહ્યું છે.'

પછી ચંદ્રયશે સાધ્વીજીને પોતાની સંસારત્યાગની ભાવના જણાવી. સાધ્વીજીની આંખોમાં આનંદનાં આંસુ ઉભરાઈ આવ્યાં. કહ્યું : 'વત્સ! તારો નિર્ણય યથોચિત છે. માનવજીવનમાં ચારિત્રધર્મની આરાધના કરી લેવી એ પરમ કર્તવ્ય છે. જીવન ક્ષણિક છે. આયુષ્યનો ભરોસો નથી. સંસારનાં ભોગસુખ તો દુર્ગતિમાં લઈ જનાર છે. આથી તું જરા પણ પ્રમાદ કર્યા વિના હવે તારી ભાવનાને સાકાર કર.'

સાધ્વીજીની પ્રેરણાથી ચંદ્રયશને વધુ બળ મળ્યું અને તેણે નમિને રાજ્યકારભાર સોંપી દઈને ચારિત્રધર્મ અંગીકાર કરી લીધો. અને આત્મસાધનાના માર્ગ પર ચાલી નીકળ્યા. સાધ્વીજી પણ ત્યાંથી અન્યત્ર વિહાર કરી ગયા.

મદનરેખાની ભાવ-કરુણાએ બે આત્માને દુર્ગતિમાં જતા રોકી લીધા અને બંને આત્માઓ વચ્ચે સદ્‌ભાવ પેદા કર્યો. ચંદ્રયશે તો જીવનનું આમૂલાગ્ર પરિવર્તન કર્યું. તેણે તો પોતાના જન્મ જન્માંતર સુધારી લીધા. એ સમયે સાધ્વીજી એમ વિચારત કે 'મારે

હવે શું ? હું તો સાધ્વી થઈ ગઈ. હવે મારે પુત્રો કેવા ? લડવા દો લડતા હોય તો. એમનાં જેવાં કર્મ હશે તેવું થશે.' તો શુ થાત ? જે થવાનું હોત તે થાત. પરંતુ સાધ્વીનું હૈયુ કઠોર બની જાત. કરુણા તેમના હૈયે વહેત નહિ. અને કરુણા વિના સાધુતા રહેત કે નહિ તેની શી ખબર ?

## તીર્થંકરત્વની જનેતા કરુણા :

તમે એ જાણો છો ? કરુણા સાધુતાની જનેતા છે ! કરુણા છે તો સાધુતા છે, કરુણાના અભાવમાં સાધુતા નથી રહેતી એટલું જ નહિ, તીર્થંકરત્વની પણ જનેતા કરુણા છે. સંસારના અનંતાનંત જીવોની દુઃખદ સ્થિતિ પોતાની જ્ઞાનદૃષ્ટિથી જોઈને હૈયે કરુણા-છલોછલ કરુણા પ્રકટે છે ત્યારે 'તીર્થંકર નામકર્મ' બંધાય છે. આ વિષય અંગે ફરી ક્યારેક વિગતે ચર્ચા કરીશું. આજ તો મારે તમને એ કહેવાનું છે કે તમે ભાવ કરુણાનો મહિમા સમજો. જે પ્રમાણે દીન-દુઃખી, અપંગ-અનાથ પ્રત્યે કરુણા હોવી જોઈએ તે પ્રમાણે જેઓ સુખી-સમૃદ્ધ અને નિરોગી છે, છતાં જીવન પાપમાં પસાર કરે છે તેવા જીવો પ્રત્યે પણ કરુણા ચિંતવો.

**સભામાંથી :** આજકાલ તો એવું જ જોવામાં આવે છે કે ધનવાન અને યુવાન લોકો જ વધુ પાપ કરે છે.

**મહારાજશ્રી :** તેમના પ્રત્યે તમારા હૈયે કેવા ભાવ જાગે છે ? તેમનું જીવન જોઈને તમને શું વિચાર આવે છે ? દ્વેષના કે કરુણાના ? પાપનુબંધી પુણ્યના ઉદયવાળા માણસોમાં એવું જ જોવા મળવાનું. ભૌતિક દૃષ્ટિએ સુખી લોકો, ધનવાન, સત્તાવાન, રૂપવાન લોકો વધુ પાપ કરતા દેખાશે. પાપ કરવાના સાધન તેમની પાસે વધુ છે ને ? આજકાલ તો લોકોનાં જીવનમાં પાપાનુબંધી પુણ્યનો ઉદય અપેક્ષાએ વધુ જોવા મળશે. તમારા લોકો પાસે જ્યાં સુધી ભૌતિક સાધનો નથી ત્યાં સુધી સારું છે ! તમારું પણ પાપા-

નુબંધી પુણ્ય ઉદયમાં આવે તો તમે પણ અહીં અમારી પાસે આવવાનું છોડી દેશો. મંદિરમાં જવાનું ભૂલી જશો.

## પાપ કરતાં મજા આવે છે?

**સભામાંથી :** તો શું મંદિર-ઉપાશ્રયમાં આવનાર લોકો પાપાનુબંધી પુણ્યવાળા નથી હોતા? તેઓ શું પુણ્યાનુબંધી પુણ્યવાળા હોય છે?

**મહારાજશ્રી :** એવો કોઈ નિયમ નથી. પાપને પાપ માનતા હોય, 'પાપનો ત્યાગ કરવો જોઈએ'-એવું હૃદયથી પણ માનતા હોય છતાંય પાપનો ત્યાગ ન કરી શકતા હોય તેમને, આપણે પાપાનુંબંધી પુણ્યના ઉદયવાળા નહિ કહી શકીએ. પાપાનુંબંધી પુણ્યવાળા તો પાપને પણ કર્તવ્ય ગણે છે. હા, મંદિર-ઉપાશ્રયમાં આવી માન્યતાવાળા આવે તો તેઓ પણ પાપાનુબંધી પુણ્યવાળા કહેવાશે. બહુરૂપી હોય છે ને? ઘરમાં એક રૂપ, બજારમાં બીજું રૂપ, મંદિરમાં એક રૂપ, મહેફિલમાં બીજું રૂપ, એક દિવસમાં કેટકેટલાં રૂપ હોય છે? પાપ કરવા પડે છે અને કરો છો ત્યારે હૈયે શૂળ ભોંકાયા જેવી વેદના થાય છે? પાપ કર્યા પછી પણ બળતરા થાય છે? પાપાનુબંધી પુણ્યના ઉદયવાળાને દુઃખ નથી થતું. તેમને તો પાપ કરતા ય મઝા આવે છે અને પાપ કર્યા બાદ પણ એ પાપની મઝાને વાગોળે છે! આવા જીવો પ્રત્યે આપણે કરુણા ચિંતવવી જોઇએ : 'મોહમૂઢ બની આ અબૂધ પાપ કરે છે, દુર્ગતિમાં ચાલ્યો જશે. ઘોર દુઃખ તેને ભોગવવાં પડશે. મારું ચાલે તો તેને એ પાપો કરતાં રોકું. પાપોથી તેને બચાવી લઉં. ભલે એ માટે મારે મુશ્કેલીઓ ભોગવવી પડે પણ તેને બચાવી લઉં.....'

ધનવાન છે પણ દાન નથી આપતો, નિરોગી છે પરંતુ તપ

નથી કરતો. ઉંમર થઇ ગઈ છે છતાંય શીલવ્રતનું પાલન નથી કરતો, સમય મળે છે છતા મંદિર નથી જતો, બુદ્ધિ હોય છે પણ તત્ત્વજ્ઞાન પામવા માટે પુરુષાર્થ નથી કરતો, આવા માણસો પ્રત્યે દ્વેષે ક્યાંય ઘૃણા કે તિરસ્કાર ભૂલથીય નથી કરવાના. પરંતુ આજ-કાલ દ્વેષભાવથી બીજાના આચરણની આલોચના કરવાનું સામાન્ય બની ગયું છે. આજનો માનવી દિવસે દિવસે વધુ ને વધુ કરુણાહીન બનતો જાય છે. બાહ્યદૃષ્ટિથી દુઃખી જીવો પ્રત્યે કરુણા નથી જાગતી ત્યાં આંતરદૃષ્ટિથી દુઃખી જીવો પ્રત્યે તો કરુણાની આશા જ ક્યાં રહી ? દીન-દરિદ્ર, રોગી, અપંગ પ્રત્યે દયા આવે છે ? એવાં દરના અજાણ અને અપરિચિતોની વાત જવા દો તમારા સ્નેહી, સગામાં કોઈ એવા દીન-દુઃખી હોય તો તેમના પ્રત્યે દયા આવે છે ? એક ભગતને મેં કહ્યું : 'તમારો ભાઈ આજ ખૂબ જ ખરાબ હાલતમાં છે, તમે તેને મદદ કરો તો તેની સ્થિતિ સુધરી જાય.' તો એ ભગતે કટાક્ષ કરીને કહ્યું : 'મહારાજ સાહેબ! તમે મારા ભાઈને બરાબર ઓળખતા નથી. એ તો....!' અને પોતાના ભાઈની તેમણે ઘણી નિંદા કરી. મેં કહ્યું : 'તમે તમારા ભાઈની આટલી બધી ખરાબ વાત કરી તો તમારામાં શું એવી કોઈ જ બુરાઈ નથી? અને બીજું, ભાઈ તમારો ખરાબ છે એમ ઘડીભર માની પણ લઈએ, પરંતુ તેમના પરિવાર તો કંઈ ખરાબ નથી ને ? તમે ભાઈના પરિવારની તો મદદ કરી શકો છો ને ?' તો આવા છે ભગત લોકો! તમે કહો, હવે તમારી પાસે શું અપેક્ષા રાખવી ?

એક વાત બરાબર સમજી લો. **હૃદયમાં જો મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ્ય ભાવ ધારણ નહિ કરો તો તમારી એક પણ ક્રિયા, 'ધર્મક્રિયા' નહિ બને. એવી ભાવશૂન્ય ક્રિયા તમને દુર્ગતિમાં જતાં નહિ બચાવી શકે.** તમે ઠાલા ભરોસે રહેશો કે મેં આટલી-આટલી ધર્મક્રિયાઓ કરી તો હું

નરકમાં નહિ જઉં. મારી દુર્ગતિ નહિ થાય.' પણ તમે દુર્ગતિથી હરગિઝ નહિ બચી શકો. આથી જ કહું છું કે મૈત્રી વગેરે ભાવનાઓને આત્મસાત્ કરો. ચિત્તને શુદ્ધ કરો, શુદ્ધ ચિત્ત જ ધર્મ છે. શુદ્ધ ચિત્ત જ પુણ્યાનુબંધી પુણ્યને પુષ્ટ બનાવે છે. શુદ્ધ અને પુષ્ટ ચિત્ત જ મોક્ષપ્રાપ્તિનું અસાધારણ કારણ છે. 'ધર્મ'ના વિષયમાં ગંભીરતાથી ચિંતન-મનન કરો.

આજે બસ, આટલું જ.

કોઈપણ જીવને પોતાનો દુશ્મન ન માનવો અને કોઈ-પણ જીવને દુઃખી કરવાનો વિચાર સુદ્ધાંય ન કરવો, એ મૈત્રી અને કરૂણાની પ્રથમ શરત છે.

અશુદ્ધ અને મલિન વિચારોથી ભરપુર હૃદયમાં પરમાત્માની કૃપા ક્યારેય અવતરતી નથી.

* રોજ વિચારો : હું તમામ જીવોને ક્ષમા આપુ છું. સર્વ જીવો મને ક્ષમા આપો. બધાજ જીવો સાથે મારે મૈત્રી છે. કોઈના ય પ્રત્યે મને વૈર નથી.

* સુવ્રતશેઠે અનિત્યાદિ ભાવનાઓ સતત ભાવીને જડ રાગ ખતમ કર્યો હતો અને મૈત્રી-કરૂણા આદિ ભાવનાઓથી જીવદ્વેષને નામશેષ કર્યો હતો.

પ્રવચન/૧૮

પરમકૃપાનિધિ આચાર્યદેવશ્રી હરિભદ્રસૂરીશ્વરજી 'ધર્મ' તત્વનું સ્વરૂપ સમજાવતા કહે છે કે-

'જે અનુષ્ઠાન જિનવચનાનુસાર છે. જે અનુષ્ઠાન યથોચિત છે અને જે અનુષ્ઠાન મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ્ય ભાવથી યુક્ત છે તે અનુષ્ઠાન ધર્મ છે. તે અનુષ્ઠાન ધર્માનુષ્ઠાન છે.'

તમને સેંકડોને અનુષ્ઠાન તો શુદ્ધ મળ્યાં છે, જિનવચનાનુસાર મળ્યાં છે, તો તમારે તે તે યથોચિત કરવા જોઈએ. અને સાથે સાથ તમારા હૈયે મૈત્રી આદિ ભાવનાઓ પણ હોવી જોઈએ. એટલુ થઈ જાય તો 'ધર્મ' થઈ જાય. એવી ધર્મારાધના તમને-તમારા જીવનને આનંદથી ભરી દેશે. તેથી તમારી ધર્મક્રિયાઓ રસપૂર્ણ બનશે.

## શાસ્ત્રદૃષ્ટિ તો જોઈએ જ :

'અમે લોકો ધર્મક્રિયાઓ કરીએ છીએ પરંતુ તેમાં આનંદ નથી આવતો, મઝા નથી આવતી ...' આવી ફરિયાદ તમે કરો છો ને? તમારી આ ફરિયાદ દૂર થઈ શકે છે. જે પ્રમાણે અનુષ્ઠાન કરવાનું વિધાન છે તે જ પ્રમાણે અનુષ્ઠાન કરો અને હૃદયને મૈત્રી આદિ ભાવનાઓથી ભીનું રાખો. આ માટે વિચારક્ષેત્રને વિશાળ બનાવવું પડશે. ચૌદ રાજલોકવ્યાપી વિચારક્ષેત્ર બનાવવું પડશે. ઉર્ધ્વલોક, અધોલોક અને મધ્યલોકમાં સતત પરિભ્રમણ કરી રહેલા અનંતા જીવોને જ્ઞાનદૃષ્ટિથી અને શાસ્ત્રદૃષ્ટિથી વિચારવા પડશે. હા, શાસ્ત્રદૃષ્ટિ તો જોઈએ જ. શાસ્ત્રદૃષ્ટિ વિના જીવ કઈ કઈ ગતિમાં કેવા પ્રકારે જન્મ અને મૃત્યુ પામે છે તે તમે નહિ જાણી શકો. સંસાર કેટલો દુઃખપૂર્ણ છે તેનો ખ્યાલ શાસ્ત્રદૃષ્ટિથી જ આવી શકશે.

શાસ્ત્રદૃષ્ટિથી તમે સંસારની વાસ્તવિકતા જોઈ શકશો કે પાપકર્મ બાંધીને માણસ કેવી નરકગતિ અને તિર્યંચગતિમાં ચાલ્યો જાય છે, અને એ દુર્ગતિઓમાં તે કેવાં કેવાં ભીષણ દુઃખોમાં પીડાય છે! એ જાણીને, એ સમજીને એ જીવો પ્રત્યે તમારા હૈયે અમાપ કરૂણા ઉભરાશે.

## તીર્થંકર કોને કહેવાય?

સંસારનું અવલોકન કરવાથી વિશ્વના સર્વોચ્ચ આત્માઓના અંતરમાં કરૂણા જાગે છે, જન્મે છે. ઓહો! અજ્ઞાનના ઘોર અંધકારમાં અથડાઈ કુટાઈને જીવો ન જાણે કેવાં કેવા કુકર્મો કરે છે! અને પરિણામે તેઓ દુર્ગતિમાં જાય છે. ત્યા તેઓ ઘોર વેદનામાં વલોવાય છે....મારે આ જીવોને જ્ઞાનનો પ્રકાશ આપવો જોઈએ. તેમને હું દુઃખમાંથી બચાવી લઉં. તેમને હું પરમ શાંતિ અને પરમસુખનો માર્ગ બતાવી દઉં....આવો ઉત્કટ અને ઉગ્ર કરૂણાભાવ હૈયે છલકાય
૪૦ ત્યારે એ જીવ તીર્થંકર પદ પામવાને યોગ્ય બને છે. આવા કરૂણાવાન જીવો જ તીર્થંકર પદ પામે છે.

તીર્થંકર કોને કહેવાય તે જાણો છો? તીર્થ એટલે ધર્મનું શાસન. જે ધર્મશાસનની સ્થાપના કરે છે તે તીર્થંકર છે. 'તીર્થં-કરોતિ ઈતિ તીર્થંકરઃ'-તીર્થંકર શબ્દની આ વ્યુત્પત્તિ છે. જે તારે તે તીર્થ. જેના સહારે ભવસાગર તરી જવાય તે તીર્થ. 'તીર્થતે અનેન ઈતિ તીર્થમ્'-ભવસાગરથી અર્થાત્ દુઃખસાગરથી જે તારે છે તે 'તીર્થ' કહેવાય છે. આવા તીર્થની જે સ્થાપના કરે છે તેને તીર્થંકર કહેવાય છે. તીર્થંકરના હૈયે તમામ જીવોને તમામ દુઃખોથી સર્વથા મુક્ત કરવાની ભાવના હોય છે. આ તેમના હૈયે છલકાતી-વહેતી શ્રેષ્ઠ કરૂણા છે.

## તીર્થંકરની કરુણાના પાત્ર બનીએ :

જે માણસ તીર્થંકરની કરૂણાનો પાત્ર બને છે તેના આંતર બાહ્ય તમામ દુઃખો નાશ પામે છે. તે દુઃખસાગર તરી જાય છે. તીર્થંકરની કરૂણાને પાત્ર બનવું જોઈએ. પાત્ર બનવા માટે હૃદયપાત્રને શુદ્ધ કરવું જોઈએ. શુદ્ધ હૃદય-પાત્રમાં તીર્થંકરની દિવ્ય કરૂણા અવતરિત થાય છે. હૃદયપાત્ર શુદ્ધ થાય છે મૈત્રી કરૂણા આદિ ભાવનાઓથી. **કોઈપણ જીવને પોતાનો દુશ્મન ન માનવો અને કોઈપણ જીવને દુઃખી કરવાનો વિચાર સુદ્ધાંચ ન કરવો એ મૈત્રી અને કરૂણાની પ્રથમ શરત છે. તમામ જીવોને મિત્ર માનવા અને સૌનાં દુઃખ દૂર કરવાની ભાવના ભાવવી એ મૈત્રી અને કરૂણાની બીજી શરત છે.** બીજા જીવોનાં દુઃખ દર્દ જોઈને હૈયુ ખળભળી ઊઠવું જોઈએ. બીજાની વેદના પોતાની વેદના બનવી જોઈએ. તો આપણી બધી જ વેદનાઓ અને યાતનાઓ તીર્થંકર પરમાત્મા દૂર કરશે. તેમની કરૂણા આપણા બધાં દુઃખ નાશ કરશે પહેલા આપણે બીજા જીવો પ્રત્યે કરૂણાવાન બનીએ. આપણા દુઃખોની ચિંતા ન કરીએ. જ્યાં સુધી આપણે આપણાં જ દુઃખોને રડયા કરીશું ત્યાં સુધી તીર્થંકરની કરૂણાના પાત્ર નહિ બની શકીએ.

'પરમાત્મ-અનુગ્રહ'ના દિવ્ય તત્વને સમજી લો તો તમારી તમામ દીનતા દૂર થઈ જાય. મહર્ષિ શ્રી સિદ્ધર્ષિએ પોતાના ઉપમિતિ

ભવપ્રપંચકથા' નામના ગ્રંથમાં ખૂબજ મર્મસ્પર્શી રીતે 'પરમાત્મ-અનુગ્રહ' ને સમજાવ્યો છે. પરમાત્મ-અનુગ્રહ એટલે પરમાત્મ-કૃપા. પરમાત્મ-અનુગ્રહ એટલે પરમાત્મ-કરૂણા. પરમાત્માની કૃપા મેળવવા માટે આપણું હૃદય વિશુદ્ધ અને વિમળ હોવું જોઈએ.

**'ઉપમિતિ' ગ્રન્થની એક ઉપનયકથા:**

એક રાજાને વિચાર આવ્યો કે મારા નગરમાં એકપણ ભિખારી રહેવો ન જોઈએ અને તેણે મંત્રીને બોલાવીને આજ્ઞા કરી કે નગરમાં જે કોઈ પણ ભિખારી હોય તેને રાજમહેલમાં બોલાવીને વસ્ત્ર, અનાજ વગેરે આપીને તેનું ભિખારીપણું દૂર કરો.' મંત્રીએ રાજાની આજ્ઞાનું પાલન કરવાનું શરૂ કર્યું. રાજાના નવા ફરમાનથી ભિખારીઓનું ભિખારીપણું દૂર થવા લાગ્યું. ભિખારીઓને હવે ધંધો રોજગાર મળ્યા. થોડાક જ દિવસમાં નગર ભિખારી વિનાનું થઈ ગયું.

એક દિવસ રાજાએ પોતાના મહેલના ઝરૂખે ઉભા ઉભા એક ભિખારીને જોયો. રાજાએ તરત જ મંત્રીને બોલાવ્યો. મંત્રીએ ભિખારીને બોલાવીને તેને નવડાવીને સુંદર વસ્ત્રો આપ્યાં. પછી તેને ભોજનાલયમા લઈ જઈને કહ્યું: 'હવે તારી પાસે તારૂ જુનું-પુરાણું ભિક્ષાપાત્ર છે અને તેમાં જે ગંદો આહાર છે તેને ફેંકી દે અને તારા ભિક્ષાપાત્રને સાફ કરી નાંખ!'

ભિખારીએ વિચાર્યું: ભિક્ષાપાત્રનું ભોજન ફેંકી દઉં અને આ માણસ મને પછી ભોજન જ ન આપે તો? તો તો હું બંને બાજુથી ભૂખ્યો જ રહી જઉં! આથી ભિક્ષાપાત્ર તો ખાલી નહિ કરૂં'. આમ વિચારી તેણે મત્રીને કહ્યું: 'તમારે જે આપવુ હોય તે આ ભિક્ષાપાત્રમા જ આપો, હું મારૂં જુનું છે તે ફેંકી નહિ દઉં.'

મંત્રીએ તેને ઘણો સમજાવ્યો કે તારા ભિક્ષાપાત્રમાં જે અન્ન છે તે ઘણું ગંદુ અને સડેલું છે. એવું અન્ન નહિ ખવું જોઇએ, તું તેને ફેંકી દે. તારા ભિક્ષાપાત્રને પણ ધોઈને બરાબર સાફ કર અને પછી એ શુદ્ધ પાત્રમા તું ભોજન લઈને ખા! અશુદ્ધની સાથે શુદ્ધ પણ

અશુદ્ધ બની જાય છે. સડેલા ભોજન સાથે શુદ્ધ ભોજન લઈશ તો તે શુદ્ધ ભોજન પણ સડી જશે—મંત્રીએ તેને અનેક રીતે સમજાવ્યો પણ તે એકનો બે ન થયો. ન જ સમજયો તે બહાના બતાવીને ભાગી ગયો! આથી તે ભિખારીનો ભિખારી જ રહ્યો!

જ્ઞાની પુરૂષો કહે છે કે પહેલા તમે તમારા હૃદયને શુદ્ધ કરો. શુદ્ધ—નિર્મળ હૃદયમાં પરમાત્માની દિવ્ય કૃપા અવતરે છે. અને આ દિવ્ય કૃપા જ તમારા તમામ દુઃખો હરી લેશે. કરવું છે ને હૃદયને સાફ ને સ્વચ્છ? શુદ્ધ અને નિર્મળ? તમારા હૈયે જે દ્વેષ છે, રોષ છે, ઘૃણા અને તિરસ્કાર છે, વેર-ઝેર છે તે બધાં ગંદગી છે. સડો છે! આ ગંદગીને બહાર ફેંકી દો! ફગાવી દો આ સડાને! તમારા હૈયે રહેલી વિકારોની ગંદગીને ઉલેચી નાખો! હૈયે તમારે આ બધી ગંદગી રાખવી હોય, સડેલો માલ જ સંગ્રહી રાખવો હોય અને તેમાં પરમાત્માની કૃપા ઉતરે એવું તમે ઇચ્છતા હો તો યાદ રાખો કે એવું કદી નહિ બને. **અશુદ્ધ અને મલિન પાપવિચારોથી ભરપુર હૃદયમાં પરમાત્માની કૃપા કયારેય અવતરતી નથી.** શુદ્ધ હૃદયને 'ધર્મ' કહ્યો છે તેનું તાત્પર્ય જ આ છે. **જે હૃદયમાં પરમાત્માની કૃપા હોય તે હૃદયમાં અધર્મ ટકી શકતો નથી. જે ઘરમાં પ્રકાશ હોય છે તે ઘરમાં અંધારુ રહેતું નથી.**

**સભામાંથી :** હૃદયને શુદ્ધ કેવી રીતે કરીએ? એ તો કામ-ક્રોધ આદિથી અશુદ્ધ જ બન્યું રહે છે! આજ શુદ્ધ કર્યું તો કાલે ફરી પાછું અશુદ્ધ બની જાય છે!

**મહારાજશ્રી :** સમસ્યા તો છે જ! પરંતુ તે ન જ ઉકલે તેવી સમસ્યા નથી. હૃદયને રોજ શુદ્ધ કરતા રહો! રોજ અશુદ્ધ બને છે તો રોજરોજ તેને શુદ્ધ કરો! શરીર રોજ ગંદુ થાય છે તો રોજ સ્નાન કરો છો ને? કપડાં રોજ મેલા થાય છે તો રોજ કપડા ધુઓ છો ને? એ જ પ્રમાણે હૃદય રોજ અશુદ્ધ થાય છે તો તેને એક એક દિવસ શુદ્ધ કરો! રાતના સૂતા પહેલા હૃદયને શુદ્ધ કરીને

સૂઈ જાવ. નિરંતર આ શુદ્ધિની પ્રક્રિયા ચાલુ રાખો. રોજ જ નહિ, પ્રતિપળ હૃદયની શુદ્ધિ માટે જાગ્રત રહો. જે પળે જણાય કે હૃદય પાપવિચારોથી અશુદ્ધ બન્યું તો તરત જ, શુભ વિચારથી બીજી જ પળે તેને શુદ્ધ કરી નાંખો! પળેપળ હૃદયશુદ્ધિ માટે સાવધ જાગ્રત ને સક્રિય રહો! તો એક દિવસ હૃદય એવું શુદ્ધ બની રહેશે કે પછી કદી તે અશુદ્ધ નહિ બને. હૃદયને શુદ્ધ કરવા માટે બે મંગળ શ્લોકો કંઠસ્થ કરી લો. તેના અર્થને બરાબર સમજી લો અને તમારા હૃદયમાં તેનું સતત ગુંજન થવા દો. પહેલો શ્લોક નોધી લો :

શિવમસ્તુ સર્વજગતઃ પરહિતનિરતા ભવન્તુ ભૂતગણાઃ ।
દોષાઃ પ્રયાન્તુ નાશં, સર્વત્ર સુખી ભવતુ લોકઃ ॥

તેનો અર્થ પણ સમજી લો: 'સર્વ-સારા ય જગતનું કલ્યાણ થાઓ. સર્વજીવ પરહિત કરવામાં નિરત થાઓ. જીવોના બધા જ દોષ નાશ પામો... સર્વત્ર સૌ સુખી થાઓ'

બીજો શ્લોક પણ નોધી લો :

ખામેમિ સવ્વજીવે, સવ્વેજીવા ખમંતુ મે ।
મિત્તિ મે સવ્વભૂએસુ, વેરં મજઝંન કેણઈ ॥

આ શ્લોકનો અર્થ પણ બરાબર ધ્યાનથી સમજી લો :

'હું તમામ જીવોને ક્ષમા આપું છું, સર્વજીવો મને ક્ષમા આપે. બધા જ જીવો સાથે મારે મૈત્રી છે, કોઈના ય પ્રત્યે મને વૈર નથી.'

સવાર-બપોર-સાંજ ત્રિકાળ અને નિરંતર આ શ્લોકોનું સ્મરણ કરો. તેના અર્થનું ચિંતન કરો. અનુકૂળતા હોય તો કુટુંબના બધા સભ્યો સાથે મળીને તેનું ગાન કરો. ઘરમાં-કુટુંબમાં દરેકે દરેક સભ્યને આ શ્લોક કંઠસ્થ કરાવો. આવુ કંઈક પ્રયોગાત્મક કરો. રોજ સાંભળતા જ રહેશો અને ક્રિયારૂપે કશું કરશો જ નહિ તો નક્કર કશું જ નહિ મળે. હૃદયશુદ્ધિ માટે આ પ્રયોગ કરતા રહો. હૃદય જેમ જેમ શુદ્ધ થતું જશે તેમ તેમ જીવમૈત્રી વધતી જશે.

વિસ્તરતી જશે અને જીવમૈત્રી વધતી જશે તેમ તેમ તમારી ધર્મ-ક્રિયાઓ પણ આનંદમય-રસમય-ઉલ્લાસમય બનતી જશે. તો તમારા બધાજ કર્તવ્યમાં વિવેકની સુગંધ ફુટશે.

**સભામાંથી** - દીન-દુઃખી, અને રોગીઓને જોઈને કરૂણા આવે છે પરંતુ જેઓ હિંસા, ચોરી, અનાચાર કરે છે તેઓ પ્રત્યે જરાય કરૂણા નથી જાગતી. તેમના પ્રત્યે રોષ જ થાય છે.

**મહારાજશ્રી** : દીન-ગરીબ-અનાથ આદિના દુઃખ તમને પ્રત્યક્ષ દેખાય છે આથી તમારૂં હૃદય કરૂણાથી ભરાઇ આવે છે. પણ જેઓ હિંસા, અસત્ય, ચોરી આદિનાં પાપ કરે છે તેમનાં દુઃખ તમને નજરમાં નથી આવતાં ! દુઃખના કારણ પ્રત્યક્ષ છે પણ તેમનું દુઃખ પરોક્ષ છે તમે જો પાપના ફળનો વિચાર કરો તો તમને એ દુઃખ જરૂર દેખાય. 'આ માણસ હિંસા કરે છે. હિંસાનું ફળ રોગ અને શોક, દુર્ભાગ્ય અને પ્રતિહિંસા ! આને ખબર નથી અથવા તો એ પાપમાં માનતો નથી. પરંતુ પાપના ફળ આજ નહિ તો કાલે, આ ભવમાં નહિ તો પરભવમાં પણ તેને જરૂર ભોગવવા પડશે.'

ચોરી કરનારના દુઃખ નજરોનજર નથી દેખાતા. પરંતુ તમે જો જાણી લો કે ચોરી કરવાથી કેવા પાપકર્મ બંધાય છે અને એ પાપકર્મો ઉદયમાં આવતા એ જીવને કેવાં કેવાં દુઃખ ભોગવવાં પડે છે, તો તમને ચોરી કરનાર પ્રત્યે ઘૃણા નહિ ઉલ્ટું તેને ચોરી કરવામાંથી કેમ રોકવો તેના જ વિચારો આવશે.

**ચોર પ્રત્યે પણ કરુણા : એક સત્ય ઘટના**

લન્ડનમાં એક ઘટના બની હતી. એક યુવાન રાતે ચોરી કરવા નીકળ્યો. એક સ્ટ્રીટમાંથી તે જઇ રહ્યો હતો તેના ચાલ અને ઘુમતી આંખ જોઇને પોલીસને શંકા થઇ કે આ ચોર હોવો જોઇએ. આથી પોલીસ સતર્ક બની ગઇ. એ યુવાનને પણ ગંધ આવી ગઇ કે પોલીસને મારા વિષે શંકા ગઇ છે. આથી તે પોલીસથી બચવા એક ચર્ચમાં ઘુસી ગયો.

ચર્ચના દરવાજા ખુલ્લા જ હતા. ચર્ચમાં ધર્મગુરૂ પાદરી પોતાના કેટલાક અતિથિઓ સાથે બેસીને વાર્તાલાપ કરી રહ્યા હતા. પેલો યુવાન પણ ત્યાં જઈને એક ખુરસી પર બેસી ગયો. ટેબલ પર ચાના કપ-રકાબી વગેરે પડયા હતા. નોકરે એ યુવાનને પણ અતિથિ માની તેને ચાનો કપ આપ્યો

ધર્મગુરૂની નજર આ યુવાન પર ન હતી. તે તો પોતાના વાર્તાલાપમા લીન હતા. ટેબલ પર જે કપ પડયા હતા તે ચાંદીના હતા. યુવકનું મન તેથી લલચાયું! ચોરી કરવા તો એ નીકળ્યો હતો! સામે જ ચોરીની તક હતી! ધર્મગુરૂ પોતાના મિત્રો સાથે ઊઠીને બીજા રૂમમાં ગયા ત્યારે યુવાને ઝડપથી ચાંદીના કપ પોતાના કોટમાં છુપાવી દીધા અને ચર્ચની બહાર નીકળી ગયો!

પોલીસે તેને બહાર નીકળતો જોયો અને તેને પકડી લીધો. ચોરીનો માલ હસ્તગત કર્યો. અને તેને કસ્ટડીમાં પૂરી દીધો બીજા દિવસે તેને ન્યાયધીશ સામે હાજર કરાયો. પોલીસે રીપોર્ટ આપ્યો કે આ ચોર છે અને તેણે ચર્ચમાથી ચાંદીના કપ ચોર્યા છે. પોલીસે એ કપ બતાવ્યા. કપ પર ચર્ચનું નામ હતું. ખાતરી માટે એ ચર્ચના ધર્મગુરૂને કોર્ટમાં બોલાવ્યા. ન્યાયાધીશે ધર્મગુરૂને પૂછ્યું. 'આપના ચર્ચમાથી ચાંદીના કપ ચોરાયા છે? આ યુવક આપના ચર્ચમાં આવ્યો હતો? તેને આપે જોયો છે?'

ધર્મગુરૂએ એ યુવાન સામે જોયું. અને કહ્યું: 'આ યુવાન તો મારો મહેમાન છે! ગઈકાલે રાતે ચર્ચમાં તે મારો મહેમાન બનીને આવ્યો હતો. મેં જ તેને ચાંદીના કપ ભેટ આપ્યા હતા! આ યુવાનને ચોર સમજી પકડી લીધો છે તે જોઈને મને ખૂબ જ દુઃખ થયુ છે. આપ તેને નિર્દોષ છોડી મૂકો તેવી મારી તમને વિનંતી છે.'

ધર્મગુરૂના આ બયાનથી પોલીસ શરમાઈ ગઈ. યુવાનને બેહદ આશ્ચર્ય થયું. ન્યાયધીશે પણ યુવાનને છોડી મૂકયો અને ચાંદીના કપ પાછા આપવા હુકમ કર્યો. પોલીસે ધર્મગુરૂની ક્ષમા માંગી.

ધર્મગુરૂ એ યુવાનની સાથે કોર્ટની બહાર નીકળ્યા. બહાર આવતાં જ યુવાન ધર્મગુરૂના ચરણોમાં પડીને ધ્રુસકેધ્રુસકે રડી પડયો. ધર્મગુરૂએ તેને ઊભા કરી પોતાની છાતીએ ચાંપ્યો. વ્હાલથી તેનો વાંસો પંપાળ્યો. યુવાને રડતા અવાજે કહ્યું: 'આપે મને બચાવી લઇને મારા પર અનંત ઉપકાર કર્યો છે. આજથી પ્રતિજ્ઞા લઉં છું કે હું કયારેય ચોરી નહિ કરૂં.'

ધર્મગુરૂએ કહ્યું: તારો ચહેરો જોઇને જ મને લાગ્યું હતું કે આવો યુવાન ચોરી કરી શકે જ નહિ. જરૂર કોઇ વિકટ પરિસ્થિતિએ તેને મજબૂર કર્યો હશે. આથી ન્યાયાધીશ સમક્ષ મેં તને મારા મહેમાન તરીકે ઓળખાવ્યો. હવે તું મને કહે કે તારે આમ ચોરી કેમ કરવી પડી?'

યુવાને કહ્યું: 'હું અત્યારે ખૂબજ ખરાબ હાલતમાં જીવું છું. મારી પાસે પૈસા નથી. મારી એકની એક બહેનના લગ્ન લીધાં છે. માતા પિતા સ્વર્ગે ચાલ્યા ગયાં છે. મારી બેન પર મને ખૂબજ વ્હાલ છે. તેના લગ્ન માટે પૈસા જોઇએ. ઘણાં પાસે મેં ઉછીના પૈસા માગ્યા. સગાં-સંબંધીઓ-મિત્રોને કાકલૂદી કરી પણ કોઈએ મને કાણી કોડી ય ન આપી. આથી મારે ન છુટકે, કકળતા હૈયે ચોરી કરવી પડી. અને ચોરી કરી તો પકડાઇ ગયો...'

યુવકની વાતમાં સચ્ચાઇ નીતરતી હતી. ધર્મગુરૂએ તેને વ્હાલથી આશ્વાસન આપ્યું. તેને ચર્ચમાં લઈ ગયા અને તેની બહેનના લગ્ન માટે જરૂરી બધી આર્થિક વ્યવસ્થા કરાવી આપી, યુવકનું હૃદય આથી ગદ્ગદ્ થઈ ગયું. ધર્મગુરૂ પ્રત્યે તેના હૈયે ભરપુર શ્રદ્ધા બેસી ગઇ. તેણે જીવનમાં ક્યારેય ચોરી નહિ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. તેનું જીવન આ ઘટનાથી સુધરી ગયું. યુવાનનું જીવન સુધારવા માટે ધર્મગુરૂને જુઠું બોલવું પડયું! બીજા જીવોના આત્મકલ્યાણ માટે, ભવ સુધારવા માટે કદાચ અસત્ય બોલવું પણ પડે તો તે પાપ નથી!

## સત્ય-અસત્ય સાપેક્ષધર્મ :

એક કલ્પના કરો. નાના બે બાળકોને ઘરમાં એકલા મૂકીને મા-બાપ બહાર કામે ગયા છે. પાછા આવીને જુએ છે તો ઘર આગમાં ઘેરાઈ ગયું છે. બાળકોને આગની ખબર નથી. તેઓ પોતાના રમવામાં મશગુલ છે. આગ બહારથી લાગી છે. અંદર જવાય તો બળીને જીવતા ભડથું થઈ જવાય તેવી હાલત છે. મા-બાપ બાળકોને બૂમો મારી બોલાવે છે. પણ ભૂલકાં કશું જ સાંભળતાં નથી. ત્યારે બાપ જોરથી કહે છે : ટીનુ બેટા! જો હું સાયકલ લાવ્યો છું જલ્દી બહાર આવો. જે પહેલો આવશે તેને સાયકલ મળશે.' અને સાયકલની લાલચથી બંને બાળકો જલ્દી દોડતા બહાર આવે છે. બાળકો હેમખેમ બહાર આવી ગયા! તેમની જીંદગી બચી ગઈ! ઘર સળગી ગયું! અહીં બાપને જુઠું બોલવું પડયું. બાળકોના જીવ બચાવવા તેને જુઠનો આશરો લેવો પડયો. પોતે સાયકલ લાવ્યો ન હતો છતાંય કહ્યું કે તમારા માટે સાયકલ લાવ્યો છું! તો શું આ બાપને અસત્ય બોલવાનું પાપ લાગશે? નહિ. અહી અસત્ય પાપ નથી. ધર્મ છે. સત્ય-અસત્ય સાપેક્ષ ધર્મ છે. એકાન્તતઃ સત્ય ધર્મ નથી, એકાન્તત : અસત્ય પાપ નથી.

લંડનની ઘટનામાં ધર્મગુરુનો આશય યુવકને ચોરીના પાપમાંથી ઉગારી લેવાનો હતો. તેમના હૈયે યુવાન માટે કરુણા હતી. જાણતા હતા કે ચોરી કરવી એ પાપ છે. ચોરીના પાપથી આ યુવકનો આભવ ને પરભવ બંને બગડી જશે. તેનું જીવન દુ:ખી થઈ જશે. મરીને તેની દુર્ગતિ થશે...' આથી યુવાન પ્રત્યે તેમને ગુસ્સો ન આવ્યો. કરુણા છલકાઈ.

**સભામાંથી** : અમારા બે રૂપિયાના સ્લીપર ચોરાઈ જાય અને ચોરનાર પકડાઈ જાય તો અમે તો તેને ભરપુર મેથીપાક આપીએ છીએ!

**મહારાજશ્રી** : કારણ કે જીવ કરતા પણ જડ તમને વધુ

વ્હાલું છે! જડ પદાર્થ માટે જીવતા જીવને મારપીટ કરતા પણ તમે અચકાતા નથી! કેટલું કરુણ! **યાદ રાખો કે જ્યાં સુધી ચૈતન્ય પ્રત્યે સ્નેહ જાગ્રત થતો નથી ત્યાં સુધી આત્માને ધર્મનો સ્પર્શ પણ થતો નથી.** એ રૂપરડીની સ્લીપર માટે માણસને ઢોરમાર મારનાર, એક રૂપરડીના ઝાડૂ માટે બકરીને ટીપી નાખનાર ધર્મની શું આરાધના કરી શકવાના? તમે કદી વિચાર્યું કે 'સ્લીપર ચોરનારે સ્લીપર શા માટે ચોરી હશે? કઈ પરિસ્થિતિએ તેને આવી મામુલી ચોરી કરવા પ્રેર્યો હશે? ચોરીના દૂષણથી તે મુક્ત થવો જોઈએ.' પણ હૈયે કરુણાભાવ હોય તો આવું વિચારો ને? કરુણા તો છે નહિ અને નીકળી પડયા છો ધર્મ કરવા! પોતાને કહેવડાવો છો ધર્માત્મા! પણ ફરી ફરીને યાદ રાખો કે **ક્રૂર નિર્દય હૃદયમાં ધર્મનો વાસ થતો નથી**. તો હૈયામાથી ક્રૂરતા કાઢી નાંખો અને કરુણાને જાગ્રત કરો!

એવું ન માનશો કે સાધુપુરુષો જ આવી કરુણા કરી શકે છે! ગૃહસ્થ પણ આવી કરુણા કરી શકે છે. ગૃહસ્થધર્મ કરુણાથી જ શોભે છે. એવા અનેક સદ્‌ગૃહસ્થો ભૂતકાળમા થઈ ગયા કે જેમનાં હૃદય કરુણાથી છલોછલ હતાં. તેઓ દુઃખી જીવો પ્રત્યે અત્યંત કરુણા બતાવતા હતા. વર્તમાનમાં પણ એવા દયાના સાગર ગૃહસ્થો છે જ!

### અપરાધી તરફ પણ કરૂણા :

ધર્મગ્રન્થોમાં શ્રેષ્ઠિ સુવ્રતનું ઉદાહરણ આવે છે. કરોડપતિ હતો. સુવ્રત અગિયાર કરોડ સોનામહોરનો માલિક હતો. અગિયાર પત્નીનો પતિ હતો અને તે અગિયારસ તિથિ–એકાદશીનો આરાધક હતો. સુવ્રતના જીવન સાથે અગિયારનો આંક જોડાઈ ગયો હતો.

એકાદશીના દિવસે સુવ્રત પોતાની હવેલીના એક એકાન્ત કમરામાં, પૌષધવ્રત ધારણ કરીને ધર્મધ્યાનમાં લીન હતો. ત્યારે તેની હવેલીમાં ચોર આવ્યા. સુવ્રતની સઘળી સંપત્તિ હવેલીમાં હતી! એ જમાનામાં બેન્ક નહોતી! સેફ ડીપોઝીટ વોલ્ટ પણ ન હતા! આથી

ધનિકો પોતાની સઘળી ધનસંપત્તિ હવેલીમાં જ રાખતા. કોઇ જમીનમાં દાટતું તો કોઇ તિજોરીમાં મૂકતું! કોઇ ભીંતમાં સાચવતા તો કોઈ મકાનની છતમાં મૂકતા!

હવેલીમાં બધા જ સૂઇ ગયા હતા અને સુવ્રત શેઠ ધ્યાનમાં ઉભા હતા. ઉભા ઉભા આંખને નાકના ટેરવા પર સ્થિર કરીને આત્માનું ચિંતન કરી રહ્યા હતા. ચોરો માટે આ ઉત્તમ તક હતી! તેમણે ઝડપથી ધનમાલ ભેગો કરીને પોટલા બાંધી લીધાં. ચોરો જેવાં પોટલા લઇને જાય છે, ત્યા સુવ્રત શેઠે ધ્યાન પાર્યું. તેમની નજર પોટલા લઇને જતા ચોરો ઉપર પડી. પરંતુ ચોરોને અટકાવવા સહેજે ય પ્રયત્ન ન કર્યો!

ચોરોને ચોરી કરતા જુઓ તો તમે પૌષધમાં હોય તોય તેને પકડવા દોડો ને? કદાચ દોડો નહિ તો 'ચોર ચોર'ની બૂમ પણ મારો ને? પરંતુ આ સુવ્રત શેઠ તમારા જેવા ન હતા. તેમણે પૌષધ લીધો હતો. સંસારની કોઇપણ પ્રવૃત્તિ નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી! વાસ્તવમાં તો તેમનું હૃદય અનાસક્ત હતું. આથી 'ચોરો મારી કરોડોની ધનસંપત્તિ લઈ જાય છે તો મારું શું થશે?' આવો વિચાર, આવી ચિંતા તેમને ન થઈ. ઉલ્ટું તેમણે વિચાર્યું કે, **'વાસ્તવમાં જે મારૂં છે તેને કોઇ જ લઇ જઇ શકે તેમ નથી અને જે મારૂં હકીકતમાં છે જ નહિ તે કોઈ લઈ જાય તો તેથી મને શું? મારૂં તો છે સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યગ્ચારિત્ર. મારો એ અક્ષય અને અખૂટ વૈભવ છે. મારી એ જ સાચી દોલત છે. તેની ચોરી આ દુનિયામાં કોઇ જ કરી શકે તેમ નથી. આ ચોરો જે ચોરી જાય છે તે મારી સંપત્તિ છે જ નહિ! તો પછી હુ શું કરવા ચિંતા કરૂં? શા માટે બૂમાબૂમ કરૂં? શા માટે તેમને પકડવા દોડું?'**

અગિયાર કરોડ સોનામહોરનો ધણી શું વિચારે છે તે કંઈ

સમજમાં ઉતરે છે? ધનદોલત પ્રત્યે સુવ્રત શેઠની દૃષ્ટિ કેવી છે તે કઇ સમજાય છે? છે કોઇ તેમને મમત્વ? છે કોઈ પરિગ્રહની વાસના? ધનના પર્વત પર બેઠા છે, પરંતુ ધનનો કોઈ મોહ નથી, કોઇ રાગ નથી, તેનું કોઈ મમત્વ નથી! એ ધન દોલત પર રાગ હોત તો? મમત્વ હોત તો? પૌષધવ્રતનો ભંગ કરત. ચીસાચીસ કરી મૂકત! રક્ષકોને બૂમ મારત! ધમાલ મચાવી દેત ત્યાં! અને પછી ચોરોને કેવી સજા કરાવત?

પણ ના, સુવ્રતને ચોરો પ્રત્યે કોઇ રોષ નથી ચડતો, કોઈ તિરસ્કાર નથી જાગતો. જડ પર રાગ હોત તો સુવ્રત જરૂર ચોરોનો તિરસ્કાર કરત. તેમને જીવ પ્રત્યે રાગ હતો, જડ પ્રત્યે વિરાગ હતો. પછી ચોરો પ્રત્યે દ્વેષ ક્યાંથી જાગે? સર્વ અનર્થોનું મૂળ જ જડ-રાગ અને જીવ-દ્વેષ છે! **એ મહા શ્રાવકે અનિત્યાદિ ભાવનાઓ સતત ભાવીને જડરાગ ખતમ કર્યો હતો અને મૈત્રી-કરૂણા આદિ ભાવનાઓથી જીવદ્વેષને નામશેષ કર્યો હતો!** ધનવાન હોવા છતાં ધનપ્રેમી નહોતો. શ્રીમંત હોવા છતાંય લક્ષ્મીદાસ નહોતો. સુવ્રત શેઠ તો ચોરો તરફ માત્ર એક નજર નાંખીને ફરી ધ્યાનમાં લીન બની ગયા! ચોરોને તો આથી ફાવતુ આવી ગયું ચોરીના માલના પોટલાં માથે મૂકીને ચાલવા માડ્યુ, પણ આશ્ચર્ય! હજી હવેલીની બહાર પગ મૂકે ત્યાં જ તેમના પગ અચાનક થંભી ગયા! એક ડગલું ન આગળ મંડાય! ન એક ડગલું પાછળ ભરાય! જમીનની સાથે ચીટકી ગયા! ઘણાં પ્રયત્ન કર્યા પરંતુ વ્યર્થ! હવે તેઓ ગભરાયા.

જ્ઞાની પુરુષોએ કહ્યું છે : **'ધર્મો રક્ષતિ રક્ષિતઃ'** તમે તમારા હૃદયમા ધર્મને સુરક્ષિત રાખો અને ધર્મ તમારું રક્ષણ કરશે. સુવ્રતના હૈયામાં જીવ-રાગ અને જડ વૈરાગ્યનો મહાન ધમ સ્થિર અને સુરક્ષિત હતો! તેમના જીવનમાં શુદ્ધ હૃદયનો જ ધર્મ વણાયેલો હતો! ચોરો તેમની સંપત્તિ કેવી રીતે લઇ જઈ શકે? સુવ્રતની શુદ્ધ ધર્મસાધનાથી દૈવી તત્ત્વો જાગ્રત થઈ ગયાં! તેમણે ચોરોને પોતાનો પરચો બતાવ્યો!

હા, એક વાત બરાબર ખ્યાલમાં લઈ લો. સુવ્રતે પોતે કોઈ દેવ-દેવીને પ્રાર્થના કરી નહોતી કે 'હે ક્ષેત્ર દેવતા! હવે તું જ મારી આ દોલતને બચાવ!' પરમાત્માને પણ તેમણે કાકલૂદી નહોતી કરી કે 'ભગવંત! આ ચોરો મારી સંપત્તિ ચોરી ન જાય એમ તું કંઈ કર!' સુવ્રત શેઠ ગૃહસ્થાવાસમાં પણ અનાસક્ત યોગી હતા! તેમના હૈયે ધનસંપત્તિનો કોઈ મોહ ન હતો. આથી નશ્વર ધનસંપત્તિ બચાવવા માટે શા માટે પ્રાર્થના કરે? અનાસક્ત હૃદય જ મહાન ધર્મ છે. અનાસક્તિ જ પરમાનંદ અને પરમસુખ છે. **જીવમાત્ર પ્રત્યે જેના હૈયે મૈત્રી અને કરૂણા છલોછલ છલકાતી હોય તેનું હૈયું, તેનું જીવન તો વિશુદ્ધ ને વિમળ હોય! શાંત અને પ્રસન્ન હોય!**

સવારે સુવ્રત શેઠે 'પૌષધ' પાર્યો પોતાના કમરામાંથી બહાર આવ્યા. તેમણે ચોરોને ઉભેલા જોયા, જોતા જ પૂછયું : 'તમે હજી કેમ અહીં ઉભા છો? જતા કેમ નથી રહ્યા?' ચોરોએ ગભરાતા ગભરાતા કહ્યું : 'શેઠજી! અમે કેવી રીતે જઈએ? અમારા પગ જ જમીન સાથે ચોંટી ગયા છે. આપે જ કંઈક કર્યું છે! અમને આપ છોડાવો. અમે હવે કદી ય ચોરી નહિ કરીએ. તમારો ધનમાલ પણ પાછો આપી દઈએ છીએ.' વાત જાણીને સુવ્રતે ચોરોને પ્રેમથી સ્પર્શ કર્યો અને ચોરોના પગમાં પ્રાણ આવ્યા! હવે તે ચાલી શકયા! પણ ચાલીને જાય કયાં? કોટવાળ બહાર જ ઊભો હતો. કોટવાળે ચારેય ચોરોને પકડી લીધા.

સુવ્રતની તમામ ધનસંપત્તિ બચી ગઈ! ચોરો બધું જ મૂકીને કોટવાળ સાથે ગયા. આનંદનો આ કંઈ જેવો તેવો પ્રસંગ ન હતો. છતાય સુવ્રત શેઠના હૈયે કોઈ આનંદ ન હતો તે ખૂબ જ બેચેન હતા! "ચોર પકડાઈ ગયા. હવે તેમને સજા થશે. રાજા તેમને શૂળીએ ચડાવી દેશે! બિચારા મારા નિમિત્તે અકાળ મૃત્યુ પામશે!' આવી વેદનાથી સુવ્રત શેઠ ખિન્ન અને ઉદ્વિગ્ન હતા.

આવી ઘટના તમારા જીવનમાં બને તો તમે શું કરો? તુલના કરો જરા! ધન નો મોહ શું ન કરાવે તમને? ચોર પકડાય જાય તો રાજી થાઓ ને? કે નારાજ થાઓ? અરે! ન પકડાઈ તો એ ચોરને પકડાવવા માટે તમે આકાશપાતાળ એક કરાવો. કેમ ખરું ને?

**સભામાંથી :** ચોરોને તો સજા થવી જ જોઈએ ને?

**મહારાજશ્રી :** એ વિચારતા પહેલાં એ વિચારો કે માણસને ચોરી શા માટે કરવી પડે છે? ચોરીના પાપથી માણસને બચાવી શકાય છે કે નહિ? સજા કરવાથી, મારપીટ કરવાથી ચોર ચોરી કરવાનું છોડી દેશે એમ તમે નિશ્ચિત કહી શકો છો? ના. તો ચોરી કરનાર કરુણાને પાત્ર છે. પછી તે છે સજાને પાત્ર. સજા કરવામા ય કરુણા હોવી જોઈએ. તેના પ્રત્યે સહાનુભૂતિ હોવી જોઈએ. સજા પણ ચોરીનું પાપ છોડે તેવી ભાવનાથી કરવી જોઇએ. સુવ્રત શેઠ તો વિચારે છે કે 'ચોરોને સજા ન થવી જોઈએ. તેમને હું બચાવી લઉં. તેમને હું પ્રેમથી સમજાવોશ. જેથી ભવિષ્યમાં તેઓ કદી ચોરીનું પાપ ન કરે.'

આવી ઉત્તમ કરુણાથી સુવ્રત શેઠ ઉપવાસનું પારણું કરવા પણ ન રોકાયા અને સીધા પહોચ્યા રાજાની પાસે. રાજાને સુવ્રત શેઠ માટે માન અને આદર હતા. રાજાએ શેઠનું સ્વાગત કર્યું અને સવાર સવારમા આવવાનું કારણ પૂછયું. શેઠે ચોરો માટે અભયદાન માંગ્યું. એટલામા કોટવાળ પણ ચોરોને લઈને આવી ગયો. સુવ્રત જેવા ધર્માત્માના ઘરમાં ચોરી કરનાર ચોરોને જોઈ રાજાને ખૂબ જ ગુસ્સો ચડયો. પરંતુ સુવ્રતે રાજાને શાત કરતા કહ્યુ :' મહારાજા! આ ચોરોનો કોઈ જ વાક-ગુનો કે દોષ નથી. દોષ મારો જ છે. મારા જેવા ધનાઢયે આ દુખીં લોકોના દુઃખ દૂર કરવાની કોઈ ચિંતા ન કરી આથી તેમને આ પાપકર્મ કરવા વિવશ બનવું પડયું. આપ તેમને છોડી મૂકો. હું તમને ખાતરી આપું છું કે હવે આ લોકો કદી ચોરી નહિ કરે. તેમને જે જોઇશે તે આપીશ.'

**પાપીને સજા કરવાને બદલે તેના હૈયામાંથી પાપની વૃત્તિ નિર્મૂળ કરવાનું વિચારો.** 'ચોરી કરનાર પાપી છે, દુષ્ટ છે, અધમ છે.' એવું વિચારતા પહેલાં 'ચોરી કરનાર દુઃખી છે!'– એવો વિચાર કરો. 'એ દુષ્ટ છે.' એવું વિચારવાથી દ્વેષભાવ વધશે. સુવ્રત ચોરોને દુઃખી. જુએ છે. આ ભવના દુઃખો અને પરભવના દુઃખી આથી તેમના હૃદયમા કરુણા ઉભરાણી.

સુવ્રતની ભાવ કરુણાનો પ્રભાવ ચોરો પર કેટલો ઘેરો પડયો ? ચોર સુવ્રતના ચરણોમાં નમી પડયા, રડતી આંખે ગદ્ગદ્ કંઠે બોલ્યા : 'હે મહાત્મા પુરુષ ! અમે કદી પણ ચોરી નહિ કરીએ. આપે અમને અભયદાન આપ્યું. અમે આપનો ઉપકાર કદી નહિ ભૂલિએ. આપે અમારા ભયંકર અપરાધને પણ માફ કરી દીધો. ક્ષમા આપી અમને. આપ દેવતા પુરુષ છો !'

રાજા પણ સુવ્રતની અત્યંત કરુણાથી ખૂબ પ્રભાવિત થયા. સુવ્રતનું ધર્મતેજ હજારો સૂર્યના તેજથી પણ અધિક તેજથી ઝળહળાં થઈ રહ્યુ જેણે જેણે આ ઘટના સાભળી હશે નગરમા, તે સૌના હૈયે સુવ્રત પ્રત્યે કેટલા સ્નેહ અને શ્રદ્ધા ભાવ વધ્યા હશે ? **કરૂણાવાન પુરૂષ બીજાના હૈયે ધર્મની સાચી સ્થાપના કરતા હોય છે.** ધર્મની શ્રેષ્ઠ પ્રભાવના કરુણાવાન લોકો જ કરે છે. જેની પાસે ધર્મ હોય તે જ બીજાને ધર્મ આપી શકે ને ? કરુણાપૂર્ણ હૃદય જ ધર્મ છે. જે હૃદયમા મૈત્રીભાવ અને કરુણાભાવ નથી ત્યાં ધર્મ નથી, તો એ હૃદય ધર્મપ્રભાવના કેવી રીતે કરી શકે ? બીજાને ધર્મ આપે કેવી રીતે ?

સુવ્રતનું એકાદશી–આરાધનનું અનુષ્ઠાન વાસ્તવમાં 'ધર્મ' હતો. કારણ કે તેમનુ અનુષ્ઠાન જિનવચનાનુસાર હતુ, યથોદિત હતું અને મૈત્રી–કરુણા આદિ ભાવનાઓથી સભર ને સમૃદ્ધ હતું. આવું અનુષ્ઠાન જ 'ધર્મ' કહેવાય છે.

ધર્મની વ્યાખ્યાને બરાબર સમજી લો. તમને વિસ્તારથી એટલા માટે સમજાવી રહ્યો છું કે આજકાલ 'ધર્મ'ની વ્યાખ્યા મન-ફાવે તેમ કરવામાં આવે છે. પોતાનો સ્વાર્થ સાધવા માટે અનેક ધૂતારા ધર્મની વાતો કરે છે. જો કે આવી ધૂર્તતા આજકાલની નથી, વરસોથી ચાલી આવી છે. આથી ખૂબ જ સાવધ અને સજાગ રહેવું પડે છે. કોઈપણ ધર્મની વાત સાંભળો ત્યારે વિચારજો કે ધર્માનુષ્ઠાન જિનવચનથી વિપરીત તો નથી ને? યથોદિત છે ને? મૈત્રી, પ્રમોદ આદિ ભાવનાઓથી યુક્ત છે ને?

મૈત્રી ભાવના અને કરુણા ભાવનાનું વિવેચન આજે અહીં પૂરું કરું છું, હવે આપણે 'પ્રમોદ ભાવનાના વિષયમાં ચિંતન કરીશું. ત્યારબાદ માધ્યસ્થ્ય ભાવનાની અનુપ્રેક્ષા કરીશું.

આજ આટલું જ.

* માણસને પોતાની જ પ્રશંસા સાંભળવાનું વધુ ગમે છે. એ તો એમ જ ઈચ્છે છે કે 'મારી પ્રશંસા થાય! સૌથી વધુ મારી પ્રશંસા થાય!'

* મગજ ખુલ્લું રાખીને જરા વિચારો: ઇર્ષ્યા કેવો ભયંકર દોષ છે....? ઈર્ષ્યાએ ગુરુવચનની અદબ ન રાખવા દીધી. ઈર્ષ્યાએ વિનય-વિવેકને બાળી નાંખ્યા.

* પ્રમોદ ભાવનાથી ઈર્ષ્યા દૂર થાય છે. રોજેરોજ પ્રમોદ ભાવનાનો અભ્યાસ કરો. સુખી અને ગુણવાનોની ક્યારે ય ઇર્ષ્યા ન કરો.

# પ્રવચન/૧૯

પરમ કરૂણાવંત મહાન શ્રુતધર આચાર્યશ્રી હરિભદ્રસૂરિજીએ 'ધર્મબિન્દુ' ગ્રન્થમાં 'ધર્મ'ની વાસ્તવિક વ્યાખ્યા આપી છે. આપણે આ વ્યાખ્યાનું આલંબન લઈને ધર્મતત્ત્વનું સામુહિક ચિંતન કરી રહ્યા છીએ.

દરેક ધર્માનુષ્ઠાન મૈત્રી, કરૂણા પ્રમોદ અને માધ્યસ્થ્યભાવથી પરિપૂર્ણ હોવું જોઈએ. આનો અર્થ એ છે કે ધર્મ અને પરિશુદ્ધ હૃદય વચ્ચે ગાઢ, ઘનિષ્ઠ સંબંધ છે. હૃદય વિશુદ્ધ ન હોય અને માણસ ગમે તેવી અને ગમે તેટલી ધર્મક્રિયાઓ કરે તો પણ તેની એ ક્રિયાઓ 'ધર્મ' નથી બનતી. આથી હૃદયને પરિશુદ્ધ કરવું એ અત્યંત આવશ્યક અને અનિવાર્ય પણ છે.

હૃદય અનેક દોષોથી મલિન છે. જીવો પ્રત્યે દ્વેષ, ઘૃણા, ધિક્કાર, મત્સર, ઇર્ષ્યા વગેરે મોટા દોષ છે. ગંભીર દોષ છે. જીવ-સ્વરૂપના

અને કર્મ-સિદ્ધાંતના અજ્ઞાનના લીધે આ દોષ પેદા થાય છે જીવોનું સ્વરૂપ કેવું છે તે તમે જાણો છો? તમે ખૂદ જીવ છો ને? તમે તમારા સ્વરૂપને જાણો છો? તમારૂં સ્વાભાવિક સ્વરૂપ શુ છે તેની તમને ખબર છે?

**તત્ત્વજ્ઞાની બનો :**

તમામ દોષો વૈભાવિક સ્વરૂપની પેદાશ છે અને તમામ ગુણો એ સ્વાભાવિક સ્વરૂપની પેદાશ છે, પ્રોડક્શન છે! આ તત્ત્વજ્ઞાનને તમે સમજી લો તો તમારા હૈયે જીવો પ્રત્યે ઘૃણા–તિરસ્કાર, દ્વેષ–ઇર્ષ્યા જેવા દુષ્ટ ભાવ નહિ જાગે. આ તત્ત્વજ્ઞાન જે મહાપુરૂષો આત્મસાત્ કરે છે તેમના હૈયે જીવો પ્રત્યે મૈત્રી, કરૂણા, પ્રમોદ અને માધ્યસ્થ્ય ભાવ ઉભરાતા રહે છે. મોહ અને અજ્ઞાનના લીધે જીવ ભલે દ્વેષ કરે, ઇર્ષ્યા કરે, ઘૃણા અને ધિઃક્કાર કરે તોય તત્ત્વજ્ઞાની એ જીવ પ્રત્યે દ્વેષ નહિ કરે, તેમની ઇર્ષ્યા નહિ કરે. તેમની ઘૃણા નહિ કરે. તેમને ધિઃક્કારશે નહિ. તમારે પણ તત્ત્વજ્ઞાની બનવાનું છે. તત્ત્વજ્ઞાન તમારે આત્મસાત્ કરવું પડશે.

મૈત્રીની ભાવનાથી વેર-ઝેરના-શત્રુતાના દોષ દૂર થાય છે. કરૂણાની ભાવનાથી ક્રોધના-ઘૃણાના-ધિઃક્કારના દોષ દૂર થાય છે. પ્રમોદની ભાવનાથી ઇર્ષ્યા અદેખાઈના દોષ દૂર થાય છે. માધ્યસ્થ્યની ભાવનાથી તિરસ્કાર–તુચ્છકારના દોષ દૂર થાય છે.

**ઈર્ષ્યાળુ ન બનો :**

પણ ઈર્ષ્યાનો દોષ ખૂબજ ખતરનાક છે. ઇર્ષ્યાને 'મત્સર, પણ કહે છે. ઇર્ષ્યાના લીધે માણુસ પોતાની ચિત્તશાંતિ અને ચિત્તપ્રસન્નતા ગુમાવી બેસે છે. ઇર્ષ્યા રોષને જનમ આપે છે. બીજા જીવોનું સુખ જોઇને, બીજાની આબાદી ને ઉન્નતિ જોઇને તમારા હૈયે આનંદ ન થાય, મન તમારૂં ખુશ ન થાય, રાજીપો ન અનુભવો તો માનજો કે તમારૂં હૈયુ ઈર્ષ્યાથી ભરેલું છે. ઈર્ષ્યાથી ભરેલું મન અશાંત અને ઉદ્વિગ્ન રહે છે. બેચેન અને બેદિલ રહે છે. આવા મનની તન ઉપર પણ ખરાબ અસર પડે છે. તેથી તે રોગી બને છે. ઈર્ષ્યાળુ માણુસને

તમે જોજો, તે કંઈ ને કંઈ બિમારીથી કણસતો જ હશે !

હૈયે ઈર્ષ્યા હોય અને ગમે તેટલી ધર્મક્રિયાઓ કરવામાં આવે તો પણ એ ક્રિયાઓમાંથી 'ધર્મ'ની સુગંધ નહિ ફુટે ! એ ક્રિયાઓ તમારી 'ધર્મ' નહિ બને ! ઈર્ષ્યાથી તો માણસનું પતન જ થાય છે, પછી તે ગૃહસ્થ હોય કે સાધુ, બાળક હોય કે વૃદ્ધ, સ્ત્રી હોય કે પુરૂષ ! ઈર્ષ્યાથી માણસનું પતન જ થવાનું.

શાસ્ત્રોમાં એક ઉદાહરણ છે. ઐતિહાસિક ઉદાહરણ છે. બની ગયેલી સત્ય ઘટના છે. એક આચાર્ય હતા. સંભૂતિવિજય તેમનું નામ. તેમના ઘણા બધા શિષ્યો હતા. કોઈ મોટા–ઉગ્ર તપસ્વી હતા તો કોઈ મહાત્યાગી. બધા જ કઠોર આત્મસાધકો હતા. એક દિવસ મગધની રાજધાની પાટલીપુત્રના એક યુવાને સંભૂતિવિજયના ચરણે પોતાનું જીવન સમર્પી દીધું. એ યુવાન હતો પાટલીપુત્રના મહામંત્રી શકટાલનો પુત્ર સ્થૂલિભદ્ર !

## ગુરુદેવ સ્થુલિભદ્રજીની પ્રશંસા કરે છે :

તમે સૌ સ્થૂલિભદ્રજીના જીવનચરિત્રથી તો પરિચિત છો ને ? તો તમને એ ખબર જ છે કે સ્થૂલિભદ્રજીએ ચારિત્રધર્મ અંગીકાર કરી, ગુરૂદેવની આજ્ઞા લઈને, પ્રથમ ચાતુર્માસ પોતાની પૂર્વ–પ્રિયતમા 'કોશા' નામની નૃત્યાંગનાને ત્યાં કર્યું હતું. કારણ કે સ્થૂલિભદ્રજી નૃત્યાંગનાને પણ ધર્મનો માર્ગ બતાવવા ઈચ્છતા હતા. અને તેમણે એ માર્ગ સફળતાથી બતાવ્યો ! કોશા શ્રાવિકા બની ગઈ ! તેણે બાર વ્રત અંગીકાર કર્યો ! સ્થુલિભદ્રજી પોતાના ગુરૂદેવ પાસે પહોંચ્યા ત્યારે ગુરૂદેવે તેમનું પ્રેમભીનું સ્વાગત કર્યું ! 'દુષ્કર .. દુષ્કર....દુષ્કર.... કહી તેમના સંયમની દૃઢતાનું અભિવાદન કર્યું. તેમણે કહ્યું : 'સ્થુલિભદ્ર ! તેં એક અતિ દુષ્કર કાર્ય કર્યું. સ્વયં તો નિર્વિકાર રહ્યો અને કોશાને પણ ધર્મ બતાવ્યો ! ધન્ય ! ધન્ય ! સ્થુલિભદ્ર !'

ગુરૂદેવે સ્થુલિભદ્રજીના સંયમની ભૂરી ભૂરી અનુમોદના કરી ત્યારે ત્યાં બીજા શિષ્યો પણ હાજર હતા. તેઓ બધા પણ અલગ

અલગ સ્થળોએ ચાતુર્માસ કરીને આવ્યા હતા. ઉત્તમ સાધના કરીને આવ્યા હતા, ગુરૂદેવે એ બધાની સાધનાનું પણ અભિવાદન કર્યું હતું. પરંતુ સ્થુલિભદ્રજીનું અભિવાદન વિશેષપણે કર્યું! બીજાઓથી આ કેમ સહન થાય?

## સિંહગુફાવાસી ઇર્ષ્યાથી બળે છે:

એક શિષ્ય સિંહની ગુફાના દ્વાર પર ચાતુર્માસ કરીને પાછા આવ્યા હતા. તેમનું હૈયું ઇર્ષ્યાથી ભરાઇ ગયું. સ્થુલિભદ્રજીની પ્રશંસા સાંભળી તેમનું હૈયુ ચચરી ઊઠયું. તેમણે મનમાં વિચાર્યું: ગુરૂદેવ સ્થુલિભદ્રજીની ભૂરી ભૂરી અનુમોદના એટલા માટે કરે છે કે તે મહામંત્રીના પુત્ર છે. તેમને વળી શું મોટી સાધના કરી? નૃત્યાંગનાના ઘરે રહી માલ-મલીદા ખાધા, નૃત્યાંગનાના નૃત્ય જોયાં, ચાર મહિના તેમણે મોજમજા કરી, આમાં તેમણે દુષ્કર શું કર્યું? છતાંય તેમની સાધનાને દુષ્કર કહી ભારોભાર પ્રશંસા કરી! અને મેં આવી કઠોર જીવ-સટોસટની સાધના કરી તો મારા માટે મામુલી શબ્દો જ કહ્યા! પણ કંઇ નહિ, આગામી ચાતુર્માસ હું પણ એ નૃત્યાંગનાને ત્યાં કરીશ પછી જોઉં છું કે ગુરૂદેવ મારી પણ પ્રશંસા કરે છે કે નહિ!'

સિંહગુફાવાસો મુનિ સિંહની ગુફાના દ્વાર પાસે ચાર મહિના રહી શકતા હતા, ચાર ચાર મહિનાના ઉપવાસ પણ કરી શકતા હતા, પરંતુ બીજા મુનિની પ્રશંસા પ્રેમથી સાંભળી ન શકયા! તેમના હૈયે પ્રમોદ ભાવના ન હતી. ઇર્ષ્યાથી મલિન હતું તેમનું હ્રદય! જૈન શાસનમાં આવી સાધનાનું કોઇ મૂલ્ય નથી. આવી તપશ્ચર્યા મુકિત નથી અપાવી શકતી. બીજાના ગુણોના અનુરાગી બન્યા વિના, બીજાના સુખને જોઇને પ્રમોદ અનુભવ્યા વિના ઘોર તપશ્ચર્યા પણ નિષ્ફળ જાય છે. પ્રમોદ ભાવનાના અભાવે ઘોર તપસ્વીઓનું પણ પતન થાય છે. સિંહગુફાવાસી મુનિનું હ્રદય સ્થુલિભદ્રજીના પ્રત્યે ઇર્ષ્યાથી બળી રહ્યું. અદેખાઇની આગમાં તેમનું સુકૃત પણ

બળી ગયું! તેમની શાન્તિ પણ સળગી ગઈ! તેમના મનમાં એક જ વાત રમતી હતી કે 'આગામી વર્ષાકાળ એ નૃત્યાંગનાના આવાસમાં જ વીતાવીશ, પછી જોઉં છું કે ગુરુદેવ મારી પણ પ્રશંસા કરે છે કે નહિ?! નૃત્યાંગનાના આવાસમાં વર્ષાકાળ વ્યતીત કરવો એમાં તે શી મોટી વાત છે? હું કંઇ સ્થૂલિભદ્રથી કમ નથી!'

**પ્રશંસા, તે પણ પોતાની પ્રશંસા સાંભળવામાં મોટું સુખ છે. માણુસને પોતાની જ પ્રશંસા સાંભળવી વધુ ગમે છે. પોતાના કરતા બીજાની પ્રશંસા વધુ થાય તો ઈર્ષ્યા થાય છે! એ નથી ગમતું તેને. એતો એમ જ ઇચ્છે છે કે મારી જ પ્રશંસા થાય. સૌથી વધુ મારી પ્રશંસા થાય!**

ઈર્ષ્યાળુ માણુસને બીજાની નિંદા સાંભળવામાં મજા આવે છે! બીજાના દુઃખ જાણી તેને મજા આવે છે! 'ફલાણી વ્યક્તિ દુઃખમાં છે, 'ફલાણીની બદનામી થઇ રહી છે...' આવું ઈર્ષ્યાળુ સાંભળે તો તેની છાતી ફુલાવાની! ખૂશ થવાનો એ ઈર્ષ્યાળુની એક જ કામના હોય છે કે બીજા કરતા પોતાનું સુખ વધુ જ હોવું જોઇએ! સિંહગુફા વાસી મુનિને સુખ ઓછું પડયું. સ્થૂલિભદ્રથી વિશેષ પ્રશસાની તેમને ભૂખ હતી! અને જ્યારે વર્ષાકાળના સમય નજીક આવ્યો ત્યારે તેમણે ગુરુદેવને કહ્યું :

'આ વર્ષાકાળ હું નૃત્યાંગના કોશાને ત્યા વ્યતીત કરવા ચાહુ છું. તો આપ મને અનુમતિ આપો.'

ગુરૂદેવે કહ્યું: 'વત્સ! કોશાને ત્યાં વર્ષાકાળ વ્યતીત કરવો અને નિર્વિકાર રહેવું એ માત્ર સ્થૂલિભદ્ર માટે જ સંભવ છે તારા માટે પણ નહિ અને મારા માટે પણ નહિ.'

પરંતુ સિંહગુફાવાસી મુનિ ગુરુદેવની વાત કેમ માની લે? તેમને તો કોશાને ત્યાં જવું જ હતું. કોશાને ત્યાં રહીને 'પોતે પણ

સ્થૂલિભદ્રથી કમ નથી,' એ બતાવી આપવું હતું. ગુરુદેવે ઘણું સમજાવ્યું પરંતુ તે ન જ માન્યા. અને વર્ષાકાળ આવતાં જ તે કોશાને ત્યાં જઈ પહોચ્યા !

**ઈર્ષ્યાથી જીવનું પતન થાય છે :**

**જોયું ? ઈર્ષાએ ગુરૂની અવજ્ઞા કરાવી. વિચારો, મગજ ખૂલ્લું રાખીને જરા વિચારો. ઇર્ષ્યા કેવો ભયંકર દોષ છે ? ઇર્ષ્યાએ ગુરૂવચનની પણ અદબ ન રાખવા દીધી. ઇર્ષ્યાએ વિનય અને વિવેકને પણ બાળી નાંખ્યા! ગુરૂદેવ સતત કહેતા રહ્યા : 'સિંહની ગુફાના દ્વાર પર ઉભા રહેવું સરળ છે પણ ગણિકાના ઘરમાં નિર્વિકાર રહેવું જરાય સરળ નથી. દુષ્કર છે, દુષ્કર છે.'– પરંતુ આ વાત સિંહ–ગુફાવાસી મુનિ ન જ માની શકયા.**

'સ્થૂલિભદ્રજી ગણિકાને ત્યાં નિર્વિકાર રહી શકે તો હું શા માટે ન રહી શકું ? સ્થૂલિભદ્ર કરતા મારામાં શું ઓછું છે ?'—સિંહગુફાવાસી મુનિ માત્ર આ જ એક રટણ કરતા રહ્યા. સાચે જ ઇર્ષ્યાથી ભરપૂર માણસ પોતાની આત્મસ્થિતિનું વાસ્તવિક દર્શન નથી કરી શકતો. એ પોતાની ભૂમિકા નથી સમજતો પોતાની શક્તિ અને ક્ષમતાનું સાચું મૂલ્યાંકન તે નથી કરી શકતો. ઇર્ષ્યાગ્રસિત માણસ હંમેશા પોતાને ખૂબ જ ઊંચો માને છે. બીજાથી પોતે ઘણો મહાન છે, તેવું સમજે છે. કોઇ જ્ઞાની પુરુષ તેને સમજાવે તો પણ તેની સમજમાં નથી આવતું !

ગુરુદેવે તો છેલ્લે, પોતાની આચાર–મર્યાદા અનુસાર કહ્યું : 'જહા સુક્ખં દેવાણુપ્પિયા !'–હે દેવાનુપ્રિય ! હવે તને જેમ સુખ ઉપજે તેમ કર !' સાધુ જીવનની આ મર્યાદા છે કે કોઈ અવિનીત, ઉદ્ધત શિષ્ય ગુરુની વાત ન માને તો ગુરુ કહી દે 'જહા સુક્ખં....' આથી ગુરુના મનમાં ખેદ કે ખિન્નતા નથી રહેતી. ગુરુ તો જાણતા

હોય છે કે કર્મોના દુષ્ટ પ્રભાવથી ઘેરાયેલો માણસ કેવું ખોટું આચરણ કરી બેસે છે! જીવોની વૈભાવિક અવસ્થા જાણીને ગુરુ 'જહા સુક્રખ' કહીને પુન. સમભાવમા સ્થિર રહે છે.

## સિંહગુફાવાસી મુનિ કોશાના દ્વારે :

સિંહગુફાવાસી મુનિ નૃત્યાગના કોશાના નિવાસ સ્થાને પહોંચી ગયા. નિવાસના દ્વાર પર ઉભા રહી બોલ્યા : 'ધર્મલાભ.' કોશા આ પવિત્ર શબ્દ સાભળીને પોતાના વસ્ત્રો બરાબર કરીને દ્વાર પર આવી. કોશાએ હવે સંપૂર્ણ સાદાઈ સ્વીકારી હતી. સ્થૂલિભદ્રજીના પ્રતિબોધથી તે શ્રાવિકા બની હતી. મુનિજીવન પ્રત્યે તેનાં હૈયે આદર હતો. વિનયથી હાથ જોડી મસ્તક નમાવીને કહ્યું. 'મત્થએણ વંદામિ. કહો, આપના હું શુ વૈયાવચ્ચ કરૂં? આપને શાનો ખપ છે?'

મુનિ તો કોશાના પ્રથમ દર્શને જ હોશ ખોઇ બેઠા. કોશાની સાદાઇમાંથી પણ નીતરતું સૌન્દર્ય અને તેના કંઠમાથી નીકળેલું શબ્દોનું મધુર ઝરણું તેમના મનને ચંચળ કરી ગયું! અપલક નજરે તે કોશાને જોઇ જ રહ્યા! ચતુર કોશા મુનિના મનોભાવને તત્ક્ષણ પામી ગઇ તેણે ફરીથી પૂછયું : 'ભગવંત! આપની હુ શું વૈયાવચ્ચ કરૂં?' છેવટે મુનિએ બધી હિંમત ભેગી કરીને કહ્યું : 'મારે તારે ત્યા રહીને વર્ષાકાળ વ્યતીત કરવો છે....'

કોશાને સમજતા વાર ન લાગી કે આ મુનિ સ્થૂલિભદ્રજીનુ અનુકરણ કરવા આવ્યા છે. છતાંય કોશાને મુનિ પ્રત્યે ગુસ્સો ન ચડયો. ઉલ્ટું તેના હૈયે કરૂણાની છોળ ઉછળી. તે વિચારી રહી : 'આ મુનિ પથભ્રષ્ટ બની જશે. પણ મારે તેમને પથભ્રષ્ટ થતા ઉગારી લેવા જોઈએ. કારણ કે હવે હું પહેલાંની ગણિકા નથી. નર્તકી નથી, હવે હું શ્રાવિકા છું. શ્રમણોપાસિકા છું. પાપકર્મના ઉદયથી માણસ પંથ ભૂલી જાય છે. મારૂં કર્તવ્ય છે તેમને સત્ય પંથ બતાવવાનું. પણ અત્યારે તેમને ઉપદેશ આપીશ તો તેનું પરિણામ સારૂં નહિ આવે. તેમનો અહંકાર

થવાશે. અને તેથી તે વધુ ઊંડી ગર્તામાં ગબડી જશે. આથી તેમને ઉગારી લેવા માટે કંઈક બીજો જ ઉપાય કરવો પડશે.' આમ વિચારીને કોશાએ કહ્યું :

'ભગવંત ! આપ તો જાણો છો કે હું એક ગણિકા છું ! ગણિકાનો સબંધ પૈસાથી જ હોય છે. આપ પૈસા લાવ્યા છો ?'

આ સાંભળી મુનિ વિચારમાં પડી ગયા. કહ્યું : 'પૈસા તો મારી પાસે નથી. હું તો મુનિ છું. પૈસા ક્યાંથી લાવું ?'

'ક્યાંયથી પણ પૈસા લઈ આવો ! પૈસા વિના હું તમને મારે ત્યાં રાખી ન શકું. તમે નેપાળ જાઓ. નેપાળનો રાજા સાધુ-સંતોનો ભક્ત છે. લાખ રૂપિયાની કાંબળ ભેટ આપે છે. તમે જો એ રત્નકંબળ મારા માટે લઈ આવો તો મારે ત્યાં રહી શકો છો....' કોશાએ મુનિને ઉપાય બતાવ્યો.

મુનિના મન-મગજ પર કોશા છવાઈ ગઈ હતી. કોશાના રૂપે મુનિને વિકાર-વિવશ બનાવી દીધા હતા. કોશાના શબ્દો અને હાવ-ભાવોએ મુનિના વૈરાગ્યના ચૂરેચૂરા કરી નાંખ્યા. તેઓ ભૂલી ગયા પોતે સાધુ છે. મોક્ષના સાધક છે. અને તરત જ તે નેપાળ જવા કે પાછા ફરી ગયા....'

કંઈ સમજાય છે આમાં તમને ? સિંહગુફાવાસી મુનિ કોશાને ત્યાં શા માટે આવ્યા હતા ? અને શું થઈ ગયું તેમનું ? ઈર્ષ્યાથી માણસનું પતન કેવી રીતે અને કેવું થાય છે તે હવે સમજાય છે ને ? આવા તપસ્વી અને શૂરવીર મુનિનું પણ ઈર્ષ્યાથી પતન થઈ જાય તો આપણા જેવાનું શું થાય ? તમારી પાસે તપ નથી, ત્યાગ નથી. વૈરાગ્ય નથી તો પછી શું થશે ? એટલા માટે જ કહું છું કે ઈર્ષ્યાનો ત્યાગ કરો.

**ઈર્ષ્યા વ્યાપક બની ગઈ છે :**

પ્રમોદ ભાવથી ઈર્ષ્યા દૂર થાય છે. રોજરોજ પ્રમોદ ભાવનાનો

અભ્યાસ કરો. સુખી અને ગુણવાનોની કદી ઈર્ષ્યા ન કરો. ઓછામાં ઓછું, પોતાના સગાં-સબંધી, સ્નેહી-સ્વજનોની તો નિંદા ન જ કરો. તેમની તો ઈર્ષ્યા ન જ કરો. ભાઈ-ભાઈ એકબીજાની આજે ઈર્ષ્યા કરે છે, સાસુ વહુની અને વહુ સાસુની, પિતા પુત્રની અને પુત્ર પિતાની ઈર્ષ્યા કરે છે. અરે! ત્યાગ માર્ગમાં પણ ઈર્ષ્યાનો પ્રવેશ થઈ ગયો છે ત્યારે સંસારની તો શું વાત કરવી? ગુરૂ શિષ્યની અને શિષ્ય ગુરૂની ઈર્ષ્યા કરી રહ્યા છે! ઈર્ષ્યાની આગમાં સાધુ પણ સળગી રહ્યા છે! ખરેખર ઘોર વિષમતા વ્યાપી છે ઈર્ષ્યાથી ભરેલા હૃદયમા 'ધર્મ' નો વાસ હોઈજ કેવી રીતે શકે? અશુદ્ધ હૃદયમાં 'ધર્મ' વસતો નથી.

બીજા જીવોની ભૌતિક કે આધ્યાત્મિક આબાદી જોઈને ઈર્ષ્યા ન કરશો. તમારા કરતાં બીજા પાસે વધુ વૈષયિક સુખ છે, વધુ આધ્યાત્મિક સુખ છે તો તેમના એ સુખથી રાજી થાઓ. આનદ અનુભવો. સદ્ભાવ રાખો તેમના પ્રત્યે. ઈર્ષ્યા કરવાથી બીજાનું સુખ શું તમને મળી જવાનું છે? મળે તો ભલે ઈર્ષ્યા કરો પણ ના, ઈર્ષ્યા કરવાથી બીજાનું જરા સરખુ પણ સુખ મળતું નથી. ઉલ્ટું આપણું જે આંતર-બાહ્ય સુખ હોય છે તે પણ છીનવાઈ જાય છે!

## સિંહગુફાવાસી મુનિ નેપાલ તરફ :

પોતાના કરતા સ્થૂલિભદ્રજીની પ્રશંસા વધુ થઈ અને સિંહગુફાવાસી મુનિ અદેખાઈની,-ઈર્ષ્યાની આગથી સળગી ઉઠયા! ગુરુનો પણ અનાદર કરીને ગણિકાના ઘરે ગયા અને તેને ત્યાં વર્ષાકાળ વ્યતીત કરવા માટે, કોશાને રાજી કરવા, વર્ષાકાળમાં પણ નેપાળ તરફ વિહાર કર્યો! કોશાને જોઈને એ સાવ ભૂલી જ ગયા કે 'હું મુનિ છું અને કોશાને ત્યાં વર્ષાવાસ કરવા આવ્યો છું....' હવે મુનિનું મન કોશાના સંગ માટે વ્યાકુળ બની ગયું. તેના માટે રત્નકંબળ લેવા નેપાળ
૬૩ ગયા! સાધુતાથી તે લપસી પડયા. અને પતનની ઉંડી ખીણ તરફ ગબડતા ગયા.

મુનિ નેપાળ પહોંચ્યા. રાજાએ તેમને રત્નકંબળ ભેટ આપી. ખુશ ખુશ થઈ ગયા એ. અને રત્નકંબળ લઈ ઘોડાપુરની જેમ પાટલીપુત્ર આવી ગયા. અને સીધા પહોંચ્યા કોશાને ત્યાં. જઈને ઉત્સાહથી કહ્યું : 'પ્રિયે! લે તારા માટે નેપાળ જઈને આ લાખ રૂપિયાની રત્નકંબળ લઈ આવ્યો છું.' અને કંબળ કોશાને આપી દીધી!

## કોશા રત્નકંબલને ગટરમાં નાખી દે છે :

કોશાએ એ લેતાં કહ્યું : 'તમે મારા માટે ઘણી મુશીબતો વેઠી! વર્ષાકાળમાં નેપાળ સુધી જઈ આવ્યા અને રત્નકંબળ લઈને જ આવ્યા! ખરેખર તમને મારા માટે ઘણો પ્રેમ છે!!! મુનિ તો કોશાના એક એક શબ્દથી પાણી પાણી થઇ ગયા. વૈષયિક ભોગ-સુખ પામવાની કલ્પના માત્રથી તેમનો મોહ-નશો ચડતો ગયો. કામવાસનાએ મુનિના વિવેકને બાળીને ખાખ કરી નાંખ્યો!

કોશાએ મુનિના હાથમાંથી રત્નકંબળ લઈને, આરામથી પોતાના પગ લૂછયા. પગ લૂંછીને એ રત્નકંબળના ચીરેચીરા કરી નાંખ્યા અને નિવાસની બહાર તેને ગટરમાં ફેંકી દીધા! આ જોઇને તો મુનિના શ્વાસ જ થંભી ગયા! આંખોમાં આંસુ ઉભરાઈ આવ્યાં. ગભરાતા ગભરાતા બોલ્યા : 'કોશા! આ તેં શું કર્યું? ખબર છે એ મેળવવવા માટે મે કેટલા કષ્ટો સહન કર્યાં છે? લાખ રૂપિયાની રત્નકબળ તેં આમ ગટરમાં ફેંકી દીધી?!'

## કોશાનો મુનિને પ્રત્યુત્તર :

કોશા શાંતચિત્તે મુનિને સાંભળી રહી. મુનિના હાવભાવને તે એકટકે જોઈ રહી. તેના ચહેરા પર કંબળ ફાડી ને ફેંકી દીધાની કોઈ ચિંતા, કોઇ ઉદાસી ન હતી! મુનિએ પોતાનું બોલવું પૂરું કર્યું એટલે તેણે સ્વસ્થતાથી કહ્યું :

'મુનિરાજ! આમ શોક ન કરો! ઉદાસ ન બનો! લાખ રૂપિયાની

રત્નકંબળ તો બીજી પણ મળી રહેશે. પરંતુ અબજો રૂપિયા ખર્ચવા છતાય ન મળે તે પાંચ મહાવ્રતોને આપ આમ વાસનાની-સંસારની ગટરમાં ફેંકી રહ્યા છો, તેનું મને ભારોભાર દુઃખ છે. આપ મારા રૂપમાં મોહાંધ બન્યા. વિકાર-વિવશ થઇને વર્ષાકાળમાં પણ નેપાળ ગયા! મને મેળવવા-મારી સાથે ભોગ ભોગવવાની વાસનાથી રત્નકંબળની, સાધુ થઇને ભીખ માંગી! પવિત્ર એવા સાધુ જીવનને છોડીને સાધુની આચાર-મર્યાદા ફગાવીને સંસારના અસાર અને તુચ્છ, ક્ષણભંગુર વૈષયિક સુખ માટે વ્યાકુળ અને વિહ્વળ બન્યા. મુનિરાજ! આપ ભૂલી ગયા કે તમે સાધુ છો. વર્ષાકાળ વ્યતીત કરવા મારે ત્યા પધાર્યા હતા, પણ આપે મારે ત્યાં આવીને મને જોઇને શું કર્યું? વિચારો ગંભીરતાથી વિચારો! આપને જોઇને જ હું પામી ગઇ હતી કે આપ સ્થૂલિભદ્રજીનુ અનુકરણ કરવા આવ્યા હતા! આપ બતાવી દેવા માગતા હતા કે હું સ્થૂલિભદ્રજીથી કંઇ ઉતરતો નથી! આપની આંખમાં ઇર્ષ્યા હતી અને આપે જોયું ને, એ ઇર્ષ્યાએ આપનું કેવુ પતન કરાવ્યું તે?....

'મુનિરાજ! આપ એ ભૂલી ગયા કે સિંહની ગુફાના દ્વાર પર ઉભા રહો ચાર મહિના વ્યતીત કરવા સરળ છે, પરંતુ રૂપ અને યૌવનથી છલકાતી યૌવનાની સાથે ને સામે રહીને નિર્વિકાર રહેવું દુષ્કર છે. અતિ અતિ દુષ્કર છે. સ્થૂલિભદ્રજી જ આવું દુષ્કર કરી શકે....'

સિંહગુફાવાસી મુનિ તો કોશાની વાત સાભળી સ્તબ્ધ જ રહી ગયા. તેમનો મોહનો-કામનો નશો ઉતરી ગયો. મુનિ હવે હોશમા આવ્યા! કોશાએ ખૂબ જ વિનય અને વિનમ્રતાથી પોતાને જે કહેવું હતું તે મુનિને કહ્યું, છેલ્લે તેણે કહ્યુ: હે મહામુનિ! સ્થૂલિભદ્રજીએ મારા જીવનનો કાયાકલ્પ કર્યો. નૃત્યાગનામાથી તેઓશ્રીએ મને શ્રાવિકા બનાવી. આપ મને નૃત્યાંગના સમજીને મારે ત્યાં પધાર્યા એ આપની ભૂલ હતી. સ્થૂલિભદ્રજી મારે ત્યા પધાર્યા હતા. ચાર ચાર મહિના મારે ત્યાં તે રહ્યા. હું તેમને ષડ્રસથી

ભરપૂર ભોજન કરાવતી. તેમની સામે નૃત્ય કરતી, ગાતી, પણ એ મહામના મુનિરાજે મારામાં માત્ર આત્માનું જ દર્શન કર્યું. તેમની નજરમાં મારું નૃત્ય નહિ, આત્માનું મંગળ નૃત્ય હતું. તેઓ ન મારા રૂપથી વિકારી બન્યા, ન ષડ્રસના ભોજનથી વિકારી બન્યા. દેહ અને આત્માને અલગ જોઈને એ ચારેય મહિના નિર્વિકાર રહ્યા. પ્રતિપળ આત્મભાવમાં રહ્યા. મેં તેમની સમક્ષ મારી હાર કબૂલ કરી લીધી. મેં તેમને કામવિજેતા તરીકે સ્વીકારી લીધા. તેમનાથી પ્રતિબોધ પામીને હું શ્રમણોપાસિકા બની.

આપ પણ મુનિ છો. મહામુનિ છો. આપે આપના જીવનમાં અનેક કઠોર સાધનાઓ કરી છે. આપ આપની સાધનાની મંઝિલ તરફ સતત આગળ વધતા રહો. સંસારના વૈષયિક સુખ તાલપુટ ઝેર જેવાં ભયાનક છે. દેખાવમાં ખૂબ જ સુંદર ને રૂપાળાં પરંતુ ભોગવતાં ભાવપ્રાણોનો તત્કાળ નાશ થાય છે. હું આપને બે હાથ જોડી પ્રાર્થના કરું છું કે આપ આપના સંયમમા સુસ્થિર અને સુદૃઢ બનો. મોક્ષને, મુક્તિને પામવાનું લક્ષ્ય એક પળ માટે પણ ન ભૂલો.

'હે મુનિવર! કહેવા બેઠી છું ત્યારે આ પણ કહી દઉં કે સાચું સુખ સંયમ-ધર્મમાં જ છે. મારા હૈયે પણ સયમ-ધર્મ વસી ગયો છે. પણ શું કરૂં? પરાધીન છું, વિવશ છું નહિ તો કયારનીય આ સંસાર છોડીને ચાલી નીકળી હોત! ચારિત્રધર્મ અંગીકાર કરી લીધો હોત! આપ અનન્ત પુણ્યવાન છો કે આપને મહાન ચારિત્રધર્મ મળી ગયો છે. અનન્ત અનન્ત જન્મોનાં આપનાં પાપ ધોવાઈ રહ્યાં છે. આપ કેટલી અપૂર્વ કર્મનિર્જરા કરી રહ્યા છો. ધન્ય છે, આપના ચરિત્ર જીવનને!....'

### સિંહગુફાવાસી મુનિ પાછા વળે છે :

સિંહગુફાવાસીની નજર નીચી ઢળી ગઈ. કોશા સામે માથું ઉંચું કરી તેની સામે જોઈ શકયા નહિ. તેમની આંખમાંથી આંસુ

ટપકવા લાગ્યાં. તેમનું હૈયું ઘોર પસ્તાવાથી રડી રહ્યું. કોશા માટે તેમના હૈયે સાચો પ્રમોદ ભાવ જાગ્રત થયો. સ્થુલભદ્રજી પ્રત્યે હવે તેમના મનમાં ક્યાંય ઇર્ષ્યા ન રહી. તેમના માટે પણ પ્રમોદ ભાવ છલકાઇ રહ્યો. તેમણે કોશાને કહ્યું :

'કોશા ! તું સાચે જ જિનશાસનની સાચી શ્રાવિકા છે. પથભ્રષ્ટ થતા મને તેં બચાવી લીધો. દુર્ગતિમાં ગબડતા મને તેં હાથ પકડીને ઉપર ઉપાડી લીધો. તારો આ મારા પર મહાન ઉપકાર છે. આ ઉપકાર હું કદી નહિ ભૂલું. તેં. મારા મોહના અંધાપાને દૂર કર્યો. મને સમ્યક્ જ્ઞાનદષ્ટિ તેં આપી છે. હવે હું ગુરૂદેવ પાસે જઇશ. તેમના ચરણે નમસ્કાર કરીને મારી ભૂલોનું પ્રાયશ્ચિત કરીશ અને પુનઃ આત્મકલ્યાણની સાધનામાં લીન બની જઇશ. કામવિજેતા મહામુનિ સ્થુલિભદ્રજીની પણ ક્ષમા માગીશ અને તેમની ચરણરજ માથે ચડાવીશ 'ધર્મલાભ' કોશા ! હવે હું જઉં છું....'

સિંહગુફાવાસી મુનિ ગુરૂદેવ પાસે પહોંચ્યા અને પ્રાયશ્ચિત કરીને આત્માને વિશુદ્ધ કર્યો. તમે લોકો આમાંથી કંઇ સમજ્યા ? શું સમજ્યા ? કોશાએ મુનિને જે સમયે અને જે રીતે બે ચાર વાત કહી તે ઘણી જ મહત્ત્વપૂર્ણ છે.

### કોશાની જ્ઞાનદષ્ટિ :

૧ : પતનમાં પડતા આત્માને બચાવવા માટે હૈયે પરમ કરૂણા હોવી જોઇએ. કોશાનું હૃદય કરૂણાથી છલોછલ હતું. તેણે સ્વપ્નેય એવું ન વિચાર્યું કે 'મારા ગુરૂદેવ શ્રી સ્થુલિભદ્રજી પ્રત્યે ઇર્ષ્યા થવાથી, તેમની તુલના કરવા આ મુનિ અહીં આવ્યા છે તો તેમને પણ બતાવી દઉં. મારા મોહપાશમા તેમને ફસાવી દઉં. આ ઇર્ષ્યાળુને બરાબરનો ગબડાવીને તેને પાઠ ભણાવી દઉં....' ના. કોશાએ આવો હીન અને મલિન વિચાર ન કર્યો.

૨ : પોતાના ઘરે આવતાં જ જ્યારે મુનિરાજે ચાતુર્માસની

વાત કરી ત્યારે કોશાએ તરત જ ઉપદેશ ન આપ્યો. મુનિને સાચા રસ્તે લાવવાની ખોટી ઉતાવળ ન કરી. તેમને નેપાળ મોકલ્યા. તેમણે લાવેલી લાખ રૂપિયાની રત્નકંબળ લીધી પણ ખરી અને તેને ફાડીને ફેંકી દઈને મહાવ્રતોનું મહામૂલ્ય પ્રત્યક્ષ સમજાવ્યું! માત્ર ઉપદેશ દેવાથી કર્તવ્ય પૂરું થઈ જતું નથી. પડતા આત્માને ઉપદેશ આપીને બચાવી લેવામાં કર્તવ્ય પૂર્ણ થાય છે.

૩ : કોશાએ ઉપદેશ આપ્યો તે વિનયથી અને પૂરી ગંભીરતાથી આપ્યો. મુનિરાજના માન અને મર્યાદા જાળવીને આપ્યો. કોશાના શબ્દોમા કડવાશ ન હતી. મુનિની નિર્બળતા માટે ઘૃણા કે તિરસ્કાર ન હતા. મુનિના ગુણોની પણ તેણે પ્રશંસા કરી.

**આજના કાળે આવી શ્રાવિકાઓ કેટલી?**

શ્રાવિકાઓ જો આવી બને તો, પાપોદયથી ક્યારેક કોઈ મુનિ શ્રાવિકાને અનુચિત પ્રાર્થના કરે તો ત્યારે તેવી અનુચિત માગણીને વશ ન થાય, અને મુનિને એવી રીતે સમજાવે કે મુનિ ભાનમાં આવી જાય. મુનિનો મોહનો અંધાપો દૂર થઈ જાય અને તેમને જ્ઞાનદૃષ્ટિ મળે.

આજ તો આપણું દુર્ભાગ્ય છે. આવી શ્રાવિકાઓ આજે ક્યાં છે? પોતાના સગા પતિને સન્માર્ગે સ્થિર રાખે તો ય ઘણું છે! શ્રાવિકાઓ પણ પોતે સન્માર્ગમાં સ્થિર કેટલી હશે? આજ કાલ તો શ્રાવિકાઓ પણ બીભત્સ સિનેમા જુવે છે, ક્લબોમાં જાય છે. અનેક વ્યસનો અને વાસનાઓની તે શિકાર બની છે, ત્યા કોશા જેવી શ્રાવિકાઓની અપેક્ષા ક્યાં રાખવી? ક્યારેક તો એવું પણ સાંભળવા મળે છે કે સારા સંયમી મુનિને આવી મહિલાઓ પાપમાં પાડવાનું કામ કરે છે! મુનિમાં પણ રૂપને યૌવન જોયું કે તેને પતિત કરવાનો પ્રયત્ન કરતાં મહિલાઓ જરાય ખચકાતી નથી!

**સભામાંથી :** મુનિનું મન સ્થિર હોય તો કોઈ મહિલા તેમને

શું કરી શકે?

**મહારાજશ્રી :** મુનિનું મન હંમેશા સ્થિર જ રહે તેવો નિયમ નથી. કયારેક મોહનીય કર્મનો પ્રબળ ઉદય થઈ આવે છે. એ સમયે જિનશાસનની આદર્શ શ્રાવિકા મુનિના કામાગ્નિમા ઘી રેડવાને બદલે પાણી ઢોળવાનું કામ કરશે. તે મુનિની કામવાસના સંતોષવાનું કામ હરગીઝ નહિ કરે. તે તો મુનિની કામવાસનાને શાન્ત–ઉપશાંત અને નાશ કરવાનો જ સમ્યક્ પ્રયત્ન કરશે.

**ચિત્તના ભાવોના ત્રણ પ્રકાર :**

તમે લોકો શું એમ માનો છો કે મુનિ પરિપૂર્ણ હોય છે? મુનિ તો પરિપૂર્ણ બનવાનો પ્રયત્ન કરે છે. પુરૂષાર્થ કરે છે, પરિપૂર્ણ હોતા નથી જીવાત્માના ચિત્તના પરિણામ ત્રણ પ્રકારે હોય છે. વર્ધમાન, ૨. હીયમાન, ૩. અવસ્થિત.

દરેક સંસારી જીવાત્માની ચિત્તસ્થિતિ આવી હોય છે. કયારેક સારા વિચારોની ધારા વહેતી રહે કયારેક હલકા વિચારો આવતા રહે અને કયારેક સારા કે ખરાબ વિચાર એક સરખા રહે. સ્થગિત થઈ જાય. ખરાબ વિચાર પણ કયારેક વધતા રહે છે તો કયારેક ખરાબ વિચાર એક સરખા સ્થિર રહે છે. મુનિનુ જીવન એવું હોય છે કે તેમના મનમા સારા વિચાર સતત વધતા રહી શકે છે, અથવા તેમના સારા વિચાર વધુ સમય ટકી રહે છે. પણ કયારેક મોહના ઉદયથી સારા વિચારના બદલે ખરાબ વિચારનું જોર પ્રબળ બની જાય છે! એવી નબળી પળે મુનિની સામે વિવેકી કે જ્ઞાની કે સમજદાર પાત્ર હોય તો તે પાત્ર મુનિને પ્રેમથી સમજાવીને તેમના મોહના ઉછાળાને શાંત કરે છે. અને જો એ ઘડીએ અવિવેકી અજ્ઞાની અને મોહગ્રસ્ત પાત્ર મળી જાય તો મુનિનું જીવન વધુ બરબાદ થઈ જાય છે. સિંહગુફાવાસી મુનિનો એટલો પુણ્યોદય હતો કે તેમની સામે કોશા જેવી વિવેકી અને જ્ઞાની શ્રાવિકા હતી. વ્યવસાયથી ભલે તે નૃત્યાંગના હતી પરંતુ હૃદયથી અને જીવન-

પદ્ધતિથી તે સુશ્રાવિકા હતી. વિષયોપભોગ કરવા છતાં પણ વિષયોપ-ભોગને તે ઉપાદેય નહોતી માનતી. વિષયના ઉપભોગમાં તેને જરાય આસક્તિ ન હતી. એવું ન હોત તો લાખ રૂપિયાની રત્નકંબલ તેને લલચાવવા માટે પૂરતી હતી!

## કોશા એક વિવેકી સુશ્રાવિકા હતી :

આજકાલ તો બે રૂપિયાની સિનેમાની ટિકિટ પણ નબળા મનની મહિલાઓને લલચાવી દે છે. કેટલીય મધ્યમવર્ગની અને ગરીબ કુટુંબની છોકરીઓ કે મહિલાઓ બે રૂપિયાની સિનેમાની ટિકિટની લાલચમાં પોતાનુ શીલ વેચી દે છે! થોડા હજાર રૂપિયા મળે તો તેઓ પૂરી જિંદગી પણ વેચી દે! પૈસાનું પ્રલોભન દુનિયામાં સૌથી મોટું પ્રલોભન છે. સારા સારા ગણાતા લોકો પણ પૈસાના પ્રલોભનમાં પાપથી ખરડાય છે! પણ કોશાને લાખ રૂપિયાની કંબલ પણ લલચાવી ન શકી, નૃત્યાંગના હતી ને! કોશાને ગણિકા વેશ્યા કહોને? એ વેશ્યા જ હોત તો એ કંબળથી તે લલચાત કે નહિ? લલચાઈ કોશા? ના. કોશા જરાય લલચાઈ નહિ. ફાડીને ગટરમાં ફેંકી દઈને મુનિ પર મહાન ઉપકાર કર્યો. એમ કરીને ચંચળ ચિત્ત બનેલા મુનિને સ્થિર ચિત્ત કર્યા. મોહનો અંધકાર દૂર કરીને મુનિના હૈયે જ્ઞાનના રત્નદીપ પેટાવ્યા! કોશા એટલે જ સાચી શ્રાવિકા હતી.

આવી જ્ઞાની અને વિવેકી શ્રાવિકાઓ જેમને નહોતી મળી તેવા કેટલાય મહામુનિઓનું કામવાસનાથી ઘેરાઈને પતન થયું હતું. અષાઢાભૂતિ મહામુનિનું પતન કેમ થયું? એ બે છોકરીઓ શ્રાવિકા ન હતી. નટરાજની પુત્રીઓ હતી. બંનેએ મળીને અષાઢા ભૂતિનું પતન કર્યું. નન્દિષેણુ મુનિનું પતન થયું. કારણ કે તેમને વેશ્યા મળી. શ્રાવિકા ન મળી. અરણિક મુનિનું પણ પતન એ જ કારણે થયું. તેમને શ્રાવિકા ન મળી, મોહાન્ધ સ્ત્રી મળી ને તેમનું પતન થયું.

## શ્રાવિકા ક્યારે બનાય ?

જૈન કુટુંબમાં જન્મ લેવા માત્રથી કોઇ મહિલા શ્રાવિકા નથી બની જતી. દેરાસરે જવાથી, ઉપાશ્રયે જવાથી, સામાયિક-પ્રતિક્રમણ આદિ ક્રિયાઓ કરવા માત્રથી પણ શ્રાવિકા નથી બની જવાતું. શ્રાવિકા બનવા માટે, શ્રાવિકા બની રહેવા માટે દૃઢ મનોબળ જોઇએ, સમ્યગ્જ્ઞાન જોઈએ, વિવેક અને પારલૌકિક દૃષ્ટિ જોઈએ. આજે ક્યાં છે આ બધું ? આજ તો મનોબળ તકલાદી બની ગયું છે. જ્ઞાન, સમ્યગ્જ્ઞાન તો છે નહિ વિવેકનું દેવાળું ફુંકાયું છે અને પારલૌકિક દૃષ્ટિ પણ નથી રહી ! વર્તમાન જીવનનાં જ સુખ-દુ:ખમાં માણસ આજ ગૂંચવાઇ ગયો છે. એવી હાલતમાં આજની મહિલાઓ પાસેથી કોઇ અસાધારણ, અસામાન્ય આશા રાખવી વ્યર્થ છે. જે પોતાના જીવનને બનાવી નથી શકતી, પોતાના પરિવારના જીવનને સમ્યક્ નથી બનાવી શકતી તેવી મહિલા બીજાના જીવન-વિકાસમાં આત્મકલ્યાણમા કેવી રીતે સહાયક બની શકે ? પાપમાં પડતા માણસોને કેવી રીતે ઉગારી શકે ?

## પ્રમોદભાવનાથી સદૈવ પ્રસન્ન રહો :

સિંહગુફાવાસી મુનિના હૈયે શ્રી સ્થુલિભદ્રજી પ્રત્યે પ્રમોદભાવ ઉભરાયો, પોતાની ભૂલ સમજાણી, ત્યારે તેમને પુનઃ સંયમ ધર્મમાં સ્થિરતા પ્રાપ્ત થઇ. સમતા-ભાવ તેમનો સ્થિર થયો. બીજા જીવો પ્રત્યે ઈર્ષ્યા ન જાગે, અને બીજાના ગુણો જોઇને પ્રમોદ-ભાવ જાગે તો બસ, સમતા-સાગરમાં તરતા રહો અને અપૂર્વ આનંદ માણતા રહો. ચિત્તની પ્રસન્નતા તેથી વધતી રહેશે અને આત્મગુણો વિકસિત થતાં રહેશે. ઉપાધ્યાય શ્રી **વિનયવિજયજી** મહારાજે **શ્રી શાન્ત સુધારસ** નામના પોતાના ગ્રન્થમાં કહ્યું છે કે :

प्रमोदमासाद्य गुणैः परेषां, येषा मतिर्मज्जति साम्यसिन्धौ ।
देदीप्यते तेषु मनःप्रसादो गुणास्तथैति विशदीभवन्ति ॥

અર્થાત્ બીજાના ગુણો જોઈને જેમને પ્રમોદ-હર્ષ થાય

છે તેમની મતિ સદૈવ સમતા સાગરમાં નિમજ્જન કરે છે, તેમનો મનઃપ્રસાદ શોભાયમાન થાય છે અને તેમના ગુણ વિશેષરૂપે વિશદ બને છે.

એથી જ એ મહાપુરુષ ખૂદ પોતાને સંબોધીને કહે છે કે-

विनय ! विभावय गुणपरितोषम् ।
परिहर दूरं मत्सर-दोषम् ।।

ગુણવાન પુરુષોના માત્ર ગુણોનો જ તું વિચાર કર. ગુણ જોઈને તું પ્રસન્ન રહે અને ઈર્ષ્યા-દોષનો ત્યાગ કર.

**દરેક જીવમાં ગુણ હોય જ :**

એક વાત સમજી લો. આ સંસારમાં સર્વગુણસંપન્ન માણસ તમને કોઇ જ જોવા નહિ મળે. જેનામાં એક પણ અવગુણ કે એક પણ દોષ ન હોય તેવો એકેય માણસ નહિ મળે. માણસ માત્રમાં કોઇક તો દોષ રહેવાના જ. છદ્મસ્થ જીવાત્મામાં અનન્ત દોષ હોય છે. આવી વાસ્તવિક સ્થિતિમાં બીજા જીવોના માત્ર ગુણ જ જોવાના છે. દરેક જીવાત્મામાં કોઇ ગુણ અવશ્ય હોય છે. જેમ એકપણ દોષ વિનાના માણસ ન હોય તેમ એક પણ ગુણ ન હોય એવો કોઈ માણસ ન હોય. એકાદ ગુણ તો દરેકમાં હોય જ. આ જોવા માટે નજર જોઇએ, ગુણદૃષ્ટિ જોઇએ. ગુણદૃષ્ટિથી જ ગુણ દેખાય. દોષદૃષ્ટિથી દોષ જ નજરે ચડવાના. દોષ-દર્શન કરનારના હૈયે પ્રમોદ ભાવ પેદા નથી થતો અને પ્રમોદ-ભાવ વિના ધર્મતત્ત્વની પ્રાપ્તિ નથી થતી.

અનન્ત જન્મોથી જીવોમાં મત્સર-ઈર્ષ્યા દોષ સહજ બની ગયો છે. એ દોષને દફનાવવા માટેનું લક્ષ્ય હોવું જોઇએ. 'મારા જીવનમાં ઇર્ષ્યાનું જરા પણ સ્થાન નહિ રહેવા દઉં'-આવો દઢ સંકલ્પ જોઇએ ઇર્ષ્યાથી થતા નુકશાનનું ભાન હોવું જોઇએ. પ્રમોદભાવથી થતા લાભોનો ખ્યાલ હોવો જોઇએ.

## ઈર્ષ્યા-દોષને ટાળવા ગુણાનુવાદ કરો :

ઈર્ષ્યાના દોષનો સમૂળગો નાશ કરવા માટે તમે બીજા જીવોનો ગુણાનુવાદ કરવાનું શરૂ કરો. બીજામાં જે કોઈ નાનો-મોટો ગુણ જણાય તેની મુક્ત મને પ્રશંસા કરો. હા, એક સાવધાની જરૂર રાખજો બીજાની સામે પ્રગટ ગુણાનુવાદ અને પ્રચ્છન્ન દોષાનુવાદ ન કરતા. એવા પણ માણસો હોય છે ! દેખીતી રીતે ગુણાનુવાદ કરે, પરંતુ પ્રચ્છન્નરૂપે દોષોની નિંદા જ કરે, આવી જેમને આદત-ટેવ હોય છે તેમના કોઇ સાચા મિત્ર નથી હોતા.

ગુણાનુવાદ કરવાથી ઈર્ષ્યાનો દુર્ગુણ આપોઆપ દૂર થઈ જાય છે. પરંતુ યાદ રાખજો કે ગુણદર્શન વિના, ગુણ-પ્રેમ વિના ગુણાનુવાદ નથી થતો. ગુણ-પ્રેમ ગુણદૃષ્ટિ વિના નહિ થાય. તો પ્રમોદભાવનું મૂળ છે ગુણદૃષ્ટિમા. ગુણદૃષ્ટિ વિના હૈયે પ્રમોદ ભાવ જાગ્રત નથી થઈ શકતો, તો ગુણદૃષ્ટિ કેળવો. તેને ફુટવા ન દો. ગુણદૃષ્ટિનું આંધળાપણું ચર્મદૃષ્ટિના આંધળાપણાથી પણ વધુ નુકશાનકારક છે.

મેં કેટલાય એવા માણસો જોયા છે કે જેઓ ધર્મક્રિયાઓ તો કરે છે પરંતુ ક્યારેય તે કોઇ ગુણવાનના ગુણ નથી ગાતા ! ક્યારેક ક્યારેક તો તેઓ બોલે છે : 'આજ-કાલ દુનિયામાં કોઈ ગુણવાન માણસ જ નથી રહ્યો !' હા, તેઓ પોતાની જાતને ગુણવાન માને છે ! પણ બીજાને નહિ. દોષદર્શનથી તેમનો જીવદ્વેષ એટલો બધો ઘેરો ને ગાઢ બની ગયો છે કે તેમની શું ગતિ થશે તે જ્ઞાની ભગવાન જાણે ! જીવદ્વેષી અને જડપ્રેમી જીવોની અધોગતિ જ થાય છે. વર્તમાન જીવનમાં પણ તેમને શાન્તિ, પ્રસન્નતા અને સમતા નથી મળતા.

ધર્મારાધન કરનારનુ હૃદય મૈત્રી, કરૂણા, પ્રમોદ અને માધ્યસ્થ્ય ભાવથી ભરપુર હોવું જોઈએ. આ વાત ગ્રન્થકાર આચાર્યદેવ બતાવી રહ્યા છે. આપણા જીવનમાં આ ચાર ભાવનાઓને મુખ્ય

સ્થાન આપવું અનિવાર્ય છે. ચાર ભાવનાઓમાંથી મૈત્રી અને કરૂણાની ભાવનાઓનું ચિંતન પૂરું કરી આપણે પ્રમોદ ભાવનાનું ચિંતન કરી રહ્યા છીએ. પ્રમોદ ભાવનાના જે મુખ્ય વિષય છે, તેમનું વિવેચન અને પ્રમોદ ભાવનાના પ્રકારોનું વર્ણન હવે કરવાનું છે. પણ તે આજે નહિ.

આજે બસ, આટલું જ.

* જેમના ગુણોનું સ્મરણ કરવાથી આપણા હૈયે હર્ષ ઉછળે, અંતરમાં આનંદ ઉમટે, હૈયુ ભાવવિભોર બની જાય, એ ભાવ 'પ્રમોદ' કહેવાય.
* ગુણોના માધ્યમથી થયેલો પ્રેમ દીર્ઘજીવી બને છે. રૂપ અને ધનના માધ્યમથી થયેલો પ્રેમ ક્ષણજીવી બને છે.
* ગુણદર્શનથી પ્રેમ થાય છે, દોષદર્શનથી દ્વેષ! જ્યાં પ્રેમ હોય છે ત્યાં ચિત્ત આનંદનો અનુભવ કરે છે, જ્યાં દ્વેષ હોય છે ત્યાં મન સંતાપથી શેકાય છે.

## પ્રવચન/૨૦

મહાન જ્ઞાનયોગી આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજીએ 'ધર્મબિન્દુ' ગ્રન્થમાં 'ધર્મતત્ત્વ'ની વ્યાખ્યા આપી છે. અનેક લોકો ધર્મ...ધર્મ.... તો બોલે છે, પરંતુ મોટા ભાગના લોકોને યથાર્થ-વાસ્તવિક ધર્મતત્ત્વની જાણ નથી. ઓળખ નથી. લોકોને ધર્મતત્ત્વ જાણવાની પરવા જ ક્યાં છે? સમસ્ત સંસારમાં સુખ અને શાંતિની ગંગોત્રી માત્ર ધર્મ જ છે. છતાં પણ દુનિયાએ-લોકોએ ધર્મના વિષય પ્રત્યે લાપરવાહી જ બતાવી છે. સંસારમાં હંમેશા પાપનાં જ વાજાં વાગતા રહે છે. પરિણામ તેનું જાણો છો? સંસારમાં જે દુઃખ, ત્રાસ, સંતાપ, પરિતાપ, વેદનાઓ અને વિટંબણાઓ જોવા મળે છે તે બધું જ પાપોનું ઉત્પાદન છે!

**ધર્મતત્ત્વ જીવંત બને છે ત્યારે........**

મારૂં તમને એ કહેવું છે કે તમે સર્વ પ્રથમ ધર્મતત્ત્વના

સાચા સ્વરૂપને સમજી લો. ધર્મનું આચરણ કરવું કે ન કરવું એ તમારા વિવેક પર છોડી દઉં છું. પણ તમે એ નક્કી માનજો કે ધર્મતત્ત્વ વિષે સાંભળતા સાંભળતા કે તેના વિષે વાંચતા વાંચતા તેના પર જો પ્રેમ થઇ ગયો, ધર્મતત્ત્વ તમને ગમવા લાગ્યું તો એક દિવસ એ ધર્મતત્ત્વ તમારા જીવનમાં જીવંત બની જશે. તમારા જીવનરૂપી શરીર પર ધર્મના અલંકારો ઝગમગી ઉઠશે. તમારા મન, વચન અને કાયા પર ધર્મની શોભા પથરાઈ જશે. તમારા વિચારમાં ધર્મની સુગંધ હશે. તમારી વાણીમાં ધર્મતત્ત્વનો મંજુલ નિનાદ હશે. તમારા દરેક આચારમાં, જીવનના તમામ વ્યવહારમાં ધર્મરૂપી પુષ્પનું સૌન્દર્ય છલકશે. તમે તેનાથી અપૂર્વ શાંતિ અને અનુપમ આનંદનો અનુભવ કરશો.

હા, પૂર્વજન્મોના પુણ્ય-કર્મોનો એટલો સંગ્રહ નહિ થયો હોય તો તમને બાહ્ય ભૌતિક સુખ-સગવડો તેટલી ઓછી મળશે. પરંતુ જીવનમાં જો ધર્મતત્ત્વને સ્થાન આપશો તો હૈયે શાંતિનો સૂરજ ઉગશે. અનોખા આનંદના સાગર ઘૂઘવશે. સુખ એટલું મહત્ત્વપૂર્ણ નથી, જેટલી શાંતિ મહત્ત્વપૂર્ણ છે. સુખ એટલું અનિવાર્ય નથી, જેટલો આત્માનંદ અનિવાર્ય છે. તમારા હૈયાના હિંચોળે જો શાંતિ અને આનંદ ઝૂલે છે તો નિ:શંક માનજો કે અખિલ બ્રહ્માંડના તમામ સુખ તમને સલામ ભરે છે. માનશો ને તમે? ભૌતિક સુખોની પાછળ પાગલ બની ભટકનારાઓ, તમે શાંતિ અને આત્માનંદનું મૂલ્યાંકન કરી શકશો?

## પ્રમોદભાવ કેમ નથી ?

આજ મારે તમને પ્રમોદ ભાવનાના વિષયભૂત વિશ્વના શ્રેષ્ઠ ગુણવાળા મહાપુરૂષોનો પરિચય કરાવવો છે. તમને જ્યારે એનો પરિચય થશે ત્યારે તમારી વિચારસૃષ્ટિ બદલાઈ જશે. તમને લાગશે કે આ વિરાટ વિશ્વમાં અનંત અનંત ગુણોથી ભરેલા મહાન આત્માઓનું અસ્તિત્વ છે. તમે માત્ર તમારી આજુબાજુ જ જુઓ છો. તમારી દુનિયા ઘણી નાની છે, સાંકડી છે. આ નાની અને સાંકડી

દુનિયાને તમે જુઓ છો પણ સાંકડી નજરથી અને સાંકડા હૃદયથી! આથી તમે પ્રમોદ ભાવનાથી વંચિત રહો છો.

**પ્રમોદ એટલે પ્રેમ :**

જેમના ગુણોનું સ્મરણ કરવાથી આપણા હૈયે હર્ષ ઉછળે, અંતરમાં આનંદ ઉમટે, હૈયુ ભાવવિભોર બની જાય, એ ભાવ, એ લાગણી 'પ્રમોદ' છે. એ ભાવ 'પ્રમોદ ભાવના' છે. એ ઉચ્ચતમ વિભૂતિઓ પ્રત્યે તેમના ગુણોના માધ્યમથી 'પ્રેમ' થઈ જવો જોઇએ. એક વિદ્વાન મહાત્માએ 'પ્રમોદ નો અંગ્રેજી અર્થ Love (લવ) અર્થાત્ પ્રેમ કર્યો છે! આ અર્થ મને પસંદ પડયો છે. ગુણોના માધ્યમથી શ્રેષ્ઠ વિભૂતિઓને પ્રેમ કરવાનો છે.

દુનિયામાં અજ્ઞાની અને મોહાંધ જીવો સ્વાર્થથી પ્રેરાઇને જ એકબીજા સાથે પ્રેમનો વ્યવહાર કરતાં દેખાય છે. પ્રેમ....પ્રેમનો પોપટપાઠ પણ કરે છે, પરંતુ તે પ્રેમ નથી. એ તો હોય છે પ્રેમનો માત્ર પડછાયો! પ્રેમનો આભાસ માત્ર! તેમા સ્વાર્થની દુર્ગંધથી ભરેલી વાસના જ હોય છે બીજુ કશું જ નહિ. જ્ઞાની અને વિવેકી માણસ જ ગુણોના માધ્યમથી જીવોની સાથે પ્રેમ કરી શકે છે.

**સભામાંથી :** અમે લોકો તો દુનિયામાં પૈસાના માધ્યમથી જ પ્રેમ કરવાનું જાણીએ છીએ! અમારા મનમાં જેટલું રૂપિયા-પૈસાનું મૂલ્ય છે તે તેટલું ગુણોનું નથી! પછી ગુણવાન વ્યક્તિ પ્રત્યે પ્રેમ કેવી રીતે થાય?

**મહારાજશ્રી :** આથી જ તો કહું છું કે દૃષ્ટિ બદલો. જોવાની નજર બદલો! ધનવાન તમને વ્હાલો લાગે છે કારણ કે તમને ધન વ્હાલુ છે! તમે ધનને મહત્ત્વ આપ્યું છે. તમે ક્ષમા, નમ્રતા, વૈરાગ્ય, પરમાર્થ, પરોપકાર આદિ ગુણોને જીવનમાં મહત્ત્વ આપતા રહો તો તમને ગુણવાન-ગુણીજનો પ્રત્યે પ્રેમ થશે જ. અર્થાત્ તેમના પ્રત્યે તમને સદ્ભાવ થશે જ. તેમના ગુણોની તમે અનુમોદના કરશો જ.

## રૂપ અને રૂપિયાનો પ્રેમ :

**અભામાંથી :** જુની પેઢીના જે લોકો છે તે ધન સાથે પ્રેમ કરે છે અને આજની પેઢીના યુવાનો રૂપ સાથે પ્રેમ કરે છે! આજકાલ તો આખીય દુનિયામાં ધન અને રૂપનો પ્રેમ જ અસીમ વધતો જાય છે!

**મહારાજશ્રી :** આનાથી ઉલ્ટું અમેરિકા જેવા દેશોમાં ધન અને રૂપ પરનો પ્રેમ ઘટતો જાય છે! ધન અને રૂપનો ત્યાગ કરી હજારો વિદેશીઓ ભારત આવે છે! ધન અને રૂપ ક્ષણિક સુખ આપી શકે છે, પરંતુ માણસને આંતરિક શાંતિ નથી આપી શકતા. આંતરિક શાંતિ વિના જીવન કેટલું ભારેખમ અને અસહ્ય બની જાય છે, તે તમે અમેરિકનોને પૂછો. ઠીક છે, તમે ધન અને રૂપનો ઉપભોગ કર્યા વિના રહી નથી શકતા, પરંતુ તેની તમે લગન-ધૂન ન રાખો. ધન અને રૂપને તમારા જીવનના અભિન્ન-અવિભાજ્ય અંગ ન બનાવો. ધન અને રૂપ પ્રત્યે તમારા હૈયે પ્રેમ અને આદર નહિ હોય તો ગુણીજનો પ્રત્યે તમારા હૈયે પ્રેમ અને આદર જરૂર પેદા થશે.

## ગુણમૂલક પ્રેમ દીર્ઘજીવી :

બીજી વાત આ પણ સમજી લો. ગુણોના લીધે પ્રેમ થાય છે તો તે દીર્ઘજીવી બને છે. રૂપ અને ધનના કારણે પ્રેમ થાય છે તો તે ક્ષણજીવી બને છે. પ્રાસંગિક બની રહે છે. કારણ કે ધન અને રૂપ બંને પરિવર્તનશીલ છે. રૂપ બદલાઈ ગયું, વ્યક્તિ કુરૂપ-કદરૂપી બની ગઈ તો પ્રેમ તમારો ખત્મ! ધન જતું રહ્યું, માણસ ગરીબ થઈ ગયો, તો એ માણસ માટેનો તમારો પ્રેમ ગાયબ! ગુણોને લીધે પ્રેમ હોય છે તો તે જલ્દી ખત્મ નથી થતો. આથી ગુણદષ્ટિ તમારી ખત્મ-સમાપ્ત ન થવી જોઈએ.

'ષોડશક' નામના ગ્રન્થમાં ચાર પ્રકારની 'પ્રમોદ ભાવના' બતાવી છે.

૧. સુખ માત્ર પ્રત્યે પ્રમોદ

૨. ઇહલૌકિક સુખ પ્રત્યે પ્રમોદ

૩. પરભવ-ઈહભવની અપેક્ષાથી સુખ પ્રત્યે પ્રમોદ
૪. પરભવ-શાશ્વત્ સુખ પ્રત્યે પ્રમોદ

આપણે આ ચાર પ્રકારની 'પ્રમોદ ભાવના'માંથી સર્વ પ્રથમ ચોથા પ્રકારની-શાશ્વત્ સુખ પ્રત્યેની પ્રમોદ ભાવનાની વિચારણા કરીશું. ત્યાર બાદ ત્રીજી, બીજી અને છેલ્લે પહેલાની. આજે અને કાલે એમ બે દિવસમાં આ ચારે ય પ્રકારોની સંપૂર્ણ વિચારણા કરવી છે.

**તીર્થંકર પરમાત્મા પ્રત્યે સ્નેહભાવ :**

જે તીર્થંકર પરમાત્માઓએ પરમ શાશ્વત્ સુખ પામવાનો પંથ બતાવ્યો, એ મોક્ષ-માર્ગનો પ્રેરક ઉપદેશ આપ્યો, એ માર્ગમાં મુમુક્ષુ પથિકોને સાથ પણ આપ્યો, તે તીર્થંકર પરમાત્માઓ પ્રત્યે આપણા અંતરમાં અપાર સ્નેહ અને અમાપ મમતા હોવી જોઈએ. તીર્થંકર પરમાત્માના ગુણ ગાવાથી તેમના જીવન અને ઉપદેશનું ચિંતન, મનન, સ્મરણ અને પઠન કરવાથી તેમના પ્રત્યે પ્રેમ જાગ્રત પણ થશે અને દૃઢ પણ બનશે. તેમના જ્ઞાનગુણ, દર્શનગુણ, વીત-રાગતા અને અનંતવીર્ય-આ ચાર અક્ષય ગુણોનો વિચાર કરવામાં આવે તો પણ તેમના માટે હૈયે પ્રેમ ઉછળશે, ઘૂઘવશે.

જેમને કોઈના પ્રત્યે રાગ નથી, કોઈના ય પ્રત્યે દ્વેષ નથી, કશાયનો જેમને મોહ નથી અને જે જ્ઞાની છે તેમના સુખની તો વાત જ શું કરવી? તેમનું સુખ અક્ષય, અખંડ અને શાશ્વત્ હોય છે. તેમનું સુખ શબ્દાતીત અને અવર્ણનીય હોય છે. દુનિયાએ રાગમાં સુખ માન્યું છે, આથી વીતરાગથી મળતા સુખની તેને કલ્પના જ નથી. રાગીના સુખ કરતાં વીતરાગીનું સુખ અનંતગણું વધારે હોય છે. 'પ્રશમરતિ'મા કહ્યું છે :-

"यत्सर्वविषयकाङ्क्षोद्भवं सुखं प्राप्यते सरागेण,
तदनन्तकोटिगुणितं मुधैव लभते विगतरागः" ।

રાગીના સુખથી વીતરાગીનું સુખ અનંત અનંત વધુ હોય
૪૫ છે. વીતરાગ સદેહ પણ હોય છે અને વિદેહ પણ હોય છે. તીર્થં-

કર અને બીજા કેવળજ્ઞાની સદેહ વીતરાગ હોય છે. મોક્ષમાં ગયેલા વિદેહ વીતરાગ હોય છે. સદેહ-વિદેહ બંને વીતરાગનું સુખ સમાન હોય છે. આવા પરમસુખી સદાને માટે શાશ્વત્ સુખી વીતરાગી પરમાત્માઓ પ્રત્યે આપણા હૈયે છલોછલ, ભારોભાર, ભરપુર પ્રેમ હોવો જોઈએ. સુખની દૃષ્ટિથી આ પ્રમોદભાવ થવો જોઈએ. ગુણોની દૃષ્ટિથી પણ તેમના પ્રત્યે અપરંપાર પ્રમોદભાવ હૈયે ઉભરાવો જોઈએ. તેમના શ્રેષ્ઠ પુણ્યપ્રકર્ષથી ઉત્પન્ન થતા અનેક ગુણ છે દુનિયાના કરોડો કરોડો લોકો તેમના પ્રત્યે આકર્ષાય છે. તેમના ગુણ-વૈભવથી પ્રભાવિત થાય છે. તીર્થંકરોનો પુણ્યપ્રકર્ષ જોવો હોય તો તેમના સમવસરણમાં જઈને બેસો અને જુઓ! તમારી આંખ અને તમારૂં અંતર એ પ્રકર્ષથી તરબતર થઈ જશે!

**સભામાંથી** : કેવી રીતે જઈએ તેમનાં સમવસરણમા ? આજે તો ભારતમાં કે દુનિયામાં બીજે કયાં છે કોઈ તીર્થંકર ?

**કલ્પનાથી સમવસરણમાં જાઓ :**

**મહારાજશ્રી** : ના, નથી ભારતમા કોઈ તીર્થંકર. નથી આ દુનિયામાં કયાય કોઈ તીર્થંકર. પણ તીર્થંકર આજેય વિદ્યમાન છે જરૂર. મહાવિદેહ ક્ષેત્રમાં તીર્થંકર છે, પરંતુ આપણે ત્યાં અત્યારે આ દેહે જઈ નથી શકતા, તેથી તે ન હોવા બરાબર છે! પરંતુ આપણે મનથી અને કલ્પનાથી તો જરૂર જઈ શકીએ છીએ સમવસરણમાં! શાસ્ત્રકારોએ તેનું જે વર્ણન-ચિત્રણ કર્યું છે તે સમવસરણની કલ્પના કરો. કલ્પનાની પાંખે ત્યાં પહોંચી જાઓ અને તમારી કલ્પનાની આંખે સમવસરણમાં બિરાજમાન તીર્થંકર પરમાત્માને મન ભરીને નિહાળો. અપલક નજરે તેમનું ધ્યાન ધરો! કેવું અલૌકિક, અદ્‌ભૂત અને અપૂર્વ રૂપ હોય છે તીર્થંકર પરમાત્માનું! તેમનાં એ રૂપ-સૌન્દર્યને જોયા પછી ભકતોને દુનિયાનું બીજુ કોઈ જ રૂપ આકર્ષતુ નથી. એ રૂપ-દર્શન પછી બાકીનાં બધાં જ રૂપ ફીક્કાં લાગે છે તેમને. તેમની આઠ પ્રકારની શોભા જેને આઠ પ્રતિહારી-અષ્ટ

પ્રાતિહાર્ય કહે છે તેને તમે જુઓ. તમારી તબિયત તરબતર થઈ જશે! માંહ્યલો તમારો થૈ થૈ નાચી ઉઠશે!

અશોકવૃક્ષ, ત્રણ છત્ર, ભામંડળ, ચામર, સિંહાસન, દિવ્યધ્વનિ દેવદુંદુભિ અને પુષ્પવૃષ્ટિ—આ આઠ પ્રકારની તીર્થંકરની શોભા હોય છે દેવોએ ઉભું કરેલું સમવસરણ ખૂબ મનહર હોય છે. કલ્પનાની આંખે જોયેલા પરમાત્મા, કલ્પનાથી કરેલો તેમનો પરિચય પણ હૈયે આનંદની પ્રમોદભાવની છોળો ઉડાડે છે. એ પ્રમોદભાવ તેમના પ્રત્યે સ્નેહ અને સદ્‌ભાવ જગાડે છે. ભક્તિ અને શ્રદ્ધા જગાડે છે. પરમાત્માનો પરિચય જ કરવામાં ન આવે તો તેમના પ્રત્યે સ્નેહ, સદ્‌ભાવ, ભક્તિ અને શ્રદ્ધા કયાંથી જાગે?

## પરિચય વિના પ્રેમ નહીં :

આ દુનિયામાં પણ પરિચય થયા વિના કોઈને કોઇની સાથે પ્રેમ થાય છે ખરો? જેની જેની સાથે તમને પ્રેમ છે તેના બીજ તેના પરિચયમાં વવાયા હોય છે. કોઈનો પરિચય સહજ, આકસ્મિક, અનાયાસ થઈ જાય છે, તો કોઈનો પરિચય કરવો પડે છે! પરમાત્માનો પરિચય કરવાનો છે. આજ હાજરાહજૂર સદેહ તીર્થંકર પરમાત્મા નથી તો કલ્પનાથી તેમનો પરિચય કરી શકો છો. એવો પરિચય કરવો જરૂરી છે. આ પરિચય કરવાના પ્રયાસ ને પ્રયત્નમાં પરમાત્માનું મંદિર તેમજ તેમની પ્રતિમા પ્રેરક અને પ્રોત્સાહક બને છે. પરમાત્માની પ્રતિમામાં જીવંત પરમાત્માની કલ્પના સાકાર બને છે. પણ આ કલ્પનાને સાકાર કરવા માટે પરમાત્માની પ્રતિમામાં મન અને નયન, આંખ અને અંતર, નજર અને દિલના નાદ સ્થિર થવા જોઇએ.

## દેરાસરમાં કોનો પરિચય કરો છો?

તમે લોકો રોજ મંદિર-દેરાસર જાઓ છો ને? પરમાત્માની પ્રતિમાના દર્શન અને પૂજા કરો છો ને? દર્શન-પૂજા કરતા સમયે તમારૂ એ લક્ષ્ય હોય છે ખરૂં કે 'મારે પરમાત્માનો પરિચય કરવો

છે, જેથી તેમની સાથે મને પ્રેમ થાય'? ના તમારૂ આ લક્ષ્ય આ ધ્યેય બન્યું નથી. આથી દર્શન-પૂજામાં ન તો મન સ્થિર રહે છે, ન તો નયન! આંખો પરમાત્માની પ્રતિમા પર અપલક સ્થિર રહે છે? મન પરમાત્માના ગુણોનાં ચિંતન-મનનમાં સ્થિર થાય છે? ના. કશું જ નહિ! મન ભટકતું ફરે છે સંસારની શેરીઓમાં! સંસારથી જ સંબંધ ને સગપણ છે ને તમને? એટલે મજેથી સંસાર સાથે તમે પ્યાર કરો છો! આથી જ સંસારનો પરિચય કરો છો! મંદિર-દેરાસરમાં પણ સંસારી જીવોનો પરિચય કરી લો છો કે નહિ? શા માટે મંદિર-દેરાસર બનાવ્યાં છે? સંસારી જીવોનો પરિચય કરવા માટે કે પરમાત્માનો પરિચય કરવા માટે? મંદિર-દેરાસરમાં સંસારની, પરિવારની, સમાજની અને દેશની વાતો કરો છો ને?

યાદ રાખો! પરમાત્માના મંદિરમાં પરમાત્માનો જ પરિચય સાધવાનો છે. પરમાત્મા સાથે જ પ્રેમ કરવાનો છે. તેના બદલે ત્યાં તમે જો બીજા બીજા કામ કર્યાં, આલતુ-ફાલતુ વાતો કરી તો તેની કડક સજા થશે તમને! કર્મસત્તા તમને નહિ છોડે! તમને એ સજા કરશે જ. આથી જ કહું છું, સાવધાન રહેજો. ભલે તમે લક્ષાધિપતિ-કરોડપતિ હો, રૂપરૂપના અંબાર હો, પ્રકાંડ વિદ્વાન અને પ્રખર તત્ત્વચિંતક હો, કર્મસત્તા કોઇપણ અપરાધીને ક્ષમા આપતી નથી. ક્ષમા કર્મસત્તાના લોહીમાં નથી. પાપ કર્યાંની સજા કરવી એ તેનો સ્વભાવ અને શ્વાસ છે.

આપણી કલ્પનાસૃષ્ટિમાં પરમાત્માનો સાક્ષાત્કાર કરવાનું શ્રેષ્ઠ માધ્યમ, સર્વોત્તમ આલંબન છે પરમાત્માનું મંદિર. સર્વશ્રેષ્ઠ આલંબન અને આધાર છે, પરમાત્માની પ્રતિમા. દર્શન-પૂજન અને સ્તવન કરવાનું પ્રયોજન પણ આ જ છે. પરમાત્માથી હૃદયનો પ્રેમ કરવાનો છે. અંતરનો પ્રેમ, હૃદયનો પ્રેમ, આન્તરપ્રીતિ પરિચયથી ગાઢ પરિચયથી જ થાય છે.

**પરમાત્માના જીવનચરિત્રો વાંચો :**

પરમાત્માના પ્રેમબંધનમાં બંધાવવા માટે તેમન જીવનચરિત્રોનું વાંચન કરવું જોઈએ. તેમનાં જીવનચરિત્રો વાંચવાથી તેમના ઉત્તમ ગુણો અને મહાન કાર્યો પ્રત્યે પ્રેમ વધે છે. 'તીર્થંકરોએ આવાં આવાં મહાન ઉપકાર કર્યા હતા'–આવો અહોભાવ હૈયે જન્મે છે. ભગવાન શ્રી ઋષભદેવનું જીવનચરિત્ર વાચતા તેમના જીવાનંદના ભવની કથા વાંચશો તો જીવાનંદે બિમાર સાધુની કરેલી સેવાભક્તિની વાત જાણીને ચકિત થઈ જશો! ભગવાન શ્રી મહાવીર પ્રભુના નયસારના ભવની કથા વાંચશો તો નયસારની અતિથિસત્કારની ભાવના વાંચીને ભાવવિભોર બની જશો! ભગવાન શ્રી શાંતિનાથ પ્રભુના મેઘરથરાજાના ભવની કથા વાંચશો તો એક અબોલ પક્ષીની રક્ષા માટે પોતાનું આખું ય શરીર કાપીને આપી દેનાર મેઘરથ રાજા માટે તમારું મન–મસ્તક આપોઆપ નમી પડશે!

ઘોર ઉપસર્ગ કરનારા સંગમ પ્રત્યે તેમજ ગોશાલક પ્રત્યે જરાય રોષ નહીં કરનારા અને તેમના પ્રત્યે કરૂણા વર્ષાવનાર ભગવાન મહાવીરને કલ્પનાસૃષ્ટિમાં જોશો તો તેમના પ્રત્યે શું તમને પ્રેમ નહિ જાગે? બંને કાનોમાં ખીલા ઠોકનાર ગોવાળિયા પ્રત્યે પણ કશો જ રોષ ન કરનાર એ પરમ પુરૂષના પ્રત્યે શું તમને સ્નેહ અને સદ્‌ભાવ નહિ જાગે? પરમાત્મા મહાવીરસ્વામીના ૨૭ ભવોનું જીવનચરિત્ર વાંચો. વિચારો. તેમાં એવી એવી રોમાંચક અદ્‌ભૂત સત્ય ઘટનાઓ છે કે તે વાંચતાં તમને પરમાત્મા પ્રત્યે અચૂક ગાઢ સંબંધ બંધાશે. પ્રેમભાવ જાગશે જ.

**પરમાત્મપ્રેમથી મનઃપ્રમોદ :**

પ્રમોદ–ભાવનાનો પ્રથમ વિષય છે, પરમાત્મતત્ત્વ! પરમ, શાશ્વત્ સુખના સ્વામી પરમાત્મા પ્રત્યે સંપૂર્ણ–પરિપૂર્ણ પ્રમોદભાવ જાગ્રત કરવાનો છે. અર્થાત્ પરમાત્મા સાથે પ્રેમ કરવાનો છે. તેમની સાથે પ્રેમ–બંધનથી બંધાવાનું છે. જેમ જેમ પરમાત્મા સાથે પ્રેમ ગાઢ ને ઘનિષ્ઠ બનતો જશે તેમ તેમ સંસારના તુચ્છ અસાર અને

સાંસારિક સુખો પરથી મન ઊઠતું જશે. રાગી-દ્વેષી જીવો સાથેના પ્રેમ-બંધન છૂટતાં જશે. તમારું મન પ્રસન્નતાથી ભરાઈ જશે. પ્રતિપળ તમારા હૃદયે આનંદ છલકાતો, ઊભરાતો રહેશે. પરમાત્માના ગુણોના ચિંતવન-મનનથી સત્પ્રભાવની, ચિત્તશાંતિની અને ચિત્ત-પ્રસન્નતાની પ્રાપ્તિ થાય છે. તેમના ગુણોની વિચારણાથી તમારા ગુણો વધતા જશે. તમારી ગુણસમૃદ્ધિ વધતી જશે. તમારું આત્મસ્વરૂપ નિખરી ઊઠશે.

**પ્રમોદભાવના પાત્ર સાધુપુરુષો :**

જે પ્રમાણે અરિહંત અને સિદ્ધ ભગવંતોએ પરમસુખ, પરમાનંદ અને અવ્યાબાધ સ્થિતિને પ્રાપ્ત કરી છે તે પ્રકારે નિર્ગ્રન્થ સાધુ પુરુષોએ પરમ અને શાશ્વત સુખને પામવાનો પુરુષાર્થ કર્યો છે, કરે છે. આથી એવા સાધક મહાપુરુષો પણ અનુમોદનીય અને પ્રમોદનીય છે.

જેઓ સદાય ધર્મધ્યાનમાં રસલીન રહે છે, પ્રશાંત અને પ્રસન્ન રહે છે, ધીર અને ગંભીર હોય છે, સર્વ પાપવૃત્તિઓના ત્યાગી હોય છે, જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, વીર્યાચાર-આ પાંચ આચારના અપ્રમત્ત પાલક હોય છે, પાંચ મહાવ્રતના (પ્રાણાતિપાત વિરમણ-અહિંસા, મૃષાવાદ-વિરમણ-સત્ય, અદત્તાદાન-વિરમણ અચૌર્ય, મૈથુન-વિરમણ-બ્રહ્મચર્ય અને પરિગ્રહ-વિરમણ-અપરિગ્રહ) ધારક હોય છે, એકાન્ત સ્થાનોમાં ધ્યાનમગ્ન બને છે, એવા નિર્ગ્રન્થ સાધુ પુરુષો કેવું અપૂર્વ સુખ અને અલૌકિક આનંદ અનુભવે છે તે તો માત્ર કેવળી ભગવંત જ કહી શકે. આવા ત્યાગી અને ધ્યાની સાધુ પુરુષો પ્રમોદભાવનાના પાત્ર છે.

જે મહાત્મા પુરુષ જ્ઞાની છે, શાસ્ત્રોના અધ્યયનમાં જે પ્રવૃત્ત રહે છે, સદૈવ સર્વ કોઈને ધર્મોપદેશ આપે છે, શાંત હોય છે, ઇન્દ્રિયો જેમની સ્વાધીન હોય છે અને પગપાળા ચાલીને જેઓ જગતમાં જિનેશ્વરદેવના ધર્મશાસનને પ્રસારિત અને પ્રકાશિત કરે છે-એવા મહાપુરુષો આપણા માટે પ્રમોદ ભાવનાના પાત્ર છે.

**અહંકારથી પતન થાય છે :**

આવાં મહાપુરુષો પ્રત્યે, જ્ઞાની પુરુષો પ્રત્યે આપણી જ્ઞાન-

દૃષ્ટિ અને ગુણદૃષ્ટિ સદૈવ ખૂલ્લી રહેવી જોઈએ. ગુણદૃષ્ટિ નહિ હોય તો તમારી નજરમાં તમને તેમના પણ અવગુણ દેખાશે. છદ્મસ્થ જીવોમાં દોષ-અવગુણ તો રહેવાના જ. પરંતુ દોષદૃષ્ટિથી દોષ દેખાય છે અને ગુણદૃષ્ટિથી ગુણ દેખાશે. ગુણદૃષ્ટિ સલામત હશે તો તમને આવા મહાપુરૂષોના માત્ર ગુણો જ નજરમાં આવશે. નહિ તો મહાત્માઓના પણ અવગુણ આંખે ચડશે! જમાલીમુનિને ભગવાનનું કહેવું ખોટું લાગ્યું હતું! ભગવાને કહ્યું: 'કડેમાણે કડે' જે કાર્ય થઈ રહ્યું હોય તે કાર્ય થઈ ગયું" એમ કહેવું તે સંસારના વ્યવહારની ભાષા છે. રસોઈ થતી હોય તો પણ 'રસોઈ થઈ ગઈ' એમ બોલાય છે. જમાલિ મુનિને દિવસો સુધી અનેક દાખલા-દલીલોથી ભગવાને સમજાવ્યા પણ તે ભગવાનનું કહ્યું માન્યા નહિ અને ભગવાનનો અનાદર કરી, તેમને સંઘ, તેમની આજ્ઞા છોડી અલગ થઈ ગયા. તેમના પ્રબળ 'અહમે' તેમને માર્ગભ્રષ્ટ કરી દીધા. પ્રબળ 'અહંકાર' માણસનું પતન જ કરાવે છે.

જે મહામુનિ આત્મસાધનામાં નિરત રહે છે તેમને અપાર આંતરિક સુખ મળે છે. તેમને દુઃખનો કદી સ્પર્શ થતો નથી. તે પરમ સુખી હોય છે. તેમના માટે પ્રમોદ ભાવના હોવી જોઈએ. અર્થાત્ તેમના માટે હૈયે પ્રેમ હોવો જોઈએ.

### શ્રદ્ધાવાન-જ્ઞાનવાન-ચારિત્રવંત ગૃહસ્થો પણ પ્રમોદ ભાવનાના પાત્ર:

એજ પ્રમાણે જે ગૃહસ્થ છે અને જેમને હૈયે જ્ઞાનમૂલક શ્રદ્ધા છે, પરમાત્મા જિનેશ્વર દેવના ધર્મશાસન પ્રત્યે અવિચળ શ્રદ્ધા છે, વિશ્વાસ છે અને તેઓ શ્રદ્ધાથી દાન, શીલ, તપ અને શુભ ભાવના રૂપ ચાર પ્રકારની ધર્મની આરાધના કરતા રહે છે તેઓ પણ પ્રમોદભાવનાના વિષય છે. તેમની દાનપ્રિયતા, તેમની શીલદૃઢતા, તેમની તપશ્ચર્યા અને તેમની શુભ ભાવના જોઈને હૈયે પ્રેમ હીલોળા લેવો જોઈએ. તેમના માટે અંતરમાં સદ્ભાવ વધવો જોઈએ. ઈર્ષ્યા

ન થવી જોઇએ ! તમારા કોઈ સાધર્મિક ભાઈએ મોટું દાન કર્યું, લાખ-બે લાખ રૂપિયાનું દાન કર્યું, સમાજે અથવા નગર-જનોએ તેનું જાહેર સન્માન કર્યું તો તે જોઈને તમને આનંદ થાય છે ને ? તેના દાનધર્મની અનુમોદના કરો છો ને ? નહિ રે ! હોય કંઈ ? તમારા સાધર્મિકની તમે અનુમોદના કરો ? ! ! ! તો તો અહીંથી સીધા જ 'ડાયરેક્ટ' જ સિદ્ધશીલા પર મોક્ષમાં પહોંચી જાઓ ! તમે તો ત્યારે કહેશો, 'જોયો જોયો મોટો દાનેસરી ! અમે જાણીએ છીએ તેનાં લખ્ખણ ! એક બાજુ નીચ કૃત્યો કરે છે અને બીજી બાજુ દાન કરે છે ! ચાલબાજી છે બધી ! પોતાના દુરાચારને ઢાંકવા દાન કરે છે....'

**દોષદૃષ્ટિ અવર્ણવાદ કરાવે છે :**

આ દોષદૃષ્ટિ છે. ગૃહસ્થ છે, સંસારનાં અનેક પાપોમાં ફસાયેલો જીવ છે, દોષો તો છે જ. જેટલા દોષો અને દૂષણો તમે સંસારી જીવમાં, છદ્મસ્થ જીવમાં જોવા ઈચ્છો તેટલા જોઈ શકો છો. તેમાં કોઈ વિશિષ્ટતા નથી. કોઇ ગૃહસ્થે માસ-ક્ષમણની તપશ્ચર્યા કરી, ગુણાનુરાગી લોકોએ તેને ઘણી બધી ભેટો આપી. આ જોઈને તમારા હૈયે એ તપસ્વી પ્રત્યે પ્રેમ જાગશે ? હૈયે હરખ થશે ? નહિ થાય ને ? તમે તો કહેવાના : ના જોયો હોય તો બહુ મોટો તપસ્વી ! ખબર છે અમને બધાં કરતૂતોની. જાણો છો શા માટે એણે તપ કર્યું છે ? ઘણી બધી પ્રભાવનાઓ અને ભેટો લેવા માટે....'

પાપમાં પડેલા-ફસાયેલા ઘણા ય હૈયે શુભ ભાવનાઓ ભાવે છે. પાપોમાંથી છૂટવા ભગવાનને કરગરે છે. તેના ભાવધર્મની અનુમોદના કરવી જોઈએ.

**સાધ્વી : અનુમોદનાનું પાત્ર.**

એજ પ્રમાણે જે સાધ્વીઓ છે, જે રોજ જ્ઞાન અને ધ્યાનમાં લીન રહે છે, સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્રથી જેના તન, મન અને આત્મા નિર્મળ બન્યા છે, જે પોતાના પાંચ મહાવ્રતોનું

વિશુદ્ધ પાલન કરે છે, તેમના પ્રત્યે પણ પ્રમોદભાવ હોવો જોઇએ. કોઈ એકાદ-બે સાધ્વીઓનું અવિવેકી આચરણ જોઈને તમામ સાધ્વી સંસ્થા ઉપર દોષારોપણ નહિ કરવું જોઇએ. જે સાધ્વી સાધનાસભર છે, જ્ઞાન-ધ્યાનમાં તલ્લીન છે, પોતાના ગુરૂજનોની સેવા-ભક્તિ કરવામાં તત્પર છે, પોતાના શીલની રક્ષામાં જાગ્રત અને ખબરદાર છે, તેમના પ્રત્યે મનના છાના ખૂણે પણ દુર્ભાવ ન થઈ જાય તેની કાળજી રાખવી જોઈએ.

પરમાત્મા જિનેશ્વરદેવના ધર્મશાસનમાં સાધ્વીઓનું પણ મહત્ત્વપૂર્ણ સ્થાન છે. સાધ્વીઓના જીવનમા પણ અનેક પ્રકારની ઉત્તમ ધર્મારાધના જોવા મળે છે. લગાતાર સેંકડો-હજારો આયંબિલની તપસ્યા કરનાર સાધ્વીઓ આજે પણ વિદ્યમાન છે. હજારો શ્લોકો કંઠસ્થ કરી રોજ તેનો સ્વાધ્યાય કરનાર સાધ્વીઓના પણ આજે દર્શન થાય છે. ગુરૂજનોની અપ્રતિમ સેવા-ભક્તિ કરનાર સાધ્વીઓ પણ આજે આપણી વચમાં છે. આજના રંગીલા અને મોજીલા કલિયુગમાં સંસારના બધા રંગ-રાગ, ભોગોપભોગ-સુખ સગવડો છોડીને સંયમ ધર્મના કઠોર વ્રતનિયમનું હસતા ચહેરે પાલન કરવું એ સાકરિયા ચણાં ખાવાનું કામ નથી. લોઢાના ચણા ચાવવા જેવું સંયમધર્મનું પાલન છે. આવા કઠિન સંયમધર્મની સાધના કરતી સાધ્વીઓ પ્રત્યે પણ હૈયે પૂજ્યભાવ અને પ્રમોદભાવ હોવો જોઈએ.

આપણા ધર્મગ્રન્થોમાં ભગવાન ઋષભદેવના સમયની બ્રાહ્મી અને સુંદરી આદિનું ચરિત્રવર્ણન આવે છે. બાહુબલીને કેવળજ્ઞાનનો માર્ગ કોણે બતાવ્યો હતો? સાધ્વી બ્રાહ્મી અને સુંદરીએ જ! એજ પ્રમાણે જેનું આપણે હમણા રોજ ચિંતન-મનન-વિવેચન કરીએ છીએ તે 'ધર્મબિન્દુ ગ્રન્થના રચયિતા હરિભદ્રસૂરિજીને હરિભદ્ર પુરોહિતમાંથી હરિભદ્રમુનિ કોણે બનાવ્યા હતા? યાકિની મહત્તરા નામની એક સાધ્વીએ! હરિભદ્રસૂરિજી જેવા મહાન શ્રુતધરે આ
૪૬ સાધ્વીને 'માતા'નું સર્વોચ્ચ સ્થાન આપીને, પોતાના અનેકવિધ

ગ્રન્થોમાં પોતાનો પરિચય 'યાકિની મહત્તરાસુનુ–યાકિની મહત્તરાના પુત્ર કહીને આપ્યો છે. જાણો છો ને હરિભદ્રસૂરિજીનું જીવનચરિત્ર ?

**સભામાંથી** : ના, સાહેબ ! અમને લોકોને એવી વાતો સાભળવા નથી મળી.

**મહારાજશ્રી** : કશો વાંધો નહિ. હું તમને તે કહીશ. આ ચાતુર્માસમાં ખૂબ સાંભળી લો. પણ માત્ર સાંભળવાથી કોઇ વિશેષ લાભ થવાનો નથી. સાંભળ્યા બાદ ચિંતન–મનન કરવું જોઈએ. સાંભળ્યા પછી ઘરે જાઓ છો, દુકાને જાઓ છો, જ્યારે પણ અને જ્યાં પણ સમય મળે ત્યાં અને ત્યારે આ સાંભળેલી વાતોને યાદ કરો અને તેના પર ચિંતન–મનન કરો.

**આચાર્યશ્રી હરિભદ્રસૂરીશ્વરજી** :

હરિભદ્ર ચિત્તોડની રાજસભામાં રાજપુરોહિત હતા. વેદ–વેદાંગ અને ચૌદ વિદ્યાઓના તે પારગામી હતા. સુપ્રસિદ્ધ વિખ્યાત પ્રકાંડ વિદ્વાન હતા. આ વિદ્વત્તાની સાથોસાથ તેમનામાં અભિમાનનો અવગુણ પણ હતો ! તે પોતાને સંસારના સર્વશ્રેષ્ઠ અજેય વિદ્વાન માનતા હતા. આથી તે પોતાના પેટ પર એક પટ્ટો બાંધીને ફરતા. તે કહેતા ! 'મારી વિદ્વત્તા એટલી બધી છે કે પેટ ફૂલાઈ ને ફાટી ન જાય તે માટે પેટ પર પટ્ટો બાધી રાખું છું !'

હરિભદ્ર પુરોહિત પોતાની સાથે એક નાની સીડી પણ રાખતા. તે કહેતા : 'કોઇ વિદ્વાન વાદી પુરૂષ મારા ડરથી આકાશમાં ચડી જાય તો આ સીડી પર ચઢીને તેને પકડી લઉં અને તેની સાથે વાદવિવાદ કરૂં.'

તેઓ એક નાની જાળ પણ પોતાની પાસે રાખતા હતા, તે કહેતા: કોઈ વિદ્વાન મારા ભયથી સરોવર નહી કે સાગરમાં છુપાઈ જાય તો આ જાળ નાંખી તેને પકડી લઉં અને તેને વાદવિવાદમાં હરાવી દઉં.'

વિજયનો તેમને ભારોભાર વિશ્વાસ હતો. તેમની વિદ્વત્તા

અપરાજેય હતી. ચિતોડની રાજસભામાં આવેલ એકપણ વાદીવિદ્વાન વિજયી બનીને પાછો નહોતો ફર્યો એકે એક વિદ્વાનને હરિભદ્ર પુરોહિતે ભૂંડી રીતે પરાજિત કર્યો હતો પેટે પાટો બાંધવાની વાત, પાસે સીડી અને જાળ રાખવાની વાત ભલે કિંવદન્તી હોય કે સત્ય હોય, પરંતુ તેઓ અદ્વિતીય વિદ્વાન હતા, તેમાં બેમત નથી.

એક દિવસ સવારમાં તેઓ રાજમાર્ગ પરથી જઈ રહ્યા હતા. એ રસ્તે જૈન ઉપાશ્રયમાં સાધ્વીઓ સવારે સ્વાધ્યાય કરી રહી હતી. એક સાધ્વીજી શુદ્ધ અને સ્પષ્ટ શબ્દોમાં સ્વાધ્યાય કરી રહી હતી. રસ્તા પરથી જઈ રહેલા હરિભદ્ર પુરોહિતે એ શબ્દો સાંભળ્યા. સાધ્વીજી એક પ્રાકૃત શ્લોક યાદ કરી રહ્યાં હતાં :

'ચક્કી દુગં હરિપણગં, પણગં ચક્કીણ કેસવો ચક્કી,
કેસવ ચક્કી કેસવ, દુચક્કી કેસી ય ચક્કી ય.'

(આવશ્યક નિર્યુક્તિ)

હરિભદ્ર આ શ્લોક સાંભળીને તેનો અર્થ કરવા લાગ્યા. પરંતુ તેનો અર્થ તેમને બરાબર ન સમજાયો. ફરી ફરીને તેમણે પ્રયત્ન કર્યો પરંતુ અર્થ સ્પષ્ટ ન જ થયો. તેમણે એક પ્રતિજ્ઞા મનમાં ધારી હતી. 'હું કોઈ શાસ્ત્ર કે શાસ્ત્રની કોઇ વાત ન સમજી શકું અને તે જે કોઈ મને સમજાવશે તેનો હું શિષ્ય બની જઇશ.' આ પ્રતિજ્ઞા તેમણે જાહેરમાં નહોતી લીધી પરંતુ મનથી લીધેલી પ્રતિજ્ઞાનું પાલન કરવામાં તેઓ દૃઢ સંકલ્પવાળા હતા. આ તેમની મૌલિક યોગ્યતા હતી. માનસિક સંકલ્પનું પાલન કરવાની દૃઢતા હોવી તે મામુલી વાત નથી. વાચિક સંકલ્પનો પણ લોકો ભંગ કરે છે, કાયિક સંકલ્પનું પણ પાલન નથી કરતા ! ત્યાં માનસિક સંકલ્પનું પાલન કરવાની તો વાત જ ક્યાં કરવી?

## પ્રતિજ્ઞાપાલનનું સત્ત્વ છે ખરૂં ?

આજે તો માણસનું મનોબળ જ ભંગાર થઇ ગયું છે. હીન-સત્ત્વ બની ગયો છે આજનો માણસ. વ્રત-નિયમનું પાલન દુષ્કર

બની ગયું છે. લીધેલા વ્રતોનો ભંગ કરવો તે રમત બની ગઈ છે. ધાર્મિક પ્રતિજ્ઞાનું પાલન કરવાનું જાણે સત્ત્વ જ નથી રહ્યું. એજ પ્રમાણે સંસારિક જીવનમાં પણ પ્રતિજ્ઞાપાલનનું સત્ત્વ નથી રહ્યું. આજકાલ છૂટાછેડાના કેટલા કિસ્સા બને છે? લગ્ન એ શું છે? જીવનપર્યંત સ્ત્રી-પુરૂષ મન વચન અને કાયાથી પતિ-પત્નિના સંબંધે એકમેકને વફાદાર રહેવાનું પ્રતિજ્ઞાપૂર્વક જાહેરમાં સ્વીકારે છે ને? પણ હીન સત્ત્વવાળા લોકો લીધેલી પ્રતિજ્ઞાનું પાલન નથી કરતા.

મહાન પુરૂષોની આ વિશેષતા હોય છે કે તેઓ સત્ત્વશીલ હોય છે. સ્વીકૃત પ્રતિજ્ઞાનું પાલન કરવામા તેઓ પોતાના પ્રાણની પણ પરવા નથી કરતા. આ વિશેષતા આત્માની આધ્યાત્મિક વિકાસયાત્રાના પ્રારંભમાં જ જાગ્રત થાય છે.

'પ્રાણાન્ ત્યજતિ ધર્માર્થં, ન ધર્મં પ્રાણસંકટે'

'ધર્મ માટે પ્રાણનો ત્યાગ કરે છે પરંતુ પ્રાણોને બચાવવા ધર્મનો ત્યાગ નથી કરતા.'

### હરિભદ્ર પુરોહિત સાધ્વીના ઉપાશ્રયમાં :

હરિભદ્રસૂરિજીએ પોતે જ પોતાના 'યોગદૃષ્ટિ સમુચ્ચય' નામના ગ્રન્થમાં આ વાત કહી છે। જે વાત ખૂદ તેમના પોતાના જીવનમાં પણ હતી. સાધ્વીના સ્વાધ્યાયના શ્લોકનો અર્થ તેમને ન સમજાયો. ઉપાશ્રયમાં જઈને તેનો અર્થ સાધ્વીજીને પૂછવાનું તેમણે વિચાર્યું, માત્ર વિચારીને જ ઉભા ન રહ્યા, ઉપાશ્રયમાં ગયા. ઉપાશ્રયમાં એક લાકડાના આસન ઉપર એક પ્રૌઢ સાધ્વી બિરાજમાન હતાં. હરિભદ્રે બે હાથ જોડી, મસ્તક નમાવીને સાધ્વીજીને પ્રણામ કરીને પૂછયું: 'હું અંદર આવી શકું છું?' સાધ્વીજીએ 'ધર્મલાભ' ના આશીર્વાદ આપ્યા અને અંદર આવવાની અનુમતિ આપી. સાધ્વીજીના આશીર્વાદમાં હરિભદ્ર પુરોહિતને અમૃતનો આસ્વાદ મળ્યો. સાધ્વીજીના દર્શનથી તેમના આત્માએ અપૂર્વ પ્રસન્નતા

અનુભવી. નમસ્કાર કરીને પુરોહિતજીએ અભિવાદન કરીને કહ્યું :

'હે પૂજનીયા! હમણાં હમણાં ઉપાશ્રયમાં જે સ્વાધ્યાય થઈ રહ્યો હતો, તેમાં જે 'ચક્કી દુગં' વાળો શ્લોક આવતો હતો તે મેં સાંભળ્યો. એ શ્લોકનો અર્થ મને બરાબર સમજાયો નહિ. એ શ્લોકનો સંપૂર્ણ અર્થ જાણવાની જિજ્ઞાસાથી હું આપની પાસે આવ્યો છું, તો તે સમજાવવા આપ કૃપા કરશો?'

**સાધ્વીજીનો સુયોગ્ય પ્રત્યુત્તર :**

સાધ્વીજી યાકિની મહત્તરા પામી ગયાં કે આ મહાનુભાવ હરિભદ્ર પુરોહિત જ હોવા જોઈએ. સાધ્વીજી ખૂબ વિચક્ષણ હતાં. તેમણે કહ્યું : હે 'મહાનુભાવ! અમારા જિનશાસનમાં સૂત્રનો અર્થ બતાવવાનો અધિકાર સાધુપુરૂષોનો છે સાધ્વી અર્થજ્ઞાન નથી આપી શકતી. આથી આપને જો અર્થજ્ઞાનની જિજ્ઞાસા હોય તો આપે અમારા ગુરૂદેવ પાસે જવું જોઈએ'

હરિભદ્ર પુરોહિતે તીવ્ર જિજ્ઞાસાથી પૂછ્યું : 'આપના ગુરૂદેવ ક્યાં બિરાજે છે?' જવાબમાં સાધ્વીએ કહ્યું : 'જિનમંદિરની બાજુના ઉપાશ્રયમાં.'

સાધ્વીજી કેટલા વિચક્ષણ હશે? તેમણે પોતે એ શ્લોકનો અર્થ ન બતાવ્યો! કારણ તે જાણતા હતા કે 'આ વ્યકિત મામુલી નથી. ક્યારેય જિનમંદિર કે જૈન ઉપાશ્રયમાં પગ નહિ મૂકનાર આ પુરોહિત અચાનક અહીં ઉપાશ્રયમાં આવી ગયા છે, તો તેમની મુલાકાત આચાર્યદેવ સાથે કરાવવી જોઈએ. આચાર્યદેવ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવના જ્ઞાતા હોય છે. શ્લોકનો અર્થ બતાવી દઉં તો આ મહાનુભાવ અહીંથી જ પાછા ફરી જશે. ગુરૂદેવ પાસે તે પછી નહિ જાય. ભલે આવ્યા છે એક શ્લોકનો અર્થ પામવા પરંતુ તેમને આત્મકલ્યાણની ભવ્ય પ્રેરણા....જિન શાસનના અપૂર્વ તત્ત્વજ્ઞાનની સુવાસ આપીને પાછા મોકલવા જોઈએ!

**સાધ્વીજીની જ્ઞાનદષ્ટિ :**

સાધ્વીજીનું હૃદય કેટલું કરૂણાસભર હશે? બીજા આત્મા પ્રત્યે

કેવું અપૂર્વ વાત્સલ્ય છે! સાધ્વીજી બરાબર જાણે છે કે આજ હરિભદ્ર પુરોહિતે એક દિવસ જિનમંદિરમાં જઈને પરમાત્મા જિનેશ્વર દેવની પ્રતિમાની ખૂબજ મજાક ઉડાવી હતી! છતાં પણ તેમના પ્રત્યે સાધ્વીજીના હૈયે કોઇ રોષ નથી. 'તેમને પણ સદ્ધર્મની પ્રાપ્તિ થાય!' એવી ભાવ કરૂણા આવી. અપરાધી પ્રત્યે પણ ક્રોધ નહિ પરંતુ કરૂણા! સંત હૃદયની આ વિશેષતા હોય છે. અપરાધી પ્રત્યે રોષ અને તિરસ્કાર તો સંસારમાં બધા જ કરે છે. સંતની દૃષ્ટિ જ્ઞાનદૃષ્ટિ હોય છે.

સાધ્વીજીના ઉપાશ્રયના શાંત અને પવિત્ર વાતાવરણથી તેમજ સાધ્વીજીઓની શિસ્ત અને અનુશાસનથી હરિભદ્ર પુરોહિત પ્રભાવિત થયા. તેમણે સાધ્વીજીને પુનઃ પ્રણામ કર્યા અને વિનયથી તેમની વિદાય લીધી. સાધ્વીજીએ 'ધર્મલાભ'ના વિદાય–આશીર્વાદ આપ્યા.

હરિભદ્ર પુરોહિતના હૈયે સાધ્વીજી પ્રત્યે પ્રમોદભાવ જાગી ગયો હતો. આથી તેમની વાત તેમને જચી ગઈ. ત્યાથી તે સીધા જિનમંદિરમાં ગયા, કારણ કે આચાર્યદેવ જિનમંદિરની બાજુના જ ઉપાશ્રયમાં બિરાજમાન હતા. આજે હરિભદ્ર પુરોહિતના મન અને મગજમાં સાધ્વીજીની પવિત્ર તેજસ્વી મુખમુદ્રા, તેમની વત્સલ અને વિનીત વાણી તેમજ ઉપાશ્રયનું શાંત અને અનુશાસિત વાતાવરણ છવાઇ ગયું હતું. જૈનધર્મની આચારમર્યાદા પ્રત્યે તેમના હૈયે સદ્ભાવ જાગ્યો હતો. આથી જિનમંદિરમાં જઇને તેમણે જિનેશ્વરદેવની પ્રતિમાની ખૂબ જ ગુણસ્તવના કરી!

આ એ જ જિનમંદિર હતું કે એક દિવસ હાથીના ભયથી ડરીને હરિભદ્રે તેમાં આશરો લીધો હતો અને ત્યારે જિનેશ્વરની પ્રતિમાની ખૂબજ ઠેકડી ઉડાવી હતી! તે સમયે તેમના હૈયે, જૈનધર્મ પ્રત્યે દ્વેષ હતો. આજે દ્વેષના સ્થાને સદ્ભાવ હતો, પ્રમોદભાવ હતો. હૈયાના ભાવ માણસના આચરણમાં પ્રતિબિંબિત થાય છે. જે વ્યક્તિ માટે, જે ધર્મ માટે, જે સ્થાન માટે પ્રમોદભાવ જાગે છે,

અર્થાત્ પ્રેમનો ભાવ જાગે છે તે વ્યક્તિ તે ધર્મ અને તે સ્થાન પ્રત્યે સમ્યક્ આચરણ જ કરે છે. તેઓ સાથે તે સારો જ વ્યવહાર કરે છે. પ્રમોદના બદલે હૈયે ઈર્ષ્યા, દ્વેષ કે તિરસ્કારના ભાવ આવે તો વ્યવહાર પણ એવો જ તે કરવાનો. આથી જ તમને ફરી ફરીને કહું છું કે તમારા હૈયાને ગુણીજનો અને પુણ્યશાળીઓ પ્રત્યેના પ્રમોદભાવથી સભર અને સમૃદ્ધ રાખો. જ્યાં જ્યાં તમે ગુણદર્શન કરશો ત્યાં ત્યાં તમને પ્રેમ થશે જ. ગુણદર્શનથી પ્રેમ થાય છે, દોષદર્શનથી દ્વેષ ! જ્યાં પ્રેમ હોય છે ત્યાં ચિત્ત આનંદનો અનુભવ કરે છે. જ્યાં દ્વેષ હોય છે ત્યાં મન સંતાપથી શકાય છે.

## હરિભદ્ર પુરોહિત આચાર્યદેવ પાસે :

આજ હરિભદ્ર પુરોહિતને પરમાત્મા જિનેશ્વરદેવની મૂર્તિમાં સાચી વીતરાગતાનો અનુભવ થયો. તેમની આંખો આનંદના આંસુથી છલકાઇ ગઈ. તેમના કંઠે ગવાતા સ્તુતિ-શ્લોક આચાર્યદેવે ઉપાશ્રયમાં બેઠા-બેઠા સાંભળ્યા. પુરોહિતનો અવાજ તેમને પરિચિત હતો. આચાર્યશ્રી સમજી ગયા કે આ અવાજ હરિભદ્ર પુરોહિતનો જ છે. અવ્યકત આનંદ તેમના હૈયે ઉછળી રહ્યો. આજ તેમની જમણી આંખ ફરકી રહી હતી. બીજા પણ શુભ સંકેત થવા લાગ્યા.

હરિભદ્ર પુરોહિત મંદિરમાંથી નીકળી ઊપાશ્રયમાં આવ્યા. આચાર્યદેવનાં દર્શન થતાં જ તેમને નમસ્કાર કરીને પૂછ્યું : 'હું આવી શકું છું ?' અનુમતિ મળતાં તે આચાર્યશ્રીના ચરણો પાસે આવ્યા. પુનઃ પ્રણામ કરીને વિનયથી તેમની પાસે બેઠા. આચાર્યદેવે 'ધર્મલાભ'ના આશીર્વાદ આપ્યા.વાત્સલ્યભાવથી ક્ષેમકુશળ પૂછ્યા. હરિભદ્ર પુરોહિતે પોતાના આગમનનું કારણ કહ્યું. ગુરૂદેવે તેમની વાત પરથી તારવી લીધું કે પુરોહિતજીના હૈયે સાધ્વીજી પ્રત્યે પ્રમોદભાવ જાગ્રત થયો છે. પરમાત્મા પ્રત્યેની સાચી દૃષ્ટિ પણ ખૂલી ગઇ છે. તેમણે પ્રેમતરબોળ વાણીમાં કહ્યું:

'મહાનુભાવ ! જૈનદર્શનમાં ક્રમિક અધ્યયન કરવાનું વિધાન છે.

જૈન દર્શન એટલું ગહન, ગંભીર અને વિશાળ છે કે તેનું ક્રમિક
અધ્યયન કરવાથી જ તેનું સાચું તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થઈ શકે. જૈન-
દર્શનનું રહસ્યભૂત જ્ઞાન તો સાધુ જીવનમાં જ પામી શકાય છે.
અનેકાન્તવાદ અને સપ્તનયોની વાતો જાણવા-સમજવા માટે સતત
ગુરૂકૂળવાસમાં રહેવું જોઈએ. આ શ્લોકનો અર્થ જાણવાથી શું ! આ
તો જૈન પરિભાષામાં લખાયેલો શ્લોક છે. અર્થ પણ તેનો સરળ
છે. તમારા જેવા મેધાવી, મનસ્વી અને પ્રજ્ઞાવંત પુરૂષ તો શ્રુતધર
બની શકે છે. જ્ઞાનની અપૂર્વ જ્યોત પોતાના આત્મામાં પ્રકટ કરી
શકે છે. અનેક અજ્ઞાની જીવોને જ્ઞાનનો પ્રકાશ પ્રદાન કરી શકે છે.
માનવજીવનની આજ તો સફળતા છે!'

આચાર્ય ભગવંતની ધીર, ગંભીર અને વત્સલ વાણીએ હરિભદ્ર
પુરોહિતના હૈયાને ભીંજવી દીધું. તેમને પોતાની પ્રતિજ્ઞાનું બરાબર
ભાન-જ્ઞાન હતું. આચાર્યશ્રી કઈ વાત તરફ ઈશારો કરી રહ્યા છે
તે પણ તેઓ સમજતા હતા. તેમના તન-મન-આત્મામાં અપૂર્વ
આનંદની શરણાઈ વાગી રહી હતી....!

સમય પૂરો થઈ ગયો. બસ, આટલું જ.

* આજકાલ તો ગુણવાનોનો અનાદર કરવો અને સુખી માણસોનો તિરસ્કાર કરવો, સામાન્ય થઈ ગયું છે!

* પૂર્વજન્મમાં જેમણે દાન-શીલ-તપ આદિ ધર્મની આરાધના કરી હોય છે, તેઓ વર્તમાન જીવનમાં અનેક પ્રકારના સુખોના સ્વામી થાય છે. એવા જીવોની ઈર્ષ્યા ન કરવી જોઈએ.

* પ્રમોદભાવનાની પહેલી શર્ત આ છે કે કોઈના પણ સુખની ઈર્ષ્યા ન કરો. ઈર્ષ્યા પ્રેમનું ઝેર છે. ઈર્ષ્યાથી પ્રેમનું મોત થાય છે.

## પ્રવચન/૨૧

પરમ ઉપકારી મહાન શ્રુતધર આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજીએ સ્વનિર્મિત 'ધર્મબિન્દુ' ગ્રન્થમાં ધર્મનું ખૂબ જ સરસ સ્વરૂપ બતાવ્યું છે. ધર્મક્રિયાઓનું જેમ સ્વરૂપ સમજાવ્યું તેમ એ ધર્મક્રિયાઓ કરનારનું હૃદય કેવું હોવું જોઈએ તે પણ વિસ્તારથી સમજાવ્યું છે.

ધર્મક્રિયા શુદ્ધ હોય પરંતુ તે કરનારનું હૃદય મલિન અને અશુદ્ધ હોય તો એ ક્રિયાઓ ધર્મ નહિ બને! હરિભદ્રસૂરિજીએ કેવી ચોટદાર અને સાફ સાફ વાત કહી છે! તમારે જો ધર્મ પામવો હોય તો તમારા હૃદયને સાફ, સ્વચ્છ અને શુદ્ધ બનાવો. હૈયે જે કંઈ દ્વેષ, ઈર્ષ્યા, ઘૃણા, તિરસ્કાર આદિ ગંદકી અને કાદવ હોય, જે કંઈ દુષ્ટ ભાવો હોય તેને ઉલેચીને ફેંકી દો. તમારા હૈયાના બાગમાં મૈત્રી, કરુણા, પ્રમોદ અને માધ્યસ્થ્ય ભાવોના પુષ્પ ખીલવા દો.

એનાં બીજ તો વાવ્યાં છે ને ? તમામ જીવો પ્રત્યે મૈત્રી, દુઃખી અને પીડિત જીવો પ્રત્યે કરુણા, સુખી અને ગુણીજનો પ્રત્યે પ્રમોદ તથા પાપી જીવો પ્રત્યે માધ્યસ્થ્ય, આમ વિદ્વાનોએ વિભાગીકરણ કર્યું છે. આપણે 'પ્રમોદ ભાવના' પર વિવેચન કરી રહ્યા છીએ.

## તમે શું બીજાનાં સુખમાં સંતુષ્ટ છો ?

પ્રમોદ ભાવનાનું બીજું નામ છે **'મુદિતા ભાવના'**. શબ્દ રચનામાં થોડોક જ ફરક છે, પરંતુ બંનેનો અર્થ સમાન અને સરખો છે. 'પ્રમોદ' પુલ્લિંગ શબ્દ છે. 'મુદિતા' સ્ત્રીલિંગ શબ્દ છે. બંને શબ્દ 'મુદ્' ધાતુથી બન્યા છે. બંનેનો અર્થ થાય છે, આનંદ ! ખુશી ! હર્ષ ! બીજાનાં સુખ જોઈ-જાણી અને સાંભળીને આનંદ અનુભવવો, ખુશ થવું, હરખાવવું તે મુદિતા ભાવના છે.

### 'પરસુખતુષ્ટિર્મુદિતા'

તમે લોકો બીજાના સુખમાં સંતુષ્ટ છો કે ખુદ પોતાના જ સુખમાં સંતુષ્ટ છો ?

**સભામાંથી :** અમારા સુખમાં જ સંતુષ્ટ અને રાજી ! બીજાનાં સુખ જોઈને તો ઈર્ષ્યા થાય છે.

**મહારાજશ્રી :** હૃદયને બદલો ! અનંત અનંત કાળથી જીવ સંસારમાં ભટકી રહ્યો છે, તેનું આજ કારણ છે ! તે માત્ર પોતાના જ સુખનો વિચાર કરે છે. પોતાનાં જ દુઃખોને રડયા કરે છે. આ સ્વાર્થ જ જીવને સંસારમાં રઝળાવે છે. સ્વાર્થી ઈર્ષ્યાળુ જ હોવાનો.

## પુણ્યાનુબંધી પુણ્યના ઉદયવાળા પ્રત્યે :

અરિહંત પરમાત્મા અને સિદ્ધ ભગવંતોના શાશ્વત્ સુખ જાણીને તેમના પ્રત્યે પ્રમોદ ભાવના રાખવાની છે, તે જ પ્રમાણે જે જીવ આ સંસારમાં પુણ્યાનુબંધી પુણ્યના ઉદયથી દેવભવમાં કે મનુષ્યભવમાં સુખ પામે છે, સુખનો ઉપભોગ કરે છે; તેમના પ્રત્યે પણ પ્રમોદભાવના રાખવાની છે. 'આટઆટલા ભૌતિક-વૈષયિક સુખ મળ્યાં છે છતાંય

તેમાં તે આસક્ત નથી બનતા! ખૂબ જ અલિપ્ત રહે છે.... ધન્ય છે તેમને!....' તેમના પ્રત્યે હૈયે આવો સદ્‌ભાવ વધવો જોઈએ. પુણ્યાનુબંધી પુણ્યથી જે સુખ મળે છે, તે સુખમાં જીવ ચકચૂર લીન–આસક્ત નથી બનતો. પુણ્યાનુબંધી પુણ્યના ઉદયથી મળતા સુખોમાં તે જીવ પ્રગાઢ પાપ નથી કરતો. નવું પુણ્ય ઉપાર્જન કરે છે. ધર્મના આચરણથી પુણ્ય બંધાય છે. અઢળક સુખ હોવા છતાં પણ જે જીવાત્મા ધર્મનું આચરણ કરે છે, તેમના માટે તમારે હૈયે શું પ્રેમ ન જાગે? જાગવો જોઈએ.

બીજાના કલ્યાણકારી સુખને જોઈ જેમ હૈયે આનંદ થવો જોઈએ તેમ ખૂદ તમારું પોતાનું પણ એવું સુખ હોય કે જે સુખ તમને પાપો માટે પ્રેરતું ન હોય તો તમારા એ સુખથી તમારે ખુશ થવું જોઈએ. સુખના અનેક સાધનો હોવા છતાંય તેનો મર્યાદિત ઉપયોગ કરો છો, તેનો દુરુપયોગ નથી કરતા તો સમજવું કે તમારા જીવનમાં પુણ્યાનુબંધી પુણ્યનો ઉદય છે. મોક્ષમાર્ગની આરાધનામાં આ પુણ્યોદય જ સહાયક સિદ્ધ થાય છે. જેટલો પણ પુણ્યોદય હોય તેમાં સંતોષ રાખવો જોઈએ. તમારાથી બીજાનો પુણ્યોદય વધારે છે તો તેથી તમારા હૈયે ચચરાટ ન થવો જોઈએ. બીજાનો વધુ પુણ્યોદય જોઈ તમારા હૈયે અસંતોષની આગ ન ભડકવી જોઈએ.

### દેવો પણ પ્રમોદના પાત્ર!

સ્વર્ગમાં જે કોઈ સમ્યગ્‌દૃષ્ટિ દેવો છે, તેઓ દૈવી સુખવૈભવમાં પણ આત્મભાન ભૂલીને તેના ઉપભોગમાં લીન નથી બનતા. દિવ્ય સુખો વચ્ચે પણ એ સમ્યગ્‌દૃષ્ટિ દેવો વિરક્ત–અનાસક્ત રહે છે. તેમના પ્રત્યે પણ આપણા હૈયે પ્રમોદ ભાવના રાખવાની છે. વૈષયિક સુખ ભોગવવા છતાં પણ જે મહાનુભાવ વૈષયિક સુખોને ઉપાદેય નથી માનતા, ભોગવવા યોગ્ય નથી માનતા, તેઓ સાચે જ પ્રમોદને પાત્ર છે. સંસારની મોટા ભાગની વસતી, મોટા ભાગના લોકો 'વૈષયિક સુખો ભોગવવા જ યોગ્ય છે,' એમ માની તેમાં ગળાબૂડ રહે છે. આ જીવોની અપેક્ષાએ જે જીવો વૈષયિક સુખોને ત્યાજ્ય માને છે, તેઓ અનુમો

દનાને પાત્ર છે. વૈષયિક સુખોને ત્યાજ્ય અને મારક માની, તે વિષય સુખોને ભોગવનારા તેમાં ડૂબતા નથી, ભોગસુખોમાં ડૂબવાનું નથી. જાગતા રહો !

**ઈર્ષ્યાથી બચો :**

કોઇની પણ ઈર્ષ્યા ન કરો. અદેખાઇ ન કરો. કોઇની ય નિંદા ન કરો. સાધુની ઈર્ષ્યા ન કરો, સાધ્વીની પણ ઈર્ષ્યા ન કરો. શ્રાવકની ઇર્ષ્યા ન કરો, શ્રાવિકાની પણ ઈર્ષ્યા ન કરો. બીજા ધર્મના માર્ગાનુસારી જીવોની પણ ઈર્ષ્યા ન કરો. અદેખાઈ ન કરો. નિંદા ન કરો. સૌ કોઈને ગુણદૃષ્ટિથી જુઓ. ગુણદૃષ્ટિથી જોશો તો તમારું કશું જ બગડવાનું નથી. તમને તેથી સહેજ પણ પાપ નથી લાગવાનું.

જે સાધ્વી, જે શ્રાવિકા સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રનું સંપૂર્ણ અથવા આંશિક પણ પાલન કરે છે, પોતાના શીલવ્રતના પાલનમાં સજાગ છે, સુદૃઢ છે તે પ્રમોદના પાત્ર છે. એવી સાધ્વીઓના ગીત ગાતા રહો. એવી શ્રાવિકાના ગુણ ગાતા રહો. તેમના દોષ સામું જુવો જ નહિ. ભૂલથી કદાચ દોષ નજરમાં આવી જાય તો પણ એ દોષનો કદી વિચાર કરો નહિ.

યાદ રાખો : દોષદર્શન મોટી ક્રૂરતા છે. ધર્મની આરાધના માટે ક્રૂર હૃદય અયોગ્ય મનાયું છે. સમજો છો ને મારી આ વાત ? ક્રૂર હૃદયને ધર્મનો સ્પર્શ નથી થતો. દોષદર્શનના મહાપાપનો ત્યાગ કરો. બીજાના સુખ અને બીજાના ગુણોને જોઈને હરખાઓ. જ્યાં પણ, જેનામાં પણ નાનો સરખો ગુણ દેખાય ત્યા ખુશ થાઓ. જ્યાં પણ કોઇનું આછું અમસ્તું ય સુખ દેખાય ત્યાં આનંદ અનુભવો. કોઈની ઈર્ષ્યા ન કરો. કોઈની ય ઘૃણા ન કરો. કોઈને તિરસ્કારો નહીં, તુચ્છકારો નહિ.

**ગુણદર્શન વિના પ્રમોદભાવ નહીં :**

આજકાલ તો ગુણવાનોનો અનાદર કરવો અને સુખીજનોનો તિરસ્કાર કરવો સામાન્ય થઈ ગયું છે ! ફેશન બની ગઇ છે ! કોઈ

સુખીની ટીકા–નિંદા કરવી, કઠોર અને અભદ્ર શબ્દોમાં તેને ઉતારી પાડવાનું સહજ–સરળ બની ગયું છે. ગુણીજનોનું તો મૂલ્યાંકન જ સમાપ્ત થઇ ગયું છે. આજે તો મૂલ્યાંકન છે ધનવાનોનું અને રૂપવાનોનું! ધનની અને રૂપની આજ બોલબાલા છે. મોટાભાગની દુનિયા ધન અને રૂપની પાછળ પાગલ અને બાવરી છે. પાગલોને કદી કોઇના ગુણ દેખાય ખરા? અને ગુણ ન દેખાય તો પ્રમોદ ભાવના આવે ક્યાંથી? હૈયે પ્રમોદ ભાવ ન હોય તો ધર્મનો સ્પર્શ ક્યાંથી થાય?

હરિભદ્ર પુરોહિત પાસે ગુણદૃષ્ટિ હતી. આચાર્યદેવની વાત તેમના હૃદયને સ્પર્શી ગઇ. આચાર્યદેવે તેમની પાત્રતા પારખી લીધી હતી. પુરોહિતની પ્રતિજ્ઞા પણ તે જાણતા હતા. આજે પ્રત્યક્ષ હરિભદ્ર પુરોહિતની વિશેષતાઓનો પરિચય થયો. આચાર્યદેવની જ્ઞાનદૃષ્ટિ પણ કેવી હશે? પુરોહિતની જુની વાત યાદ ન કરી તેમણે : 'આ એજ પુરોહિત છે કે જેમણે મારા પરમાત્માનો ક્રૂર ઉપહાસ કર્યો હતો. આજ એ મારી સામે છે, તો લાવ તેને પણ બે–ચાર સંભળાવી દઉં. શું સમજે છે એ એના મનમાં?....' પણ ના, આચાર્યદેવે એવી ભૂલ ન કરી. કોઇના ભૂતકાળની ખરાબ વાત યાદ અપાવીને તેને સુધારી શકાતો નથી. કોઇની ભૂલો પર કટાક્ષ કરીને કે તેની ટીકા કરીને તેની ભૂલો સુધારી શકાતી નથી. આચાર્યદેવે હરિભદ્ર પુરોહિતને સંભળાવી દીધું હોત કે 'તમે એ જ પુરોહિત છો ને કે જેણે આ મંદિરમાં વીતરાગ પરમાત્માની ભરપેટ ઠેકડી કરી હતી? જાણો છો તેનું પરિણામ? તમે રાજપુરોહિત છો એનું તમને ઘમંડ હશે, પરંતુ યાદ રાખજો કે પરમાત્માનો ઉપહાસ કરવાનાં કડવાં પરિણામ તમારે ભોગવવા જ પડશે....' તો આપણને શું મહાન શ્રુતધર હરિભદ્રસૂરિજી મળ્યા હોત? તો હરિભદ્ર પુરોહિતનું મન આચાર્ય પ્રત્યે ખાટું અને તીખું થઇ ગયું હોત. ત્યાંથી એ છંછેડાઇને ચાલ્યા ગયા હોત અને શ્લોકનો અર્થ બીજેથી પણ મેળવી લીધો હોત!

## જિનશાસનના આચાર્ય કેવા હોય ?

જૈનશાસનના આચાર્ય સમયજ્ઞ અને કાલજ્ઞ હોય છે. તે વ્યક્તિને સારી રીતે ઓળખી લે છે. કેટલાક વિશિષ્ટ જ્ઞાની તો સામે આવનારનું ભવિષ્ય પણ વાંચી લે છે. ક્યાં શું બોલવું, કેમ બોલવું તેનો પૂરેપૂરો ખ્યાલ રાખે છે. સમયનું તેમને જ્ઞાન હોય છે. શાસ્ત્રોના મર્મજ્ઞ હોય છે. પ્રજ્ઞાવંત હોય છે. આચાર્ય. આવા આચાર્ય જ દુનિયામાં જૈનશાસનની પ્રભાવના કરી શકે છે. જે માત્ર નામના જ આચાર્ય હોય છે, તેઓ જિનશાસનની પ્રભાવના નહિ પણ તેની વિડંબના જ કરાવે છે. એમ કરીને આચાર્યપદના ગૌરવનો નાશ કરે છે. આપણા દુર્ભાગ્યથી આજ કાલ જિનશાસનમાં અનુશાસનહીનતા આવી ગઈ છે.

હરિભદ્ર પુરોહિત એક એવા જૈનાચાર્ય પાસે પહોંચ્યા હતા કે જેઓ બધી જ અપેક્ષાએ મહાન્ હતા તે વિશિષ્ટ જ્ઞાની અને કરુણાસાગર હતા. તેમણે ખૂબજ પ્રેમથી વિદ્વાન પુરોહિત સમક્ષ ચારિત્ર જીવનની વાત રજુ કરી. જ્ઞાનની તીવ્ર તૃષાવાળા પુરોહિતને આચાર્યદેવની કોઇપણ શરત મંજૂર હતી ! સંસારના વૈષયિક સુખોની સ્પૃહાથી પણ વધુ બળવાન તેમની જ્ઞાનપ્રાપ્તિની સ્પૃહા હતી ! જ્ઞાનપ્રાપ્તિ માટે વૈષયિક સુખોનો ત્યાગ કરવો તેમના માટે સરળ હતો. વૈષયિક સુખોના માટે જ્ઞાનપ્રાપ્તિની તક ખોઇ દેવી એ તેમના માટે આત્મહત્યા કરવા બરાબર હતું.

## કૃતજ્ઞભાવ : મૌલિક યોગ્યતા :

હરિભદ્ર પુરોહિત હરિભદ્રમુનિ બની ગયા. જૈન દર્શનનું તેમણે ઊંડુ અને તલસ્પર્શી અધ્યયન કર્યું. આ અધ્યયનમાં તેમની તલ્લીનતા અને પ્રસન્નતા વધતી ગઈ. પરમાત્મા જિનેશ્વરદેવ પ્રત્યે, તેઓશ્રીએ પ્રકાશિત કરેલી દ્વાદશાંગી અને ધર્મ પ્રત્યે, તેમના શ્રદ્ધા અને આદર વૃદ્ધિંગત બન્યા. પ્રમોદભાવથી તેમનું હૈયુ છલછલ થઇ રહ્યું. પરમાત્મા અને પરમાત્માના ધર્મશાસનના તેમણે ખૂબ જ ગુણગાન ગાયા. તેમાં પણ સાધ્વી યાકિનીમહત્તરાને તો તે જીવનભર ન ભૂલ્યા. પોતાની માતા તરીકે તેમણે પોતાના અનેક ગ્રન્થોમાં ઉલ્લેખ કર્યો છે. ઉપકારી પ્રત્યે કૃતજ્ઞભાવ એ મહાન આત્માની મૌલિક યોગ્યતા હોય છે.

**સભામાંથી :** કૃતજ્ઞભાવ અને પ્રમોદભાવ બંને એક જ છે કે અલગ અલગ ?

**મહારાજશ્રી :** બંને ય અલગ અલગ-ભિન્ન ભાવ છે. પ્રમોદભાવ તો બધા જ પુણ્યશાળી અને ગુણવાન જીવો પ્રત્યે હોય છે, જ્યારે કૃતજ્ઞભાવ ઉપકારી જીવો પ્રત્યે હોવો જોઈએ. જેમનો જેમનો આપણા પર ઉપકાર છે, ઉપકાર નાનો હોય કે મોટો, તે ઉપકારી જનો પ્રત્યે કૃતજ્ઞભાવ હોવો જોઈએ. પ્રમોદભાવ તો જે પુણ્યશાળી છે, ગુણવાન છે તે દરેક માટે હોવો જોઈએ. તમારાથી જે વધુ સુખી છે, તમારાથી જે વધુ ગુણવાન છે તેઓ પ્રત્યે પ્રમોદભાવ હોવો જોઈએ.

**સભામાંથી :** આપણાથી જે વધુ સુખી છે તેમના પ્રત્યે પ્રમોદભાવ-પ્રેમભાવ રાખવો શું ઉચિત છે ? આપશ્રી તો ફરમાવો છો કે ભૌતિક સુખ તો સંસારમાં ડૂબાડનાર છે, તો એવા સુખીજનો પ્રત્યે હૈયે પ્રેમભાવ હોવો જોઈએ કે કરુણાભાવ ?

**મહારાજશ્રી :** તમારાથી જેઓ વધુ સુખી છે, તમારા કરતાં તેમની પાસે વધુ ભૌતિક-વૈષયિક સુખો છે, તેમના પ્રત્યે તમને-તમારા હૈયે ઈર્ષ્યાની ઝાળ ન ઉઠતી હોય અને તમારી પાસે જે ભોગ-સુખ છે તે ભૂંડા અને બૂરા લાગતા હોય, એ સુખો ત્યાજ્ય છે, એવું હૈયે બરાબર વસ્યું હોય તો તમે બીજાના ભૌતિક સુખોની-એવા ભૌતિક સુખીજનોની હૈયે ભાવકરુણા ભાવી શકો છો. પરંતુ તેના બદલે તમને જો એમ લાગતું હોય કે તમારું સુખ પુણ્યના ઉદયના કારણે છે, એ સુખ તમને મીઠું મીઠું લાગતું હોય અને બીજાનું સુખ પાપનું કારણ લાગતું હોય તો નક્કી માનજો કે ત્યાં તમારી ઈર્ષ્યા તમને રમાડી રહી છે. ત્યાં તમારા હૈયે અદેખાઈની આગ સળગે છે. પાપાનુબંધી પુણ્યના ઉદયથી મળનારું સુખ, તમારી પાસે હોય કે બીજાની પાસે હોય તો નિઃશંક-સો એ સો ટકા એ સુખ સંસાર-સાગરમાં ડૂબાડનાર જ છે. બીજાના ભૌતિક

સુખ જોઈને તમારે દયા-ભાવ કરવાની કોઈ જ જરૂર નથી. તમે તો હૈયે માત્ર પ્રમોદભાવ જ રાખો! હા, કોઈ પાપાચરણ કરતું હોય તો જરૂર તેની કરુણા ચિંતવો.

## આજનો સુખી પૂર્વભવનો ધર્માત્મા :

એક વાત બરાબર સમજી લો. કોઈપણ સુખ ધર્મની આરાધના કર્યા વિના નથી મળતું. આજે જે સુખી છે તે પૂર્વજન્મના ધર્માત્મા છે. પૂર્વજન્મોમાં ધર્મની આરાધના કર્યા વિના અહીં સુખ મળતું જ નથી. ધર્મની આરાધનાથી પુણ્યકર્મ બંધાય છે અને પુણ્યકર્મના ઉદયથી સુખની પ્રાપ્તિ થાય છે. જૈનધર્મનો આ અવિચળ સિદ્ધાંત છે. આ સિદ્ધાંતના અનુસારે આજનો સુખી જીવ પૂર્વજન્મનો ધર્માત્મા છે. ધર્માત્માના રૂપમાં તેમને જુઓ તો પ્રમોદભાવ જરૂર થશે જ.

**સભામાંથી** : સુખી-શ્રીમંતોને વધુ પાપ કરતા જોઈએ છીએ તો તેમના પ્રત્યે દ્વેષ થઈ જ જાય છે.

## પાપી પ્રત્યે નહીં, પાપ પ્રત્યે દ્વેષ કરો :

**મહારાજશ્રી** : પાપો પ્રત્યે દ્વેષ થાય છે ને? તેમનાં સુખોની ઈર્ષ્યા તો થતી નથી ને? તમારા મનને બરાબર તપાસો. તેને બરાબર ઘુણાવીને આ બે પ્રશ્નોના સાચા જવાબ માગો. તમારી ભીતર જુઓ. પાપો પ્રત્યે દ્વેષ થતો હોય તો તમે અપરાધ નથી કરતા. તો તમે અપરાધી નથી. પણ ઈર્ષ્યાથી દ્વેષ થતો હોય તો તમે ગુનેગાર છો. તો તમે ઘણો મોટો ગુનો કરો છો. પાપો પ્રત્યે ભલે દ્વેષ કરો, પાપી પ્રત્યે દ્વેષ નથી કરવાનો. પાપી પ્રત્યે. તો હૈયે માધ્યસ્થ્યભાવ અને કરુણાભાવ જ રાખવાનો છે.

હું તમને એ બરાબર સમજાવવા માંગું છું કે આજ જેની પાસે ભૌતિક સુખ છે, વૈષયિક સુખ છે, તે સૌ કોઈ પૂર્વજન્મના ધર્માત્મા છે. પૂર્વજન્મોમાં જેમણે દાન, શીલ, તપ આદિ ધર્મની આરાધના કરી હોય છે તેઓ વર્તમાન જીવનમાં અનેક પ્રકારના સુખના

સ્વામી થાય છે. એવા જીવો પ્રત્યે ઈર્ષ્યા ન થવી જોઈએ. 'આને આટલું બધું સુખ મળ્યું અને મને નહિ ? મારાથી વધુ સુખ તેને કેમ મળ્યું ? એનાથી વધુ સુખ તો મને મળવું જોઈએ. એને તો જરાય સુખ ન મળવું જોઈએ. તેને તો માત્ર દુ:ખ જ દુ:ખ મળવું જોઈએ....' આ વિચારો ઈર્ષ્યાનાં વિવિધ રૂપ છે.

**ઇર્ષ્યાગ્રસ્ત બાળક :**

એક ગામમાં મેં એક છોકરાને જોયો. છક્ થઈ ગયો જોઈને. છોકરાની ઉંમર પાંચ-સાત વરસની હશે. સુખીસંપન્ન કુટુંબ. છોકરા પર મા-બાપનો અનરાધાર પ્રેમ હતો. એકનો એક જ દીકરો હતો. દીકરીઓ ત્રણ હતી. ત્રણેય બેનો એકના એક ભાઈને ખૂબ જ પ્રેમ કરતી. પરંતુ ભાઈ ત્રણેય બેનોની ઘોર ઇર્ષ્યા કરતો ! મા-બાપે છોકરીઓને કંઇ સારું આપ્યું તો ભાઈનું મગજ ફરી જતુ ! બહેનોને પોતાનાથી વધુ કંઈ જ સારું ન મળવું જોઇએ, આ તેની જીદ હતી. બેનો પણ એટલી સારી હતી કે પોતાના ભાઇને રાજી રાખવા માટે કોઇપણ સારી વસ્તુ લેતી નહિ. સારાં કપડાં નહિ, સારાં રમકડાં નહિ, સારું ખાવાનું પણ નહિ. મા-બાપ દીકરાને ઘણું સમજાવે પણ તે સમજે જ નહિ. બાપનું અવસાન થયું. ત્રણે બેનો પરણીને પોતાના સાસરે ચાલી ગઈ. હવે ભાઇનું પતન થવાનું શરૂ થયું. માનું કહ્યું માને નહિ. ઉદ્ધતાઇ અને ઉચ્છૃંખલતા, ઇર્ષ્યા અને દ્વેષ અનેક દોષો ને દૂષણોથી તે ભરાઇ ગયો. જુગાર રમવા લાગ્યો. ચોરી પણ કરવા માંડયો. છેવટે જેલ ભેગો થયો. સગા સંબંધીઓએ તેને ઘણી મુશ્કેલીએ જેલમાંથી છોડાવ્યો....

નાની ઉંમરમાં જ ઇર્ષ્યા અને દ્વેષની કુટેવ પડી જાય છે તો માણસનું જીવન નષ્ટ-ભ્રષ્ટ થઇ જતાં વાર નથી લાગતી. મોટો થઈને કદાચ તે સાધુ થાય તો સાધુ-જીવનમાં પણ ઇર્ષ્યાની કુટેવ જતી નથી ! સાધુજીવનમાં પણ તે બીજા ગુણવાન સાધુઓની ઈર્ષ્યા

 કરવાનો જ. બીજા કીર્તિપ્રાપ્ત-પ્રતિષ્ઠાપ્રાપ્ત સાધુઓના તે દોષો

જ જોતો રહેવાનો અને અદેખાઈની આગમાં સતત બળતો રહેવાનો. ક્લેશ, સંતાપ અને અશાંતિથી તે સતત બેચેન રહેવાનો. મેં ઘણાનાં એવાં જીવન જોયાં છે, તેઓ અર્થહીન ઘોર અશાંતિના શિકાર બની ગયા છે.

**ઈર્ષ્યા ઘોર પાપ કરાવે છે :**

હનુમાનજીની માતા અંજનાદેવીના પૂર્વભવની વાત તમને ખબર છે ? પૂર્વજન્મમાં તે કનકોદરી નામની રાજરાણી હતી. રાજાની બીજી પણ એક રાણી હતી, તેનું નામ લક્ષ્મીવતી હતું. રાણી લક્ષ્મીવતી પરમાત્મભક્ત હતી. તેણે પોતાના મહેલમાં એક નાનું પણ ઘણુંજ નયનરમ્ય કળાત્મક જિનમંદિર બનાવ્યું હતું. નગરની અનેક મહિલાઓ સાથે રોજ એ મંદિરમાં પૂજાપાઠ કરતી અને ભક્તિગીત ગાતી. મંદિરના કારણે તેના મહેલમાં અનેક સ્ત્રીઓ જતી. મોડી રાત સુધી લક્ષ્મીવતીના મહેલમાં પરમાત્મભક્તિ ચાલતી રહેતી. નગરમાં લક્ષ્મીવતીની કીર્તિ ફેલાતી જતી હતી. લક્ષ્મીવતીની કીર્તિ, તેનું સુખ, તેનો આનંદ કનકોદરી માટે અસહ્ય બની ગયો. તેણે લક્ષ્મીવતીના આ સુખ અને આનંદ છીનવી લેવાનો કુવિચાર કર્યો. એક અધમ વિચાર તેણે પોતાની વિશ્વાસુ દાસીને કહ્યો. દાસી પણ એ વિચારમાં સહમત બની.

કનદોદરી અને દાસીની યોજના એવી હતી કે લક્ષ્મીવતીના મંદિરમાંથી જિનેશ્વરદેવની મૂર્તિ ઉપાડીને એવી જગાએ ફેંકી દેવી કે જ્યાં તેનાં પર કોઈની ય નજર ન જાય ! કનકોદરીના મનમાં એવો ખ્યાલ હતો કે એ મૂર્તિના કારણે જ લક્ષ્મીવતીના મહેલમાં અનેક મહિલાઓની આવનજાવન છે. મંદિર પણ ત્યાં સુધી જ છે કે જ્યાં સુધી તેમાં ભગવાનની મૂર્તિ છે ! આથી મૂર્તિને જ ગૂમ કરી દેવી. જેથી ન રહે વાંસ ન વાગે વાંસળી ! લોકોનું આવાગમન તેથી આપોઆપ જ બંધ થઇ જશે !!!

'લક્ષ્મીવતીના મહેલમાં આટલી બધી ભીડ અને મારા મહેલમાં

કોઇનો ય પગરવ નહિ ? લક્ષ્મીવતીની આટલી બધી બોલબાલા અને મારી કોઇ જ પૂછ નહિ ?....' આવા ઇર્ષ્યાજન્ય વિચારથી કનકોદરી કણસી રહી હતી. અને એક દિવસ તેણે દાસી પાસે એ મૂર્તિની ચોરી કરાવી એ મૂર્તિને નગરની બહાર દૂર કચરાના ઢગલામાં ફેંકી દેવા પોતે ચાલી.

પરંતુ આ બાજું અચાનક જ રાણીને સાધ્વીજી સાથે મેળાપ થઇ ગયો. સાધ્વીજી વિહાર કરીને આવી રહ્યાં હતાં. તેમણે રાણીની આંખમાં ભય, શંકાના ભાવ જોયા. તેમણે વિચાર્યું, 'લાગે છે આ સ્ત્રીએ કોઇ ખોટું કામ કર્યું છે.' દૂરથી સાધ્વીજીએ જોયું પણ હતું કે એક સ્ત્રી ગંદા કચરાના ઢગલામાં કશું દાટી રહી છે. તેમણે રાણીને પૂછ્યું : 'બેન ! તું ત્યાં શું કરી રહી હતી ? ગંદા કચરાના ઢગલામાં શું સંતાડી રહી હતી ?'

રાણી પરસેવાથી રેબઝેબ થઈ ગઈ. ગભરાઇ ગઇ. સાધ્વીજીના પ્રભાવ અને પ્રતાપથી તે અભિભૂત બની. તેણે સાચેસાચું કહી દીધું : 'પરમાત્માની પ્રતિમા મેં એ કચરામાં સંતાડી છે....'

સાધ્વીજીએ કહ્યું 'બેન ! તેં આ ઘણું મોટું પાપ કર્યું છે. તુ જલ્દી જઇને એ મૂર્તિને લઇ આવ અને જ્યાંથી લઈ આવી છું ત્યાં તું પાછી જલ્દી મૂકી દે. જિનેશ્વર પરમાત્માની મૂર્તિ ચોરીને તેં ઘોર પાપ કર્યું છે. આ પાપનુ કેવુ ઘોર અને ભયંકર દુઃખ તારે ભોગવવુ પડશે તેની તને કઈ ખબર છે ?....' સાધ્વીજીએ રોષ અને કરુણામિશ્રિત વાણીથી રાણીને સમજાવ્યું. કનકોદરીએ મહેલમાં આવી દાસીને બધી વાત કરી. કનકોદરીને પોતાની ભૂલ સમજાણી. તેણે એ ભૂલ સુધારી લીધી. ચોરેલી મૂર્તિને પુન.મંદિરમાં પધરાવી દીધી અને સાધ્વીજી પાસે જઈને પોતાની ભૂલનુ પ્રાયશ્ચિત કર્યું. પરતુ ઈર્ષ્યાથી પ્રેરાઈને પરમાત્માની મૂર્તિની ચોરી કરવાની અને તેને કચરામાં ફેંકી દેવાની ઘોર આશાતના કરી જે પાપકર્મ બાંધ્યું, તેથી અજનાના ભવમાં બાવીશ વર્ષ સુધી પતિનો વિયોગ

સહેવો પડયો. પોતે નિર્દોષ હોવા છતાં વ્યભિચારિણી–કુલ્ટાનું કલંક ચોંટયું. કલંકિત બની તે.

## કર્મોનું તત્ત્વજ્ઞાન મેળવો :

કેવી કેવી પ્રવૃત્તિ કરવાથી, કેવા કેવા શબ્દો બોલવાથી, અને કયા કયા વિચાર કરવાથી કેવાં કેવાં કર્મ બંધાય છે અને એ કર્મોના ઉદયથી કેવાં દુઃખ આવે છે, કેવાં સુખ મળે છે, તેનું તત્ત્વજ્ઞાન કદી જાણ્યું છે ? કર્મનું તત્ત્વજ્ઞાન જાણવાથી જ તમે અયોગ્ય અને નિષિદ્ધ પ્રવૃત્તિનો ત્યાગ કરી શકશો. પાપ–વાણી અને પાપ–વિચારોને છોડી શકશો.

આટલું બરાબર સમજી લો કે પાપકર્મોના ઉદયથી જ જીવનમાં દુઃખ આવે છે. પાપકર્મોનો ઉદય ત્યારે જ આવે છે કે જયારે જીવે કોઇ ભવમાં એ પાપકર્મ બાંધ્યા હોય. પાપકર્મ બંધાય છે પાપાચરણથી. મન–વચન અને કાયાથી જીવાત્મા પાપાચરણ કરે છે અને તેનાથી તે પાપકર્મ બાંધે છે. તમને જો દુઃખોનો ભય હોય, દુઃખોથી ડરતા હો તો સર્વપ્રથમ તમે પાપથી ભય પામો. પાપભીરૂ બનો. દુઃખોની બીક લાગતી હોય, દુઃખથી ધ્રુજારી છૂટતી હોય તો પાપોનો ભય પહેલાં લાગવો જોઈએ. પાપથી ડરીને ચાલો. પાપોને જીવતા ઝેરી સાપ સમજી તેનાથી બચીને ચાલો. પાપોનો ત્યાગ કરો. ઈર્ષ્યા ઘણું મોટું પાપ છે. ઈર્ષ્યાથી ઘણાં બધાં પાપ પેદા થાય છે. અને તેનાથી માણસનું જીવન બરબાદ થઈ જાય છે. ઈર્ષ્યાળુ જીવ સંસારની ચારેય ગતિમાં ભટકયા કરે છે.

## ઈર્ષ્યાથી પ્રેમનું મોત થાય છે :

બીજાના કોઈપણ પ્રકારના સુખની ઈર્ષ્યા ન કરો. એ સુખ તેમને પુણ્યાનુબંધી પુણ્યના ઉદયથી મળ્યુ હોય કે પાપાનુબંધી પુણ્યના ઉદયથી મળ્યું હોય, એ સુખ તેને ભોગવતા આવડતું હોય કે ન આવડતું હોય, તે પોતાના ભોગ–સુખનો ત્યાગ કરે કે ન કરે; તમારે તેના સુખ સાથે કોઈજ સંબંધ રાખવાનો નથી. પ્રમોદભાવનાની પહેલી શરત જ આ છે કે કોઈના

પણ સુખની ઈર્ષ્યા ન કરો. ઈર્ષ્યા પ્રેમનું ઝેર છે. ઈર્ષ્યાથી પ્રેમનું મોત થાય છે. અને હવે તો તમે સમજી જ ગયા છો કે પ્રેમ વિના પ્રમોદભાવના જાગતી નથી ?

જે જીવ મિથ્યાદૃષ્ટિ છે અર્થાત્ જેને સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શન નથી મળ્યા, જે મિથ્યા માન્યતાઓથી ભ્રમિત બન્યા છે, એ જીવોમાં પણ દયા, દાન, શીલ આદિ ઉત્તમ ગુણ જોઈને એ ગુણોની અનુમોદના કરવાની છે. તેમના એ ગુણો જોઈને તેમને માત્ર મિથ્યાદૃષ્ટિ જાણીને તેમનો તિરસ્કાર નથી કરવાનો, એવા જીવોના ગુણો જોશો તો તેમના પ્રત્યે ઘૃણા કે તિરસ્કાર નહિ જાગે. હા, સંસારના કોઈ પણ જીવ પ્રત્યે હૈયે ઘૃણા, ધિક્કાર, તિરસ્કાર ન જાગે તેવું હૈયું બનાવવાનું છે.

**સભામાંથી :** મિથ્યાદૃષ્ટિ જીવોના ગુણોની અનુમોદના કરવાથી તેમના મિથ્યાત્વની અનુમોદના નથી થઈ જતી ? તેમ કરવાથી મિથ્યાત્વની અનુમોદનાનો દોષ નથી લાગતો ?

## ગુણો સર્વત્ર અનુમોદનીય :

**મહારાજશ્રી :** ના અનુમોદનાનો, પ્રમોદભાવનાનો પોતાનો વિષય છે ગુણ. મિથ્યાત્વ ગુણ નથી, દોષ છે. અનુમોદના આપણે ગુણોની કરીએ છીએ, દોષની નહિ. તેમના મિથ્યાત્વ માટે તો કરુણા છલકાવી જોઈએ. 'આ જીવાત્માનું મિથ્યાત્વ દૂર થાય, તેને સમ્યગ્દર્શન મળે, તેને સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ થાય... તેને પરમસુખ અને પરમશાંતિ ઉપલબ્ધ થાય....' આવા શુભ વિચાર કરવા જોઈએ. મિથ્યાત્વની નિંદા એવી ન કરો કે જેથી મિથ્યાત્વીમાં રહેલાં ગુણોની પણ નિંદા થઇ જાય. ગુણોની નિંદા કરશો તો બરબાદ-બેહાલ થઇ જશો.

નિંદા-પ્રશંસા કરતા સમયે એટલી સાવધાની રાખવી જરૂરી છે. કોઈ વ્યક્તિની નિંદા કરતી સમયે તમારું ધ્યાન તેના ગુણો

પ્રત્યે જાય છે? ગુણોની નિંદા તો અજાણતાં નથી થઈ જતીને? તેની કાળજી રાખો છો? તમે જો સામી વ્યક્તિના ગુણો તરફ સહેજ પણ જોશો તો તમારો નિંદાનો રસ મોળો પડી જશે. પરંતુ દોષદર્શન એટલું પ્રબળ હોય છે કે તે ગુણદર્શન થવા જ નથી દેતું. મિથ્યાદૃષ્ટિ જીવોમાં રહેલા દયા, દાન, શીલ, પરમાર્થ, પરોપકાર આદિ ગુણોની અનુમોદના કરવાનું વિધાન મહોપાધ્યાય શ્રી યશોવિજયજીએ પણ કર્યું છે. તેમણે ગાયું છે :

**'થોડલો પણ ગુણ પર તણો, તેહ અનુમોદવા લાગ રે....'**

જ્યાં પણ ગુણ જુઓ, તેની અનુમોદના કરો. ગુણો જોઈને આનંદ અનુભવો. રાજી થાઓ. પશુ-પંખીમાં પણ ગુણ હોય છે. તેના વિશેષજ્ઞપુરુષોએ પશુ-પંખીના પણ ગુણ બતાવ્યા છે. પશુ-પંખીના ગુણ દેખી શકાય છે! માણસના ગુણ નથી દેખાતા! દુર્ભાગ્ય જ છે ને? કૂતરા સાથે પ્રેમ કરતી પત્ની પતિ તરફ દ્વેષ કરે છે! ઘોડાને વ્હાલ કરનાર પતિ પત્નીને ધૂત્કારે છે! સંસારની કેવી વિચિત્રતા છે આ? ! ! !

મિથ્યાદૃષ્ટિ જીવાત્માનું મિથ્યાત્વ જોઈને, તેની મિથ્યા માન્યતાઓ જાણીને પણ તેના પ્રત્યે રોષ નથી કરવાનો. પણ તેનું મિથ્યાત્વ દૂર કરવાની કરુણાપૂર્ણ ભાવના ભાવવાની છે. તેના ગુણો ઉપર દોષોનું ઢાંકણ ચઢાવી તેની નિંદા કરવાની કુટેવ છોડો. છોડશો? બીજાઓના દોષ, બીજાઓના અવગુણ જોવાનું પાપ છોડશો કે નહિ? નહિ છોડો તો દુઃખી થઈ જશો.

**'શાંતસુધારસ'** નામના પોતાના ગ્રન્થમાં ઉપાધ્યાય શ્રી વિનયવિજયજીએ પણ મિથ્યાદૃષ્ટિ જીવોમાં રહેલાં સત્ય-સંતોષ આદિ ગુણોની અનુમોદના કરી છે :

**"મિથ્યાદૃશામપ્યુપકારસારમ્, સંતોષસત્યાદિગુણપ્રસારમ્,**
**વદાન્યતા-વૈનયિકપ્રકારમ્, માર્ગાનુસારીત્યનુમોદયામઃ ॥"**

મિથ્યાદૃષ્ટિ જીવોમાં પણ 'માર્ગાનુસારિતા' હોઈ શકે છે.

જૈન દર્શનમાં માર્ગાનુસારિતાને આત્મવિકાસની પ્રથમ ભૂમિકા કહી છે. વિકાસની પ્રથમ ભૂમિકામાં કોઈપણ જીવાત્મા હોય તેથી માર્ગાનુસારિતા અનુમોદનીય છે.

## માર્ગાનુસારિતા: એપ્રોચરોડ :

**સભામાંથી :** 'માર્ગાનુસરિતા' એટલે શું ?

**મહારાજશ્રી :** માર્ગ+અનુસારિતા=માર્ગાનુસારિતા! માર્ગ એટલે મોક્ષમાર્ગ. મોક્ષમાર્ગ છે સમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રાત્મક. એ માર્ગ તરફ લઈ જનાર જે ગુણો છે તેને માર્ગાનુસારિતા કહે છે. 'નેશનલ હાઈ-વે-' રાષ્ટ્રીય ધોરીમાર્ગ હોય છે ને ? એ રોડ સુધી પહોંચાડનાર એપ્રોચ-રોડ નથી હોતા ? માર્ગાનુસારિતા 'એપ્રોચ રોડ' છે! મોક્ષમાર્ગ સુધી પહોંચાડનાર માર્ગ! આ માર્ગ પર આવીને ઉભેલા જીવોમાં પાંત્રીસ પ્રકારના ગુણો હોય છે. જાણો છો ને આ પાંત્રીસ પ્રકારના ગુણ ? આ જ 'ધર્મબિન્દુ' ગ્રન્થમાં એ પાંત્રીસ ગુણ બતાવ્યા છે. અને હવે ત્રણ ચાર દિવસ બાદ એ ગુણોનું જ વર્ણન-વિવેચન કરવાનું છે. ચાતુર્માસ-વર્ષાવાસમાં એ ગુણોનુ વિવેચન પુરું થઈ જાય તો સારું! જો કે 'ધર્મબિન્દુ' ગ્રન્થ તો ઘણો મોટો છે. તેમાં માર્ગાનુસારિતાથી માંડીને મોક્ષપ્રાપ્તિ સુધીનો ક્રમિક વિકાસ બતાવ્યો છે. ક્રમિક આત્મવિકાસની સાધના કરનાર માટે 'ધર્મબિન્દુ' ગ્રન્થ અત્યંત ઉપયોગી છે.

## દોષદર્શનની કુટેવ છોડો :

આપણે એ વાત કરી રહ્યા હતા કે મિથ્યાદૃષ્ટિ જીવોમાં જે માર્ગાનુસારી જીવો છે અને એમનામાં જે સત્ય-સંતોષ-વિનય આદિ ગુણ છે, એ ગુણોની હાર્દિક અનુમોદના કરવી જોઈએ. તમને હું ઘણીવાર અને વારંવાર કહુ છું કે સંસારમાં દરેક જીવમાં કોઈને કોઈ ગુણ તો હોય જ છે. ગુણ વિના ચૈતન્ય સંભવિત જ નથી, એ ગુણ જોવાની આંખ અને નજર હોવી જોઇએ. ગુણદૃષ્ટિથી જ ગુણ નજરમાં આવે છે. ગુણ હોય, પરંતુ ગુણદૃષ્ટિ ન હોય તો એ ગુણ નહિ દેખાય. બીજાના માત્ર દોષ જ જોવાની કુટેવવાળાને

ફરી બીજાના ગુણુ નહિ દેખાય. એવા જીવો પાસેથી ગુણુ જોવાની અપેક્ષા રાખવી વ્યર્થ છે. કુટેવ છોડવી સરળ નથી. બીડી, સિગારેટ જેવી મામુલી કુટેવ છોડવી પણુ તેના વ્યસનીને મુશ્કેલ લાગે છે તો પછી દોષદર્શન જેવી ગંભીર અને જુની કુટેવને છોડવાનું તો કેટલું બધું મુશ્કેલ લાગે ? હા, કોઈ મહાન્ ભાગ્યોદય થવાનો હોય, કોઈ દિવ્યકૃપા થઈ જાય અને દોષદર્શનની કુટેવ છૂટી જાય તો અલગ વાત છે. જેમકે હરિભદ્ર પુરોહિત ! જૈનધર્મ અને જૈન ધર્મસ્થાનોમાં તે માત્ર દોષ જ જોતા હતા. પરંતુ યાકિની મહત્તરા સાધ્વીજીનો પરિચય થતાં તેમના જીવનનું પરિવર્તન થઈ ગયું. પરમાત્માની પ્રતિમાનો ઉપહાસ કરનાર તે, ત્યારબાદ તેની ઉપાસના કરતા થઈ ગયા.

**ગોવિન્દાચાર્ય :**

આવી જ બીજી જીવન કથા છે ગોવિન્દાચાર્યની. એ બ્રાહ્મણુ પંડિત હતા. જૈન ધર્મ પ્રત્યે તેમના હૈયે ભારોભાર ઘૃણા હતી. રાજસભામાં જૈનધર્મના સિદ્ધાંતનું ખંડન કરી જૈનાચાર્યને પરાજીત કરવાની તેમની મહાત્વાકાંક્ષા હતી. જેની સાથે વાદવિવાદ કરવાનો હોય તેના સિદ્ધાંતનું સમુચિત જ્ઞાન હોવું અનિવાર્ય છે. ગોવિંદાચાર્યે પણુ જૈનધર્મના સિદ્ધાંતોનું જ્ઞાન મેળવવા પ્રયત્ન કર્યો પરંતુ જૈનાચાર્ય વિના તેનું પ્રમાણિક સિદ્ધાંતજ્ઞાન તે કેવી રીતે પામી શકે ? તેમને તેથી ચિંતા થઈ. તે જાણુતા હતા કે જૈનાચાર્ય સહુ કોઈને પોતાના સિદ્ધાંતોનું રહસ્ય નથી બતાવતા. પોતાના વિશ્વાસપાત્ર અને આજ્ઞાંકિત શિષ્યને જ તે રહસ્ય બતાવે છે. આથી મારે તેમના શિષ્ય બની જવું જોઈએ. જો હું શિષ્ય બની જઉં તો જૈન ધર્મની ભીતરી સ્થિતિનું પણુ સરસ અવલોકન અને અધ્યયન થઈ જશે પછી....હું એ જૈનાચાર્ય સાથે વાદ કરીશ, વાદવિવાદમાં તેમને હરાવીશ અને જૈનધર્મને ભારત બહાર હાંકી કાઢીશ...'

ગોવિન્દાચાર્ય પંડિતે દીક્ષા લીધી. ગુરુદેવે તેમને જૈનધર્મના સિદ્ધાંતોનું જ્ઞાન દેવાનો પ્રારંભ કર્યો. ગોવિન્દાચાર્ય પણ ખૂબ જ વિનય અને નમ્રતાથી અધ્યયન કરવા લાગ્યા. બનાવટ કરનાર દંભી તો વધુ જ વિનય કરે! નમ્રતા પણ વધુ બતાવે! જેમ જેમ તે અધ્યયન કરતા ગયા. 'અનેકાન્તવાદ' જેવા જૈનધર્મના અભૂતપૂર્વ સિદ્ધાંતોનું તલસ્પર્શી અધ્યયન કરતા ગયા, તેમ તેમ જૈનધર્મ પ્રત્યેનો તેમનો દ્વેષ ને રોષ દૂર થતા ગયા. **આચારમાર્ગમાં અપરિગ્રહનો સિદ્ધાંત અને વિચારમાં 'અનેકાન્તવાદ'નો સિદ્ધાંત જૈનધર્મના અકાટ્ય સિદ્ધાંત છે** તે આવ્યા હતા દોષ-દર્શન માટે પણ દેખાયા તેમને માત્ર ગુણ જ ગુણ! સાધુજીવનની ઉત્તમ જીવનચર્યાથી તે ખૂબજ પ્રભાવિત થયા. જૈનધર્મ પ્રત્યે તેમના હૈયે ખૂબજ આદરભાવ વધવા લાગ્યો દૃષ્ટિ જ બદલાઈ ગઈ. ગુરુદેવના ચરણોમાં નમીને ક્ષમા માંગતા તેમણે કહ્યું :

'ગુરુદેવ! પહેલાં તો મે જૈનસાધુ થવાનો દંભ જ કર્યો હતો. જૈનધર્મ પ્રત્યે મને દ્વેષ હતો. આથી જૈન સિદ્ધાંતોનુ અધ્યયન કરીને, એ બધાનું ખડન કરીને જૈનાચાર્યોને પરાજીત કરવાની મેલી ભાવના હતી. જૈનધર્મના સિદ્ધાંત મારે એટલાં માટે જાણવા હતા કે વેદાન્તના સિદ્ધાંતોથી તેનુ બરાબર ખડન કરી શકું. આ બદહેતુથી હુ સાધુ બન્યો અને તમારી પાસે અધ્યયન કર્યું. પરતુ આપની કૃપાથી જૈનધર્મના સિદ્ધાંતો જ મને પરિપૂર્ણ અને અકાટ્ય લાગ્યા, આવા સિદ્ધાંતોનું ખંડન જ ન થઈ શકે. આવું પરિપૂર્ણ સપૂર્ણ જૈનદર્શન પામીને હવે હું તેને ખોઈ દેવા નથી ચાહતો. આપ કૃપા કરીને મને પ્રાયશ્ચિત આપો, પુન : મને ચારિત્રધર્મમાં સુસ્થાપિત કરો. સાચે જ ગુરુદેવ! અનુભવથી કહું છું કે જૈનધર્મ-જૈનદર્શન પરિપૂર્ણ છે અને તેથી તે સર્વદર્શનોમાં સર્વશ્રેષ્ઠ છે....'

ગોવિન્દાચાર્યની દૃષ્ટિમાં પરિવર્તન આવી ગયુ. દોષદૃષ્ટિ જતી રહી. ગુણદૃષ્ટિ ખીલી ગઈ. આવુ કોઇના જીવનમાં સહજભાવથી

બની જાય છે તો કોઇને તે માટે અભ્યાસ કરવો પડે છે. અર્થાત્ પ્રયત્નથી દોષદૃષ્ટિ ટાળવી પડે છે. દોષદૃષ્ટિને હટાવ્યા વિના-કાટયા વિના-દૂર કર્યા વિના દોષદર્શનની કુટેવથી છૂટકારો નહિ પામી શકો. પ્રમોદભાવના માટે ગુણદૃષ્ટિ હોવી આવશ્યક અને અનિવાર્ય છે. ગુણદૃષ્ટિથી બીજાના ગુણ દેખાય છે. અને તેથી પ્રમોદભાવના જાગે છે. ગુણદૃષ્ટિથી બીજાનાં સુખ પણ સહ્ય બને છે, અર્થાત્ બીજાના સુખની ઈર્ષ્યા નથી થતી.

## પુત્રના સુખ તરફ માતાની ઈર્ષ્યા!

એક મા છે. એકના એક પુત્રને ધામધુમ અને ઉમંગથી પરણાવ્યો. માને પુત્ર પર પ્રેમ હતો જ. સાથોસાથ આવો ભાવ પણ હૈયે હતો કે પુત્ર મારો જ બની રહેવો જોઈએ, પત્નીનો નહિ. પુત્ર પત્નીને લઇને માને પૂછયા વિના હરવા-ફરવા જાય છે. માને તેથી માઠું લાગે છે. હવે આ આ છોકરો મારું માનતો નથી. મને પૂછવાનો પણ વિવેક નથી કરતો....માએ આ માટે તેને બે ત્રણવાર ટકોર પણ કરી. પરંતુ પુત્રે પૂરતું ધ્યાન ન આપ્યું.

હવે માએ રમત રમવાનું નક્કી કર્યું. તેણે એક બનાવટી પ્રેમ-પત્ર લખીને પુત્રવધૂની સાડીમાં મૂકી દીધો. બીજા દિવસે પતિની સામે એ સાડી કબાટમાંથી કાઢીને ખોલી તો તેમાંથી પેલો કાગળ પડી ગયો. પત્ની એ કાગળ ઉપાડે તે પહેલાં પતિએ એ પત્ર ઉપાડી લીધો અને વાંચવા લાગ્યો. વાંચતા વાંચતા તેના ચહેરાની રેખાઓ બદલાઈ ગઈ. પત્ની ગભરાઈ ગઈ! પતિએ પત્નીને ન સંભળાવવાનું બધું સંભળાવ્યું. પત્ની સગર્ભા હતી પરંતુ પેલા પત્રે તેને એવો ભડકાવ્યો હતો કે પત્નીની કોઈ જ વાત તેની શંકાને દૂર ન કરી શકી. તેણે ગુસ્સાથી પત્નીને તેના પિયર કાઢી મૂકી. મા આથી ખૂશ થઈ. હવે તેને લાગ્યું કે પુત્ર હવે મારું કહ્યું માનશે. મારો જ બનીને રહેશે. પિયરમાં જઇને પત્નીએ પુત્રને જન્મ આપ્યો. તેના સમાચાર પણ મોકલ્યા. પણ પતિ ન ગયો. બબ્બે વરસ સુધી

તેણે પત્નીનું મોં ન જોયું. પત્રથી પણ ખબર ન પૂછી. માએ પણ આ દરમિયાન બનાવટી પ્રેમપત્રની ક્યારેય વાત ન કરી. બે વરસ બાદ પત્નીએ છૂટાછેડા લઈને નવી જિંદગી શરૂ કરી! આમ માએ ઈર્ષ્યાથી પુત્રને પુત્રવધૂની જિંદગી બરબાદ કરી.

પોતાના પુત્ર અને પુત્રવધૂનું સુખ મા ન જોઈ શકી. અને તેમનું સુખ છીનવી લેવાનો અધમ માર્ગ અપનાવ્યો. આથી વધુ ઈર્ષ્યાનું ભયંકર બીજું કામ શું હોઈ શકે? પુત્ર-પરિવારનાં સુખની ઇર્ષ્યા કરનારાઓ બીજાના સુખની તો ન જાણે કેટલી ઇર્ષ્યા કરતા હશે? સુખી બનવુ હોય તો બીજાના સુખની ઈર્ષ્યા કરવાનું આ પળે જ છોડી દો. અને સુખી-ગુણીજનો પ્રત્યે પ્રમોદ ભાવનાનો વિકાસ કરો.

અરિહંત પરમાત્મા, સિદ્ધ ભગવંત, સાધુપુરુષ, સાધ્વી, ગૃહસ્થ પુરુષ અને સ્ત્રી, મિથ્યાદર્શનોમાં રહેલા માર્ગાનુસારી જીવાત્માઓ આ સર્વમાં ગુણદર્શન કરો. અને પ્રમોદભાવનાને વધારતા રહો. એ જ પ્રમાણે જેઓ ભૌતિકદૃષ્ટિથી સુખી છે અર્થાત્ જેમની પાસે પુણ્યોદયથી ગાડી-વાડી-બંગલા-નોકર ચાકર વગેરેની જાહોજલાલી છે તેમની ઇર્ષ્યા ન કરો. કદાચ તેઓ તેમના વૈભવનો દુરુપયોગ કરતા હોય તો પણ તેમની કડક અને કડવી નિંદા-આલોચના ન કરો. એવા જીવોની કરુણા ચિંતવો, જે શ્રીમંતો પોતાની શ્રીમંતાઈનો સદુપયોગ કરે છે તે જાણી-સાંભળીને હરખાઓ. આવી પ્રમોદ ભાવનાથી તમારુ મનઃપ્રસન્ન રહેશે. તમારો આત્મા આનંદ અનુભવશે. જીવનમાં એથી વિશેષ જોઇએ શુ?

આજે આપણે પ્રમોદ ભાવનાનુ વિવેચન પૂર્ણ કરીએ છીએ. ચાર ભાવનાઓમાંથી ત્રણ ભાવનાનું વિવેચન પૂર્ણ થયુ. મૈત્રી, કરુણા અને પ્રમોદ ભાવનાનુ વિસ્તારથી ચિંતન કર્યું. હવે ચોથી માધ્યસ્થ્ય ભાવનાનુ વિવેચન ત્રણ દિવસ કરીશુ.

આજ બસ, આટલુ જ.

* જીવદ્વેષ જેવું કોઈ પાપ નથી. જીવપીડન જેવું કોઈ દુષ્કૃત્ય નથી, જીવદ્વેષને મીટાવવા માટે વારંવાર મૈત્રી આદિ ભાવનાઓની ગંગામાં સ્નાન કરો.
* અહંકાર અને મમકાર સાથે તિરસ્કારને દોસ્તી થઈ જ જાય છે. આ ત્રિપુટી માણસનું સર્વતોમુખી પતન કરે છે.
* જે મોટેરાઓના હૈયે ઉપેક્ષા-ભાવના નથી હોતી એવા મોટેરાઓને મેં ઘોર અશાન્તિ અને સંતાપમાં સળગતા જોયા છે.

પ્રવચન/૨૨

પરમ ઉપકારી મહાન શ્રુતધર પૂજ્ય આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજી સ્વરચિત 'ધર્મબિંદુ' ગ્રન્થમાં ધર્મનુ સ્વરૂપ-દર્શન કરાવે છે. ધર્મના અનુષ્ઠાન કરનારાઓના હૈયે, ધર્મક્રિયા કરનારાઓના હૈયે મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ્ય આ ચાર ભાવનાઓની અનિવાર્ય જરૂર સમજાવનારા આચાર્ય-ભગવંત પોતાના જીવન, પોતાના સાહિત્યસર્જન અને સમ્યક્ કાર્યોથી જિનશાસનમાં પોતાનું ગૌરવવંતુ સ્થાન સ્થાપિત કરી ગયા છે. માત્ર જૈનો જ નહિ, જૈનેતરો પણ તેમની મુક્તમને પ્રશંસા કરે છે. માત્ર ભારતના જ નહિ-સ્વદેશના જ નહિ, દુનિયાભરના-વિદેશી વિદ્વાનો પણ તેમની પ્રજ્ઞા-પ્રતિભાના ગુણગાન ગાય છે. તેમણે રચેલાં ૧૪૪૪ ગ્રંથો ભલે આજે પ્રાપ્ય નથી, પરંતુ જે ૪૦-૫૦ ગ્રન્થો મળે છે.

તે અપૂર્વ અને અદ્ભૂત છે. તેમાંથી કેટલાક ગ્રન્થોનો ગુજરાતી ભાષામાં અનુવાદ પણ થયો છે. હિન્દી ભાષામાં પણ કેટલાક ગ્રન્થોનો અનુવાદ થયો છે. તમે તે તમારી મનપસંદ ભાષામાં વાંચી શકો છો. ચિંતન-મનન કરી શકો છો. તેમના ગ્રન્થોનાં વાંચન-મનનથી તમને નિઃશંક પ્રેરણા અને પ્રસન્નતા પ્રાપ્ત થશે.

## દુર્ગતિમાં જતા બચાવે તે ધર્મ :

દુર્ગતિમાં પડતા-જતા જીવોને માત્ર એ જ ધર્મ બચાવી શકે છે કે જે ધર્મ મૈત્રી આદિ ભાવનાઓથી ભરપુર હોય. જે માણસ પોતાના હૃદયને મૈત્રી, કરુણા-પ્રમોદ આદિ ભાવોથી નવપલ્લવિત રાખે છે, તે માણસ દુર્ગતિમાં નથી જતો. તેની દુર્ગતિ થતી નથી. મૈત્રી આદિ ભાવોથી ભાવિત અને સુરભિત હૈયાવાળો માણસ જે પણ ધર્માનુષ્ઠાન કરે છે, તે ધર્માનુષ્ઠાન તેના આત્માને સ્પર્શે છે. એ ધર્માનુષ્ઠાન તેનાં દુષ્કર્મોનો નાશ કરે છે. અને સત્કર્મોનું સર્જન કરે છે. મૈત્રી આદિ ચાર ભાવનાઓથી રહિત માણસની ધર્મક્રિયાઓ નિષ્ફળ જાય છે. દુર્ગતિથી તે જીવ બચી નથી શકતો!

'જીવદ્વેષ' જેવું કોઈ પાપ નથી. જીવપીડન જેવું કોઈ દુષ્કૃત્ય નથી. જીવદ્વેષને મીટાવવા માટે ફરી ફરીને વારંવાર મૈત્રી આદિ ભાવનાઓની ગંગામાં સ્નાન કરતા રહો. મૈત્રી આદિ ભાવનાઓ પ્રતિદિન-પ્રતિપળ ભાવવાની છે. આથી જ આ ભાવનાઓ શક્ય તેટલા વિસ્તારથી સમજાવી રહ્યો છુ.

આજ આપણે માધ્યસ્થ્ય ભાવના પર ચિંતન કરવાનુ છે. ખૂબ જ સરસ છે આ ભાવના. આજના છિન્નભિન્ન કૌટુંબિક જીવનમાં પોતાના મનને સંવાદી અને સમતોલ રાખવા માટે આ આ ભાવના 'રામબાણ દવા' છે. જે સ્ત્રી-પુરુષો ઉપર બીજાઓની જવાબદારીઓ છે, તેઓ માટે આ ભાવના સવિશેષ અને અત્યંત ઉપયોગી છે. એવુ સ્ત્રી-પુરુષોએ પોતાના હૈયે આ ભાવનાનું રસાયણ સાચવી રાખવા

જોઈએ. પ્રથમ આ ભાવનાના પ્રકાર બતાવું છું. એ પછી, આ ભાવનાનો જીવનમાં ક્યારે અને કેવી રીતે ઉપયોગ કરાય તે બતાવીશ.

**સંસારમાં બુરાઈઓ, અનાદિ-અનંત :**

માધ્યસ્થ્ય ભાવનાને 'ઉપેક્ષા' ભાવના પણ કહે છે. આ ઉપેક્ષા ચાર પ્રકારની કહી છે.

**૧. કરુણા-સારા, ૨. અનુબંધ-સારા**
**૩. નિર્વેદ સારા ૪. સત્ત્વ-સારા**

દુનિયાના બધા જ માણસો જો વિનીત હોત, દુનિયાનો એકએક માણસ સારો અને ભલો હોત તો તો આ 'ઉપેક્ષા-ભાવના'ની કોઈ જરૂર જ ન રહેત! પણ દુનિયામાં ભલાઈ અને બુરાઈ હંમેશા સાથોસાથ જ રહ્યાં છે! તીર્થંકરોના સમયમાં પણ ભલાઈ અને બુરાઈ, બંન્ને હતાં જ ને?! જેમ સંસાર અનાદિ-અનંત છે તેમ બુરાઈઓ પણ અનાદિ-અનત છે! બુરાઈઓનો કોઈ અંત નથી. છેડો નથી. તીર્થંકરો અને અનેક સંત મહાત્માઓએ જીવોને તેમની બુરાઈઓમાંથી મુક્ત કરવાનો પુરુષાર્થ કર્યો છે. કેટલાક જીવાત્માઓ એ બુરાઈઓથી મુક્ત પણ થયા છે. પરતુ બધી જ બુરાઈઓનો સર્વથા-તળિયાઝાટક નાશ નથી થયો. સંસારમાંથી બુરાઈઓ બધી-ચાલી જાય તો પછી સંસાર અને મોક્ષમાં તફાવત શું રહે? સંસાર બુરાઈઓથી ભરપુર છે આથી તે દુઃખમય છે. મોક્ષમાં બુરાઇનું નામનિશાન નથી, ત્યાં એક પણ બુરાઈનો ઓછાયો નથી, આથી ત્યાં દુઃખ પણ નથી.

**જીવનભર ન સુધરે તેવા પણ લોકો હોય :**

કેટલાક માણસો એવાં હોય છે કે જ્ઞાની પુરુષોના ઉપદેશથી તેમની બુરાઇઓ દૂર થઈ જાય છે. ઉપદેશથી તેનનુ જીવન સુધરી જાય છે. કેટલાક ખરાબ લોકો એવું સારૂં નિમિત્ત મળતાં સુધરી જાય છે. કેટલાક કાળ પાકતાં સુધરે છે! અને એવા ય કેટલાક છે કે જેઓ સુધારાથી પર છે! તેવા લોકો જીવનમા કદી સુધરતા જ

નથી! લાખ ઉપદેશ આપવા છતાંય તે બુરાઈ છોડતા નથી. સુધરતા નથી! ઉત્તમ નિમિત્ત મળવા છતાંય તેની તેમના પર કોઈ જ અસર પડતી નથી! આવા સુધારાથી પર, નહિ સુધરનારા બુરા-ખરાબ માણસો પ્રત્યે માધ્યસ્થ્ય-ઉપેક્ષા ભાવનાથી જોવાનું છે. તેમની સાથે ઉપેક્ષા-ભાવથી બોલવાનું છે. તેમના માટે વિચારવાનું પણ ઉપેક્ષા ભાવનાથી છે. ઉપેક્ષાની ભાવનાથી વ્યવહાર કરવાથી એવા ખરાબ-બુરા માણસો પ્રત્યે હૈયે રોષ નથી થતો. તેમના પ્રત્યે ઘૃણા અને તિરસ્કાર નથી થતાં. મન તેથી મલિન નથી બનતું.

## ઘૃણા અને ધિક્કારથી બચો :

સંસાર છે આ તો! સંસારમાં તો બધા જ પ્રકારના માણસ મળવાના! સ્નેહી અને સ્વજનના રૂપમાં પણ આવા માણસ મળવાના. આપણા સંબંધમાં આવેલા માણસને જ્યારે ખરાબ કામ કરતા જોઈએ છીએ, જાણીએ છીએ, સ્વચ્છંદ અને બેમર્યાદ જીવતાં જોઈએ છીએ, સાંભળીએ છીએ ત્યારે જલ્દીથી તેમના પર ગુસ્સો ચડે છે! મન તેમના માટે ઘૃણા અને ધિક્કારથી ભરાઈ જાય છે. એવા લોકો પ્રત્યે ગુસ્સો ચડવો, તેમના પ્રત્યે ઘૃણા અને ધિક્કાર થવા તે મનની, આપણા મનની નિર્બળતા છે. આ નિર્બળતાને દૂર કરી શકાય છે. મનની આ નિર્બળતાને દૂર કરવાનો સુંદર ઉપાય છે માધ્યસ્થ્ય ભાવના. મનની એ દુર્બળતાને દૂર કરવાનો સચોટ ઉપાય છે-માધ્યસ્થ્ય ભાવના.

ભૂલ તો મોટાંઓની પણ થાય છે. ભલભલા મહાન્ વિદ્વાનો અને મહાત્માઓની પણ ભૂલ થાય છે, પણ જેઓ પોતાની ભૂલ સ્વીકારે છે અને ભૂલ બતાવનાર પ્રત્યે સ્નેહ, સદ્ભાવ અને આદર રાખે છે. તેઓ પોતાની ભૂલ સુધારી પણ લે છે. કેટલાક તો પોતાની ભૂલ સ્વીકારવા જ તૈયાર નથી થતા! 'હું ભૂલ કરું જ નહિ. મારી ભૂલ હોઈ શકે જ નહિ!'-આવું મિથ્યાભિમાન રાખીને ફરે છે. આવા માણસો તેમની ભૂલ બતાવનાર પ્રત્યે રોષ કરે છે. ગુરુ હોય

તો પણ રોષ કરે છે અને એ ભૂલ બતાવનાર તીર્થંકર હોય તો તેમના પ્રત્યે પણ રોષ કરે છે! પરંતુ જેઓ સદ્‌ગુરુ હોય છે તેઓ અવિનયી અને અભિમાની શિષ્ય પ્રત્યે રોષ નથી કરતા. તેમના હૈયે રોષ થતો જ નથી. ઉપેક્ષા ભાવનાથી ભાવિત માણસના હૈયે અપરાધી પ્રત્યે પણ રોષ નહિ જાગે. ખરાબમાં ખરાબ કામ કરનાર પ્રત્યે પણ તેને રોષ નહિ ચડે.

**સભામાંથી :** બીજા લોકો ઉપર તો ગુસ્સો નથી ચડતો સાહેબ! પણ જેઓને આપણાં પોતાનાં માનીએ છીએ તેઓ પણ સમજાવ્યાં છતાં નથી સુધરતાં, ત્યારે તેમનાં પર ગુસ્સો થઈ જ જાય છે!

**'હું' અને 'મારૂં' રોષનાં બીજ છે :**

**મહારાજશ્રી :** એકત્વની અને અન્યત્વની ભાવનાનું પુનઃ પુનઃ રટણ અને રમણ કરીને પોતાપણાની વાસનાને ઉતારી નાંખો. આ મારો છોકરો છે. તે મારું કહ્યું નથી માનતો....' તમારો આ ગુસ્સો, તમારો આ રોષ વાસ્તવમાં છોકરાની બુરાઈના કારણે નથી થતો. 'મારો જ સગો દીકરો અને તે મારું-તેનાં સગા બાપનું પણ કહ્યું ન માને?' આવા સ્વમાનભંગથી રોષ જન્મે છે! આ બરાબર સમજી લો. જ્યારે તમારો પુત્ર કે પુત્રી, પતિ કે પત્ની, ઘરઘાટી કે ઓફિસનો કર્મચારી તમારી સારી પણ વાત નથી માનતાં, તમારા સમજાવ્યા છતાંય તે પોતાની બુરાઈ છોડતા નથી ત્યારે તમે શું વિચારો છો? ત્યારે તમને તેમના પર ગુસ્સો શાનો ચડે છે? 'એ ખરાબ કામો કરીને પાપકર્મો બાંધશે અને તેથી એ દુઃખી થશે.... પણ એ બિચારાને ખબર જ નથી પડતી!....' આવા વિચારથી તમને ગુસ્સો ચડે છે ને? કે પછી 'આ મારી પત્ની છે, તેણે મારુ કહ્યું માનવું જ જોઈએ! આ મારો છોકરો છે, હું તેનો બાપ છું, બાપનું કહ્યુ તો તેણે માનવુ જ જોઈએ! આ મારો નોકર છે, હું તેનો બોસ છુ. તેણે મારા કહેવાનો અમલ કરવો જ જોઈએ!....' આવી અહંકાર જન્ય માન્યતાઓના લીધે તમે ગુસ્સે થાવ છો, તમારો અહંકાર ઘવાય છે, તમારો સ્વમાનભંગ થાય છે, માટે તમે ગુસ્સે

થાઓ છો. તેના કારણે જ ઘૃણા અને ધિક્કાર થાય છે. રોષ અને તિરસ્કાર થાય છે. 'હું અને મારું' નો જે હૈયે ભાવ છે તેને ફગાવી દેવાની અનિવાર્ય જરૂર છે.

**સભામાંથી :** 'હું અને મારું'-આ ભાવ તો આત્મસાત્ થઈ ગયો છે! તેને કેવી રીતે મીટાવી શકાય? એ ભાવોને મીટાવી દેવાથી જીવનમાં આનંદ શું રહેશે?

**મહારાજશ્રી :** તમારી વાત એક અપેક્ષાએ સાચી છે. 'હું અને મારું-'અહંકાર અને મમકારના ભાવ માત્ર આ વર્તમાન જીવનના નથી, અનંતા જન્મોથી તે આત્મા સાથે ચાલતા આવ્યા છે. કેવળજ્ઞાની ભગવંતોએ તેને મહામોહ કહ્યો છે અને આ મહામોહને સંસાર પરિભ્રમણનું કારણ કહ્યું છે. મહામોહને મીટાવી શકાય છે. મીટાવી દેવાનો પ્રચંડ પુરૂષાર્થ કરવો પડશે. મહામોહથી જીવનમાં કોઈ જ આનંદ નથી. મહામોહથી તો જીવનમાં રાગ-દ્વેષથી પેદા થતી ઘોર-ભયંકર વેદના છે. અહંકારજન્ય આનંદ આનંદ છે જ નહિ, તે તો માત્ર આનંદનો આભાસ જ છે. મમકારજન્ય આનંદ આનંદ છે જ નહિ, આનંદનો માત્ર એ ભ્રમ જ છે.

## અહંકાર-મમકાર અને તિરસ્કારની ત્રિપુટી :

અહંકાર અને મમકાર સાથે તિરસ્કારની દોસ્તી-મૈત્રી થઈ જ જાય છે. પછી આ ત્રિપુટી માણસનું સર્વતોમુખી પતન કરાવે છે. જમાલી ભગવાન મહાવીરદેવના જમાઇ હતા. તેમણે તેમના ચરણોમાં દીક્ષા લીધી હતી. તે તો તમને ખબર છે ને? જમાલી રાજકુમાર હતા. દીક્ષા લીધા પછી તેમણે સારૂં એવું જ્ઞાન અર્જન કર્યું. પરંતુ તેમનું એ જ્ઞાન માત્ર શ્રુતજ્ઞાન હતું. શ્રુતજ્ઞાન તેમનું આત્મજ્ઞાન બન્યું ન હતું. જ્યાં સુધી શ્રુતજ્ઞાન અર્થાત્ શાસ્ત્રજ્ઞાન આત્મસાત્ ન બને ત્યાં સુધી પેલી ત્રિપુટીનો ભય ઉભો જ રહે છે. અહંકાર, મમકાર અને તિરસ્કાર! જમાલીની ભીતર આ ત્રિપુટીએ અડ્ડો જમાવ્યો હતો. નિમિત્ત મળી ગયું અને ત્રિપુટીએ મુનિ પર હલ્લો

કર્યો. ભગવાન મહાવીરે સિદ્ધાંત બતાવ્યો હતો કે 'જે કામ થઈ રહ્યું હોય, તે કામ' થઈ ગયું એમ વ્યવહારમાં બોલાય છે....' જમાલી મુનિ જ્યારે બિમાર પડયા, શિષ્ય રાતે તેમનો સંથારો પાથરતા હતા, જમાલી મુનિએ પૂછ્યું : 'સંથારો પાથરી દીધો ?' શિષ્યે કહ્યું : 'જી હા, સંથારો થઈ ગયો છે, પધારો.' તે સૂવા માટે ગયા અને જોયું તો હજી સંથારો પથરાતો હતો! જમાલી બિમાર હતા. અસ્વસ્થ હતા. અસહિષ્ણુ બની ગયા હતા. તેમને ગુસ્સો ચડયો! તેમણે ઊંચા અવાજે કહ્યું:

'સંથારો પથરાઈ નથી ગયો છતાંય થઈ ગયો, એમ કહીને શું તમે જુઠું નથી બોલ્યા? એમ બોલીને તમે બીજા મહાવ્રતનો ભંગ નથી કર્યો?'

શિષ્યે શાંતિથી જમાલિ મુનિનો ગુસ્સો સહન કર્યો. પણ જવાબ જરૂર આપ્યો! તેમણે કહ્યું : 'ભગવાન શ્રી મહાવીર પ્રભુએ કહ્યું છે કે 'કુડેમાણે કુડે'– જે કાર્ય થઈ રહ્યું હોય, તે થઈ ગયું એમ વ્યવહારમાં બોલી શકાય છે.

આ સાંભળી જમાલિ મુનિનો અહંકાર ઉછળી પડયો : 'ખોટી વાત છે. જે કાર્ય હજી પૂરૂં નથી થયું તેને પૂરૂ થઈ ગયું એમ કહેવું એ શું સત્ય છે? કાર્ય પૂરૂં થઈ ગયા પછી જ કાર્ય થઈ ગયું એમ કહી શકાય. માટે 'કુડેમાણે કુડે' નહિ પણ 'કુડે કુડે' બોલવું જોઈએ...'

### સ્વસિદ્ધાન્તનું મમત્વ મારે છે :

મુનિઓએ જઈને ભગવાનને આ વાત કરી. ભગવાને જમાલિ મુનિને પોતાની પાસે બોલાવીને 'કુડેમાણે કુડે'નો સિદ્ધાંત સમજાવવા પૂરેપૂરો પ્રયત્ન કર્યો, પરંતુ જમાલિ ત્યાં સુધીમાં અહંકારની સાથે મમકારથી પણ બંધાઈ ગયા હતા! તેમના મનમાં પોતાની વાતનું મમત્વ બંધાઈ ગયું હતું! હજારો સાધુ–સાધ્વીઓમાં પણ આ સિદ્ધાંતની ચર્ચા શરૂ થઈ ગઈ હતી. જમાલિમુનિના

મનમાં 'મારો સિદ્ધાંત છે કડે-કડે-'એવું સિદ્ધાંત-મમત્વ બંધાઇ ગયું હતું. 'ભગવાનનો સિદ્ધાંત ખોટો છે, મારો સિદ્ધાંત સાચો છે.' એવો આગ્રહ બની ગયો હતો.

ભગવાન મહાવીરસ્વામીએ જમાલિ મુનિને સમજાવવાનાં અનેક પ્રયત્નો કર્યા, પરંતુ તે ન સમજ્યા તે ન જ સમજ્યા, પોતાનો આગ્રહ તેમણે ન છોડયો. જમાલિના મનમાં હવે તિરસ્કારનો ભાવ પણ જન્મ્યો! પરમાત્મા પ્રત્યે તિરસ્કાર થઇ ગયો. અહંકાર-મમકાર અને તિરસ્કારની આ ત્રિપુટીએ જમાલિ મુનિનું ઘોર પતન કર્યું, જમાલિ ભગવાનને છોડીને તેમના શાસનથી જુદા થઇ ગયા.

## અવિનીતો પ્રત્યે કરવાનું ચિંતન:

જ્યારે પરમાત્મા જેવા પરમાત્માની વાત પણ તેમના જમાઇ શિષ્યે ન માની, તો પછી આપણી વાત કોઈ ન માને તો તેના પ્રત્યે ગુસ્સો શું કરવો? આપણી હિતકર, કલ્યાણકારી વાત પણ કોઇ ન માને તો તેવા પ્રસંગે તેના પ્રત્યે માધ્યસ્થ્ય ભાવ જ રાખવો. માધ્યસ્થ્ય ભાવ એટલે ન રાગ, ન દ્વેષ! અવિનયી-ઉદ્ધત પ્રત્યે દ્વેષ રાખવાની કે દ્વેષ કરવાની જરૂર નથી.

જ્યારે પણ કોઈ તમારી વાત ન માને, તમારી આજ્ઞા ન સ્વીકારે ત્યારે આ પ્રમાણે વિચારજો કે-'તીર્થંકર પરમાત્મા અને ઉત્કૃષ્ટ પુણ્યવાળાની વાત પણ તેમના જમાઇ-શિષ્યે ન માની, તેમની પુત્રી-શિષ્યા પ્રિયદર્શનાએ ન માની તો મારા જેવા થોડાક જ, નહિવત પુણ્યવાળાની વાત કોઈ ન માને તો તેમાં આશ્ચર્ય શું છે? પરમાત્માની અપેક્ષાએ તો મારી શી વિસાત? હું તો કંઈજ નથી. મારૂં પુણ્ય પણ કંઈ નથી. તો હે આત્મન્! તું અહંકાર અને મમકાર છોડ. અહંકાર અને મમકાર છોડવાથી તને કોઇ પ્રત્યે તિરસ્કાર નહિ થાય ...'

## મિથ્યાભિમાન છોડો:

પોતાના વ્યક્તિત્વનો ઘણો ઊંચો ખ્યાલ માણસને અભિમાની

અને અહંકારી બનાવે છે. સમાજ અને કુટુંબમાં થોડાક માન-સન્માન મળી જાય એટલે આપણે માની લઈએ છીએ કે 'હું પણ કંઈક છું !' I am also something અને આગળ જઈને I am-everything. હું જ બધું છું ! આવું મિથ્યાભિમાન જાગે છે. મિથ્યાભિમાનીને માનસિક સુખ અને શાંતિ નથી મળતા. તે પોતાને એટલો બધો ઊંચો, મહાન-મોટો માને છે અને પોતાની મોટાઈનું પ્રદર્શન કરવામાં એટલો બધો વ્યગ્ર રહે છે કે તેના માટે સ્વસ્થતા અને પ્રસન્નતા સ્વપ્નમાં પણ નશીબ નથી બનતી. આથી જ કહું છું, મિથ્યાભિમાન છોડો. ખૂદ પોતાને મોટા-મહાન માનવાનું છોડો !

### વિચારો : 'હું જ નથી !'

એમ વિચારો કે I am nothing. હું તો કંઈ જ નથી. મારું તો માત્ર અસ્તિત્વ છે. 'હું છું' એટલું પણ નહિ, મારું વ્યકિતત્વ જેવું કંઈ છે જ નહિ !

આ ચિંતન કરતાં એક સાવધાની જરૂર રાખવાની છે : 'મારું કોઈ વ્યકિતત્વ જ નથી.' એવું વિચારવામાં હીનતા આવવી ન જોઈએ. નિરાશા તેમાં ટપકવી ન જોઈએ. રડતાં-રડતાં નથી બોલવાનું કે 'મારું કોઈ વ્યકિતત્વ નથી !' તત્ત્વજ્ઞાની બનીને શાંત અને સ્વસ્થ ચિત્તે વિચારવાનું છે. મહાપુરૂષોની જેમ વિચારવાનું છે. જ્યારે આપણે આપણું વ્યકિતત્વ ભૂલી જઈશું, ત્યારે કોઈ આપણો અવિનય કરે, આપણી સાથે ઉચિત અને સન્માનનીય વ્યવહાર ન કરે તો પણ તેના પ્રત્યે આપણા મનને રોષ નહિ થાય, તેના પ્રત્યે દ્વેષ, ઘૃણા કે તિરસ્કાર નહિ જાગે બસ, આ જ તો માધ્યસ્થ્યભાવના છે,

### કર્મપરવશતાનું ચિંતન કરો :

સંસારમાં બધા જ જીવો કર્મપરવશ છે. દરેક જીવના પોતપોતાના કર્મ હોય છે. એ કર્મો અનુસાર દરેક જીવ સારું કે ખરાબ આચરણ કરે છે. જીવ સ્વતંત્ર તો છે નહિ ! તો પછી કોઈના ય ઉપર ગુસ્સો શા માટે કરવો ? એવા પ્રસંગે જીવની કર્મ-પરવશ

સ્થિતિનો વિચાર કરતા રહો.

જયારે પણ તમારા કોઈ મિત્ર, સંબંધી, સગાં, સ્નેહી કે બીજો કોઇ પણ તમારી સાથે અનુચિત અને અભદ્ર વ્યવહાર કરે ત્યારે તેમના ઉપર ગુસ્સે ન થશો. તમારી અનેક સમજાવટ છતાંય, ભરચક ઉપદેશ આપવા છતાંય તે પોતાની 'ભૂલ' સુધારવા તૈયાર ન થતો હોય, ખોટા માર્ગેથી પાછો વળવા જરાય તૈયાર ન થતો હોય તો પણ તેના પર તમે છેડાઈ ન જતા. તેના ઉપર ગરમ ન થતા. ત્યારે મૌન રહેજો. એવા અવસરે બોલવામાં કોઈ જ ફાયદો નથી. તમારા મનમાં દ્વેષ હશે, તિરસ્કાર હશે, અને તમે બોલશો તો તમારી વાણીમાં કડવાશ અને કઠોરતા આવશે. સામેનો માણસ તો અવિનયી, ઉદ્ધત અને અસંયમી છે જ, તેથી તમારી કડવી અને કઠોર વાણી ઉલ્ટી તેને વધુ ઉશ્કેરશે. કામ ઉલ્ટું વધુ બગડી જશે. તેથી તો તે જાણી જોઇને તમને વધુ હેરાન પરેશાન કરશે.

**સભામાંથી:** જેમની અમારા પર જવાબદારી હોય છે તેમને તો કડવા અને કઠોર શબ્દોમાં કહેવું જ પડે છે! ન કહીએ તો તે વધુ બગડી જાય!

### અસહિષ્ણુતા કડવા વેણ બોલાવે છે :

**મહારાજશ્રી :** કઠોર વાણી બોલવાથી જેઓ સુધરી જતા હોય તેમને કઠોર શબ્દો કહેવાની ના નથી કહેતો, કડવા શબ્દથી પ્રભાવિત થઇ જે સુધરતા હોય તેમને કડવા શબ્દ ન કહેવાનો નિષેધ નથી કરતો. જે સર્જન ડોકટર હોય છે તે કેસને-દરદીને પહેલા જુએ છે. તેને લાગે કે 'દરદીનું શરીર નબળું છે. ઓપરેશન થિયેટરમાં જ તે મરી જ જશે' તો ડોકટર ઓપરેશન ન કરતા દરદીને સશકત બનાવવા તે દવાઓ-ઇંજેકશન વગેરે આપે છે. ઓપરેશન કરવાનો હેતુ હોય છે દરદીની જિંદગી બચાવી લેવાનો. જિંદગી જ ન બચે તો ઓપરેશન કરવાનો અર્થ શું ? એ જ પ્રમાણે બીજાને કડવા અને કઠોર શબ્દો કહેવાનો આશય શું હોય છે? સામાને

સુધારવાનો ને ? એમ લાગતું હોય કે 'કડવા વેણ કહેવાથી પણ સામેની માયા સુધરવાને બદલે વધુ બગડવાની છે,' તો કડવા વેણ શા માટે કહેવાં ? પરંતુ ત્યાં વાત બીજી જ છે !

## પરચિંતા છોડો, આત્મચિંતા કરો :

બીજાને સુધારવાની વાત તો માત્ર વાત જ છે. બીજાનો અવિનય, બીજાએ કરેલું અપમાન, તેનો અનુચિત વ્યવહાર આપણાથી સહન નથી થતો ! આથી કડવાં ને કઠોર શબ્દો બોલીએ છીએ ! આપણી અસહિષ્ણુતા કઠોર વેણ બોલાવે છે. અસહિષ્ણુતામાંથી દ્વેષ પેદા થાય છે. આપણા આશ્રિતોનું અયોગ્ય આચરણ સહન નથી થતું. કહેવા છતાં, સમજાવવા છતાંય તે સુધરતો નથી તો આપણી સહનશીલતા ડગમગી ઉઠે છે. સાચી વાત છે કે નહિ ? 'હું તમારૂં પાલન પોષણ કરૂં છું, તમને જીવાડું છું. તમારે મારૂં કહ્યું માનવું જ જોઈએ' આવો જ વિચાર તમારા મન-મગજમાં હોય છે ને ? આવો વિચાર, આવી કલ્પના જ તમને રાગ-દ્વેષ કરાવે છે. જે તમારૂં કહ્યું માને તેના ઉપર રાગ, તમારૂં કહ્યું ન માને તેના ઉપર દ્વેષ ! પ્રતિદિન પ્રતિપળ આ રાગ-દ્વેષ થતા જ રહે છે ! તમે તમારી જાતને દુઃખી માનો છો. મનમાં તડપો છો. શા માટે એવું કરવાનું ! પારકાની પંચાત, બીજાની ચિંતા એવી નહિ કરવાની કે જેનું કોઇ ફળ જ ન મળે અને આપણી પણ ચિત્ત-શાંતિ અને ચિત્ત-પ્રસન્નતા ચાલી જાય. 'શાન્તસુધારસ' ગ્રન્થકાર ઉપાધ્યાયજી કહે છે :

' निष्फलया किं परजनतप्त्या कुरुषे निजसुखलोप रे. '

'નિષ્ફળ એવી પારકી ચિંતા કરીને તું તારા પોતાના સુખનો નાશ શા માટે કરે છે ?' પરંતુ આપણને પારકી ચિંતા કરવાની ટેવ પડી ગઇ છે ! પારકાની ચિંતા કરતા રહો, રાગ-દ્વેષ કરતા રહો, પાપકર્મ બાંધતા રહો અને સંસારની દુર્ગતિમાં ભમતા-ભટકતા રહો ! હજી પણ સંસારમાં ભટકતા રહેવું હોય તો ન છોડશો આ ટેવ ! ન ભટકવું હોય તો આ ટેવ તમારે છોડવી જ રહી. પ્રચંડ

પુરૂષાર્થ કરીને પણ એ ટેવમાંથી છૂટકારો મેળવવો જ પડશે. કરશોને એ માટે પુરૂષાર્થ ને પ્રયત્ન? તમને કદી આત્મચિંતા થાય છે? પોતાની ચિંતા સતાવે છે? નહિ. પારકાની ચિંતામાં જ એટલા સળગી રહ્યા છો કે આત્મચિંતા કરવાનો અવસર જ ક્યાં મળે છે તમને? મહાનુભાવો, વાંઝણી-નિષ્ફળ પરચિંતા છોડો અને આત્મચિંતા કરવાની શરૂ કરો.

**સભામાંથી :** પરચિંતા કેવી રીતે છૂટે?

**મહારાજશ્રી :** પરચિંતા તમને અધમ લાગે છે? પરચિંતાની ભયાનકતા સમજાય છે? પરચિંતા છોડવા જેવી લાગતી હોય તો તેનો ત્યાગ કરવાની વાત થઈ શકે. પરચિંતાનો પણ એક રસ છે. કેટલાંકને તો પારકાની ચિંતા-પારકાની પંચાત-કર્યા વિના ચેન જ નથી પડતું. એવા જીવો બિચારા, અજ્ઞાની અને મોહાંધ હોય છે. તેમને પરચિંતાનું નુકશાન કોણ સમજાવે? નિષ્ફળ પરચિંતાને છોડો.

**અવિનીતને ઉપદેશ ન આપો : વ્યવહાર ન કરો :**

જે તમારી હિતકારી, કલ્યાણકારી, સુખકારી વાત ન માનતા હોય તેમને કંઈ પણ કહો નહિ. તેના માટે હૈયે કરૂણા ચિંતવો. 'આ બિચારાનું શું થશે? આવાં દુષ્કર્મોથી તેનું કેવું ઘોર પતન થશે? પરમાત્માની પરમકૃપાથી એને સદ્બુદ્ધિ મળો!' આવી કરૂણા ચિંતવો. પ્રગટ એને કશું જ કહો નહિ, આ છે **કરુણાસારા માધ્યસ્થ્ય ભાવના** કોઈ વ્યવહાર પણ એની સાથે કરવો નહિ. બસ, મનોમન ખરા અંતઃકરણથી તેને સદ્બુદ્ધિ મળે તેવી પ્રાર્થના કરતા રહો.

પહેલાં જ મેં તમને કહ્યું છે કે આ માધ્યસ્થ્યભાવના વિશેષ કરીને, જે વડિલ છે, જેના પર કોઈની જવાબદારી છે તેમના માટે છે. જે વડિલ છે, જવાબદાર છે તે જો આ ઉપેક્ષા ભાવના આત્મસાત્ કરી લે અને પોતાની જવાબદારી નભાવવાનો પ્રયત્ન કરે તો તેમનું મન અશાંતિની આગમાં શેકાશે નહિ. બળશે નહિ, બીજા

માટે તેમને ઘૃણા-તિરસ્કાર નહિ થાય.

જે મોટેરાંઓના હૈયે ઉપેક્ષા ભાવના નથી હોતી એવા મોટેરાંઓને મેં ઘોર અશાંતિ અને સંતાપમાં સળગતા જોયા છે. જ્યારે પણ તેમની ઇચ્છા અનુસાર ન થયું, ઇચ્છાથી વિરૂદ્ધ કંઇ થયું, એવું વિપરીત કામ કરનાર પોતાના આશ્રિતજનો પ્રત્યે તેમને ગુસ્સો થઇ જ આવે છે. આશ્રિતોને તે ન કહેવાનું કહે છે, મનમાં આવે તેવું કડવું-કઠોર સંભળાવી દે છે. તેમને ઘૃણા અને ધિક્કારથી જુએ છે. પરિણામે બીજાને સુધારવાની ભાવના મરી જાય છે અને 'આ તો કદી નહિ સુધરે,' તેવો ભ્રામક ખ્યાલ મનમાં ભરાઇ જાય છે.

### મહાકવિ ભારવિનો એક જીવન પ્રસંગ :

સંસ્કૃત ભાષાના એક મહાકવિ થઇ ગયા. ભારવિ તેમનું નામ હતું. તેમની યુવાનીનો એક દિલચસ્પ પ્રસંગ છે. ભારવિના પિતાજીનું નામ હતું **ત્રિલોચન** અને માતાનું નામ હતું **ભગવતી**. ભારવિ જેવા શાસ્ત્રજ્ઞ હતા તેવા જ મેધાવી પણ હતા. પણ તેમને પોતાની શાસ્ત્રજ્ઞતા અને બુદ્ધિમત્તાનું ખૂબજ અભિમાન હતું. શાસ્ત્રજ્ઞતા અને બુદ્ધિમત્તાની સાથે નમ્રતા હોય તો એ માણસ મહાત્મા બની જાય! પિતા ત્રિલોચન પણ પ્રખર વિદ્વાન અને પ્રજ્ઞાવાન હતા. 'યુવાન અભિમાની પુત્રને હિતકારી વાત કરવી, તેને ઉપદેશ આપવો તે અનર્થકારી બનશે,' આવું તે સારી રીતે સમજતા હતા. એવો કડવો અનુભવ પણ તેમને થયો હશે, આથી ભારવિને શિખામણ આપવાનું તેમને ઉચિત નહિ લાગ્યું હોય. અભિમાન પ્રેરિત અયોગ્ય આચરણને પણ તેઓ માધ્યસ્થ્ય ભાવથી જોતા હતા.

એક દિવસ નગરમાં રાજઘોષણા થઈ : 'વિદેશના વિદ્વાન-પંડિતોને વાદવિવાદમાં પરાજીત કરવાની ક્ષમતા રાખનાર વિદ્વાનોને રાજસભામાં પધારવા રાજાનું નિમંત્રણ છે!' ઘોષણા સાંભળી ભારવિ રાજસભામાં ગયા. મહારાજાને પ્રણામ કરીને કહ્યું : 'મહારાજા! હું

કોઈપણ વિદ્વાન સાથે વાદવિવાદ કરી શકું છું. મને આત્મવિશ્વાસ છે કે વાદવિવાદમાં હું જ વિજયી બનીશ....' આ સાંભળી મહારાજા પ્રસન્ન થયા. રાજસભામાં વિદેશી પંડિત અને ભારવિ વચ્ચે વાદ-વિવાદ થયો. ભારવિ તેમાં વિજયી બન્યા. આ વિજયથી મહારાજાનો તેમના પ્રત્યેનો આદરભાવ વધ્યો. તેમણે હર્ષાવેશથી ભારવિને આલિંગન આપ્યું અને વિજેતા કવિ ભારવિને હાથી પર બેસાડયા. મહામંત્રીએ કવિ ઉપર છત્ર ધર્યું અને રાજા પોતે ચામર વીંઝે છે. આમ ભારે દબદબા સાથે રાજા ભારવિને તેમના ઘરે મૂકવા આવ્યા.

ભારવિના માતા-પિતાએ રાજાનું સ્વાગત કર્યું. રાજાએ બંનેને પ્રણામ કર્યાં અને કહ્યું : 'આપના દર્શન કરીને આજ હું કૃતાર્થ થયો.' ત્રિલોચને–ભારવિના પિતાએ કહ્યું : 'હે દક્ષિણાપથના રાજેશ્વર! આપ જેવા નરેશ્વરે મારા જેવા રંકના આંગણે પધારીને, મારી ઝુંપડીને પાવન કરી તે મારું સૌભાગ્ય છે....' રાજાએ કહ્યું : 'હે વિદ્વત્શ્રેષ્ઠ! આપની તપશ્ચર્યા અને વિદ્યાધનની સામે હું તો સાવ જ રંક છું....'

રાજા રાજમહેલમાં પાછા ફર્યા. આ બાજુ ભારવિ માતા ભગવતીના ચરણે વંદન કરવા જાય છે. માતા કહે છે : 'બેટા! પહેલાં તારા પિતાજીને પ્રણામ કર.' ભારવિએ પિતાને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં; પિતાએ તેના માથા પર હાથ મૂકીને કહ્યું : 'શતંજીવ!'

ત્રિલોચનનો પુત્ર પ્રત્યેનો આવો રૂક્ષ વ્યવહાર જોઈને માતા ભગવતીએ કહ્યું : 'બસ, બેટાને આશીર્વાદમાં માત્ર એક જ શબ્દ? વિજયી પુત્રને છાતીએ પણ ન વળગાડયો તમે? તમારા હૈયે શું પુત્ર પ્રત્યે એટલો પણ પ્રેમ નથી?...' ભગવતીની આંખોમાં આંસુ છલકાઈ આવ્યા.

ત્રિલોચને ભગવતી સામે જોયું. ભારવિ સામે પણ નજર કરી. અને બોલ્યા : 'દેવી! પુત્રને જરૂર કરતાં વધુ સન્માન
૫૧ મળી ગયું છે. જ્યાં સુધી તે માન–સન્માનને પચાવવાનું ન શીખે,

માન-સન્માનને પાત્ર ન બને ત્યાં સુધી તેને ગળે લગાડવાનો ભાવ હૈયે ક્યાંથી જાગે ? મહારાજા પોતે ચામર વીંઝતા, હાથી પર બેસાડીને તેને ઘરે મૂકી ગયા. પરંતુ અભિમાની આ પુત્ર મહારાજાને વિદાય આપવા થોડે સુધી પણ ન ગયો ! રાજા કેટલા બધા ગુણાનુરાગી કે તેમણે તેને હાથી પર બેસાડયો અને આ પુત્રે તેમને ચામર વીંઝવા દીધો ! !'

ભારવિએ પોતાના બચાવમાં કહ્યું : 'પિતાજી ! મહારાજાએ પોતે મને હાથી પર બેસાડયો હતો અને પોતાની ઈચ્છાથી તેમણે મને ચામર વીંઝયો હતો....'

ત્રિલોચને કહ્યું : મહારાજાએ તો પોતાની મોટાઈ બતાવી પરંતુ તારો વિનય ક્યાં ગયો હતો ? તારી વિનમ્રતા ત્યારે ક્યાં હતી ?....'

ભારવિને ગુસ્સો ચડયો. ગુસ્સાથી તે બોલ્યો : 'પિતાજી ! આ સન્માન મારૂં નહિ, પાંડિત્યનું-વિદ્વત્તાનું સન્માન હતું....'

ત્રિલોચને દૃઢતાથી કહ્યું : 'અભિમાનની સાથે હવે દંભ કરવાનો પણ પ્રયાસ કરે છે ?'

વળતા ભારવિએ કહ્યું : 'પિતાજી ! હું આ પ્રકારે અપમાન સહન કરવા ટેવાયો નથી....'

ત્રિલોચને પણ એટલી જ સ્વસ્થતા પણ મક્કમતાથી કહ્યું : બેટા ! જેનામાં પાત્રતા ન હોય તેને સન્માન આપવાની મને પણ ટેવ નથી....'

ભારવિ પોતાના ખંડમાં ચાલ્યો ગયો. ત્રિલોચન પૂજાખંડમાં ગયા. ભગવતી ત્રિલોચનની પાછળ પાછળ ગઈ. આજ તેનાં મનમાં ભયાનક શંકા થઈ રહી હતી. ભારવિના અભિમાની સ્વભાવથી તે સુપરિચિત હતી. પતિની સિદ્ધાંતનિષ્ઠાથી પણ તે એવી જ સુપરિચિત હતી. પુત્રના અભિમાનને પંપાળે તેવા એ પિતા ન હતા. પુત્ર માટે હૈયે વાત્સલ્ય જરૂર હતું. પણ સાથોસાથ પુત્રના અભિમાનના ઘટાટોપથી તેમના હૈયે દુઃખ પણ ભારોભાર હતું. ત્રિલોચને ભાર-

વિને ઉપદેશ આપીને સુધારવાની આશા નહોતી રાખી. પ્રસંગવશાત્ આજે તેમણે આટલું કહ્યું હતું. આ પણ ઉપદેશ નહતો. માત્ર સહેજ પ્રદર્શન હતું. અંગુલિનિર્દેશ માત્ર હતો. પણ ભારવિને તેય ન ગમ્યું!

## અભિમાન : આજના શિક્ષણની ભેટ!

આજ તો ઘરઘરમાં આવા અભિમાની ભારવિ છે! આજના શાળા કોલેજના શિક્ષણે આપણી યુવા પેઢીને અભિમાનની ભવ્ય (!) ભેટ આપી છે. ભાગ્યે જ કોઈ એવું હશે, જેને આ ભેટ ન મળી હોય! અંગ્રેજ-સ્થાપિત આજની શિક્ષણપ્રણાલીમાં વિનયને સ્થાન જ નથી. વિનમ્રતાને દેશવટો અપાયો છે. સરળતાનું નામ-નિશાન મીટાવી દેવાયું છે. શીલ-સદાચારની ભાવનાનું જ ગળું ઘોટી દેવાયું છે આ શિક્ષણપદ્ધતિ કેટલા બધા વરસોથી ચાલી રહી છે? આઝાદી મળ્યા બાદ પણ એ પ્રણાલી આજેય ચાલુ છે! યુવાન પેઢીના નૈતિક અધ:પતનમાં આજ શું બાકી રહ્યું છે? કૌટુંબિક જીવનમાં ન જાણે કેટલાય અનિષ્ટો ઘૂસી ગયાં છે? છતાં પણ આજ એ જ શિક્ષણ અપાય છે અને લેવાય છે!!!

## અભિમાની ઉપદેશ માટે અપાત્ર :

વેશભૂષા પણ એવી બની ગઈ છે કે જેથી માણસનું સૂતેલું અભિમાન છલાંગ મારીને ઊભુ થઈ જાય! અભણ અને મૂર્ખ લોકો પણ એવા કપડાં પહેરીને પોતાના અભિમાનને પ્રદર્શિત કરે છે. અભિમાની માણસ પરમાત્માનો ઉપહાસ કરે છે. ત્યાગી, વિરાગી અને જ્ઞાની જનોની અવગણના કરે છે. ધર્મનિષ્ઠોની પણ તેઓ અવહેલના કરે છે વાસ્તવમા તો અભિમાની લોકો પોતાની જ મૂર્ખામીનું પ્રદર્શન કરે છે. પરંતુ તેમની મૂર્ખતા કોણ બતાવે? ભેંસને ભાગવત સંભળાવવું અને અભિમાનીને ઉપદેશ આપવો તે બંને બરાબર છે. શીંગડાનો માર ખાવો હોય તો ભેંસને ભાગવત સંભળાવો! ગાળ ખાવી હોય તો અભિમાનીને ઉપદેશ

આપો ! જેમના ઘરમાં અભિમાની સંતાનો હોય, અભિમાની પતિ હોય, અભિમાની પત્ની હોય, અભિમાની જેમનો બોસ હોય તેમને પૂછજો કે તમે અભિમાનીની સાથે શાંતિથી અને ચેનથી જીવો છો કે અશાંતિ અને કકળાટથી ?' જેમનો શિષ્ય અભિમાની હોય તેવાં ધર્મ ગુરૂને પૂછજો કે તેમના હૈયાના હાલત શું છે ?

## નાનાં નાનાં બાળકોમાં અભિમાન :

આજના યુગની આ દારૂણ વાસ્તવિકતા બની ગઈ છે કે મોટો હોય કે નાનો, સ્ત્રી હોય કે પુરૂષ, નિર્ધન હોય કે ધનવાન, પદાધિકારી હોય કે પટાવાળો, થોડું ઘણું અભિમાન તો તેમનાંમાં જોવા મળશે જ ! અમદાવાદના એક કુટુંબને હું જાણું છું. એ કુટુંબમાં ત્રણ–ચાર વર્ષનો એક નાનો છોકરો હતો. એ છોકરાની મા જો છોકરાને ક્યારેક ધોલ મારી દે તો, એ છોકરો જ્યાં સુધી માને વળતી ધોલ કે ધૂમ્મો ન મારે ત્યાં સુધી તે સૂઇ શકતો નહિ ! શું હતું એ છોકરાના મનમાં ? એજ કે 'માએ મને માર્યું કેમ ?' આ અભિમાન નહિ તો બીજુ શું છે ?

આવો જ કિસ્સો એક બીજા કુટુંબનો છે. છોકરો હશે દસ–બાર વરસનો. છોકરો બાપને કહે છે : 'ડેડી ! મને બે રૂપિયા આપો. મારા ક્લાસ-ટીચરે મંગાવ્યા છે.' બાપે પૂછ્યું, 'શા માટે મંગાવ્યા છે ?' છોકરાએ કહ્યું : 'અમારા ક્લાસનાં છોકરાઓને એક પિકચર જોવા જવાનું છે' બાપે કહ્યું : 'નહિ, પિકચર નથી જોવાનું, પિકચર જોવાના પૈસા હું નહિ આપું.' છોકરાએ તરત જ પગ પંછાડીને ઊંચા અવાજે કહ્યું : 'ડેડી, નથી જોઇતા મારે તમારા પૈસા' ન આપશો. હું સ્ટેશને જઈને મજુરી કરીશ. અને મજુરીના પૈસા કમાઇને પિકચર જોવા જઇશ....'

## કોન્વેન્ટ સ્કૂલોનો મોહ :

મા-બાપ બંને છોકરાને જોઈ જ રહ્યા ! છોકરો 'કોન્વેન્ટ'માં ભણતો હતો અભિમાનનું જીવતું પૂતળું હતો ! મા–બાપનો 'કોન્વેન્ટ'

સ્કુલનો મોહ તે દિવસે ઉતરી ગયો. આજકાલ મોટા શહેરોમાં બાળકોને કોન્વેન્ટ સ્કુલમાં ભણાવવાની ફેશન થઈ ગઇ છે. 'અમે સુખી-સંપન્ન ઘરના છીએ' આવું અભિમાનથી બતાવવાનો આ એક માર્ગ છે.

તમારા લોકોના મનમાં આ વાત ઉતરે છે? ગંભીરતાથી આ અંગે કંઈ વિચારશો કે નહિ? નહિ વિચારો અને આ ખરાબીથી મુકત નહિ થાઓ તો નજીકના ભવિષ્યમાં જ ઘોર સંકટમા ફસાઇ જશો. શતમુખી તમારૂં પતન થશે.

## અભિમાનીને સ્વપ્રશંસા ગમે:

અભિમાનમાંથી ક્રોધ જન્મે છે. અભિમાનીના અભિમાનને ઠેસ લાગે છે ત્યારે ક્રોધ આવી જ જાય છે. ભારવિના જીવનમાં પણ તેવું જ થયું. પિતાની સાચી વાત પણ તેને પસંદ ન પડી! કેવી રીતે પસંદ પડે? અભિમાનીને સાચી વાત પસંદ નથી આવતી. તેને તો સ્વપ્રશંસા જ ગમે છે. ખુશામત જ પસંદ પડે છે. તેની વાતમાં જે હાજી-હા કરે તે જ તેને ગમે છે. ત્રિલોચન જો ભારવિના અભિમાનને પંપાળત અર્થાત્ તેની પ્રશંસા કરત અને તેને છાતીએ લગાડત તો ભારવિ જરૂર ખુશ થાત. પણ ભારવિ પોતાને પિતાથી પણ વધુ મહાન ને મોટો માનવા લાગ્યો હતો! તેના મનમા અભિમાન હતું કે 'મેં જેવું રાજસન્માન મેળવ્યું તેવું મારા બાપે કયા મેળવ્યું છે?'

અભિમાની જમાલિ મુનિએ ભગવાન મહાવીરની પણ અવજ્ઞા કરી હતી તો ભારવિની શી વિસાત? તેણે પિતા ઉપર ખૂબજ રોષ કર્યો. પણ આ કઈ મહત્ત્વની વાત નથી. સંસારની આ સ્વાભાવિકતા છે, વિશેષતા છે ત્રિલોચનમાં! ત્રિલોચને અભિમાની પુત્રનો તિરસ્કાર ન કર્યો. તેના પર ગુસ્સો ન કર્યો. ત્રિલોચન પોતાના પૂજાખંડમાં ગયા તો તેમની પાછળ પત્ની ભગવતી પણ ગઈ. તેણે જોયું ત્રિલોચનના ચહેરા પર રોષની એક પણ રેખા ન હતી. ત્યાં ગંભીરતા હતી. થોડીક ઉદાસીનતા હતી. ત્રિલોચન પરમાત્માની પૂજા કરીને બહાર ગયા, સાંજે ઘરે પાછા ફર્યા તો ઘરમાં અંધારૂં જોયું. તેમણે ભગવતીને શોકાકુલ જોઈ ત્રિલોચને પૂછ્યું: 'દેવી! આજે ઘરમાં દીવો

કેમ નથી કર્યો? ભગવતી રડી પડી. રડતાં રડતાં તેણે કહ્યું: 'આજ આપે ભારવિને જે કહ્યું તે બરાબર નથી કર્યું.' ત્રિલોચને પત્નીનો ઠપકો શાંતિથી સાંભળી લીધો. અને એવી જ શાંતિથી તેમણે કહ્યું:

'દેવી! શું મારા હૈયે પુત્ર પ્રત્યે પ્રેમ નથી? તો પછી જ્યારે એ રાજસભામાં સાત દિવસ સુધી વાદવિવાદ કરતો રહ્યો ત્યાં સુધી મેં ઉપવાસ શું કામ કર્યા? તેનો વિજય થાય એ માટે અનુષ્ઠાન શા માટે કર્યા? શું મને નહોતી ખબર કે દીકરો ભવિષ્યમાં નામ કમાશે? મારી એકોતેર પેઢી ઉજાળે તેવું સામર્થ્ય છે તેનામાં, પરંતુ એક દુર્ભાગ્ય છે. તેનામાં વિનય અને વિનમ્રતા નથી. બધાં જ ગુણોની આધારશિલા છે વિનય અને વિનમ્રતા. પિતા જો પોતાના અભિમાની પુત્રની પ્રશંસા કરે તો તે પિતા નથી. એવો પિતા પુત્રનું અહિત કરનાર શત્રુ જ છે. હું ભારવિમાં વિનય અને વિનમ્રતા જોવા ચાહું છું. એ આવશે ત્યારે જ તેનો વિકાસ અને ઉન્નતિ થશે, અને જો તેનું આ અભિમાન નહિ જાય તો એક દિવસ એ કોઈના પ્રાણ લેશે....'

### ભારવિનું જીવનપરિવર્તન:

માતા-પિતા નીચે વાતચીત કરી રહ્યા હતા ત્યારે ભારવિ ઘરની અગાસી પર બેસીને એક પાપયોજના ઘડી રહ્યો હતો. પાષાણનું એક કુંડુ ઉપાડીને પિતાના માથા પર પટકવાનું તે વિચારી રહ્યો હતો. કુંડુ ઉપાડીને તે નીચે આવી રહ્યો હતો ત્યાં તેણે પિતાની બધી વાત બરાબર ધ્યાનથી સાંભળી. પિતાના હૈયાનું વાત્સલ્ય તેને સ્પર્શી ગયું. તેની આંખમાં આંસુ ઉભરાઈ આવ્યા, તેણે ત્યાં જ પથ્થરનું કુંડુ જમીન પર ફેંકી દીધું. ધડામ્....જોરથી અવાજ થયો. ત્રિલોચન અને ભગવતી દાદર તરફ દોડયા. ત્યાં તો ભારવિએ જ દોડતા જઈને પિતાને દંડવત પ્રણામ કર્યા. ક્ષમા માંગી પિતૃહત્યાની યોજનાનું પ્રાયશ્ચિત માંગ્યું અને ભારવિના જીવન પરિવર્તનનું સુપ્રભાત ઉગ્યું.

માધ્યસ્થ્ય ભાવનાએ એટલે કે ઉપેક્ષા ભાવનાએ ત્રિલોચનની

માનસિક સ્થિતિને બગડવા ન દીધી. ત્રિલોચન સ્વસ્થ રહ્યા. તેથી જ ભારવિને જીવન પરિવર્તનનો સુઅવસર પ્રાપ્ત થયો.

જ્યારે પણ કોઈ સ્વજન-પરજનનું અયોગ્ય આચરણ જુઓ, ઉપદેશ આપવા છતાંય તેને સુધરતો ન જુઓ તો બેચેન ન બનશો. અશાંત ન થશો. તેના પ્રત્યે માધ્યસ્થ્ય ભાવ રાખજો. પોતાના શુદ્ધ આત્મસ્વરૂપનું ચિંતન કરજો. શુદ્ધ આત્મસ્વરૂપનું ચિંતન કરવાનો અભ્યાસ કરવો પડશે. આત્મચિંતનમાં અલૌકિક આનંદ અનુભવાશે. પરચિંતાથી પેદા થતો બધો જ તાપ-સંતાપ-પરિતાપ તેનાથી ઉપ-શાંત બનશે. પ્રસન્નતા વધશે.

માધ્યસ્થ્ય ભાવનાના બીજા પ્રકાર હવે પછી બતાવીશ.

આજ બસ, આટલું જ.

* જે માણસ જેવો બનવાનો હશે તેવો બનશે જ. જે થવાનું છે તે થઈને જ રહેશે. તમે તેમાં જરાય ફેર બદલ નહીં કરી શકો.
* આજ સુધી આત્માના વિકારી સ્વરૂપોનું મનન કર્યું છે, એ મનન છોડવાનું છે. જે આત્મધ્યાન આજ સુધી નથી કર્યું, તે જ હવે આસ કરવાનું છે.
* પુણ્યકર્મના ઉદયથી મળતાં તમામે તમામ પૌદ્ગલિક સુખ અસાર અને ક્ષણિક છે, આત્માને સ્વાધીન ગુણરૂપ સુખ સારભૂત અને શાશ્વત છે.
* સંસારની કોઈપણ મનોજ્ઞ-અમનોજ્ઞ વસ્તુ જીવમાં રાગ કે દ્વેષ ઉત્પન્ન કરવાની ક્ષમતા ધરાવતી નથી. જીવમાં મોહવિકારથી રાગદ્વેષ ઉત્પન્ન થાય છે.

## પ્રવચન/૨૩

પરમ કરૂણાવંત જ્ઞાનયોગી આચાર્યશ્રી હરિભદ્રસૂરિજી 'ધર્મ-બિન્દુ' ગ્રન્થમાં ધર્મનું સ્વરૂપ-દર્શન કરાવી રહ્યા છે. ધર્મનું ભાવાત્મક સ્વરૂપ સમજાવતાં તેઓશ્રી મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ આ ચાર ભાવનાઓની અનિવાર્યતા જણાવે છે. મતલબ કે જેને પણ ધર્મની આરાધના કરવી હોય તેનું હૃદય આ ભાવનાઓથી ભાવિત હોવું જોઇએ. મૈત્રી, પ્રમોદ અને કરૂણા આ ત્રણ ભાવનાઓ પછી આપણે માધ્યસ્થ્ય ભાવના પર ચિંતન કરી રહ્યા છીએ.

માણસના જીવનમાં આ માધ્યસ્થ્યભાવના અથવા ઉપેક્ષાભાવના ખૂબ જ ઉપયોગી છે. જ્યારે સ્વજન-પરિજન આદિ તરફથી પ્રતિકૂળ, અણગમતું આચરણ થતું હોય, તેમના કોઇ વર્તન અને

વ્યવહારથી મન અશાંત અને ઉદ્વિગ્ન બનતું હોય ત્યારે આ માધ્યસ્થ્ય ભાવનાનું ચિંતન કરો. એવા પ્રસંગે આ ભાવનાનો ઉપયોગ કરો. તમારા મનના બધા ઉદ્વેગ અને અશાંતિ દૂર થઈ જશે. મનને તેથી શાંતિનો અનુભવ થશે.

## દરેક જીવાત્માનું પોતાનું ભાવિ નિશ્ચિત :

તમને લાગે છે કે તમારો સ્નેહી–તમારા સ્વજન અહિતકારી કાર્ય કરે છે, એવું ન કરવા તમે તેને સમજાવો છો. ફરી ફરીને સમજાવો છો, છતાંય તમારું કહ્યું તે માનતો નથી અને એ અહિતકારી કાર્ય કરતો જ રહે છે, તો તમે તેને કહેવાનું છોડી દો. તેને જે ઠીક લાગે તે કરવા દો. તેને રોકવાનો પ્રયત્ન ન કરો. ગભરાવ નહિ ! 'આ આવું ખરાબ કરી રહ્યો છે, તો શું થશે આનું ?' આવું કંઈ વિચારો જ નહિ ! એના નસીબમાં જે થવાનું હશે તે થશે. બનવાનું બનીને જ રહેશે. તમે બનનારને અટકાવી નહિ શકો. તમે થાય તેટલા પ્રયત્ન કરી લીધા. હવે અનુચિત પ્રયત્ન કરવાની હિંમત ન કરો. અનુચિત પ્રયત્ન કરવાથી ન તો તેને લાભ થશે; ન તો તમને. LET GO કરો. મનને ભારમુક્ત કરો. તમે એક સિદ્ધાંત બરાબર સમજી લો :–

'येन जनेन यथा भवितव्य
तद् भवता दुर्वारि रे...'

જે માણસ જેવો બનવાનો હશે તેવો બનશે જ. થવાનું છે તે થઈને જ રહેશે. તમે તેમાં જરાય ફેરબદલ નહિ કરી શકો. સર્વ-શક્તિમાન ઈશ્વર પણ તેમ થતું નહિ અટકાવી શકે. દરેક જીવાત્માનું પોતાનું ભાવિ નિશ્ચિત છે !

જેમને કેવળજ્ઞાન થયું હોય છે, જે સર્વજ્ઞ હોય છે, તેઓ દરેક જીવાત્માનું ભવિષ્ય જોઈ શકે છે, જાણી શકે છે. ભવિષ્ય નિશ્ચિત
૫૨ હોય તો જ જોઈ શકાય, તો જ જાણી શકાય. આપણને કેવળજ્ઞાન

નથી એટલે જ ભવિષ્યની ચિંતા કરીએ છીએ.

## આત્માના અવિકારી સ્વરૂપને વિચારો :

યાદ રાખો : ભવિષ્યની ચિંતા એટલી બધી ન કરવી જોઇએ કે એ ચિંતામાં ખૂદ આપણું આત્મચિંતન પણ ભૂલી જવાય ! ચિંતા એવી ન કરવી જોઇએ કે ખૂદ આપણા આત્માનું જ વિસ્મરણ થઇ જાય ! છોડો પારકાની ચિંતા અને પંચાતને ! સ્વયંના આત્માના અવિકારી સ્વરૂપને સમજો. ચિંતાઓથી મુક્ત બનશો ત્યારે જ આ પ્રકારે આત્મધ્યાન-આત્મચિંતન કરી શકશો. નહિ તો મન ફરી ફરીને એ વ્યક્તિમાં દોડયું જશે.

આત્માના બે સ્વરૂપ છે : વિકારી અને અવિકારી. અજ્ઞાન, મોહ, રાગ-દ્વેષ, અને શરીર વગેરે વિકારોથી વ્યાપ્ત જીવાત્મા વિકારી છે. 'હું રૂપાળો છું. હું શ્રીમંત છું, હું બાપ છુ, હું પતિ છું, હું પદાધિકારી છું....' વગેરે વિકારી સ્વરૂપ છે. આપણે વિકારી હોવા છતાં પણ અવિકારી આત્મસ્વરૂપનું ચિંતન કરી શકીએ છીએ. માણસ ગરીબ હોય છતાંય તે શ્રીમંતાઇની કલ્પનામાં ખોવાઇ જાય છે ને ? નિર્બળ પણ કલ્પનામાં પોતાને દારાસીંગ જુએ છે ને ? એજ પ્રમાણે, આપણે વિકારી હોવા છતાં પણ, થોડીક પળો માટે વિકારોથી મુક્ત બનીને આપણે આત્માના અવિકારી સ્વરૂપનું ચિંતન કરી શકીએ છીએ.

'હુ જ્ઞાનમય છું વીતરાગ છું હું અજર-અમર છું. અમૂર્ત અરૂપી અને અનંત છું અશરીરી છુ. સિદ્ધ, બુદ્ધ અને મુક્ત છું. પરભાવોનો હું કર્તા નથી. એ પરભાવોનો હું ભોકતા પણ નથી ! સ્વભાવનો જ હું કર્તા છું, ભોક્તા છું. હું તો અનંતશકિતનો ભંડાર છું....' આવું વિચારશો ? આવું ચિંતન કરી શકશો ? આવું આત્મ-ધ્યાન કરશો ?

**સભામાંથી** :. આવું આત્મધ્યાન તો અમે જીવનમાં કયારેય કર્યું નથી. એમ કરવું મુશ્કેલ જેવું લાગે છે

**મહારાજશ્રી** : જે કયારેય કર્યું નથી તે કરવાનું છે, રોજ

રોજ કરવાનું છે. હંમેશા જે કર્યું છે તે છોડવાનું છે. હંમેશા પારકાની ચિંતા અને પંચાત કરી, હવે તેનો ત્યાગ કરવાનો છે. આજસુધી વિકારી સ્વરૂપનું મનન કર્યું છે, એ મનન છોડવાનું છે. જે આત્મધ્યાન આજ સુધી નથી કર્યું, તે જ હવે ખાસ કરવાનું છે. અવિકારી આત્મસ્વરૂપનું ધ્યાન ધરવાનું છે મુશ્કેલ કામ કરવાની તો મજા છે વિશ્વાસની સાથે કરો, કરતા રહો. તમને અપૂર્વ આનંદની અનુભૂતિ થશે.

## ઉપેક્ષા ભાવનાનો બીજો પ્રકાર :

બીજો પ્રકાર ઉપેક્ષા ભાવનાનો છે: 'અનુબંધ સારા' કોઈ આળસુ છે, એદી છે. કશું જ કામ નથી કરતો મગરમચ્છની જેમ પડયો રહે છે અથવા તો હરાયા ઢોરની જેમ કશાય પ્રયોજન વિના રખડયા કરે છે. તમે તેને સમજાવ્યો. ખૂબ સમજાવ્યો ફરી ફરીને તેને સમજાવ્યો અને તે સમજી ગયો, તમારૂં કહેવું તેને ગળે ઉતર્યું અને તે સુધરી ગયો. હવે તે સૂનો નથી, રખડતો નથી, કામધંધે લાગી ગયો છે ધીમે ધીમે તે ઉન્નતિ પણ કરી રહ્યો છે, ત્યારે તમે એ વ્યકિતના જીવનમા રસ લેવાનું બંધ કરી દીધું. તેને ટકોરવાનું છોડી દીધું. આને કહે છે, અનુબંધ-સારા ઉપેક્ષા!

ખૂબ જ સુંદર આ વાત છે. ઘણાની એવી ટેવ હોય છે કે જેને પ્રેરણા આપી સાચા રસ્તે વાળ્યો હોય તેને અવારનવાર યાદ અપાવે છે: 'યાદ છે, તું પહેલાં કેવો હતો! તને રસ્તે ચડાવતાં, તને ઠેકાણે પાડતા મને કેટલો ત્રાસ પડયો હતો તેની તને ખબર છે ખરી? ઠીક થયું કે હવે તું ઠેકાણે પડી ગયો. પણ હવે બરાબર ધ્યાન રાખજે....' આમ કહેવું બરાબર નથી. આ ટેવ જરાય સારી નથી. એમ કહેવાથી સામી વ્યકિતને આઘાત લાગે છે, માઠું લાગે છે. કયારેક એવું પણ બને કે એ માણસ સાચો રસ્તો પણ છોડી દે! અને ફરી પાછો રખડેલ અને એદી બની જાય.

આથી જ હરિભદ્રસૂરિજી મહારાજા કહે છે કે કોઈને રસ્તે ચડાવ્યા બાદ, તેની ક્ષમતા તમારો ઉપદેશ ઝીલવાની ન હોય તો તેને

ઉપદેશ ન આપો, તેના જીવનમાં પછી તમે રસ જ ન લો. પછી તેને જેમ યોગ્ય લાગે તેમ કરવા દો, તેને તેના રસ્તે જવા દો. તમે તેનો પીછો ન પકડો.

**ઉપેક્ષા ભાવનાનો ત્રીજો પ્રકાર :**

ઉપેક્ષા ભાવનાનો ત્રીજો પ્રકાર છે- **નિર્વેદ-સારા.** આ ઉપેક્ષા બીજા માણુસો પ્રત્યે નથી. જીવનમાં જે પ્રાપ્ત-અપ્રાપ્ત ભૌતિક-સાંસારિક સુખો છે તે પ્રત્યે ઉપેક્ષા સેવવાની છે. માત્ર માણુસના જ ભૌતિક સુખોમાં નહિ, દેવોના પણ ભૌતિક સુખોમાં અસારતા અને ક્ષણિકતા જોવાથી નિર્વેદ ભાવનાનો ઉગમ થાય છે. તેથી વિરક્તિ જન્મે છે. દેવગતિ, મનુષ્યગતિ, તિર્યંચગતિ અને નરકગતિ- આ ચાર ગતિઓમાં ભ્રમણ કરતો જીવ જે કંઇ અનેકવિધ દુઃખ અને ત્રાસ અનુભવે છે, તેને જ્ઞાનદૃષ્ટિથી જોનાર લોકો સંસારના વૈષયિક સુખો તરફ આકર્ષાતા નથી.

'નિર્વેદ-સારા' ઉપેક્ષા સુખોની ઉપેક્ષા છે, વૈષયિક સુખોની ઉપેક્ષા છે. સુખના સાધન હોવા છતાંય તે સાધનોમાં આસક્તિ નહિ. પાચ ઇન્દ્રિયના ઉત્કૃષ્ટ વિષયો કેમ ન હોય છતાંય તે તરફ કોઇ લાલચ નહિ, લોભ નહિ. તેની કોઇ લગન નહિ. અરે! દેવલોકમાંથી દેવતા આવીને દૈવી સુખોનું વરદાન આપે તો પણ તે પ્રત્યે કોઇ ખેંચાણુ નહિ, આકર્ષણુ અને આસક્તિ નહિ. આજકાલ તો દેવલોકના દેવ આ ધરતી પર નથી આવતા, પરંતુ પ્રાચીન કાળમાં ધર્માત્માઓના ધર્મપ્રભાવથી દેવ આવતા અને કોઇ દિવ્ય ચમત્કાર પણ બતાવતા. શાસ્ત્રોમાં આવા પ્રસંગો વાંચવા મળે છે, જે સાચા ધર્માત્મા હોય છે તેઓ દૈવી સુખોના પ્રલોભનની સામે પણ વિરક્ત બન્યા રહે છે, મતલબ કે એવા પ્રલોભનોથી આકર્ષાતા નથી. આવા ધર્માત્માઓમાં આ 'નિર્વેદ-સારા' ઉપેક્ષા હોય છે. તેઓએ ખૂબજ ચિંતન-મનન કરીને વૈષયિક સુખોની 'કવોલિટી'-સુખોની ગુણુવત્તા જાણી લીધી હોય છે. કોઈપણુ ઇન્દ્રિયનો વિષય હોય તે નિઃસાર હોય છે, ક્ષણિક હોય છે. વૈષયિક સુખોમાં કદી સાર નથી હોતો, તે ક્યારે સ્થાયી નથી હોતા,

## સુખો પ્રત્યે નિર્વેદ જાગ્યો છે?

પણ તમને લોકોને તો તેમાં સાર જ જણાય છે ને? એમ જ જણાય છે! કારણ કે તમે ક્યારેય એ અંગે ચિંતન-મનન કર્યું જ નથી. સંસારના સુખોની 'ક્વૉલિટી' જાણો! એ સુખો સાર છે કે અસાર? એ સુખો ક્ષણિક છે કે શાશ્વત? એની ચોકસાઇ, એની પરખ-ઓળખ કરી લેવી જરૂરી છે. તમારી પાસે બુદ્ધિ છે, તમે વિચાર પણ કરી શકો છો. વૈષયિક સુખોના સારાસારનો વિચાર નહિ કરો અને સુખો પ્રત્યે તમને નિર્વેદ નહિ થાય તો તમારા જીવનમાં દુઃખ જ દુઃખ શેષ રહેશે. કારણ કે સુખો પ્રત્યે નિર્વેદનો અભાવ એટલે વૈરાગ્યનો અભાવ! અને વૈરાગ્યનો અભાવ જ તો તમામ દુઃખોની જ જડ છે! મૂળભૂત કારણ છે!

સુખો પ્રત્યે રાગ છે તો સુખ મેળવવાની પ્રબળ ઇચ્છા જાગે છે. જો સુખ મળે નહિ તો ચિંતા ને સંતાપ થાય છે. થાય છે કે નહિ તમને લોકોને? સુખ પ્રિય છે પરંતુ મળતું નથી. મળે છે તો શાશ્વત્ ટકતું નથી. થોડુંક રહે છે, પરંતુ ભોગવવાની શકિત ને ક્ષમતા ન હોય તો કેવી વેદના થાય છે? તમારે શું તમારું જીવન આમ વેદનામાં જ વ્યતીત કરવું છે? રડી રડીને જ આયખું પૂરું કરવું છે? પ્રકાશ હોવા છતાં પણ અંધારે શા માટે અટવાઈ રહ્યા છો? પાસે અમૃત હોવા છતાય શીદને ઝેરના કટોરા પી રહ્યા છો?

સંસારના સર્વ સુખો અસાર અને ક્ષણિક છે તેનું ભાન થવું જોઇએ. એકેએક વિષયસુખ અસાર અને ક્ષણિક છે તેની પ્રતીતિ આત્માના એકેએક પ્રદેશને થવી જોઇએ. એ પછી તમારી પાસે ગમે તેવું સુખ આવે, તમે ગમે તે સુખ ભોગવો, તમારું મન આસકત નહિ બને. સુખમાં તમે લિપ્ત અને લુબ્ધ નહિ બનો અને સુખ ચાલ્યું જશે તો પણ તમે હાયવોય નહિ કરો. છાતી નહિ કૂટો. સુખના ચાલ્યા જવાથી તમારા મન ઉપર કોઇજ અસર નહિ થાય.

## સુખોના ચાર પ્રકાર :

સુખ મુખ્યત્વે ચાર પ્રકારમાં વિભાજિત થાય છે.

૧. સ્વજનોનું સુખ. ૨. પરિજનોનું સુખ.

૩. ધન–વૈભવનું સુખ. ૪. શરીરનું સુખ.

નિર્વેદ–સારા ઉપેક્ષા ભાવનાને બરાબર સમજવા માટે ચાર પ્રકારના આ સુખોને બરાબર સમજવા જરૂરી છે. સુખોની ઉપેક્ષા ત્યારે જ સંભવિત છે. માની લો કે તમારી પાસે આ ચારેય પ્રકારના સુખ છે, છતાં પણ એ સુખોમાં તમે નિર્બંધ–બંધાયા વિના ખૂબજ અલ્પ સુખનો ઉપભોગ કરતા પ્રસન્નતાથી જીવન જીવી શકો છો. પરંતુ આવું પ્રસન્ન જીવન ત્યારે જ સંભવિત છે કે તમે સુખોનો એક્સ–રે લઈને સુખોની ભીતર જે દુઃખ ખદબદે છે તેને જુઓ. સુખની ભીતરી ખરાબી જોઈ લો. સુખની ભીતરી ખરાબી છે, અસારતા અને ક્ષણિકતા !

## પુણ્યકર્મના સુખઃ આત્માનાં સુખ :

સુખ બે પ્રકારનાં હોય છે : ૧ અસાર અને ક્ષણિક, ૨. સાર અને શાશ્વત ! પુણ્યકર્મના ઉદયથી મળતા તમામેતમામ પૌદ્‌ગલિક સુખ અસાર અને ક્ષણિક છે. આત્માને સ્વાધીન ગુણરૂપ જે સુખ છે તે સારભૂત અને શાશ્વત છે. આત્મીય સ્વાધીન સુખમાં આનંદની નિરંતર અનુભૂતિ થતી રહે છે. જ્યારે વૈષયિક સુખમાં આનંદનો આભાસ હોય છે. વાસ્તવિક–સત્ય અનુભવ થતો નથી. ખાસ વાત તો એ છે કે વૈષયિક સુખનો કહેવાતો આનંદ આભાસ હોય છે. આભાસ સનાતન શાશ્વત ન હોઈ શકે. તે ક્ષણિક જ હોય. વૈષયિક સુખ આભાસિક છે, 'આથી જ તે ક્ષણિક છે'. ગમતા શબ્દો સાંભળો ત્યાં સુધી આનંદ, પછી શું ? સદાય શું 'ગમતા શબ્દો સાંભળવા મળશે ખરા ? ના. શબ્દોમાં ગમત્વની–પ્રિયત્વની ધારા સતત નથી વહેતી. કટુતા–કડવાશ–કર્કશતા, કઠોરતા પણ તેમાંથી વહે છે. આથી શ્રવણેન્દ્રિયનું સુખ ક્ષણિક છે !

એજ પ્રમાણે કોઈ સુંદર રૂપ જુએ તો ખુશ-ખુશાલ પણ! પૂછો આંખો ને? શું સદા ને સર્વત્ર સુંદર રૂપ જ જોવાનું મળશે? શું અપ્રિય રૂપ આખન જોવા નહિ મળે? જીભને મધુર-મીઠો રસ મળ્યો. મનને મઝા આવી ગઈ. પરંતુ એ મધુર રસ અને જીભનો સંયોગ ક્યાં સુધી રહે છે? એ સંયોગ છૂટી જાય ત્યારે? અને જીભને જયારે કડવા રસનો સ્પર્શ થાય ત્યારે શું થાય છે મનને? આથી જ જિહ્વેન્દ્રિયનું સુખ ક્ષણિક છે. સુખની એક જ ધારા નથી રહેતી એ ધારા તૂટે જ છે. એ જ રીતે પ્રિય સ્પર્શનું સુખ પણ ક્ષણિક છે, જયાં સુધી પ્રિય વ્યક્તિનો સ્પર્શ થતો રહે છે ત્યાંથી સુધી સુખાનુભવ થતો રહે છે. પરંતુ કોઇનોય સ્પર્શ નિરંતર નથી રહેતો, એટલું જ નહિ, એવું ય બને છે, ગઇકાલે જેનો સ્પર્શ સુખદ લાગતો હતો તે જ સ્પર્શ આજે અકારે-દુઃખદ લાગે છે! જ્ઞાનીઓ આથી જ કહે છે કે સુખાનુભવ નિરંતર નથી રહેતો.

નિર્વેદસારા ઉપેક્ષાને જીવનમાં સ્થાન આપો. તેથી વૈષયિક સુખોમાં તમે અકચૂર નહિ બનો. જરૂરી સુખોપભોગ કરવા છતાય એ ભોગમાં તમે આત્માને ભૂલી નહિ જાવ. શાલિભદ્રજીએ અમાપ ધનવૈભવનો અને રૂપવંતી બત્રીશ પત્નીઓનાં સુખનો સરળતાથી ત્યાગ કર્યો હતો ને? ઉત્કૃષ્ટ વૈષયિક સુખો તેમને મળ્યાં હતાં, છતાંય એ સુખોની તેમણે ઉપેક્ષા કરી સુખોમાં અસારતા અને ક્ષણિકતાના દર્શન થઇ જાય તો ચક્રવર્તીના સુખો હોય, પણ તેનો ત્યાગ સરળ બની રહે છે. નહિ તો, સુખોમા સાર જો જણાય, તેમાં સ્થિરતા જણાય તો ભિખારીનું ચપ્પણિયું પણ છોડવુ અશક્ય બની જાય!

## ઉપેક્ષા ભાવનાનો ચોથો પ્રકાર :

ચોથી ઉપેક્ષા ભાવના છે તત્ત્વસારા ઉપેક્ષા.

'ષોડશક ગ્રંથ'માં આચાર્ય ભગવંત હરિભદ્રસૂરિજીએ ચાર પ્રકારની ઉપેક્ષા ભાવના બતાવી છે. એ ચારેયનું એટલું સુંદર વિવરણ અને વિશ્લે-

ષણ કર્યું છે કે આજના મોટા મોટા મનોવૈજ્ઞાનિકો પણ તેવું વિશ્લેષણ ન કરી શકે. અદ્ભુત છે 'ષોડશક' ગ્રન્થ આત્મ સાધનાના માર્ગમાં, જૈન દર્શનને સમજવા માટે આ ગ્રન્થ સુંદર માર્ગદર્શક બની શકે છે. તમને લોકોને તે વાંચવાની ફુરસદ ક્યાં છે? એને સાંભળવાનો સમય ક્યાં છે તમારી પાસે? ઉપેક્ષાભાવના બતાવી રહ્યા છે આચાર્ય ભગવંત, ચોથો પ્રકાર છે, તત્ત્વસારા ઉપેક્ષા. વસ્તુ–સ્વભાવને કહે છે તત્ત્વ. દરેક વસ્તુને પોતાનો સ્વભાવ હોય છે. વસ્તુનું જ્ઞાન તેના સ્વભાવના જ્ઞાનથી થાય છે.

સંસારની કોઈપણ મનોજ્ઞ–અમનોજ્ઞ વસ્તુ જીવમાં રાગ કે દ્વેષ ઉત્પન્ન કરવાની ક્ષમતા ધરાવતી નથી. જીવમાં મોહ વિકારથી રાગ દ્વેષ ઉત્પન્ન થાય છે. પદાર્થનો સ્વભાવ જ નથી કે તે જીવમાં રાગ કે દ્વેષ ઉત્પન્ન કરે. આ એક પારમાર્થિક સત્ય છે. જે માણસ આ પારમાર્થિક સત્યને જાણતો નથી તે અજ્ઞાની છે. અજ્ઞાની જીવ પદાર્થોમાં રાગ–દ્વેષના જન્મને માને છે. એથી તે ક્યારેક રાગી બને છે, ક્યારેક દ્વેષી બને છે. પરિણામે તે પોતાને મધ્યસ્થ નથી બનાવી શકતો.

## સુખ દુઃખનું કારણ પોતાના રાગ-દ્વેષ :

કોઈપણ પરપદાર્થ જીવાત્માના સુખ–દુઃખનું કારણ નથી. આ વાસ્તવિક–યથાર્થ સત્ય છે. આ સત્યને સમજનાર કોઈ જ્ઞાનીપુરૂષ પરપદાર્થ પર આરોપણ નથી કરતો કે 'આ પદાર્થ મને મળ્યો એટલે હું સુખી છું. આ પદાર્થ મને ન મળ્યો એટલે હું દુઃખી છું....' કોઈપણ પદાર્થનો તે વાંક નથી જોતો. કોઇ પણ વસ્તુમાં તે ઉપકાર નથી જોતો. સુખ દુઃખનું કારણ તે ખૂદના રાગ–દ્વેષને જ માને છે. એક વસ્તુ સારી છે, આથી તે પોતાને પ્રિય નથી લાગતી પરંતુ પોતાનામાં રાગ છે તેથી એ વસ્તુ પ્રિય લાગે છે. એક વસ્તુ ખરાબ છે માટે તે અપ્રિય નથી લાગતી પરંતુ પોતાનામાં દ્વેષની વાસના

છે તેથી તે અપ્રિય લાગે છે. આ પ્રમાણે જ્ઞાનીપુરૂષ પોતાને રાગ-દ્વેષથી બચાવી લે છે. આને કહે છે તત્ત્વસારા ઉપેક્ષા ભાવના.

આ વાત તાત્ત્વિક છે. છતાં પણ તમારે લોકોએ તે સમજવી અનિવાર્ય છે. ઘણી જ સુંદર વાત છે આ. રાગ અને દ્વેષની ભભૂકતી આગને ઠારવા માટે આ વાત ફાયરબ્રિગેડનો બંબો છે. આ વાત સમજી લો તો તમારૂં કામ થઈ જાય. કોઈ પણ વસ્તુ, કોઈ પણ પદાર્થ સારો કે ખરાબ નથી. સારૂં અને ખરાબ, પ્રિય અને અપ્રિય, ઠીક અને અઠીક એ બધી આપણી મનની કલ્પનાઓ છે. આ કલ્પનાઓથી સુખ-દુઃખના ખ્યાલ જન્મે છે.

ઉદાહરણથી તમને સમજાવું, ધારો કે તમે એક નાના મકાનમાં રહો છો. મકાનમાં જરૂરી સુખ-સગવડો નથી. એ મકાન તમને ગમતું નથી. તમે વિચારો છો કે કોઈ સારૂં મકાન મળી જાય, સુખ-સગવડવાળુ મકાન મળી જાય તો સારૂં! પણ, એવું મકાન લેવા માટે પૈસા તમારી પાસે નથી. એક મકાન કે જે તમારી પાસે છે તે તમને ગમતું નથી અને જે મકાન તમારી પાસે નથી છતાંય એવું સુખ સગવડવાળું મકાન તમને ગમે છે. આ શું છે! એજ કે મકાન સારૂં કે ખરાબ એ તો તમારી માત્ર કલ્પના છે! મકાનમાં સારાપણું હોત તો બધાંને જ એ મકાન સારૂં લાગે! મકાનમાં ખરાબી હોય તો બધાંને એ મકાન ખરાબ લાગે. પરંતુ એવું નથી. જે મકાન તમને નથી ગમતું એ બીજાને ગમે છે! જે મકાન તમને ગમે છે તે બીજાને નથી ગમતું!

જે ભોજન તમને પ્રિય લાગે છે તે જ ભોજન બીજાને અપ્રિય લાગે છે. તમને ભીંડાનું શાક ભાવે છે, તમારા મિત્ર કે ભાઈને ભીંડાના શાકનું નામ સાંભળીને ઉલ્ટી થઈ આવે છે! તમને રસગુલ્લા બહુ ભાવે છે, તમારી પત્નીને તે દીઠાંય ગમતા નથી. આ શું બતાવે છે? જો ભીંડામાં ન ભાવવા જેવું હોત તો તે બધાને જ ન ભાવત, રસગુલ્લામાં ભાવવાપણું હોત તો તે દરેકને ભાવત! પરંતુ એવું નથી

જ. કારણ કે દરેક પદાર્થ પોતપોતાના સ્વભાવમાં સ્થિત છે. પ્રિય-અપ્રિયની કલ્પના જીવાત્મા કરે છે. તેના કારણે રાગ અને દ્વેષના દ્વંદ્વ બને છે સુખ અને દુઃખની કલ્પના જાગે છે આથી જ કહું છું કે વ્યર્થના રાગ-દ્વેષ છોડો. તત્ત્વસારા ઉપેક્ષાભાવનાને ખૂબ ખૂબ આત્મસાત્ કરો. માધ્યસ્થ્ય ભાવનાને સ્થિર કરવાનો પ્રયત્ન કરો, આ સારૂં અને આ ખરાબ-આવી કલ્પના-જાળને છેદી નાંખો. જગતની એકપણ વસ્તુ નથી સારી કે નથી ખરાબ! સારૂં અને ખરાબ, પ્રિય અને અપ્રિય આ બધી રાગ-દ્વેષજન્ય કલ્પનાઓ છે. આવી નકામી-વ્યર્થ કલ્પનાઓ કરી શા માટે અશાંત બનો છો?

## પોતાના આત્મા સાથે પ્રેમ કર્યો છે?

ચેતન જીવો પ્રત્યે કરૂણાસારા ઉપેક્ષા અને અનુબંધસારા ઉપેક્ષા ભાવનાથી ભાવિત બનો. જડ પદાર્થો પ્રત્યે નિર્વેદસારા ઉપેક્ષા ભાવનાથી ભાવિત બનો. વિશ્વમાં માત્ર બે જ તત્ત્વ છે. જડ અને ચેતન. આપણે આ બંને તત્ત્વોના સંપર્ક અને સંસર્ગમાં રહેવું જ પડે છે. આપણું પોતાનું અસ્તિત્વ પણ આ બે તત્વોનું સંયોજન છે. શરીર જડ છે તો આત્મા ચેતન છે! આત્મા સદા માટે શરીરના બંધનથી મુક્ત થશે ત્યારે આ સંસારથી છુટકારો થઈ જશે. પરંતુ શરીરના બંધનથી મુક્ત થવું એ સરળ કામ નથી. બાળકોનો ખેલ નથી.

**'હું સચ્ચિદાનંદ-સ્વરૂપ આત્મા છું. અશરીરી છું.'** આવું ચિંતન કદી કર્યું છે? પોતાના આત્માથી પણ કયારેય પ્રેમ કર્યો છે ખરો? આત્માથી પ્રેમ થાય તો શરીરના બંધનથી તેને મુક્ત કરવાનો પુરૂષાર્થ થઇ શકે. આત્મા સાથે પ્રેમ થાય તો જ શરીર બંધનરૂપ લાગે.

**સભામાંથી :** શરીર તો ખૂબજ વ્હાલું લાગે છે, અમને શરીર ક્યારે પણ બંધનરૂપ નથી લાગ્યું.

**મહારાજશ્રી :** એ જ તો વાત છે શરીર ખૂબ વ્હાલું લાગે છે. આત્માનો કદી વિચાર જ નથી આવતો. ક્યારેક રાતના સમયે ઘરમાં બધાં સૂઈ ગયા હોય, તમારી ઊંઘ ઊડી ગઇ હોય, એવા સમયે પથારીમાં શાંતભાવે બેસીને આત્મચિંતન કરો. મકાનની બારીમાંથી દેખાતા ભૂરા આકાશ તરફ જુવો. અનંત આકાશ તરફ મીટ માંડો અને પછી વિચારો :

## 'કોઽહમ્—હું કોણ છું?'

તમે તમારી વર્તમાન અવસ્થા ભૂલી જાઓ. 'હું છગનલાલ કે મગનલાલ, હું સુરેન્દ્રકુમાર કે મહેન્દ્રકુમાર છું. હું શ્રીમંત છું કે ગરીબ છું....' આ બધી ઓળખ ત્યારે સાવ જ વિસરી જાઓ, આ બધી તો પરિવર્તનશીલ અવસ્થાઓ છે. જે સ્થિર તત્ત્વ છે જે મૂળભૂત તત્વ છે, 'ઓરિજિનલ' મેટર જે છે તે હું છું. એ સ્થિર તત્વ છે આત્મદ્રવ્ય!

આત્મદ્રવ્ય અનામી છે, અશરીરી છે, અજર અને અમર છે. આત્માને ન ઘડપણ છે, ન તેનું મૃત્યુ છે. તેનામાં અપાર અનંત આનંદ છે, અક્ષય અને અવિનાશી સુખ છે. તમે આ ચિંતનમાં ડૂબી જાઓ, થોડીક ક્ષણો માટે પણ ડૂબકી લગાવો આત્મામાં, ડૂબવામાં અનહદ આનંદ છે. સ્વભાવદશાના ચિંતનમાં ડૂબી જાઓ. ડરો નહિ. ડુબકીઓ લગાવતા જ જાઓ.

## પરચિંતા છોડો, આત્મચિંતનમાં ડૂબો :

પારકાઓની ચિંતાના સાગરમાં ડૂબવાથી તો આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાન થાય છે. તેથી ચિત્ત અશાંત અને અસ્વસ્થ બને છે. પારકાની ચિંતા ને પંચાત કરવાથી બીજું મળે પણ શું? તેનાથી શું ધન દોલત મળે છે? મળતું કશું જ નથી. ગુમાવવું જ પડે છે. ખોટનો ધંધો છે પારકાની ચિંતાનો. તેમ કરવાથી પોતાનું જ સુખ ગુમાવવાનું છે. નિજની પ્રસન્નતા ખોઈ દેવાની છે. આથી પરચિંતા કરવાનું છોડો.

બીજાઓની યોગ્યતા અનુસાર તેને માર્ગદર્શન આપતા રહો. બીજાઓને અહિતથી બચાવવાની પ્રેરણા આપતા રહો, પરંતુ જેને તમારી પ્રેરણા ન જોઈતી હોય, જેને તમારું માર્ગદર્શન ન જોઈતું હોય તેને તમે પ્રેરણા કે માર્ગદર્શન ન આપો. તમારી ઈચ્છાનુસાર તે ન ચાલે તો તમે અશાંત અને અસ્વસ્થ ન બનો. એક વાત પાકી સમજી લો કે દરેક જીવાત્માના પોતાના કર્મ છે. પોતાના સંસ્કાર છે, તે અનુસાર જ તે પોતાનું જીવન જીવશે. તમે તમારો મિથ્યાઆગ્રહ છોડો. મનમાંથી આગ્રહને કાઢી નાખો. ફેંકી દો તમારા આગ્રહને બહાર.

બહારની દુનિયા સાથે જેટલો અનિવાર્ય–જરૂરી હોય તેટલો જ સંબંધ રાખો. આંતર જગત વિશાળ છે. એ આંતર-વિશ્વની યાત્રા કરો. એવું ન સમજતા કે આંખથી દેખાય છે તેટલું જ વિશ્વ છે! પાંચ ઇન્દ્રિયોથી અગોચર એક વિશાળને વિરાટ ભાવવિશ્વ પણ છે. આપણો પોતાનો અનંત અને અનાદિ અતીત ઇતિહાસ છે. અનંત જન્મોની આપણી અનંતાનંત કથાઓ છે. જ્યારે સમય મળે, જ્યારે પણ પરચિંતાથી અકળાઇ જાઓ ત્યારે આ ભાવસૃષ્ટિની યાત્રાએ નીકળી પડો. પ્રયત્ન કરતા રહો, એક દિવસ જરૂર તમને આ ભાવસૃષ્ટિની યાત્રામાં સફળતા મળશે. 'અમે લોકો તો આવી યાત્રા ન કરી શકીએ, અમારી પાસે એવું જ્ઞાન નથી, એવી સૂઝ-સમજ નથી,' એવું લગીરેય વિચારતા નહિ. એવી રીતે નિરાશ ન બનશો.

## કોણ સ્વજન? કોણ પરજન?

અશાંત અને બેચેન કરનારી વ્યર્થ ચિંતાઓથી મુક્ત થવાનો દૃઢ સંકલ્પ કરો. અશાંતિ પેદા કરનારી પરચિંતા મારે નથી કરવી. સ્વજનો સાથે મારે શું લેવા દેવા? આ લોકો તો માત્ર આ જન્મના સ્વજન છે. પૂર્વ જન્મોમાં મેં કેટલાં સ્વજન કર્યાં અને છોડયા? આ સ્વજન પણ કેવાં? હું સ્વજન માનું છું, તેઓ મને શું સ્વજન માને છે? નથી માનતા મને સ્વજન, તો હું શા માટે માનું?

'કોઈ સ્વજન નથી. કોઈ પરજન નથી. આ સંસારમાં સ્વજન પરજન બને છે. પરજન સ્વજન બને છે. કોઈ સંબંધ સ્થિર નથી. શાશ્વત નથી. સ્થિર અને શાશ્વત મારો આત્મા છે. એકલો જ જન્મ્યો છું અને એકલો જ પરલોકની યાત્રા કરીશ તો પછી એકલો જ મસ્ત જીવન શા માટે ન જીવું ?' આ પ્રમાણે એકત્વ ભાવના સુદૃઢ કરો.

માધ્યસ્થ ભાવનાની આધારશીલા છે એકત્વ ભાવના. 'એગોઽહમ્'–'હું એકલો છું,' આ વિચાર નિરાશાનો કે દુર્બળતાનો નથી. રડતા રડતા ન વિચારશો કે 'શું કરૂં ? હું એકલો છું....' કોઈપણ પ્રકારની દીનતા કર્યા વિના ચિંતન કરવું કે 'હું એકલો છું.' અંતરને–હૈયાને એકત્વની ભાવનાથી ભાવિત કરવું. આત્મભાવને પુષ્ટ કરતા રહો.

**એકત્વ વિના માધ્યસ્થ્ય નહીં :**

**સભામાંથી :** આ પ્રમાણે વિચારવું એ સ્વાર્થીપણું નથી ?

**મહારાજશ્રી :** ના, તેમાં જરાય સ્વાર્થીપણું નથી. આત્મભાવને પુષ્ટ કરનાર જ સાચો પરાર્થ અને પરમાર્થ કરી શકે છે. જેણે આત્માને જાણ્યો નથી, આત્માનું એકત્વ જાણ્યું નથી તે સાચો અને નિર્દંભ પરાર્થ–પરમાર્થ નથી કરી શકતો, કરવા જશે તો પણ દંભ કરશે ! સાધશે સ્વાર્થ અને બતાવશે પરમાર્થ ! આજકાલના દેશનેતાઓને તમે નથી જોતા ? શું કરે છે તે લોકો ? કહે છે કે 'અમે તમારૂં કલ્યાણ કરવા માંગીએ છીએ. અમારે તમને સુખીને સમૃદ્ધ કરવા છે.' પણ વાસ્તવમાં તેઓ શું કરે છે ? સેવાના નામે, લોક કલ્યાણના નામે ખૂદ પોતાની બેન્ક-બેલેન્સ સમૃદ્ધ કરે છે ! કેવો ભયાનક દંભ છે આ ? જે ખૂદ પોતાને નથી જાણતો, આત્માનું જે ચૈતન્ય સ્વરૂપ છે તેને નથી જાણતો, તે પરમાર્થ નથી કરી શકતો. આથી પ્રાચીનકાળના ઋષિ-મહર્ષિઓ વિદ્યાર્થીઓને જે શિક્ષણ આપતા, એ શિક્ષણના પહેલા, સર્વપ્રથમ 'આત્મા' ને સમજાવતા. ભલે, પ્રારંભમાં દાર્શનિક રીતે આત્માની સમજ નહોતા આપતા પરંતુ

આત્મા પ્રત્યે પ્રેમ જાગ્રત કરવાનું કાર્ય પહેલાં જરૂર કરતા. આત્મ-પ્રેમી માણસ જ સાચો કુટુંબપ્રેમી, સમાજપ્રેમી, રાષ્ટ્રપ્રેમી અને વિશ્વપ્રેમી બની શકે છે. આત્માને તર્ક અને બુદ્ધિથી ભલે પાછળથી સમજો પણ આત્મા સાથે પહેલા પ્રેમ તો કરી શકો. આત્માનું જે એકત્વ છે, તેની જે નિર્દ્વંદ્વ અવસ્થા છે તેની સાથે પ્રેમ કરો. આત્મપ્રેમી માણસ સ્વાર્થી નથી બની શકતો. જે આત્મજ્ઞાની નથી તે ક્યારેય સાચો પરોપકારી નથી બની શકતો. એકત્વની સાથે માધ્યસ્થ્યનો સંબંધ છે. એકત્વ વિના માધ્યસ્થ્ય નહિ!

### આત્મજ્ઞાનની પ્રતિષ્ઠા ઘટી છે :

આજે તો પ્રજાનું ઘોર દુર્ભાગ્ય ઉદયમાં આવ્યું છે. આત્મજ્ઞાનનું શિક્ષણ જ બંધ થઈ ગયું છે. એકપણ શાળા–કોલેજમાં નથી અપાતું. આત્મજ્ઞાન કરતાં વિજ્ઞાનને વધુ પ્રતિષ્ઠા મળી ગઈ છે. આત્મજ્ઞાનીથી વધુ પ્રતિષ્ઠા વિજ્ઞાનીને મળી છે. તેનું પરિણામ વિઘાતક આવ્યું છે. જે આત્મજ્ઞાની નથી અને વૈજ્ઞાનિક બની ગયા છે તેઓ સંસારના તારણહાર નહિ પણ સંસારના સંહારક જ બનશે. આત્મજ્ઞાની જ સંસારના સર્વજીવો પ્રત્યે પ્રેમ કરી શકે છે. કરૂણા વહાવી શકે છે. વિજ્ઞાનીની દૃષ્ટિ પ્રેમની નથી હોતી. તેની દૃષ્ટિમાં તો પદાર્થ અને પદાર્થનું પૃથક્કરણ જ હોય છે. 'આ પદાર્થમાં આટલાં રસાયણ છે....તેની આટલી અસર છે....તેમાં આટલી શક્તિ છે વગેરે' બસ, તેનું વિશ્લેષણ કરી દેશે!

જ્યારે આત્મજ્ઞાની સર્વ જીવોમાં પોતાના સમાન આત્મતત્ત્વનું દર્શન કરીને, સર્વજીવો પ્રત્યે પ્રેમ અને મૈત્રી ભાવ રાખી શકે છે. વૈજ્ઞાનિક કેવો ભાવ રાખશે? આથી જ ભારતીય સંસ્કૃતિ અને સભ્યતાનો પાયો છે આત્મજ્ઞાન. આથી જ આ દેશમાં બાળકોને ઘોડિયામાં જ આત્મજ્ઞાનના હાલરડા સંભળાવાતા હતાં. વ્યાવહારિક શિક્ષણની સાથોસાથ આત્માનું પણ શિક્ષણ અપાતું. આજકાલ તમે લોકો શું તમારા બાળકોને આત્મજ્ઞાન આપો છો?

**સભામાંથી :** અમારી પાસે જ આત્મજ્ઞાન નથી તો અમે અમારા બાળકોને ક્યાંથી આપીએ આત્મજ્ઞાન ?

**મહારાજશ્રી :** આત્મજ્ઞાન વિના, આત્માના ચૈતન્ય અને એકત્વને સમજ્યા વિના, આત્મા સાથે પ્રેમ કર્યા વિના કોઈપણ ધર્મક્રિયા ફળદાયી નહિ બને. આત્મવિશુદ્ધિનું ફળ પ્રાપ્ત નહિ થાય. જીવન-વ્યવહારમાં તમે સાચી શાતિ, આંતર પ્રસન્નતા પ્રાપ્ત નહિ કરી શકો. આથી ફરી ફરીને કહું છું કે આત્મપ્રેમી બનો, આત્મજ્ઞાની બનો. આત્માના એકત્વનું ચિંતન કરીને, સંસારના તમામ સંબંધોનું વ્યર્થપણું સમજી લો. સંસારનો કોઈ જ સંબંધ વાસ્તવિક નથી. આટલું જાણવાથી, આટલું હૃદયસ્થ કરવાથી માધ્યસ્થ્ય ભાવ પ્રગટ થશે જ.

'એ મારૂં કહ્યું નથી માનતો,' ભલે ન માને, મારે અને તેને શો સંબંધ ? ન માનવું હોય તો ન માને, મારી કહેવાની ફરજ પૂરી થઈ. તેનું કલ્યાણ થાઓ.'

માધ્યસ્થ્ય ભાવનાનો અભ્યાસ માણસને સાચો વિરાગી બનાવે છે. વિરાગી પાસે માધ્યસ્થ્ય ભાવના હોવી જ જોઈએ. ગમતા વિષયોના સંયોગ અને વિયોગમાં રાગરહિત અને શોકરહિત બનવા માટે માધ્યસ્થ્ય-ઉપેક્ષા ભાવના નિતાંત જરૂરી છે. અનિવાર્ય છે. અનિષ્ટ-અણગમતા વિષયના સંયોગ-વિયોગમાં પણ રાગ દ્વેષથી બચવું આવશ્યક છે. ઉપેક્ષા-ભાવનાથી વિરાગી બનેલો આત્મા રાગદ્વેષથી બચી શકે છે.

## હૃદયને ચાર ભાવનાઓથી છલોછલ કરી દો :

ધર્મની આરાધનાને પ્રાણવાન બનાવવા માટે આરાધકનું હૃદય મૈત્રી કરૂણા પ્રમોદ અને માધ્યસ્થ્ય-આ ચાર ભાવનાથી સભર-છલોછલ હોવું જોઈએ. ભાવનાઓથી છલકાતું હૃદય ધર્મનું ગ્રાહક બને છે. ધર્મના સ્વરૂપદર્શનમાં આ ભાવનાઓનો સમાવેશ કરીને શ્રી હરિભદ્રસૂરિજીએ અતિ ઉત્તમ-સર્વોત્તમ પ્રતિપાદન કર્યું છે. તમે લોકો

જો આ ભાવનાઓને સુપેરે સમજીને તેનાથી હૃદયને ભાવિત કરી હો તો તમને અપૂર્વ અને અનુપમ શાંતિનો અનુભવ થશે. તમારી દરેક ધર્મક્રિયા ઉલ્લાસમય બનશે. તમારી ધર્મકરણી જોઈને બીજાઓને પણ તમારા પ્રત્યે અને તમારી ધર્મક્રિયા પ્રત્યે આદર અને બહુમાન જાગ્રત થશે.

આજ આપણે ઉપેક્ષા ભાવનાનું વિવેચન પૂર્ણ કરીએ છીએ. કાલે ચારે ભાવનાઓનો ઉપસંહાર કરવાનો વિચાર છે. મૈત્રી, કરૂણા પ્રમોદ અને માધ્યસ્થ્ય ભાવનાના વિષયમાં અને ધર્મના સ્વરૂપના વિષયમાં કાલે ઉપસંહાર કરીશ. કારણ કે તે પછી ગ્રન્થકાર મહર્ષિએ માર્ગાનુસારી જીવનના ૩૫ ગુણોનું વિવરણ-વિવેચન કર્યું છે. એ ગુણો અંગે આપણે વિવેચન કરવાનું છે. ગ્રન્થકાર અસાધારણ વિદ્વાન અને મહાન આત્મજ્ઞાની હતા. સૂત્રાત્મક ભાષામાં તેઓશ્રીએ આ 'ધર્મબિન્દુ' ગ્રન્થની રચના કરી છે. સૂત્ર ઘણું મહત્ત્વ ધરાવે છે. નાનકડા વાક્યમાં અનેક ભાવ ભરેલા હોય છે, આપણે એ સૂત્રો પર ચિંતન કરીશું. જૈન, અજૈન બધા જ માટે એ પાંત્રીસ ગુણ જીવનોપયોગી છે. આજ બસ, આટલું જ.

* એ ન ભૂલશો કે આપણા ભવિષ્યનું નિર્માણ ખૂદ આપણે જ કરીએ છીએ. આપણું ભવિષ્ય બીજું કોઇ જ ઘડતું નથી.

* જેમ ભાંગ, ચરસ, શરાબ વગેરેનો નશો હોય છે તેમ રાગ, દ્વેષ અને મોહ વગેરેનો પણ એક નશો હોય છે....નશામાં હોશ નથી રહેતા.

* તમે જો આ ભાવનાઓનો નિત્ય નિરંતર અભ્યાસ કરતા રહેશો તો એક દિવસ તમારી વિચારધારા ગંગાની પવિત્ર ધારા જેવી બની રહેશે.

* વિદ્વત્તા એક વાત છે, અને ભાવના બીજી વાત છે. ભાવનાશૂન્ય વિદ્વત્તા આંતર-આનન્દ, આંતર-પ્રસન્નતા પ્રદાન નથી કરી શકતી

## પ્રવચન/૨૪

પરમ ઉપકારી મહાન શ્રુતધર પૂજ્ય આચાર્ય શ્રી હરિભદ્ર-સૂરીશ્વરજી સ્વરચિત 'ધર્મબિન્દુ' ગ્રંથમાં ધર્મનુ સ્વરૂપ વિસ્તરથી સમજાવી રહ્યા છે એક જ શ્લોકમા આચાર્યદેવે ઘણી બધી વાતો કહી દીધી છે. તેમની ગ્રન્થ-રચનાઓ એવી છે કે જે થોડાક શબ્દમાં ઘણું બધું કહી દે છે. ભિન્ન ભિન્ન આચાર્યો અને ઋષિ મુનિવરોએ 'ધર્મ'ની ભિન્ન. ભિન્ન વ્યાખ્યા કરી છે. એ બધી જ વ્યાખ્યાઓમાં મને આચાર્યશ્રીની વ્યાખ્યા સર્વશ્રેષ્ઠ લાગી છે. તમે લોકો ધર્મની

આ વ્યાખ્યાને બરાબર સમજી લો, જેથી આમતેમ તમે ભટકી ન પડો. 'ધર્મ'ના વિષયમા ખૂબ જ સમજી, વિચારીને નિર્ણય કરવો. કારણુ કે ધર્મની સાથે આપણા અનંત ભવિષ્યનો સંબંધ જોડાયેલો છે. ધર્મના વિષયમાં ગરબડ કરી તો ભવિષ્ય અંધકારમય થઈ જશે. ભટકી જશો દુર્ગતિમા.

**આત્મનિરીક્ષણુ કરો :**

જે પણુ ધર્માનુષ્ઠાન કરવું હોય, પહેલાં વિચારી લો કે એ ધર્માનુષ્ઠાન કોણે બતાવ્યું છે, કોઈ રાગી-દ્વેષીએ તો તે બતાવ્યું નથી ને? બતાવનાર વિશ્વસનીય તો છે ને? નિષ્પક્ષ, મધ્યસ્થ અને અને જિન છે ને? નિર્ણય થઇ જાય તો બતાવનારે જે પ્રકારે ધર્માનુષ્ઠાન કરવાનું કહ્યુ હોય તે પ્રમાણે જ તે કરવું. વિધિનો આદર કરવો. સમયનો ખ્યાલ કરવો. ભાવ અને ભાવનાનું લક્ષ્ય રાખવું. એટલું કરીને પણુ પછી તમારા હૃદયને ઢ ઢોળો કે તમારું હૃદય મૈત્રી, કરુણા, પ્રમોદ અને માધ્યસ્થભાવોથી શુદ્ધ બન્યું છે કે નહિ? મતલબ કે તમારા વિચારોમા સ શોધન થયું છે કે નહિ? તમારા વિચાર મૈત્રીભાવનાથી ભાવિત બન્યા છે? કરુણાથી તમારા વિચાર કોમળ બન્યા છે? પ્રમોદથી તમારા વિચાર ઉન્નત બન્યા છે? માધ્યસ્થથી તમારા વિચારોમાં સમત્વ આવ્યું છે?

આપણા ભવિષ્યનિર્માણુમાં આપણા વિચાર મહત્ત્વપૂર્ણ સ્થાન ધરાવે છે. એ ન ભૂલશો કે આપણાં ભવિષ્યનુ નિર્માણ ખૂદ આપણે જ કરીએ છીએ. આપણું ભવિષ્ય બીજું કોઇ જ ઘડતું નથી. કોઇ જ ઇશ્વર આપણાં ભાવિને ઘડતો નથી. આ જીવનમાં આપણે આપણી આત્મભૂમિમાં જેવા વિચાર-બીજ વાવીશું તેવું જ જીવનવૃક્ષ એ વિચાર બીજમાંથી વિકસિત થશે. બીજ લીમડાનું વાવ્યું હશે તો આંબો નહિ ઉગે, લીમડાનું જ વૃક્ષ ઉગશે. આંબાના વૃક્ષને ઉગાડવું હોય તો આંબાનું જ બીજ વાવવું પડશે. વિચાર-બીજની વાવણીમાં સાવધાન ન રહ્યાં, જાગ્રત ન રહ્યા તો ભવિષ્ય અંધકારમય, દુઃખ-

મય, વેદનામય બનશે શ્રમણ ભગવાન મહાવીરે એટલા માટે તો કહ્યું કે—

સાવધાનીથી-ઉપયોગપૂર્વક ચાલો. વિવેકપૂર્વક ચાલો. સાવધાનીથી બેસો. ખાઓ તો સાવધાનીથી. પીઓ તો સાવધાનીથી. બોલો તો સાવધાનીથી...!

સાવધાની એટલે જાગ્રતિ. કોઇ ખોટા-નઠામા-ખરાબ વિચારનું બીજ આત્મભૂમિમા પડી ન જાય તે માટે સાવધાન રહો ! જાગ્રત રહો ! વિચારોનું બીજ આત્મભૂમિમાં પડતાં વાર નથી લાગતી.

## વિચારોથી સંસારી, વિચારોથી સાધુ :

કહો, તમારે કેવો પાક જોઇએ છે? કેવાં વૃક્ષ તમને પસંદ છે? બાવળના? લીમડાના? આબાના? તમે જો શત્રુતાપૂર્ણ વિચાર કર્યા, ક્રૂરતાપૂર્ણ વિચાર કર્યા, ઇર્ષ્યાપૂર્ણ વિચાર કર્યા, ઘૃણા અને તિરસ્કારપૂર્ણ વિચાર કર્યા તો સમજી લેજો કે નરક તમારા બારણે ટકોરા મારી રહી છે તો યાદ રાખજો કે તિર્યંચગતિ તમને તેડવા આવીને તમારા જીવન બારણે ઊભી છે. કોઇપણ હોય, સંસારી હોય કે સાધુ હોય, વિચારોથી માણસ સંસારી છે, વિચારોથી માણસ સાધુ છે. રાજર્ષિ પ્રસન્નચંદ્રે સાતમી નરકમાં જવાના કર્મ કેવી રીતે ભેગાં કર્યાં? વેષ તેમનો નિતાંત સાધુનો હતો પરંતુ વિચાર તેમના ત્યારે નખશિખાન્ત સંસારીના હતા! ભરત ચક્રવર્તી અરિસા ભુવનમાં કેવળજ્ઞાન કેવી રીતે પામ્યા? વેષ તેમનો પૂરેપૂરો સંસારીનો હતો પરંતુ વિચારથી તે ત્યારે પરિપૂર્ણ સાધુ હતા! વિચારોએ ભરત ચક્રવર્તીને વીતરાગ બનાવી દીધા. સર્વજ્ઞ બનાવી દીધા!

વિચારશક્તિનો અદ્‌ભુત પ્રભાવ છે. જાગ્રત રહો તો જ વિચાર શુદ્ધ રહી શકે છે. જાગ્રતિ ચાલી ગઈ, ભાન ભુલાયું, હોશ ખોયો, બેહોશ અને બેભાન બન્યા, ઝોકું ખાધું તો ગયા કામથી! બેહોશી ઘણીજ ખતરનાક છે, બેહોશીમા ન કરવાના વિચાર આવે છે. જેમ ભાંગ ચરસ શરાબ વગેરેનો નશો હોય છે તેમ રાગ, દ્વેષ અને મોહ વગેરેનો પણ એક નશો હોય છે અને નશામાં હોશ નથી હોતા.

એક સરદારજી દિલ્હીના બસ સ્ટેન્ડ પાસે ઉભા હતા. ઉભા શું હતા? એક બેન્ચ પર બેઠાં બેઠાં બગાસાં ખાઈ રહ્યા હતા. નશામાં હતા. કર્યો હશે કોઈ નશો. એક પોલિસે તેમને જોયા. સરદારજી પાસે જઈને કહ્યું : 'સરદારજી! તમે અહીં બગાસાં ખાવ છો? અહીં બગાસા ખાવાનાં પૈસા લાગે છે.'

'કેટલા પૈસા લાગે છે?' સરદારજીએ પૂછ્યુ.

'એક બગાસાનો એક રૂપિયો'.

સરદારજીએ તરત જ ખીસામાંથી પચ્ચીસ રૂપિયા કાઢીને પોલિસને આપ્યા. પોલિસ જતો રહ્યો. થોડીવાર બાદ સરદારજી ઘરે ગયા. નશામાં હતા. પોતાની પત્નીને ગર્વથી કહ્યું : 'આજ તો મેં પોલિસને ખૂબ જ બનાવ્યો....'

'કેવી રીતે? શું બન્યું?' પત્નીએ ઉત્સુકતાથી પૂછ્યું.

'હું તો બગાસા પચાસ-સાઠ ખાઈ ગયો હોઈશ. પણ પોલિસને રૂપિયા આપ્યા માત્ર પચ્ચીસ જ! બોલ, મેં પોલિસને કેવો ઉલ્લુ બનાવ્યો........!'

બેહોશીમાં માણસ પોતે મૂર્ખામી કરે છે અને બીજાને મૂર્ખ માને છે! રાગીની બેહોશી, દ્વેષીની બેહોશી અને અજ્ઞાનીની બેહોશી આવી જ હોય છે. તો હોશમાં રહો. ભાનમા રહો. બેહોશ ન બનો બેભાન ન બનો. નશો ન કરો. જાગતા રહો. વિચારોમાં જેટલી જાગ્રતા જળવાય તેટલી જાળવો. વિચારોમાથી અશુદ્ધિને દૂર કરવાનો પ્રયત્ન કરતા રહો. એ પ્રયત્ન છે મૈત્રી વગેરે ભાવનાઓથી હૃદયને ભાવિત કરવાનો. રોજ સવારે કે સાંજે આ ભાવનાઓનો અભ્યાસ કરો. તમે જો આ અભ્યાસ નિત્ય નિરંતર કરતા રહેશો તો એક દિવસ તમારી વિચારધારા ગંગાની પવિત્ર ધારા જેવી બની રહેશે. તમે જાગ્રત બની જશો. હોશમાં આવી જશો. હવે આજે આપણે મૈત્રી વગેરે ભાવનાઓનો ઉપસંહાર કરીશું :

## મૈત્રી ભાવના

તમારે મૈત્રી કે દુશ્મની આ બેમાંથી એકની પસંદગી કરવાની છે. તમને જો મૈત્રી પસંદ હોય તો મૈત્રીને અપનાવી લો. અને જો શત્રુતા વ્હાલી હોય તો તેને અપનાવી લો. સંસારમાં એવી ય વસતિ છે કે જેમને શત્રુતા કરવામાં, શત્રુતા ટકાવી રાખવામાં અને શત્રુતા વધારવામાં મઝા આવે છે! મઝા તો પશુઓની કત્લ કરનાર કસાઈઓને પણ આવે છે, શરાબ પીનારાઓને પણ શરાબ પીવામાં મઝા આવે છે! મજા આવે છે એટલા માટે બધું નથી કરી શકાતું. અજ્ઞાનીને જે જે કામમાં મજા આવે છે તે તે કામમાં જ્ઞાનીને જરાય મજા નથી આવતી. રાગીને જેમાં મજા પડે છે તેમાં વિરાગીને નથી પડતી. તમારું જો ત્રીજું નેત્ર-ત્રીજી આંખ-જ્ઞાનદૃષ્ટિ ખૂલ્લી ગઈ હોય તો તમને શત્રુતા જરા માત્ર નહિ ગમે. તો તમે મૈત્રીને જ પસંદ કરશો.

અજ્ઞાની વિચારે છે : 'આણે મને દુઃખ આપ્યું. મારું સુખ તેણે છીનવી લીધું. મને દુઃખી દુ:ખી કરી નાંખ્યો. મને એ સુખ નથી આપતો. આથી એને તો હું મારો શત્રુ-દુશ્મન જ માનીશ. તેના પ્રત્યે વળી મૈત્રી કેવી? તે મને દુશ્મન માનતો હોય તો હું તેને મારો મિત્ર કેવી રીતે માનું? મારે પણ આ સંસારમાં જીવવું છે. સંસાર-વ્યવહારમાં તત્ત્વજ્ઞાની બનવાથી નથી ચાલતું. હું કંઈ સાધુ-સંત નથી તે શત્રુને પણ મિત્ર માનું....' આવું વિચારનારાઓ પાસે મૈત્રીની અપેક્ષા કેવી રીતે રાખી શકાય? આવા મૂઢ માણસો જો કોઈ સાથે મૈત્રી કરતા દેખાય તો સ્વાર્થપરવશ! સર્વ જીવો પ્રત્યે આવા લોકો મૈત્રી નથી બાંધી શકતા. 'તમામ જીવો મારા મિત્ર છે.' આ ઉદાત્ત ભાવના તેમના જીવનમા નથી હોતી.

### મૈત્રી : ત્રણ પ્રકારનું ચિંતન :

૧. જ્ઞાની માણસ આમ વિચારે છે : 'હે આત્મન! તું સર્વજીવો પ્રત્યે મૈત્રી રાખ. આ જગતમાં તારો કોઈ જ શત્રુ નથી. બધા જ તારા મિત્ર છે. આ જીવનનો તો વિચાર કર! કેટલી છે આ જિંદગી? પચાસ-સો વરસની જિંદગીમાં તું કેટ-કેટલાની સાથે શત્રુતા બાંધીશ?

શા માટે બાંધીશ ? શત્રુતા રાખવાથી તને શું મળશે ? કશું જ નહિ. જે મળશે તે કંકાસ અને કકળાટ જ હશે ! અશાંતિ અને બેચેની જ હશે !

૨. 'હે આત્મન્ ! આ સંસારમાં પરિભ્રમણ કરતાં તેં બધા જ જીવો સાથે બધા જ પ્રકારનો સંબંધ બાંધ્યો છે. માતા-પિતા, ભાઈ-બહેન, પતિ-પત્ની આદિ તમામ સંબંધોથી તું બંધાયો છે. હવે તે બધાં સાથે તું શું કરવા શત્રુતા કરે છે ? એ શત્રુતા પણ શું કાયમ ટકવાની છે? નહિ જ ટકે. પૂર્વ જન્મના શત્રુ આ જન્મમાં સ્નેહી બને છે, આ ભવના સ્નેહી બીજા જન્મમા વૈરી બની જાય છે. બધાં જ સંબંધો પરિવર્તનશીલ છે. તો પછી શા માટે તું તારા હૈયે શત્રુતાને સંઘરે છે ? સમગ્ર જીવસૃષ્ટિ તારી કુટુંબ છે.

૩. 'હે આત્મન્ ! શત્રુતાથી તો તારૂં સુકૃત નાશ પામશે. શત્રુતાનો ભાવ શુભ કર્મોનો નાશ કરે છે તો શા માટે કોઈ સાથે શત્રુતા રાખવી ? બધા જ જીવો કર્મપરવશ છે. કર્મોની વિચિત્રતા અપાર છે. તારા પ્રત્યે શત્રુતા રાખનારનું પણ તું અશુભ-અમંગળ ન વિચાર. સજ્જનો માટે શત્રુતા શોભા નથી આપતી. તારી સજ્જનતા સમતામાં છે. સમતાથી જ મનુષ્ય સજ્જન છે. શત્રુતાથી તો મનુષ્ય દુર્જન છે.

બસ, આ પ્રમાણે તમે હૈયે મૈત્રી-ભાવનાને સ્થિર અને સુદૃઢ કરવાનો પ્રયત્ન કરતા રહો.

## કરુણા

તમામ ગુણોનું ઉદ્દ્ભવ સ્થાન છે કોમળ હૃદય. હૃદયની ભાવના કોમળતામાંથી જ ગુણોનો અવિર્ભાવ થાય છે. એ બધા જ ગુણોમાં કરુણા સર્વશ્રેષ્ઠ ગુણ છે. બીજા જીવોના દુઃખ જાણીને કે જોઈને એ દુઃખોને દૂર કરવાની પ્રબળ ઈચ્છા થવી તે કરુણા છે. તમે લોકો તમારા દુઃખોને દૂર કરવા ઇચ્છો છો કે બીજાના દુઃખોને ?

**સભામાંથી** : અમે તો અમારાં દુઃખોને જ રડીએ છીએ.

**મહારાજશ્રી** : તો પછી આત્માને ધર્મતત્ત્વનો સ્પર્શ થવાનો સંભવ નથી. દુઃખી જીવો પ્રત્યે અતિ કરુણા કર્યા વિના ધર્મ આરાધના કરવાની યોગ્યતા જન્મતી નથી ધર્મ-આરાધના કરવાની યોગ્યતા અપેક્ષિત છે. યોગ્યતા વિના કરેલી ધર્મની આરાધના આત્મશુદ્ધિ કરી નથી શકતી. આત્મા મહાત્મા નથી થતો. આત્મામાં ગુણોની ઉત્પત્તિ કે ગુણોની ઉન્નતિ નથી થતી. જે માનવહૈયે કરુણાનો વાસ નથી ત્યાં ક્રૂરતા હોય છે. ક્રૂર હૃદયમાં ધર્મનો પ્રવેશ નથી થતો. કોઈ હિંસા કરે છે, જીવોની કત્લ કરે છે તે જ ક્રૂર છે એવું નથી. બીજા જીવોના દુઃખોને જોઇ અને જાણીને તમારા હૈયે કોઈ દુઃખ નથી થતું, તમારું હૈયું સામાના દુઃખથી વલોવાતું નથી તો તમે ક્રૂર છો. ક્રૂર માણસોને ધર્મક્ષેત્રમા પ્રવેશ કરવાની મનાઈ છે!

**સભામાંથી** : અમારા લોકોનો તો પ્રવેશ થઇ ગયો છે!

**મહારાજશ્રી** : અનધિકાર પ્રવેશ થઇ ગયો છે! અધિકારયુક્ત પ્રવેશ નથી થયો. શું કહું તમને લોકોને? પરમાત્મા જિનેશ્વરદેવના ધર્મને લજવો નહિ જૈન જ નહિ, આર્ય પણ કહેવાવાનાં લક્ષણ છે ખરાં? દયા અને કરુણા વિના ન આર્યત્વ છે, ન જૈનત્વ! આર્ય અને જૈન તો એ છે કે જે બીજાના દુઃખે દુઃખી થાય. બીજાના દુઃખને દૂર કરવાના તમામ પ્રયત્ન કરી છૂટે!

સંસારમા બે પ્રકારના દુઃખી જીવ હોય છે : દ્રવ્યદુઃખી અને ભાવદુઃખી. જેની પાસે પુણ્યોદય નથી તે દ્રવ્યદુઃખી છે, જેની પાસે મોહનીય કર્મનો ક્ષયોપશમ નથી તે ભાવદુઃખી છે. સમજો છો આ વાતને? સમજી લો, આ વાતને બરાબર સમજી લો.

પુણ્યકર્મના ૪૨ પ્રકાર છે. તમામે તમામ ભૌતિક સુખ આ ૪૨ પ્રકારના પુણ્યકર્મનું પ્રોડક્શન છે. ઉત્પાદન છે. તમે મનુષ્યગતિમાં છો, તમારી પાસે મનુષ્યગતિનું આયુષ્ય છે. તમે ઉચ્ચજાતના કહેવાવ છો, તમારું શરીર નિરોગી છે, તમારી પાંચેય ઈન્દ્રિયો પરિપૂર્ણ છે,

તમે રૂપાળા છો, સૂર તમારો મધુર છે, લોકપ્રિય છો તમે, તમારી વાત બીજા માની લે છે, તમારી નામના છે, વાહ વાહ અને બોલબાલા છે, તમારી પાસે પૈસો છે, ઊંચી પ્રતિષ્ઠા છે, પરિવાર અને અન્યજનોનો તમારા પર અનહદ પ્રેમ છે–આ બધું જ કે આમાંથી તમારી પાસે જે કંઈપણ છે તે તમારા પુણ્યના ઉદયથી જ છે જેમને પુણ્યકર્મનો ઉદય નથી તેમની પાસે આમાંનુ કશું જ નથી હોતું! તેથી વિપરીત તેમની પાસે દુઃખો બેહિસાબ હોય છે. દુઃખી હોય છે તેઓ. એ લોકો દ્રવ્યદુઃખી કહેવાય છે દ્રવ્ય એટલે પૈસો નહિ દ્રવ્ય એટલે બાહ્ય. દ્રવ્ય એટલે ભૌત્તિક બાહ્ય રીતે દુ.ખી ભૌતિકરીતે દુ.ખો.

અને જેને મોહનીયકર્મનો ક્ષયોપશમ નથી થયો તે ભાવ–દુઃખી છે–તેને પ્રબળ મોહનીય કર્મનો ઉદય હોય છે. આ પાપકર્મના ઉદયથી માણસની મતિ કલુષિત બને છે. સુદેવ, સુગુરુ અને સદ્ધર્મ પ્રત્યે તેને જરાપણ શ્રદ્ધા નથી હોતી એટલું જ નહિ આ મોહનીય કર્મના ઉદયથી માણસ કુદેવને સુદેવ માની પૂજે છે, કુગુરુને સદ્ગુરુ માને છે અને અસદ્ ધર્મને સદ્ ધર્મ ગણે છે, માને છે.

આ જ પાપકર્મના ઉદયથી ક્રોધી, અભિમાની, માયાવી અને લોભી હોય છે. આ જ પાપકર્મના ઉદયથી જીવાત્મામા વિવિધ પ્રકારના વિકાર ઉત્પન્ન થાય છે. વિષયવાસના પણ આ કર્મના ઉદયનું ફળ છે. રડવું અને હસવું, રાજી થવું અને નારાજ થવું, રાગ કરવો અને ઇર્ષ્યા કરવી વગેરે દ્વંદ્વો આ કર્મની જ પ્રેરણા અને પેદાશ છે. એવા મોહમૂઢ જીવો ભાવદુઃખી છે. એ બધાં જ દુઃખો માનસિક છે. મનના ભાવોથી સંબંધિત છે. આથી એ દુઃખો ભાવદુઃખ કહેવાય છે.

આ બંને પ્રકારના જીવો પ્રત્યે આપણા હૈયે કરુણા હોવી જોઇએ. કારણ કે એક જીવ દુઃખ ભોગવી રહ્યો છે, બીજો દુઃખમય ભવિષ્ય ઘડી રહ્યો છે! પાપાચરણ કરનાર સ્વયં–ખૂદ પોતાના જ ભવિષ્યને દુઃખપૂર્ણ બનાવે છે. 'પાપાદ્ દુઃખમ્' પાપનું ફળ છે દુઃખ. સમજ

પડીને આ વાતની ? દુઃખી હોય કે પાપી, બંને પ્રત્યે કરુણાભાવ રાખવાનો છે. કરુણાથી હૃદયને નવપલ્લવિત રાખવાનું છે.

**સભામાંથી :** દ્રવ્યદુઃખી પ્રત્યે તો કરુણા આવે છે પરંતુ પાપી પ્રત્યે કરુણા નથી આવતી !

**મહારાજશ્રી :** સાચી વાત છે તમારી ! પાપી પ્રત્યે તમને કરુણા ક્યાંથી થાય ? ન જ થાય !!! કારણ કે તમે બધા તો નિષ્પાપ છો !! નિષ્પાપીને પાપી પ્રત્યે તે કંઈ કરુણા થતી હશે ? ના, નિષ્પાપીને તો પાપી પ્રત્યે ક્રૂરતાના જ ભાવ જાગે !! અફસોસ ! કેવી ગાંડી અને અક્કલ વગરની વાત કરો છો ? 'દ્રવ્યદુઃખી પ્રત્યે તો કરુણા આવે છે પરંતુ પાપી પ્રત્યે કરુણા નથી આવતી...!'

હૈયે હાથ મૂકીને કહો, તમારાં જીવનમાં શું કોઈ જ પાપ નથી ? કોઈ જ પાપ નથી કર્યું તમે જીવનમાં ? સાવ નિષ્પાપ છે તમારું જીવન ? નથી જ. એકથી વધુ પાપથી તમારું જીવન ખરડાયેલું છે. કોઈને કોઈ નાના-મોટાં, સ્થૂલ કે સૂક્ષ્મ પાપથી તમારું હૈયું-ભીતર ગંધાય જ છે, તો પછી બીજાના પ્રત્યે બીજા પાપી જીવ પ્રત્યે તમને ધિક્કાર કરવાનો કયો અધિકાર છે ? એક ભિખારી બીજા ભિખારીને કહે : 'તને ભીખ માંગતા શરમ નથી આવતી ? મહેનત કર. ભીખ માગવી તે બરાબર નથી.......'

તમને પાપો પ્રત્યે અરુચિ પેદા થઈ છે ? પાપો પ્રત્યે ઘૃણા અને તિરસ્કાર જાગ્યા છે ? પાપ કરતાં પહેલાં તમને હૈયે ડંખ વાગે છે ? 'મારે પાપ કરવાનું ? અરેરે ! કેવો દુર્ભાગી છું કે પાપ કરીને જીવવું પડે છે...' આવો અફસોસ, આવી કાળી બળતરા તમને થાય છે ? માની લો કે પાપ કરતા તમને મઝા પડે છે, આનંદ અનુભવો છો. પરંતુ પાપ થઈ ગયા પછી પાપની જાણ થયા બાદ એ પાપનો પસ્તાવો થાય છે ? મારું ચાલે તો ભવિષ્યમાં આવું પાપ તો કદી ન કરું....' આવો વિચાર આવે છે ? ના. નથી આવતો વિચાર, મઝા માણો છો તમે પાપમાં બીજા પાપ કરે તો તમે તેની
૫૫ તેની ઘૃણા કરો છો ! પાપની તેને સજા મળવી જોઈએ તેવું બૂમરાણ

કરો અને તમે ખૂદ પાપ કરો. પાપની સજા મળવી જ જોઈએ એવું નહિ કહો! ખરા છો તમે લોકો! ગજબ છે તમારાં લોકોનાં ત્રાજવાં-કાટલાં!!!

પણ ના. પાપી પ્રત્યે ક્રૂર નથી બનવાનું. પાપી જીવો પ્રત્યે કરુણા ચિંતવવાની છે. શ્રમણ ભગવાન મહાવીરદેવે પાપી જીવો પ્રત્યે પણ કરુણાનો પ્રવાહ વહેવડાવ્યો હતો. અનેકાનેક સંત-ઋષિ મહાપુરુષોએ કરુણાપથ પર ચાલીને પ્રેરક અને બોધક ઉદાહરણ આપ્યાં છે. આપણે જો તેમના પગલે ચાલીએ-જીવીએ તો આપણને પણ મહાનતા પ્રાપ્ત થઈ શકે છે. આપણે પણ મહાત્મા બની શકીએ છીએ. તમારે કોરા-ધાકોર માણસ જ રહેવું છે કે મહાત્મા ય બનવું છે ? ગભરાવ નહિ. મહાત્મા એટલે સાધુ બનવાની વાત નથી કરતો. હૃદયને ઉદાત્ત કરવાની વાત કરુ છું. હૃદયને મહાત્માનું હૃદય બનાવવાનું કહું છું. તમારો એ આદર્શ બને કે 'મારે મહાત્મા બનવું છે,' તો જ આ દિશામાં ગતિ થઈ શકે છે તમારે જો અધમાત્મા જ બન્યા રહેવું હોય, શત્રુતા-તિરસ્કાર અને ક્રૂરતા જ હૈયે ભરી રાખવી હોય તો બહેતર છે તમારે આ બધું સાભળવાની કોઇ જરૂર નથી. તો તમે અહીં મને સાભળવા આવશો જ નહિં. પરંતુ તમે અહિં રોજ આવો છો. પ્રેમથી અને જિજ્ઞાસાની મારી વાતો સાંભળો છો આથી માનું છું કે તમને મહાત્મા બનવું ગમે છે કેમ. ખરું કહું છું ને ?

## પ્રમોદ ભાવના

'ગુણીષુ પ્રમોદ' : ગુણવંતો-ગુણીજનો પ્રત્યે પ્રમોદ ભાવના રાખવી જોઇએ. પ્રમોદ એટલે પ્રેમ ! ગુણીજનો પ્રત્યે પ્રેમ ! ગુણો પ્રત્યે પ્રેમ હશે તો જ ગુણીજનોને પ્રેમ કરી શકશો.

એક વાત પૂછી લઉં તમને. આ સંસારમાં તમને કોઈ ગુણવાન દેખાય છે ? સર્વગુણ સંપન્ન પરમાત્મા તો આજે સદેહ નથી. અત્યારે તો આપણી દુનિયામાં જે જીવો છે તે બધા ગુણ અને અવગુણ બંનેથી

સંયુક્ત-ભરેલાં છે. એક વાત નક્કી કે આ સંસારમાં એક પણ જીવાત્મા એવો નથી કે જે દોષોથી જ માત્ર ભરેલો હોય અને તેનામાં એક પણ ગુણ જ ન હોય! દરેક જીવાત્મામાં કોઈ ને કોઈ ગુણ હોય જ છે. તમારી પાસે એ ગુણ જોવાની દૃષ્ટિ હોવી જોઈએ. ગુણદૃષ્ટિ-વાળો માણસ જ બીજાના ગુણનું દર્શન કરી શકે છે અને એના ગુણો સાથે પ્રેમ કરી શકે છે. પરંતુ જે દોષદૃષ્ટિવાળા છે તેમને કોઈનામાંય ગુણ નહિ દેખાય. તેઓ કદી ગુણો સાથે પ્રેમ નહિ કરી શકે. તેમના જીવનમાં પ્રમોદ જોવા નહિ મળે. ગોશાલક પૂર્ણપુરૂષ ભગવાન મહાવીરમાં એકપણ ગુણ નહોતો જોઈ શકયો. ગુણમૂર્તિ ભગવાન સાથે પ્રેમ નહોતો કરી શકયો. ભગવાન મહાવીર પ્રત્યે પણ તેણે દ્વેષ કર્યો!

આ સંસારમા—આ દુનિયામાં મોક્ષ પ્રત્યે પણ દ્વેષ રાખનાર જીવો હોય છે! મોક્ષ એટલે સર્વગુણસંપન્ન સિદ્ધ ભગવાનોની સૃષ્ટિ. ગુણદૃષ્ટિનો જેમને પરિચય નથી, માત્ર દોષો સાથે જ જેમને પ્રેમ છે એવા જીવો મોક્ષદ્વેષી હોય છે. સિદ્ધદ્વેષી, અરિહંતદ્વેષી આચાર્ય-દ્વેષી ઉપાધ્યાય-દ્વેષી અને સાધુદ્વેષી જીવો પણ આ સંસા-રમાં હોય છે, એવા જીવ ગુણદ્વેષી હોય છે, એવા જીવોને કરુણા સાથે નહિ પણ ક્રોધ સાથે પ્રેમ હોય છે. નમ્રતા સાથે પ્રેમ નથી હોતો, અભિમાન સાથે પ્રેમ હોય છે! નિર્લોભતા સાથે નહીં, લોભ સાથે લગાવ હોય છે. સત્ય સાથે નહિ, અસત્ય સાથે તેઓ પ્રેમ કરે છે. તેમને પ્રામાણિકતા સાથે નહિ, નીતિ સાથે નહિ, અપ્રમાણિકતા અને અનીતિ સાથે પ્રેમ હોય છે.

ઢંઢોળો તમારા અંતરને. ભીતર બરાબર આંખ માંડીને જુઓ. તમને ગુણો સાથે પ્રેમ છે કે દોષો સાથે, જુઓ, જાણો તપાસો. આત્મ-નિરીક્ષણ કરો.

'પ્રમોદ' કોઈ એકાદ—બે કે પાંચ-દસ વ્યક્તિ સુધી સીમિત નથી. પ્રમોદનું સૂત્ર ખૂબ જ વિશાળ છે. 'લવ ઓફ વર્ચ્યુઝ'—

ગુણપ્રેમ કોઇ સુલભ તત્ત્વ નથી, દુર્લભ તત્ત્વ છે. પાંચેક મિનિટ માટે પ્રમોદ ભાવનાનું ચિંતન કરી લેવાથી ગુણપ્રેમી નથી બની જવાતું. પ્રમોદનો સબજેક્ટ–વિષય વિશાળ અને વિરાટ છે. કેટલો વ્યાપક છે એ તમારે જાણવું છે ને? તો બરાબર ધ્યાનથી સાંભળો :

૧. જે વીતરાગ સર્વજ્ઞ છે, જે સદેહ પરમાત્મા છે, જે જીવો ઉપર અનહદ ઉપકાર કરે છે તેઓ પ્રમોદના સર્વશ્રેષ્ઠ વિષય છે.

૨. જે દેહાતીત થઈ ગયા છે, જે સિદ્ધ–બુદ્ધ–મુક્ત છે, અનંત-ગુણોના સાગર છે, તે સૌ પ્રમોદના સર્વશ્રેષ્ઠ વિષય છે.

૩. જે પર્વતોની ગુફાઓમાં, જંગલોમાં, ખંડેરોમાં અને એકાંત સ્થાનોમાં નિર્મમ અને અવિકારી ભાવે આત્મ-ધ્યાન ધરે છે, સમતારસમાં લયલીન રહે છે, અપ્રમત્ત ભાવે ઘોર તપશ્ચર્યા કરે છે, તેઓ પ્રમોદના શ્રેષ્ઠ પાત્ર છે.

૪. જે સાધુ પુરૂષ સમ્યક્ જ્ઞાની છે, નિ:સ્વાર્થ અને નિરપેક્ષ ભાવે લોકોને ધર્મોપદેશ આપે છે, જેમનું મન શાંત છે, ઇન્દ્રિયો બધી જેમની ઉપશાંત છે, જિનશાસનની જે પ્રભાવના કરે છે તે સૌ પ્રમોદને પાત્ર છે.

૫. જે ગૃહસ્થ સ્ત્રી કે પુરૂષ દાન, શીલ, તપ અને ભાવ–આ ચાર પાયાના ધર્મની શ્રદ્ધાપૂર્વક આરાધના કરે છે તે સૌ પ્રમોદને પાત્ર છે.

૬. જે સાધ્વીઓ પોતાના શીલને સુરક્ષિત રાખે છે, જ્ઞાન-ધ્યાન અને તપમાં રમતા રહી નિરહંકારી ચિત્તથી મોક્ષમાર્ગની ઉપાસના–સાધના કરે છે તે પ્રમોદપાત્ર છે.

૭, જેમને સમ્યક્ દર્શન ગુણ પ્રાપ્ત થયો નથી પરંતુ જેઓ પરમાર્થ–પરોપકાર અને સંતોષ વગેરે માર્ગાનુસારી જીવનના ગુણોનો ભંડાર છે, તે સૌ પ્રમોદ ભાવનાના વિષય છે.

તમારા મનને ગુણસૃષ્ટિમાં થોડુંક પરિભ્રમણ કરવા દો. મન એ સૃષ્ટિનું પરિભ્રમણ કરતા ખૂબજ આનંદ અનુભવશે. સાચા અને સાત્વિક આનંદનો આસ્વાદ તેને મળશે. કરવી છે આવી અનુભૂતિ? ના! તમારા મનને દોષદૃષ્ટિ અને દોષસૃષ્ટિ જ વધુ ગમે છે. દોષ સૃષ્ટિમાં ભટકતા તમારા મનને મઝા પડે છે મોજ આવે છે તેમાં મ્હાલવાની! પણ નોંધી લેજો, એ મજા ક્ષણિક છે. અને તેની સજા ઘણી લાંબી છે. ગુણવાનો સાથે પ્રેમ ન કર્યો અને તેમનો દ્વેષ કર્યો તો લખી રાખજો કે તમારી દુર્ગતિમાં ટ્રાન્સફર-બદલી થઈ જશે! કૂતરા-બિલાડાના ભવ મળશે. ગુણદ્વેષી બહુધા શ્વનાયોનિમાં જાય છે! ગુણપ્રેમી સદ્ગતિમાં જાય છે. તેમને મનુષ્યત્વ અને દેવત્વ પ્રાપ્ત થાય છે.

**સભામાંથી** : આપ ગુણાનુરાગની વાત કરો છો અને આપ તો અમારા દોષો જ બતાવી રહ્યા છો!

**મહારાજશ્રી** : તદ્દન સાચી વાત કહી તમે! તમારા માટે ગુણાનુરાગ છે માટે જ તમારા દોષો બતાવી રહ્યો છું, જેથી તમારા દોષ જાણીને તમે તેને દેશવટો દો. અને તમારા જીવનમાં ગુણોની સમૃદ્ધિ ઠલવાય! તમારામાં જે કોઈ ગુણો છે તેની હું પ્રશંસા કરું છું. અને તમારામાં જે જે દોષો છે તેને તમારા જીવનમાંથી દૂર કરવા તેની ચર્ચા કરું છું. દોષ જાણ્યા વિના તે દૂર કેવી રીતે થવાના? તમારા પ્રત્યે પ્રેમ ન હોત તો તમારા દોષ ન બતાવત. તમે ગૃહસ્થ છો અને હું સાધુ છું. સાધુ ગૃહસ્થોના ગુણોના પ્રશંસક હોય છે. મહાન્ આચાર્યોએ ગુણવાન ગૃહસ્થોનાં જીવન-ચરિત્ર લખ્યાં છે.

કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિજીએ રાજા કુમારપાળનું જીવન ચરિત્ર લખ્યું છે. કુમારપાળની ગુણસૃષ્ટિ બતાવી છે. કુમારપાળના અનેક ગુણોની પૂજ્યશ્રીએ પ્રશંસા કરી છે. સાથોસાથ સૂરિજીએ કુમારપાળ રાજાના દોષ પણ બતાવ્યા છે. એ દોષ નિન્દા કરવા માટે

નહિ, પણ તે દોષો દૂર કરવાની પ્રેરણા આપી છે.

ગુર્જરેશ્વર કુમારપાળે અનેક સત્કાર્ય કર્યાં હતાં. પરંતુ હજારો સાધર્મિક ભાઈઓ પ્રત્યે તેનું જોઈએ તેવું ધ્યાન ગયું ન હતું. ગુરૂદેવ શ્રી હેમચંદ્રસૂરિજીએ ખૂબજ સુંદર રીતે રાજા કુમારપાળનું એ તરફ ધ્યાન ખેંચ્યું હતું.

સવારે કુમારપાળ વંદન કરવા ગયા. ગુરૂદેવના શરીર પર ફાટેલી અને જાડી ચાદર જોઈ. વંદન કરીને વિનયથી ગુરૂદેવને પૂછ્યું: 'ગુરૂદેવ! પાટણમાં શ્રાવકો શું એટલા બધાં દુઃખી છે કે આપને ફાટેલી અને જાડી ચાદર ઓઢવી પડે છે?'

ગુરૂદેવે કહ્યું: 'કુમારપાળ! તારા સાધર્મિકો પાસે જેવું આપવા જેવું હોય તેવું તેઓ આપે છે. તેં કદી તારા સાધર્મિકોના સુખ-દુઃખને જાણવાનો પ્રયત્ન કર્યો છે ખરો?'

બસ! આટલી ટકોર સાંભળતાં જ કુમારપાળને પોતાની ગંભીર ભૂલ સમજાઈ ગઈ. એ દિવસથી તેમણે સાધર્મિકોનાં દુઃખો દૂર કરવાના પ્રયત્નો શરૂ કરી દીધા. દર વર્ષે આ માટે કરોડો રૂપિયા તેમણે ખર્ચ્યા. ભૂલ-દોષ બતાવનાર ગુરૂદેવનો ઉપકાર માન્યો અને ગુરૂ દોષ નહિ બતાવે તો બીજું કોણ બતાવશે? ગુરૂને તમારા આત્માની ચિંતા છે માટે તે તમારા દોષો પણ બતાવે છે.

## માધ્યસ્થ્ય ભાવના

ન રાગની પ્રબળતા હોય, ન દ્વેષની પ્રબળતા હોય, તેને માધ્યસ્થ્ય કહે છે. રાગ અને દ્વેષની પ્રબળતામા મન અશાંત બને છે. પરંતુ બંને અશાંતિમાં મોટું અંતર છે. રાગજન્ય અશાંતિનો તત્કાલ અનુભવ નથી થતો, દ્વેષજન્ય અશાતિનો પ્રત્યક્ષ અનુભવ થાય છે. રાગની પ્રબળતામાં માણસ સુખનો અનુભવ કરે છે. રાગના સુખના અનુભવની ભીતર અશાંતિની આગ સળગતી હોય છે. જે સુખનું પરિણામે-સરવાળે દુઃખ હોય તેને સુખ કેમ કહી શકાય? જે આનંદનું અંતિમ ચરણ અશાંતિ હોય, ક્લેશ અને કંકાસ હોય તેને આનંદ કેમ કહી શકાય?

મધ્યસ્થ બનો. માધ્યસ્થ્ય ભાવના-ઉપેક્ષા ભાવના માણસને મધ્યસ્થ બનાવે છે. તટસ્થ બનાવે છે. આ ભાવના એવા જીવો માટે બતાવી છે કે જે અવિનીત છે, ઉદ્ધત છે, મનસ્વી છે. પોતાને પનારું એવા સાથે પડયું છે કે જેમનાં અનુચિત અને અહિતકારી વ્યવહારથી આપણું મન ઉદ્વિગ્ન બને છે. હૈયાને તેથી સંતાપ થાય છે. આ ઉપેક્ષા ભાવનાથી, તેના પુનઃ પુનઃ અભ્યાસ અને અનુભવથી બીજાનાં નિમિત્તે થયેલાં ઉદ્વેગ, બેચેની, અશાંતિ, સંતાપ વગેરે દૂર થાય છે.

તમે ગૃહસ્થ છો. ઘરના-કુટુંબનાં બધા જ સભ્યો તમારો આદર-બહુમાન-વિનય કરે એવું ભાગ્યે જ કયાંક જોવા મળે. તમે વડીલ છો, ઘરમાં મોટા છો. તમારું કોઇ અપમાન કરે છે, અવિનય કરે છે, તમારી સાથે ઉદ્ધત વ્યવહાર કરે છે તો તમે આ માધ્યસ્થ્ય-ઉપેક્ષા ભાવનાનો આધાર લો. તેનાથી તમે અશાંતિથી ઉગરી જશો. રોષ અને સંતાપથી બચી જશો જે પ્રમાણે તમારા માટે-ગૃહસ્થો માટે આ ભાવના ખૂબ ઉપકારી છે તેમ અમારા લોકો માટે-સાધુઓ માટે પણ આ ભાવના ખૂબ જ જરૂરી છે. અમે લોકો સાધુ છીએ છતાંય આ ભાવના ન ભાવીએ તો અમે પણ આંતરિક શાંતિનો અનુભવ ન કરી શકીએ. પ્રતિદિન પ્રતિપળ આ ભાવનાઓની આપણને અત્યંત અને અનિવાર્ય જરૂર છે. આપણે ભલે વિદ્વાન હોઈએ, સાધુ-મહાત્મા પણ ભલે હોઈએ, પરંતુ આ ભાવનાઓ વિના શાંતિ દુર્લભ અને અશકય જ છે. ઉપાધ્યાય શ્રી વિનયવિજયજી પોતાના 'શાન્ત સુધારસ' ગ્રન્થમાં જણાવે છે :

"સ્ફુરતિ ચેતસિ ભાવનયા વિના
ન વિદુષામપિ શાન્તસુધારસઃ"

વિદ્વત્તા એક વાત છે અને ભાવના બીજી વાત છે. ભાવનાશૂન્ય વિદ્વત્તા આંતર-આનંદ, આંતર-પ્રસન્નતા પ્રદાન નથી કરી શકતી. વિદ્વત્તાનો સંબંધ મુખ્યત્વે મગજ સાથે છે, ભાવનાનો સંબંધ નિતાંત હૃદય સાથે છે. સમગ્ર જીવસૃષ્ટિ પ્રત્યે આપણું હૃદય મૈત્રી, કરુણા,

પ્રમોદ અને માધ્યસ્થ્ય ભાવનાઓથી છલકાતું રહે તો બસ પ્રસન્નતા જ પ્રસન્નતા છે. આ ભાવનાઓથી જેનું હૈયુ ભરેલું છે તેના જીવનમાં કદી અશાંતિ અને અજંપો નથી હોતો.

શાંતિ મેળવવાનો આ ભાવનાઓ સિવાય બીજો કોઇ ઉપાય નથી, એ વાત બરાબર ગોખી રાખજો. અલબત્ત અનિત્યાદિ બાર ભાવનાઓનું ચિંતન-મનન એટલું જ જરૂરી છે, પરંતુ સમગ્રતયા વિચારીએ તો અનિત્ય, અશરણ, એકત્વ, અન્યત્વ આદિ બાર ભાવનાઓ આ ચાર મૈત્રી આદિ ભાવનાઓની પૂરક ભાવનાઓ છે. સહાયક ભાવનાઓ છે. આથી એ ભાવનાઓનો પણ રોજેરોજ અભ્યાસ કરવો જરૂરી છે. આ ભાવનાઓ સંક્ષેપમાં આ જ તમને બતાવું છું :

: અનિત્ય-ભાવના :

પ્રિયજનોનો સંયોગ, વૈભવ, વૈષયિક સુખ, શરીરનું આરોગ્ય યૌવન, રૂપ, શરીર બધું જ અનિત્ય છે. અર્થાત્ તે ચિરકાળ ટકનાર નથી. સંયોગનો વિયોગ એકને એક દિવસે અવશ્ય થાય છે. આથી કોઇ પણ સંયોગ-સંબંધ તીવ્ર રાગથી કરો જ નહિ. કોઈપણ વૈષયિક સુખ સાથે પ્રગાઢતાથી પ્રેમ કરો નહિ. યૌવન અને રૂપનું અભિમાન ન કરો. શરીરનો ભરોસો ન રાખો. જીવનનો મોહ ન રાખો.

: અશરણ-ભાવના :

જન્મ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુના ભયથી, આધિ, વ્યાધિ અને ઉપાધિથી ભરપુર આ સંસારમાં જિનેશ્વર અને જિનવચન સિવાય બીજું કોઈ જ શરણ નથી. એ સિવાય બીજું કોઈ જ તારણહાર નથી. બીજો કોઈ જ આધાર નથી. દુઃખોથી, વેદનાઓથી બચવા માટે આમતેમ ફાંફા મારવાની કોઇ જ જરૂર નથી. જિનવાણીનું શરણ સ્વીકારો. તમારા બધા જ ભય દૂર થશે, બધા જ સંતાપ ચાલ્યા જશે.

## ० એકત્વ-ભાવના ०

આ ભીષણ સંસારમાં જો જીવ એકલો જ જન્મે છે અને એકલો જ મરે છે, એકલો જ શુભ-અશુભ ગતિઓમાં ભટકે છે, એકલો જ સુખ-દુઃખનો અનુભવ કરે છે, તો આત્મકલ્યાણની સાધના પણ તેણે એકલાએ જ કરવી જોઈએ. 'બીજા કોઈનો સાથ મળે તો ધર્મ કરું ...' આવી ખોટી ભાવનામાં તણાશો નહિ. 'હું એકલો છું' એવી હતાશા હૈયે ન રાખશો ! એકત્વની ભાવનાને પરિપુષ્ટ કરજો.

## ० અન્યત્વ-ભાવના ०

'હું સ્વજનોથી ભિન્ન છું, પરિજનોથી ભિન્ન છું, વૈભવથી ભિન્ન છું, શરીરથી પણ ભિન્ન છું....' આ વિચાર ફરી ફરીને કરતા રહો. આ ભાવનાથી આત્માને બરાબર ભાવિત કરો. આ ભાવના હૈયે એકરસ થઈ જશે તો કોઈ જ શોક-સંતાપ સતાવશે નહિ.

## ० અશુચિ ભાવના ०

આ શરીર અશુચિથી-અપવિત્રતાથી ભરેલું છે. સારો પદાર્થ પણ આ શરીરના સંપર્કમાં આવતાં મલિન, ગંદો અને અપવિત્ર બની જાય છે. મળ-મૂત્ર, પરસેવો વગેરેની ભરમારથી ગંદા શરીર શું પર મોહ કરવો? એવા મલિન શરીર પર શું રાગ કરવો ? શરીરના રૂપ-રંગ પરિવર્તનશીલ છે પરિવર્તનશીલ પદાર્થ પર રાગ કરવો, તેનો મોહ રાખવો તે મૂર્ખતા છે. મૂઢતા છે.

## ० સંસાર-ભાવના ०

સંસારના બધા જ સંબંધો પરિવર્તનશીલ છે. સંસારનો એક પણ સંબંધ શાશ્વત્-સ્થાયી નથી. માતા મરીને બીજા ભવમાં બેન, પુત્રી કે પત્ની બની શકે છે. પુત્ર મરીને અન્ય ભવમાં પિતા, પતિ, ભાઈ કે શત્રુ બની શકે છે. આ ભવનો શત્રુ બીજા ભવમાં પિતા મિત્ર કે પુત્ર બની શકે છે. સંસારના આવા પરિવર્તનશીલ સંબંધોમા શું રાચવુ ? આવા અસ્થિર સંસારી સંબંધોમાં નથી રાગ કરવાનો, નથી દ્વેષ કરવાનો

## ૦ આશ્રવ-ભાવના ૦

મિથ્યાત્વ, અવિરતિ, કષાય, અશુભયોગ અને પ્રમાદ આ પાંચ આશ્રવો ખૂબ જ ભયાનક છે! અનંત અનંત કર્મોનો પ્રવાહ આ આશ્રવો દ્વારા આત્મામાં વહી આવે છે. આત્મામાં પ્રવેશ કરવાના આ પાંચ દ્વાર છે. અનંત જન્મોથી આ દ્વાર ખુલ્લાં છે. આ જીવનમાં જાગ્રત પ્રયત્ન અને પુરુષાર્થથી તે બધાં દ્વાર જડબેસલાખ બંધ કરી દેવાના છે.

## ૦ સંવર-ભાવના ૦

મિથ્યાત્વને સમ્યક્ત્વથી, અવિરતિને વિરતિથી, કષાયને ક્ષમા આદિથી, અશુભ યોગને શુભ યોગથી અને શુભ યોગોને અ-યોગથી તેમજ પ્રમાદને અપ્રમત્તભાવથી બંધ કરી દેવાનો આજીવન પુરુષાર્થ કરવાનો છે.

## ૦ નિર્જરા ભાવના ૦

'તપશ્ચર્યા કરીને મારાં કર્મોનો ક્ષય હું ક્યારે કરીશ? બાહ્ય અને આભ્યંતર તપશ્ચર્યાથી જ કર્મોની નિર્જરા શક્ય છે. હું મારું જીવન તપોમય બનાવી દઉં! જેથી વિપુલ કર્મ-નિર્જરા થતી રહે. મારો આત્મા વિશુદ્ધ બની જાય.' યાદ રાખજો, તપશ્ચર્યા વિના કર્મ-નિર્જરા થતી નથી.

## ૦ લોકસ્વરૂપ-ભાવના ૦

ચૌદ રાજલોકમાં મારા આત્માએ જન્મ-મરણ કર્યાં છે. ઉર્ધ્વલોક, અધોલોક અને મધ્યલોકમાં વિવિધ પ્રકારના જીવન હું જીવ્યો છું. અનેકવાર નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવગતિમાં રમણ-ભ્રમણ કર્યું છે. આ ભવભ્રમણનો ક્યારે અંત આવશે? મારો આત્મા ક્યારે સિદ્ધ-બુદ્ધ અને મુક્ત બની સિદ્ધશિલા પર શાશ્વત્-સ્થિર થશે?

## ૦ ધર્મસ્વાખ્યાત-ભાવના ૦

શ્રી જિનેશ્વર ભગવંતોએ વિશ્વકલ્યાણ માટે જ ધર્મતત્વની પ્રરૂપણા કરી છે. જિનેશ્વરોનો આ અનુપમ ઉપકાર છે. જે જીવાત્મા

આ ધર્મને પોતાના હૈયે વસાવે છે તે જીવાત્મા સરળતાથી આ ભીષણ ભવસાગરને તરી જાય છે. હે આત્મન્! તું પણ આ ધર્મનું શરણ લઈ લે.

### ૦ બોધિદુર્લભ-ભાવના ૦

માનવજન્મ મળ્યો, કર્મભૂમિમાં જન્મ મળ્યો, આર્યદેશમાં જન્મ મળ્યો, ઉચ્ચકૂળ મળ્યું આરોગ્ય અને ઇન્દ્રિયોની પૂર્ણતા પ્રાપ્ત થઈ. સદ્ધર્મનું શ્રવણ મળ્યું, છતાં પણ સર્વજ્ઞ-વચન પર શ્રદ્ધા થવી દુર્લભ છે જે ભવ્યાત્માને અવિચળ શ્રદ્ધા થાય છે તે સાચે જ ધન્ય છે.

આ બાર ભાવનાઓમાં અનિત્ય, અશરણ, એકત્વ, અન્યત્વ, સંસાર અને અશુચિ ભાવનાઓનું વિશેષ મહત્વ છે. હૃદયને નિઃસંગ, નિર્લેપ અને નિસ્પૃહ બનવનાર આ ભાવનાઓ છે. આવા હૈયે મૈત્રી, કરુણા પ્રમોદ અને માધ્યસ્થ્ય ભાવનાની ફુલચાદર પથરાય છે. આવી ભાવનાથી ભરપુર માણસનું જીવન ગુણોની મ્હેંકથી મઘમઘી ઉઠે છે. જીવનને ઊન્નત અને આબાદ બનાવવા માટે આ ભાવનાઓથી હૃદયને ભરી દો.

આજ સુધી આપણે ધર્મનું સ્વરુપદર્શન કર્યું. ધર્મ આવો હોય છે. એવા ધર્મથી જીવન ધન્ય બની શકે છે. એવો ધર્મ આત્માને શુદ્ધ-વિશુદ્ધ કરે છે. આજે આપણે ભાવનાઓનું વિવેચન પૂર્ણ કરીએ છીએ

•

હવે આગળ ધર્મના પ્રકારોનું વિવરણ કરીશું. ધર્મ અનેક પ્રકારનાં છે. આપણાં જીવનમાં એ વિભિન્ન પ્રકારનાં ધર્મોને સ્થાન આપવાનું છે. અને આત્મશુદ્ધિના માર્ગે મક્કમ કદમ ભરવાના છે.

આજે આટલું જ.

# શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટની આજીવન-ગ્રાહકની સુંદર યોજના.

પૂજ્ય ગણિવરશ્રી ભદ્રગુપ્તવિજયજી મ. સા. નું રોચક-પ્રેરક અને બોધક સાહિત્ય ઘેર બેઠાં પ્રાપ્ત કરવા રૂા. ૨૫૧/- બસો એકાવન ભરીને તમે આજે જ ગ્રાહક બની જાઓ.

૧. તમે ગ્રાહક બનશો એટલે તુર્ત જ રૂા. ૧૦૦/- આસપાસની કિંમતના પુસ્તકોનો સેટ તમને ભેટ મળશે.

૨. તે પછી દર વર્ષે ત્રણથી ચાર પુસ્તકો તમને પોસ્ટથી મોકલવામાં આવશે. જેની કિંમત રૂા. ૩૦/થી ૪૦/ આસપાસ હશે, તમને આ પુસ્તકો ભેટ મળતા રહેશે.

૩. તમારા ઘરમાં આ રીતે ધીરે ધીરે એક નાની લાયબ્રેરી બની જશે ! નૈતિકતાના પાઠ ભણાવતું, ધાર્મિકતાને ધબકતી રાખતું અને આધ્યાત્મિકતાને અજવાળતું સાહિત્ય તમારાં ઘરનો શણગાર બનશે.

રૂા. ૨૫૧/-નો ચેક કે ડ્રાફ્ટ નીચેના સરનામે મોકલી આપો :

**શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટ**
સંઘવીપોળ : **મહેસાણા.** (ઉ. ગુજરાત)

